# અનુક્રમ.

# "રંગભૂમિ"નાં હો અભિવંદન !

[ભૈરવીની ગઝલ].

"રંગભૂમિ"નાં હો અભિવંદન !
સૂત્રધાર સૃષ્ટિના સંતન !

રાસનિયામકને અભિવંદન !
પાત્ર પાત્રને હો અભિનંદન !
મુરલીના રસપ્રાણને વંદન !
ડોલન્તા જગને અભિનંદન !

પળ પળ સર્જનહારને વંદન !
નવનવલાં સર્જન ! અભિનંદન !
નાચ નચાવત ત્રિભુવન–નંદન !
પ્રાણ પ્રાણને હો અભિનંદન !

વૃંદાવનને હો અભિનંદન !
વ્રજની ધૂલીને હો ચુંબન !
સંગીત નૃત્ય કલા અભિનંદન !
બાંકી બંસુરીને હો વંદન !

"રાધિકે પ્યારે" ના નેત્રાંજન !
ગૌ ગોપાલોના દિલરંજન !
ગોકુલનન્દનને અભિવંદન !
નૂતન દિનનાં હો અભિનંદન !

—નૃસિંહ વિભાકર.




વર્ષ ૧.] વિક્રમાર્ક ૧૯૭૬, નૂતન વર્ષ. [અંક ૧.

॥ ૐ ॥

स एव रसानां रसतमः परमः परार्ध्योऽष्टमो यदुद्गीथः ॥

જે ૐકાર નામવાળો સંગીત શબ્દ છે તે આઠ રસોમાં શ્રેષ્ઠ રસરૂપ,
પરમાત્માના પરમ સ્વરૂપને સ્થાને ઉપાસ્ય છે.

—સામવેદીય છાંદોગ્ય ઉપનિષદ્

**Dramatic Invention is the first effort of man to become intellectually conscious.**
**— Bernard Shaw**

નાટકનું ઉત્પાદન એ પોતાની બુદ્ધિને ઓળખવાનો
માનવીનો પહેલામાં પહેલો પ્રયત્ન છે. —બર્નાર્ડ શૉ.

ख़ल्क़ मी गोयद कि जाहो फ़ज़्ल दर फ़र्ज़ानगीस्त
गो मुवाश ईंहा, कि मा रंदाने ना फ़र्ज़ाना एम।

સંસાર કહેછે કે બુદ્ધિ અને ચાતુરીથી આદર તેમજ ઉચ્ચપદ પ્રાપ્ત
થાય છે; પરંતુ અમને આ વસ્તુઓનો મોહ કે ચાહ નથી;
અમે તો માત્ર રસનાજ પિપાસુ છિએ. —શેખ સાદી

કોઇ પણ શ્રવણ, શિલ્પ, વિદ્યા, કલા, યોગ કે ક્રિયા એવાં નથી કે
જેનો રંગભૂમિમાં સમાવેશ ન થઈ શકે.

— નાટ્યશાસ્ત્રના આદ્ય પ્રણેતા શ્રી ભરતમુનિ

# અભિનન્દન!



રંગભૂમિ નાં અભિનન્દન! વાચકને તેમજ લેખકને; પાત્રને તેમજ પ્રેક્ષકને; પ્રકાશકને તેમજ પ્રેરકને.

આજે નૂતન વર્ષની પ્રભાત! હિન્દની જનતા માટે નવાં સ્વપ્નાંઓ, નવાં સરવૈયાંઓ, નવા સંકલ્પો રચવાનો દિન! નવા આદર્શો ઘડવાની ધન્ય ઘડી! નવી પ્રતિજ્ઞાઓ લેવાનું મંગલ મુહૂર્ત!

છતાં આજ અને આવતી કાલની ભાવનાસૃષ્ટિ ગઈ રાત્રિની દુનિઆના પાયાઓ ઉપરજ ચણવાની રહી—પછી તે પાયાઓ છિન્નભિન્ન ખંડેરોના હો કે ગગનચુંબિ મહાલયોના હો! પ્રતિવર્ષ ભલે ઋતુરાજ નવીન સ્વરૂપ ધારણ કરે, ભલે વસંતે વસંતે કુદરતદેવી ચોદ્દે કળામાં ખીલી નીકળે, ભલે વન ઉપવનોનાં નવનવીન સૌંદર્ય અને સૌરભ દર "વર્ષા મંગલે" છલકાઇ પડે, તોયે પુરાતનના ગર્ભમાં પાકેલો માનવી પુરાતનને કેમ વિસરી શકશે? ભજવેલા ઇતિહાસને કેમ ભૂંસી શકશે? વસ્તુતઃ પુરાતનજ નવજીવનનું ઉત્પાદક છે, નવચેતનનું પ્રેરક છે, નવજ્યોતિનું પ્રકાશક છે, નવપલ્લવતાનું પોષક છે. પુરાતનજ પ્રત્યેક નૂતન વર્ષનો પિતામહ છે.

તેટલા માટેજ "રંગભૂમિ" તેના પુરાતન ગુરૂદેવોને સવિનય પ્રણામ કર્યા વિના પોતાના નૂતન જીવનના પહેલા શ્વાસો લઇ નજ શકે. તેથી નાટ્યશાસ્ત્રના પિતામહ શ્રી ભરતમુનિને અમે પ્રથમ વંદન કરીએ છિએ. તેમજ નાટ્યવેદના નિર્માતા શ્રી બ્રહ્માને અમારા સહસ્ર પ્રણામ હો; વીણાના મંજુલ સંગીતના સ્વામિ, બ્રહ્માના પુત્ર, દેવર્ષિ નારદમુનિને અમારા અનેક

નમસ્કાર હો; વંદન હો લાસ્ય નૃત્તનાં જનેતા મહાદેવી પાર્વતીજીને; વંદન હો જગતને તાંડવ નૃત્તનું પ્રથમ દર્શન કરાવનાર નટરાજ શ્રી મહાદેવને; વંદન હો દિવ્ય સંગીતના સુણાવનાર ગંધર્વદેવોને; વંદન હો વિશ્વને ડોલાવનાર મુરમોહિની બંસરીના બજવૈયા કૃષ્ણ કનૈયાને; વંદન હો રાસલીલાનાં રમનાર ગોકુલનાં ગોપગોપીઓને; વંદન હો રમ રંગના ઉપાસકો વિક્રમ અને ભોજને; વંદન હો નાટ્યકલાના જગમશહૂર સિતારાઓને—ભારતવર્ષના કાલિદાસ અને ભવભૂતિને, પ્રાચીન ગ્રીસના સોફોકલીઝ અને એરિસ્ટોફેનીઝને, ઇંગ્લંડના શેકસપીયર અને મિલ્ટનને, નૉર્વેના હેનરિક ઇબ્સનને, ફ્રાન્સના મોલિયેરને, જર્મનીના ગટેને.

પરંતુ આ પુરાતન સ્મૃતિઓની સાથે બીજાં સ્મરણો પણ ધ્રસારાબંધ સ્મૃતિપથમાં ધસી આવે છે: કયાં ગયાં એ ભારતીય સાહિત્ય અને જીવન? કયાં છૂપાયાં એ ભારતીય રમમન્દિરો? કયાં અદૃશ્ય થયાં રામાયણ અને મહાભારતનાં ધીરોદાત્ત જીવન ચરિતો? કયાં ગયાં દાશરથીય વાત્સલ્ય, રામચંદ્રજીની પિતૃભક્તિ, લક્ષ્મણનો ભ્રાતૃપ્રેમ, સીતાજીનાં પાતિવ્રત્ય, હનુમાનની સ્વામિસેવા, ભરતનાં તપ અને ત્યાગ? કયાં છે યુધિષ્ઠિરનાં સત્ય, અર્જુનનાં વીરત્વ, ભીષ્મનાં બ્રહ્મચર્ય અને કૃષ્ણનાં નીતિશાસન, રાજધર્મ અને અધ્યાત્મ જ્ઞાન? કયાં છે એ શિપ્રા નદીના તટ ઉપરની ઉજ્જયિની? કયાં છે એ અવન્તી નગરી? કયાં છે એ પુરવધૂઓ? કયાં છે એ નાગરિકો? કયાં છે એ કુદરતનાં જીવન? કયાં છે એ રસરેલ? કયાં , એ જીવનવેલ? કયાં છે એ દિલદ્રાવક, પ્રાણદ્રાવક, ભવતારક સાહિત્યની રેલમછેલ?

— તંત્રી.




**શિખર પરથી દૃષ્ટિપાતની મઝા !**

"શિખર પરથી દૃષ્ટિપાત !" કલ્પના જરા મગરૂર ખરી! પણ મગરૂરીની ખાતર નહિ, માત્ર અર્થસૂચકતાની ખાતર, કહો કે મોજની ખાતર, શિખર પરની ખુશનુમા આબો હવાની ખાતર, તંત્રીની નોંધો હરહંમેશ આ મથાળા નીચે ગોઠવાઇ જવાની પરવાનગી ચાહે છે. શિખર પર બેસીને તળેટી ઉપર દૃષ્ટિ ફેંકવાનો શોખ તો કોને હશે! તો પછી અમને પણ એ શોખ કાં ન હોય?

દૂર દૂરનાં દૃશ્યો દેખાય! ખાડા ખબડાઓ અને ખોયાણો, ટેકરાઓ અને ડુંગરાઓ, સમુદ્રો અને ખાબોચિયાંઓ, તરુવરો અને ખીણો, મીલોનાં ધૂમાડા કાઢતાં ભૂંગળાંઓ અને દિલચમન બગીચાઓ, સર્વ સૌ સૌના માપમાં કુદરતને ખોળે ઝૂલતાં દેખાય! માનવ જીવનની ભરતી ઓટનાં, દુનીઆના તડકા છાંયાનાં, વર્ષા અને વસંતનાં, ઘોર ગંભીર શાન્તિનાં અને ઝંઝાવાતનાં, એકસામટાં દર્શન થાય! સંસાર રંગભૂમિનાં અનેક પાત્ર, અનેક ચિતાર, અનેક પરિવર્તન નિરખાય, છતાં શિખર પર એ રંગભૂમિના રંગની છોળ ન ભિંજાવે કે ડૂબાવે! તળેટીમાં દેખાતાં આલીશાન માનવીઓ અને મકાનો, ગબ્બર ગામડાંઓ અને ખરાબાઓ, મહાત્માઓ અને દુષ્ટાત્માઓ, સાક્ષરો અને રાક્ષસો, અવતારો અને શયતાનો આ સર્વ અસ્તવ્યસ્તતા, ગંજાવરતા અને ભયાનકતા જાણે થનથન નાચતી જગદંબા મહાદેવી માયાનું અટ્ટહાસ્ય ન હોય, જાણે કે તેના નાજુક નૂપુરનો કોઇ નાજુક ઝમકાર ન હોય, એવું એવું ભાન થઇ જાય!—શિખર પરથી દૃષ્ટિપાતની આ કાંઈ જેવીતેવી મઝા?

×

× ×

**રંગભૂમિએ શા માટે જન્મ લીધો?**

આવા કાંઇ દષ્ટિપાતો નાંખવા "રંગભૂમિ"-એ પોતાનું સ્થાન લીધું છે. શોખ અને ફિલસુફી એની પ્રવૃત્તિનાં ખાસ પ્રેરક છે. દુનિઆને સુધારવા અમે નીકળ્યા નથી—જેઓ સુધારવાનો દાવો કરે છે તેઓ ભારે ભ્રાન્તિમાં છે એમ અમે માનીએ છિએ. કુદરતને નિરખવી અને આત્માને વ્યક્ત કરવો એ અમારો પ્રધાન હેતુ છે. અમારા વાચકગણ સાથે રસાલાપ કરવો એ અમારી નેમ છે. રાગદ્વેષ વગર દિલની કહાણીઓ કહેવી અને સાંભળવી એટલોજ અમારો ઉદ્દેશ. અને અમારી ખાત્રી છે કે માનવ હૃદય માટે એથી વધારે રસમય, વધારે બોધપ્રદ, વધારે ઉન્નત વિષય દુનિઆભરમાં નથી.

હવે કોઇને પૂછવાપણું નહિ રહે કે "રંગભૂમિ"-એ શા માટે જન્મ લીધો? આવી 'સ્પેશ્યલ' સાહિત્યપ્રવૃત્તિ માટે ગુજરાત તૈયાર છે કે નહિ એ પ્રશ્ન હવે રહેતો નથી. ગુજરાત સમક્ષ અમારે કાંઇ રસસામગ્રી મૂકવાની છે કે નહિ, અમારે કાંઇ સાહિત્ય પ્રસાદી ધરવાની છે કે નહિ, અમારે કાંઈ વિચાર-લ્હાણી આપવાની છે કે નહિ, અમારે કાંઈ હૃદયવાર્તા કહેવાની છે કે નહિ, એટલોજ માત્ર સવાલ છે. આપણે ત્યાં શાનો "અવકાશ" છે અને શાનો "અવકાશ" નથી એ ચર્ચાઓ અને મીમાંસાઓ પ્રમાદી મગજની ખાનીઓ છે. આપનાગને કાંઇ આપવાનું હશે તો તેનાં ગ્રાહક અણધારેલી દિશામાંથી નીકળી આવશે; કહેનારને કાંઇ કહેવાનું હશે તો શ્રોતાજન આસમાનમાંથી ઉતરી આવશે. કલાકાર, સાહિત્યકાર કે વિચારકની ચીજમાં કાંઇ ચમત્કૃતિ હશે તો તે નિરખવાને નવો જમાનો જન્મ લેશે.

×

× ×

**આખી દુનિઆ નાટક ભજવી રહી છે.**

રંગભૂમિની વાતો અંદર ખાનેથી લગભગ સૌને ગમે છે એ અમને એક જબરજસ્ત સરળતા થઇ પડી છે. કોણ જાણે રંગભૂમિમાં શું જાદુ ભર્યું છે કે તે સર્વ પ્રકારનાં માણસોનું ધ્યાન ખેંચી શકે છે. એવું વશીકરણ કોઇ બીજી દુન્યવી ચીજમાં હશે કે નહિ તે વિષે અમને ઘણીવાર શંકા થઇ આવે છે! અલબત્ત, નાટકને એક નીચ હલકી વસ્તુ માનવાની ઘણા અમીરજાદાઓ મગરૂરી બતાવે છે, પણ એ ઉંચી ભૂમિકાના સાહેબોજ દર શનિ અને રવિવારે ગમે તેવી ક્ષુદ્ર નાટ્યકૃતિઓમાં પણ ઑરકેસ્ટ્રા સ્ટૉલ શોભાવે છે! જે બડેખાંઓ નાટકશાલાને એક અધમ સંસ્થા ગણે છે અને જેઓ રસ્તામાં કોઇ બિચારા ઍકટરની સલામ ઝીલતાં પણ શરમાય છે તેઓ ખાનગીમાં કેટલાક જાણીતા ઍકટરોની દોસ્તી બાંધવા માટે મરી ફીટે છે, અને તેઓ કોઈપણ નવા નાટકના પહેલા ખેલની ટીકટો મેળવવાને આસમાન પાતાળ એક કરે છે! જેઓ સાક્ષરતાની માનનીય પદવી પરથી પોતાની કટાક્ષમય લેખિની વડે રંગભૂમિને ભસ્મીભૂત કરવાની ધમકીઓ આપે છે તેઓ પણ જો આ તમાશાઓ મફત જોવાના મળે છે તો સકુટુમ્બ સપરિવાર ગમે તેવાં જીર્ણ નાટકોનો જીર્ણોદ્ધાર કરવા પહોંચી જાયછે! જેઓ રાજ્યદ્વારી રંગભૂમિના પ્રણેતાઓ છે, જેઓને જાહેર જીંદગીના ભારે બોજા નીચેથી માથું ઉચકીને રસિકતાની દુનિઆમાં ડોકીયું કરવાની ઘડી એકની ફુરસદ નથી, અને જેઓ તમામ દુન્યવી ચીજોને તિરસ્કારથી જુએ છે તેઓ પણ જાહેર ફંડોની બેનિફિટ નાઇટોનાં બહાનાં નીચે પ્રમુખો, પેટ્રનો અને વકતાઓ તરીકે પણ એક વાર સ્ટેજ પર દેખાવ આપવાનો શોખ પૂરો કરી જાયછે!

માનો કે ન માનો પણ આખી દુનિઆ નાટક ભજવી રહી છે! આખી દુનિઆને નાટકનાં પાત્રો બનવાનો કોઇ અજબ ધંધારો છે! આપણું જાહેર તેમજ ખાનગી જીવન દિન પ્રતિદિન વધારે નાટકી બનતું જાયછે. જાહેર છાપાંઓ નાટકી ભાષા જ વાપરેછે. વક્તાઓનાં ભાષણો રંગભૂમિનાં ભાષણો કરતાં એકંદર વધારે નાટકી છે તેની ખાત્રી કરવી હોય તો કોઇ એકજ માંગે કોઇ જાહેર સભામાં હાજરી આપી ત્યાંથી પરબારા "પિલ હાઉસ"ની, કાલબાદેવીની કે કોટની કોઇ પણ નાટકશાલામાં ઉતરી પડો એટલે તુરતજ તેની સરખામણી! પરંતુ આપણા જાહેર પ્રેમે તો નાટકી બનવામાં અવધિ કરી છે. દૈનિકો, સાપ્તાહિકો અને માસિકો નાટકી બાનીમાંજ વાચકવર્ગને પીરસાયછે! નાટકી મથાળાં નીચે જ લેખોની હારમાલા, વાર્તાઓ, ટૂચકાઓ તેમજ નવા સમાચારની કથાઓ આડંબરપૂર્વક રજુ થાયછે! એ છાપાંઓ તેમજ સાહિત્યકૃતિઓ જાણે ભાઉબીજ ન હોય તેમ નાટકી જાહેરખબરો દ્વારા તેનાં વાજાઓ વગાડવામાં આવેછે.

ટૂંકામાં નાટકનો અને રંગભૂમિનો રંગ આખા પ્રજાજીવનને રંગી રહેલ છે. આ પરિસ્થિતિ પસંદ હોય યા નહિ, ઇષ્ટ હોય યા નહિ, પણ તેમાંથી કોઇ છટક્યું નથી—કોઇ છટકી શકવાનું નથી.

ખાનગી ગૃહજીવનમાં ગમે ત્યાં ડોકિયું કરશો તો ત્યાં પણ નાટકોજ ભજવાઇ રહ્યા છે! નવા જમાનાના જુવાનીયાઓ તેમજ પુરાતન પેન્શનદારો નાટકની ભાષામાંજ વાતો કરે છે! સાહિત્યવિલાસી સ્ત્રીઓ નાટકી સ્ટાઇલમાંજ કાગળો લખે છે! સાક્ષરોનુ તો પૂછવુંજ શું? અને લોકનેતાઓ તો કપડાં લત્તામાં, બેસવા ઉઠવામાં, ઉભવાની સ્ટાઇલમાં, મ્હોડામાં સિગારેટ રાખવાની ફૅશનમાં, બાંકી ટોપી બાંકા બાલ ઉપર મૂકવાની ખૂબીમાં, હાસ્યમાં, મલામમાં, બોલવામાં, ચાલવામાં, કોઈ પણ સ્થિતિમાં નાટકનીજ "પોઝ" [Pose], નાટકનીજ સ્ટાઇલ, નાટકનીજ બાની, અને નાટકનીજ રીતભાત ચોક્કસ રીતે વાપરી રહ્યા છે. અમને ઘણીવાર લાગી આવ્યું છે કે અમારી પોતાની નાટ્યકૃતિઓનાં પાત્રો આપણી સમાજની રંગભૂમિનાં પાત્રો કરતાં પ્રમાણમાં ઘણાં કુદરતી, ઘણાં ઓછાં નાટકી અને ઘણાં સ્વાભાવિક મનુષ્યો છે.

પરંતુ આ નાટકી ચેપ માત્ર મુંબઇ નગરીનેજ લાગ્યો છે એમ નથી. આખા હિન્દુસ્તાનમાં ગમે ત્યાં મુસાફરી કરશો તો સમસ્ત નાગરિક જીવન આ રંગથી રંગાયેલું લાગશે. દિલ્હીમાં જાઓ તો નાટક! શીમલામાં જાઓ તો નાટક! થિઑસૉફિકલ સોસાઇટીના મથક અડિયારમાં જાઓ તો નાટક! મહાબલેશ્વર જાઓ તો નાટક! ધારાસભાઓમાં નાટક! કૉંગ્રેસમાં નાટક! જાહેર સંસ્થાઓમાં નાટક! આશ્રમોમાં નાટક! વિદ્યાપીઠોમાં નાટક! એટલુંજ નહિ પણ યૂરોપ અને અમેરિકામાં દિનપ્રતિદિન ઘેર ઘેર, ઠેર ઠેર, દરેક ધંધામાં, દરેક સભામાં, દરેક પ્લૅટફૉર્મ ઉપર, દરેક જાહેર પ્રવૃત્તિમાં નાટકજ ભજવાય છે અને નાટકજ જીવાય છે. જર્મની સાથેનું મહાયુધ્ધ પણ જાણે નાટકનું એક દૃશ્ય ભજવાયું હોય એમ હવે નથી લાગતું? જરા પૃથક્કરણ કરી જોશો તો તેની પાછળ યથાર્થતા, અનિવાર્યતા, સ્વાભાવિકતા કે કુદરતી જરૂરિયાત છાંટાભાર પણ દેખાશે નહિ. અને વર્મૅસ્મના તહનામાં રંગભૂમિનાં તહનામાં કરતા વધારે સત્ય [Real] છે ખરાં? સત્ય જેવાં દેખાતાં [Realistic] હશે, પણ સત્ય તો નથીજ

**રાજ્યદ્વારી રંગભૂમિનાં પાત્રો.**

બ્રિટનનો મુખ્ય પ્રધાન યુરોપનો મોટો ઉસ્તાદ ઍક્ટર નથી લાગતો? તેના દરેક ભાષણમાં રંગભૂમિની સ્ટૅમ્પ નથી દેખાતી? સમગ્ર યુરોપીય રાજ્યપ્રપંચ, રાજ્યશાસન અને રાજનીતિ એક રાજ્યદ્વારી નાટકના અગત્યના ગૌરવશાળી પ્રવેશો જેવા નથી ભાસતા? પ્રજા સંઘ [League of Nations] રાજ્યદ્વારી તહનામાઓ, ઇમ્પીરિયલ કૉન્ફરન્સો, લડાઇની ધમકીઓ, નૌકાદળના તમાશાઓ, લશ્કરી દાવના આ સર્વ દૃશ્યો સિનેમાના "રોલ" કરતાં વધારે મહત્ત્વના કે વધારે રસસ્પર્શી જ નથી લાગતા? પૅરિસ લંડન, વર્સેલ્સ, જેનોઆ, જીનીવા હેગ, ઇસ્તંબુલ અંગોરા કે જેરુસાલેમ, નાટકની ચોપડીમાં નિર્દિષ્ટ થયેલાં સ્થળો જેવાં નથી લાગતાં? લૉઇડ જ્યૉર્જ, ચર્ચિલ, ડૅમર, કર્ઝન, બાલ્ફર, નૉર્થક્લિફ, ડી વૅલેરા, ઝગલુલ પાશા મુસ્તફા કમાલ પાશા, વેનેઝેલોસ, મૅન્ટનગાહન, લૉર્ડ રીડિંગ, બેસન્ટ, શાસ્ત્રી, સુરેન્દ્રનાથ જેવા વિગેરે અનેક ચમત્કાર અને પાણીદાર વ્યક્તિઓ, તેમજ ઇંગ્લંડ, ઇટલી અને ફ્રાન્સનું પ્રધાન મંડળ, આયર્લૅન્ડ, જર્મની અને રશિયાની રાજ્યક્રાન્તિના ઉત્પાદકો, ખ્રિસ્તી સંસ્થાનોના મહાપુરુષો, ગ્રીસ અને ટર્કીના ધર્મચુસ્ત અને ધર્માંધ પ્રજાનાયકો, તથા હિન્દના ન્હાના મ્હોટા રાજ્યદ્વારી સિતારાઓ—ઉદ્દામો તેમજ વિનીતો, સ્વરાજ્યવાદીઓ તેમજ "સુધાર"ના આશકો—આ સર્વ પાત્રો રંગભૂમિના પાત્રોથી કાંઇ ઉતરતા છે એમ કોઇ કહી શકશે? અમે પોતે ઘણીવાર આમાંના ઘણા પાત્રોને રંગભૂમિના તખ્તા ઉપર લાવવાનો વિચાર કર્યો છે, પણ તેઓ એ તખ્તા માટે અને વધારે નાટકી થઇ પડે અને તેથી કદાચ નાટ્યશાળાની રજા વિના મારી જાય એ ભયથી અમારે અનેકવાર એ વિચાર પડતો મૂકવો પડ્યો છે।

—તંત્રી






લેખક—શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી,
ઍડ્વૉકેટ; તંત્રી, "ગુજરાત."



રંગભૂમિ એ આર્યોની કલાનો અદ્‌ભુત ને અપૂર્વ પરિપાક છે. તેમાં સાહિત્ય ને સંગીત, અભિનય ને રંગ, પ્રેરણા ને આનંદ એકઠાં મળે છે. ત્યાં કલ્પનાશક્તિ સ્વચ્છંદે વિહાર કરે છે; અને મુત્સદ્દીપણું નવા પાઠો શીખી શકે છે. ત્યાં નીતિ રચાય છે ને તુટે છે, જીવનના આદર્શ ઘડાય છે ને ભાંગે છે. તે જીવનની પ્રેરણા અને પ્રતિબિમ્બ બન્ને છે.

ગુજરાતી રંગભૂમિ—નામનીજ રંગભૂમિ છે. એ અધમદશામાં છે; અને એ દશામાંથી છુટવાનાં ફાંફાં મારી રહી છે. તેને જોઇએ તેવા સુકાની નથી, તેને જોઇએ એવા પ્રેરક નથી, તેના જોઇએ એવા ભક્ત નથી. આ દશામાંથી જે એને બચાવશે એ ગુજરાતી સાહિત્ય, કલા અને સંગીતનો ઉદ્ધારક લેખાશે. એ ઉદ્ધારક ક્યારે પાકશે તે સમજાતું નથી.

<u>વાઘજી આશારામ, ડાહ્યાભાઇ ધોળશાજી, અમૃત કેશવ નાયક</u>, એ ગત જમાનાની રંગભૂમિના જુદા જુદા સંપ્રદાયના પ્રેરક હતા. તેમણે પેદા કરેલા વાતાવરણમાં આપણી રંગભૂમિ કેળવાઇ હતી. <u>રા. વિભાકરની</u> 'સ્નેહસરિતા' એ નવાં નાટકોનો યુગ શરૂ કર્યો: ત્યાર બાદ તેનાં "સુધા-ચંદ્ર" "મધુ-મંસરી" અને "મેઘ-માલિની" પણ નવા યુગનાં પોશક બન્યાં. ત્યારથી રંગભૂમિ પર ચાલુ સવાલો ચર્ચાવા માંડ્યા. આ ચારે સંપ્રદાયના પ્રયાસોથી નીપજેલાં પરિણામની રૂપરેખા આપવાનું આ સ્થાન નથી. પરિણામો અનેક સંજોગો અને કારણોને લીધે જેવાં ધારેલાં તેવાં સંતોષકારક નથી આવી શક્યાં. અને છતાં તેનાથી આપણી રંગભૂમિ સમૃદ્ધિવાન થઇ છે.

આપણે ત્યાં નટરાજો પણ થોડા ઘણા, છુટા છવાયા નજરે ચડે છે. અને ચારપાંચ નામો બાદ કરીએ તો બધા મધ્યમ દશામાં છે. કોઇક અમૃત, કોઇક જ્યંબકલાલ, કોઈક જયશંકર, કોઇક માસ્તર મોહન થોડાં વર્ષ ઝળકે છે; પણ અમૃત શીવાય કોઇએ

અભિનય કલાનો સંપ્રદાય સ્થાપ્યો નથી. તેના અણધારેલા અવસાને ગુજરાતી અભિનયકલાને ઉગતી ડામી દીધી.

અત્યારે યુરોપીય રંગભૂમિ અપૂર્વ સ્થિતિમાં આવતી જાય છે. સાહિત્ય, સંગીત, અભિનય ને સીનરીમાં જે તેની અપૂર્વતા છે, તેનો ખ્યાલ ગુજરાતને આપવો ઘણુંજ અગત્યનું છે. સોફોકલીસ, શેકસપીઅર, ને ઇબ્સનની નાટ્યકલાની ખુબીઓ આપણા નાટ્યકાર તેમજ પ્રેક્ષક વર્ગ આગળ મૂકવી એ પણ તેટલુંજ જરૂરનું છે. અને નવા લેખકો અને નટોના પ્રયત્નોનું ઉંચા પ્રકારનું નિરીક્ષણ થાય, તેમને યોગ્ય માર્ગ દેખાડાય તોજ આપણી રંગભૂમિ નો ઉદ્ધાર સાધી શકાય. જ્યાં સુધી આમ થાય નહીં ત્યાં સુધી રંગભૂમિના ક્ષેત્રમાં ઉંચી કોટીના કલાકાર ન આવે એ સ્વાભાવિક છે.

આપણા દેશમાં એક બીજી ઘણીજ ભુલભરેલી માન્યતા છે, અને તેને લીધે રંગભૂમિની પ્રગતિ અટકી છે. લોકો નટનો ધંધો હલકો માને છે. આ માન્યતા ઘણીજ હાનિકારક છે. અને જ્યારે કેળવાએલા ને ઉચ્ચાભિલાષી લોકો રંગભૂમિમાં રચનાત્મક રસ લેતા થશે ત્યારે જ આ માન્યતા દુર થશે; અને રંગભૂમિ જીવનનું એક સુંદર અંગ બની રહેશે

અને આ ઉપરાંત આપણી રંગભૂમિને રાષ્ટ્રીય ભાવનાથી પ્રેરવાની છે: હાલ રાષ્ટ્રીય ચળવળને રંગભૂમિપર ઉતારવામાં આવે છે—પણ તેનું નામ રાષ્ટ્રીય રંગભૂમિ ન કહેવાય. આપણી કલા, સાહિત્ય ને જીવનની તેનાપર લાક્ષણિક છાપ પડે ત્યારે જ આ હેતુ સધાયો કહેવાય. અને જ્યાંસુધી જેના અંતરમાં રાષ્ટ્રીય અસ્મિતાની જ્યોત જળહળતી હોય એવાં કેળવાયલાં સ્ત્રીપુરૂષો રંગભૂમિમાં રસ લે નહિ, ત્યાં સુધી આ હેતુ પણ પાર નથી પડવાનો અને રંગભૂમિ નીરસ ને નિર્જીવજ રહેવાની.

રંગભૂમિના લેખકો, નટો, ને ઉપાસકો જુદા જુદા અભિપ્રાય દર્શાવી શકે, આદર્શો રજુ કરી શકે, એકમેકને સુધારી શકે, એવું એક પત્ર એ ગુર્જર સાહિત્ય અને કલાના ક્ષેત્રમાં મોટી ખોટ પુરી પાડશે એમ મને લાગે છે. અને રા. વિભાકર જેવા અનુભવી નાટકકારના સુકાન નીચે આવું પત્ર રંગભૂમિપર સારી છાપ પાડી ભવિષ્યની કલાને ઉચ્ચ અને સમૃધ્ધિવાન બનાવશે એટલુંજ નહીં, પણ એવું પત્ર જેવો ગુજરાતનો જુસ્સો ઉગતો છે, જેવી તેની મહત્ત્વાકાંક્ષા વિશાળ છે, ને ભવિષ્ય સુવર્ણરંગી છે, તેવાંજ તેના સાહિત્ય ને કલા થઇ રહે, તેવો દિવસ પાસે લાવવામાં પોતાનો ફાળો આપશે એવી આશા રાખીએ તો ખોટું નહીં.

મને ગુર્જર સંસ્કાર નો સર્વ દેશીય વિકાસ સ્પષ્ટ દેખાય છે; રા. વિભાકરનો આ પ્રયાસ આ વિકાસનું ચિન્હ છે.

—❀—

# નાટકની ધૂન.

[ લેખક—"લલિત" ]

૧

આદર્શના આરાધક માનવી, ગાન અને નૃત્યમાં, દર્શન-મૂર્તિની આરાધનાની પર્યાપ્તિ પામે છે. એ દૃશ્યને આપણે નાટક માનિયે તો ઘણાં રસિકજીવનને એવાં નાટકની ધૂન લાગી જાય છે. પણ નથી હતા જ્યાં આદર્શ ત્યાં શાનાં હોય તેનાં-આરાધન? કેટલાંક નાટકો, કટાઇ ગયેલા યંત્રની ચીસ જેવાં લાગે છે તેનું કારણ, કદાચ, એવું તો નહિ હોય?

૨

નાટકના રચનાર, પ્રયોજક, ભજવનાર કે પ્રેક્ષક: દરેકને આદર્શ હોવા જ જોઇયે અને એ આદર્શનાં સ્વપ્ન સાચાં પાડવાના ઉજ્વલ પ્રયત્ન રૂપજ એમનાં નાટક પણ હોવાં જોઇયે. પરંતુ જગત્‌ભરના માનવસમાજોનાં આજકાલનાં નાટકો માત્ર માનવહીનતાનાં દરપો જેવાં જ જ્યાં હોય ત્યાં પશ્ચિમના અનુકરણે અંજાયલા હાલના ભારતનાં નાટ્ય-દર્શન આજ એથી નિરાળાં ક્યાંથી હોય?

૩

ભારતનું પ્રાચીન નાટ્યદર્શન ગુજરાતનાં દ્વારિકામાં નટવર શ્રી કૃષ્ણે છેલ્લું રાસ-લીલામાં પ્રકટ કરેલું હતું. પરંતુ તે માત્ર આદ્યદર્શનકાર નટરાજ શંકરને અનુકરણે સ્તો! ગુજરાતની સંસ્કૃતિ આજ નિત્ય નવીન સ્વરૂપે પ્રકટતી જાય છે ત્યારે જરૂરનું છે કે ગુર્જરી રસિકજનોને નટરાજ શંકર તથા નટવર શ્રી કૃષ્ણની આદર્શનાટકની ધૂન લાગે!

૪

પણ ત્યારે એવા આદર્શનાટકની ધૂન એટલે શું? તે તો માત્ર એ નટરાજ કે એ નટવર જ કહી શકે. સ્વામી શંકર તો કહે છે કે:-જગતનાં ઝેર પીતાં પોતે નીલકંઠ બન્યા ત્યારે સતીએ તેમનાં ઝેર ઉતાર્યાં ને સૌભાગ્યના ચંદ્રમાના અમૃતની શાંતિ અર્પી અનુગ્રહ કર્યો. સ્વામિનીએ કરેલા એ અનુગ્રહના કૃતજ્ઞ સ્વામી શંકર, સોમપ્રદોષ

સમયે, ગૌરીને આનંદન ધર્યાં ને માલવરાગે ગાન ગાતાં તાંડવ નૃત્ય કર્યું. ત્યારે અંતર્યામિની ગૌરીએ, અધરા લાગતા એ પુરુષનૃત્યને, લાસ્યનૃત્ય નાચીને સંપૂર્ણ કર્યું. ત્યારથી સ્વામી શંકર અને સ્વામિની ગૌરીના એ દિવ્ય દામ્પત્યજીવનનો મહિમા ગાજી રહ્યો છે. એ દંપતી છે તો સર્વાંગે સંસારીજ છતાં વિચરે છે જગતપ્રાંતે સ્મશાનમાં! એકાંત શાંતિનાં વિહારી છતાં વૃષભવાહને સંચરી દીનજનોને ગુપ્ત અને અબોલ રીતે ઉદ્ધારે છે. એમના વિલાસમાં આનન્દ છે: ઉલ્લાસજ નથી; ઉત્કટ વૈરાગ્ય છે: સંયમજ નથી. વાસનાની વગળ નહિ પણ ભસ્મજ ત્યાં ભભૂકે છે. આર્ય સંસારનાં એ દંપતી લૌકિક નથી પણ અ-લૌકિકજ સર્વાંગે હોવા છતાં સરલ માનુષી લીલાથી પરિપૂર્ણ છે ને તેથીજ તેઓ આદર્શ તરીકે પૂજાતા આવે છે. સ્વકીયા સ્વામિનીનો આરાધનાર સ્વામી શંકર જીવનના કરુણોજ્જવલ નાટકનો નટરાજ છે. આ આપણા ભારતીય નાટ્યદર્શનનો એક આદર્શ!

→ ૫ ←

બીજો આદર્શ નટવર શ્રીકૃષ્ણની રાસલીલાનો! સર્વ પ્રેમની સમાનતાની બંસરીનો બજાવનાર શ્રીકૃષ્ણ જીવનનો કંઇ જુદોજ રસ રમી ગયો! સ્વામી શંકર પ્રત્યેક દંપતીનો અંગત ઉદ્ધાર કરેછે ત્યારે નટવર શ્રીકૃષ્ણ, સર્વ દંપતીના સમગ્ર સંસારનો સર્વકાલીન ઉદ્ધાર કરે છે. બન્નેમાં પ્રેમનોજ અગ્નિ પ્રજ્વલે છે. પણ એકમાં ઉત્કટ વૈરાગ્યછે તો બીજામાં વિલાસની ધર્મ્યતા છે. એકમાં દંપતી એકાકી અદ્વૈત મુક્તિ પામે છે તો બીજામાં દંપતી અમરવેલરૂપ છે ને સંસારનો કિલકિલાટ કંઇક અનેરી ધૂન જગાવે છે. છતાં બન્નેમાં પતિતપાવની પવિત્રતાની જીવનગંગા નિર્ઝરે છે. ગુર્જરી હરિકેશ શ્રીકૃષ્ણ યોગેશ્વર જીવનના શૃંગારોજ્જવલ નાટકનો નટવર છે ને તેની રાસલીલામાં પ્રેમની પૂર્ણિમા પ્રકાશે છે

૬

એ રીતે તો નાટકની ધૂન લાગે તેને તો નટરાજ કે નટવર જ બનવું પડે પરંતુ એ તો આદર્શનો આશક બને તેજ થઇ શકે ત્યાં સુધી તો નટરાજ સ્વામી શંકરનાં અને નટવર સર્વપ્રેમી શ્રીકૃષ્ણનાં જયગાન ગાતાં વિરમિયે

શ્રાવણી અમાસ સં૦ ૧૯૮૮
મુંબાઈની આફત હારિકા

# રસિયાં રમી લ્યોને !*

રસિયાં રમી લ્યોને! રમી લ્યોને!
રંગભૂમિપર ખેલી જીવન ખેલ હો!
રસિયાં રમી લ્યોને! રમી લ્યોને!

કુસુમ સુવાસિત, પંખી હુલ્લાસિત;
બાલખેલન નિર્દોષી જીવનવેલ હો!
રસિયાં રમી લ્યોને! રમી લ્યોને!

ભલે રત્નાકર-તોફાની સાગર;
એવી ચઢતી યુવાની રસહેલ હો!
રસિયાં રમી લ્યોને! રમી લ્યોને!

યુદ્ધો અનેક લડી, શાન્તિને શિખર ચડી;
પૂર્ણજીવન ઉછળે ભક્તિરેલ હો!
રસિયાં રમી લ્યોને! રમી લ્યોને!

બાલ-યુવા-વૃદ્ધપણે, પાત્રો નિજ પાત્ર ભણે;
બનવું 'નરનું નારાયણ' તો સ્હેલ હો!
રસિયાં રમી લ્યોને! રમી લ્યોને!

ત્રિભુવન જ્યાં સૂત્રધાર, પ્રાણ પ્રાણ ગુંથનાર;
નાચ નચવે ને નાચે અલબેલ હો!
રસિયાં રમી લ્યોને! રમી લ્યોને!

રંગભૂમિપર ખેલી જીવનખેલ હો!
રસિયાં રમી લ્યોને! રમી લ્યોને!

—ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

* "જીવન ચેતનભર્યાં" એ ચાલ

# નાટ્યકલા અને પ્રજાજીવન.

[ લેખક—" ધૂમકેતુ " ]

જેમ મનુષ્યનું ગુપ્ત જીવન એના દરેક પ્રસંગમાંથી મળી આવે છે, તેમ પ્રજાનું જીવન એજ દરેક પ્રવૃત્તિમાંથી મળી આવે છે. નાટ્યકલા પ્રજાજીવનમાં ગો ભાગ ભજવે છે, એ દર્શાવવાનો આ લેખનો હેતુ છે મનુષ્ય બુદ્ધિ-પ્રધાન હશે, પરન્તુ એનામાં લાગણીના જુસ્સા એવી છાની રીતે સંતાઇ રહ્યા છે કે, એનો વેગ, જ્વાળામુખી પર્વતની જેમ જ્યારે અકસ્માત ફુટી નીકળે છે, ત્યારે બુદ્ધિની બધી જ દિવાલો છિન્નભિન્ન થઇ જાયછે અને બુદ્ધિ કરતાં લાગણીથી જ પ્રજાજીવનનું વધુ પરિવર્તન થાય છે ફ્રેંચ રેવોલ્યુશન– એટલે હજારો વર્ષ સુધી હૃદયમાં છાના રહેલા તણખા અને તેથી થયેલ ભયંકર ભડકો વળી બુદ્ધિપ્રધાન મનુષ્યો કરતાં લાગણીપ્રધાન મનુષ્યોની સંખ્યા વધારે જણાય છે છતાં લાગણીનો વેગ સહન કરી શકે તેવી સંખ્યા થોડી છે ને તેથી પ્રજાજીવન જેટલું જલદીથી લાગણીના પ્રસંગો ફેરવી શકશે તેટલું બુદ્ધિના તર્કવાદથી નહિ થાય અલબત, આ રસ્તો ભયંકર લાગે છે, અનિશ્ચિત જણાય છે છતાં લાગણીના વેગને અમુક રીતે વાળવાની ક્રિયા કરવામાં આવે તો પ્રજાજીવન ફેરવવાનો આ ટકામાં ટકો ને સૌથી વધારે નિશ્ચિત માર્ગ છે <u>લાગણીને અમુક દિશામાં વાળીને વહેતી કરવી તેનું નામ કલા</u> અને નાટ્યકલા <u>એ રીતે મનુષ્યની લાગણી પર અજબ કાબુ રાખે છે</u>

<u>નાટ્યકલા એ પ્રજાજીવનનો પડછંદો છે</u> પણ દરેક કલા પ્રજાજીવનનો પડઘો છે છતા બીજી રીતે, પ્રજાજીવન, કલાના પ્રતિબિંબરૂપે હોય, એ વ્યવસ્થા જીવન ઘડવા માટે વધુ આવશ્યક છે અને એટલા માટે કલાને પોતાનો આદર્શ હોવો જોઇએ જેમ સિદ્ધ યોગી શિષ્યનું માપ કાઢી તે પ્રમાણે જ શિષ્યને પગથીઆં ચડાવે છે, તેમ કલાનાયકે પ્રજાજીવનનું માપ કાઢી, લોકોને તે પ્રમાણે જ વેગ આપવો ઘટે અને છતા એનો પોતાનો આદર્શ આ બધા વ્યવહારમાં ગુપ્ત રીતે જોડાયેલ હોય છે જ નાટ્યકલા, આ પ્રમાણે પ્રજાજીવનમાં નવચેતન પૂરી શકે



આથેન્સની "ડાયોનાઇસસ" નાટકશાલા:
ગ્રીક રંગભૂમિનું કેન્દ્રસ્થાન

[ પૃષ્ઠ ૨૧

નાટ્યકલા એ વસ્તુત: પ્રજાજીવન ઘડવા માટે છે. રંગીન પડદા, રાત્રિની રોશની, આંખે વળગે તેવાં ચિત્રો, અને મનુષ્યની જીવન મૂર્તિમાં ભૂતકાલ ખરો કરવાની શકિત, મનુષ્યની લાગણી પર આ સામટો પ્રહાર જો પૈસા લુટવા માટે જ થતો હોય તો રંગભૂમિપરનું નાટક કલા મટી, વાણીયાના હાટની ગંધાતી વસ્તુ જેવી વસ્તુ બની જાયછે !

પ્રજાજીવન હમેશાં બે વસ્તુપર ઘડાય છે. ભૂતકાલનું ગૌરવ અને યુગધર્મ. આ ભૂમિ પર ગોદાવરીના રમ્ય તટમાં અયોધ્યાનો નરેશ રાજપાટ છોડી પિતાનું વચન પાળવા ભમ્યો છે, એ ભૂતકાલની કથામાં ત્રીસકરોડ માણસના હૃદયના ધબકારા સંભળાય એટલું ચૈતન્ય ભર્યું છે. આ સ્ફુલિંગ પર પ્રજાજીવન યુગધર્મ પ્રમાણે ભભૂકી ઉઠે છે. નાટ્યકલા આ ભૂતકાલના પ્રસંગને આજે બનતો હોય તેમ ખરો કરે છે, ને પ્રજાજીવનના નસનસમાં ભરાઇ રહેલા સંસ્કારને મૂર્ત સ્વરૂપ આપે છે. આ નાટ્યકલાનો પ્રજાજીવન ઘડવાનો પ્રયોગ.

મનુષ્ય જેટલું અંદરથી શીખે છે, તેટલું ભાગ્યેજ બહારથી આપી શકાય છે.

ગ્રીસની અતિ પ્રાચીન સંસ્કૃતિમાં વિદ્યાર્થી દિવસ ઉગ્યાથી આથમતા સુધીનો વખત, કલાના આદર્શો જોવામાં, કલાનાયક જેવા સિધ્ધપુરુષોના સંગમાં અને આ રંગભૂમિનો પ્રેક્ષક બનવામાં ગાળતો: એના અભ્યાસનું આ સંગીત સ્વરુપ હતું. જ્યાં જ્યાં જાહેરભાષણ થતું હોય ત્યાં તે જતો. અને તે વખતનાં જાહેરભાષણો-એક જાતની નાટ્યકલા હતી તેમજ મનુષ્ય જ્યારે જ્યારે હૃદયના ઉંડાણમાંથી શબ્દ કાઢશે, ત્યારે ત્યારે, હમેશે મનુષ્યોને હચમચાવી મૂકે તેવો ગંભીર સંગીતપૂર્ણ શબ્દ જ નીકળશે. આ શબ્દ સાંભળવામાં ગ્રીસ વિદ્યાર્થીનું જીવન વ્યતીત થાતું. અને જ્યારે આ નાટ્યભૂમિમાંથી તે બહાર નીકળતો, ત્યારે તર્કવાદના ગ્રંથોને બદલે ધડકતું હૃદય લઇને નીકળતો ને અગમ્યવાદનો નૈતિક જુસ્સો એની રગરગમાંથી ફુટી નીકળતો.

પ્રાચીન આર્યસંસ્કૃતિમાં પણ નાટ્યકલા-શિક્ષણ રૂપે સ્થાન પામી હતી. મનુષ્ય જ્યારે દર્દથી-લાગણીથી-ખરા જિગરથી વાત કરેછે ત્યારે એનામાં સ્વાભાવિક અભિનય આવે છે. અભિનય એ હૃદયને પૂરીરીતે વ્યક્ત કરવા માટે જરૂરી છે. અને જો નાટ્યકલામાં અભિનયનો આ ઉપયોગ થાય તો ચોક્કસ જેટલા વર્ષમાં પ્રજાજીવન ફરતું નથી. તેટલા દિવસમાં પ્રજાજીવન ફરી જાય.

પરંતુ નાટ્યકલાને પ્રજાજીવનનું લક્ષ્ય કેળવવામાં સંસ્કારી મનુષ્યોની જરૂર છે. શીખેલા અભિનયકરતાં જન્મેલા અભિનય નાટકને નાટકમાંથી કલામાં લઇ જાયછે. અને કલા એટલે પ્રજાજીવનની લાગણી પર સંસ્કૃત આત્માનો કાબુ. પ્રજાજીવન પરિવર્તન કરવાનો નાટ્યકલાનો આ સુંદરમાં સુંદર આદર્શ ને સારામાં સારો ઉપયોગ છે. વસ્તુત:

કાવ્યની માફક નાટ્યકલા પણ જન્મેછે. દર્દ બહારથી ભાગ્યે જ આવે છે. દર્દ હૃદયનો હૃદય જેવો ભાગ છે. ને તેથી પ્રજાજીવનને પરિવર્તનની દશામાં લઇ જનાર, સિધ્ધ અને સંસ્કારી મનુષ્યો નાટ્યકલામાં પ્રવેશ નહિ કરે ત્યાં સુધી, રંગભૂમિ એક જાતનું વેષ્યાગૃહ જેવું, ઘણા મનુષ્યોને હેતુવિના–સંસ્કાર વિના મળવાનું થાણું રહેશે.

નાટ્યકલામાં પ્રજાજીવન ફેરવવાના અનેક ચમત્કારોમાં એક ચમત્કાર સંગીતનો છે. સંગીત એ સૌથી સારો ધર્મોપદેશ છે. જે સમય દુર્યોધનનો રત્નજડિત મુકુટ, રોશનીમાં ઝળાંઝળાંથઇ રહ્યો હોય, દુઃશાસન અને કર્ણ, પોતાના અભિમાનમાં ગર્વભરી આંખે પાંડવ તરફ જોઇ રહ્યા હોય, ભીષ્મનું વયોવૃધ્ધ પ્રભાવશાળી મુખ નીચે જમીન પર ગ્લાનિભર્યો વિચાર કરતું હોય, ત્યારે દ્રૌપદીના આર્તનાદનો– હૃદય તુટે તેવો કરુણસ્વર– પ્રેક્ષકમાં કેટલો ઇતિહાસ– કેટલો ધર્મ અને કેટલો રસ આપી શકે? ધર્મના મુતરના તાંતણ જેવા નિર્માલ્ય બંધન નીચે, ભીમનું રુદ્રસ્વરુપ; ને અર્જુનનો સ્વમાનભર્યો ચ્હેરો; મહાભારતનો દ્રૌપદી વસ્ત્રાહરણનો આ પ્રસંગ પ્રજાજીવનને કેટલા કેટલા પરિવર્તનના પલટા આપી શકે તેમ છે અને આ ભૂતકાલના ઇતિહાસને અત્યારના યુગધર્મ સાથે જોડતાં, ખરી નાટ્યકલા, આ પ્રેક્ષકને ઘડીના છઠ્ઠા ભાગમાં જુદું જ ચેતન આપી શકશે. દ્રૌપદીનો કરુણ સ્વર આકાશમાં ગાજતો હોય, ત્યાં જ આ ઇતિહાસનું યુગધર્મ સાથેનું સામ્ય, હજારો મનુષ્યોને પોતાના વસ્ત્રાહરણનું ભાન કરાવશે. કલામાં જો આદર્શ ન હોય તો તે રંગભૂમિને બદલે માત્ર સાધારણ મેળાવડો થઇ જાય

પરંતુ નાટ્યકલા, ચિત્રકલા ને કાવ્ય જેવો આજન્મ સંસ્કાર છે: આજે વર્ષો થયાં આ સંસ્કાર આપણા આંગણામાંથી ગુમ થયો છે, એટલે પ્રજાજીવન નાટ્યકલાનું ખરું રહસ્ય પણ સમજી શકે એટલું સંસ્કૃત રહ્યું નથી: પરંતુ જેમ સારંગીના અચ્છા ઉસ્તાદ લાકડાના કટકા ને તારમાંથી, જીવતી પ્રતિમા ને હૃદયના થબકારા ઉત્પન્ન કરેછે, ઘડીભર વાતાવરણમાં એક જાતનું નવું ચૈતન્ય રેડેછે. તેમ નાટ્યકલાને ખરી રીતે સમજનાર પુરુષ રંગભૂમિ પર પોતાનું સ્વતંત્ર રાજ્ય ચલાવેછે. અને અનેક હૃદય પર કાબુ ત્યારે જ આવેછે કે જ્યારે અનેક હૃદય સમજવા જેટલું સર્વદેશીત્વ એક હૃદયમાં ભર્યું હોય: નાટ્યકાર– આદર્શપુરુષ– મહાન ધર્માચાર્ય જેવી સત્તા ધરાવેછે: એના શબ્દમાં લોકો ભૂતકાલ જુએછે: એના ચ્હેરામાં એનું હૃદય જુએ છે: એના હૃદયમાં, જે વિષય પોતે ભજવેછે, તેનું એકતાન દેખેછે. નાટ્યકલા ત્યારે, પ્લેટો કહેછે તેમ– The art of ruling the minds of men– બનેછે. કુરાનમાં એક વાકય છે કે પર્વત પોતાની જગ્યા કદાચ ફેરવે, પરંતુ મનુષ્યનો પડેલો સ્વભાવ નહિ ફરે. અને છતાં બે કલાકમાં મનુષ્ય સ્વભાવ ફેરવવાનો પ્રયત્ન એ નાટ્યકલાનો આદર્શ છે. અદ્ભુત વ્યક્તિત્વ વિના નાટ્યકલા સાંગોપાંગ સફળ નીવડે અથવા આદર્શ જાળવી રહે એ

અશક્ય છે. કાર્લાઈલ કહેછે કે પ્રતિભા બે પ્રકારની છે: એક તો પોતે જીવનનું સત્ય સમજી એને નવીન સ્વરૂપમાં મૂકે તે; અને બીજી, બીજાનાં મતોને બરાબર સમજી શકે તે. શેક્સપીઅર કવિએ નાટ્ય લખ્યું છે એટલે અંશે એ અદ્‌ભુત વ્યક્તિ છે: પણ <u>એના કથનને પોતાના જીવનમાં ઉતારી રંગભૂમિપર ભજવનાર 'ઍક્ટર' પણ બીજો શેક્સપીઅર છે.</u> એટલુંજ કે બીજો 'શેક્સપીઅર' બનવું મુશ્કેલ છે. કારણકે ભૂતકાલમાં ઉતરી જવાની કળા, મનુષ્યસ્વભાવનો વિશાલ અભ્યાસ, અને આ સર્વ પ્રસંગોને પોતાના જીવનમાં વણી દેવાની શક્તિ—આટલું બધું જ્યારે 'ઍક્ટર' માં હોય ત્યારે માંડ 'ઍક્ટર' થઇ શકે. વસ્તુત: જેમ કવિને, ચિત્રકારને, સંગીતનાયકને, તેમ ઍક્ટરને પોતાની ખાસ મનોદશા હોવી જોઇએ: એક મનુષ્ય દુષ્યંત પણ થઇ શકે ને મુદ્રારાક્ષસનો ચાણાક્ય પણ થઇ શકે ત્યારે અલબત. એ નાટક ભજવતો હશે, પરંતુ એમાં એનું વ્યક્તિત્વ આવતું નથી અને તેથી જેમ એ કલા નથી, તેમ પ્રજાજીવનનો આવા 'ઍક્ટીંગ' માં ઉદ્ધાર પણ નથી. ખરી રીતે નાટ્યકલાને એના સંપૂર્ણ સ્વાંગમાં ઘટાવાને એટલી સર્વગ્રાહી ને સર્વદેશી શક્તિની જરૂર છે કે અતિ સંસ્કારી હૃદયવિના. એ વાત બની શકે નહિ— **Requiring a large Composite man such as Nature rarely organises**

પણ શેક્સપીઅરની મનોદશા ઘણી વ્યક્તિઓ ભેગી થઇ વ્યક્ત કરી શકે: અને આ અર્થમાં જ ઉત્તમ નાટ્યકારનાં સારાં પાત્રો પ્રજાજીવનમાં ફેરફાર કરી શકે. ઉત્તમ પાત્રમાં સુંદર લાગણીનો પ્રવાહ હોય છે: જ્યારે આ પ્રવાહને સંસ્કારથી—અનુભવથી—કેળવણીથી—તે પોતાના વેષને અનુરૂપ બનાવી શકે. ત્યારે એ મનુષ્યમાં પ્રજાજીવન ઘડવાની તાકાત આવે છે. જે અર્થમાં શેક્સપીઅર કે કાલીદાસ નાટ્યકાર છે, તે અર્થમાં જો કોઇ 'ઍક્ટર' રંગભૂમિપર આવી શકે તો અલબત તે પ્રજાજીવનનો નેતા છે: એ પ્રસંગ વિરલ છે છતાં કલાનો આદર્શ એ છે. પણ શેક્સપીઅર કે કાલીદાસની એક મનોદશા પર માંડ 'ઍક્ટર' કાબુ મેળવી શકે ને ત્યારે જે અભિનય અને ભાવથી તે હૃદય વ્યક્ત કરે છે. તે ઉપર પ્રજાજીવનનું પરિવર્તન લટકે છે.

આપણી રંગભૂમિમાં મનોદશા જેવી અવસ્થા જ નથી: અને અલબત તેથી નાટક ભજવાતાં અટકતાં નથી, પરંતુ પ્રજાજીવનનો સૌથી જબરજસ્ત ધ્વંસ જો કોઇએ ઝપાટાબંધ કર્યો હોય તો આવા કૃત્રિમ વેષધારી ઍક્ટરોએ. જેમ પ્રજામાં એક બેવકુફ મનુષ્ય સમૃદ્ધિવાન હોય તો પ્રજાના ઘણા માણસોને બેવકુફ બનાવી શકેછે. તેમ. જાહેર સંસ્થા જેવા નાટ્યગૃહોમાં દંભનું જ સામ્રાજ્ય હોય તો પ્રજાજીવનને પણ દંભી બનાવી શકાય છે. ભવભૂતિનો કરૂણરસ જો એક સાધારણ મનુષ્ય થોડાંક ટચકાંથી ભજવી બતાવે. તો એ વેષ ભજવનાર, અને વેષ જોનાર. બન્ને. ભવભૂતિનું ખુન કરેછે એટલું જ નહિ પોતે પણ રંગે ઘડીએ વરાર ને વરાર આત્મહત્યા કરતા જાયછે. લોકો માનેછે કે નાટક

એ દંભ છે, વસ્તુતઃ પ્રજાજીવનના ઐતિહાસિક ગૌરવને જાળવી રાખનાર એ પુણ્યસંસ્થા છે. એમાં જેમ આદર્શવાળાં સંસ્કારી પાત્રો તેમ સંસ્થાની પવિત્રતા વધારે. આ જમાનામાં જ્યારે મનુષ્ય વધારે ને વધારે શક્તિહીન બનતો જાયછે, ત્યારે, તેમો નૈતિક જુસ્સો પણ ચાલ્યો જાયછે. આ યુગમાં જો નાટ્યકલાનો આદર્શ જાળવનાર રંગભૂમિ હોય તો તે જીવન રસાયન બની શકે. ભવભૂતિના રામનો પાઠ જો રંગભૂમિ પર ભજવાય ને ગોદાવરીના મંદ મંદ વહેતા પ્રવાહના દેખાવમાં એક વખત રામચંદ્ર લક્ષ્મણ સીતા ફરતાં એ જીવતી પ્રતિમાઓ નજરે પડે, તો માની શકાય કે ન માની શકાય પરંતુ મુંબઇનો આખો વેશ્યાવાડો માત્ર બે માસમાં બંધ પડે. અને રંગભૂમિ પર જ્યારે આદર્શપાત્ર રામની જીવતી પ્રતિમા રજુ કરે, ને સારંગીના મંજુલ સ્વર સાથે-

— પ્રિયે રે તે તે કયમ વિસરાય?

આ શબ્દો આવે ત્યારે એક ઘડીભર તો પ્રેક્ષકમાંનો દરેક માણસ સાચો ગૃહસ્થ ને સંસારી બની જાયછે, એને કરાની હોટેલની ચ્હા કરતાં ઘરનો પાણીનો પ્યાલો વધારે પ્યારો લાગેછે, પેલી-જાતના હાવભાવ કરતાં ગૃહિણીના ગંભીર ચ્હેરામાં કાંઇ અકથ્ય ભેદ મળે છે,-પ્રજાજીવનનો આટલો પલટો જો નાટ્યકલા એક ઘડીમાં જ કરી દે છે, તો તે નાટ્યકલા શું તદ્દન સંસ્કારહીન મનુષ્યોથી જ નભી શકે ખરી? તરુણ ગુજરાત પોતાના જીવનના પરિવર્તન સાથે આ જીવનરસાયનનો ફેરફાર કરશે? ગુજરાત સમક્ષ આ પ્રશ્નછેઃ <u>પ્રજાજીવનને ઘડનાર યોગ્ય નાટ્યકલા કેમ ઉત્પન્ન થાય?</u> પ્રજાજીવનની ઘટના એ નાટ્યકલાનું એક અંગ સિદ્ધ થયું. હવે નાટ્યકલાની પુનર્ઘટના કેમ થાય એ સવાલ છે.

વાલ્મિકી રામાયણમાં એક પ્રસંગ છે કે લવ અને કુશે રાજસભામાં જે સંગીત ગાયું તેથી ઘડીભર સભા સ્તબ્ધ બની ગઇ: કૃષ્ણની બંસીમાં વિષધરનું વિષ ઉતારવાની ઉસ્તાદી હતીઃ એટલે પ્રાચીન આર્ય સંસ્કૃતિમાં સંગીતને સ્થાન હતું. નાટ્યકલાની પુનર્ઘટનામાં જે પ્રથમ જ સવાલ ઉત્પન્ન થશે તે સંગીતના સામર્થ્ય વિષેનો છે. માનવજીવન અત્યારે એટલું ક્ષુલ્લક થયું છે કે નાટ્યભૂમિ પર ઉચ્ચ સંગીત દાખલ થાય તો બાર બાર કલાક કામ કરી કંટાળેલા મનુષ્યોને એક ઘડી પણ જીવનની બીજી બાજુની ઝાંખી થાય. મોટાં શેહરોમાં અત્યારે આત્મહત્યાની સ્પર્ધા ચાલી રહીછેઃ આ ગંભીર પોલાણ નીચે ભયંકર જ્વાલા સળગે છેઃ ને દેખીતી સમૃદ્ધ અવસ્થામાં અકથ્ય ગરીબી ફુંફાડા નાંખેછે. જ્યાં હજારો થાકેલાં હૃદય હમ્મેશનાં હમ્મેશ જીવનસંગ્રામથી હારી જાયછે, ત્યાં પ્રોત્સાહન આપનાર-નવચેતન રેડનાર-નાટ્યભૂમિઓમાં દરેક દરેક સંસ્કારી મનુષ્ય પોતાનો આત્મા રેડવા તૈયાર થાય, તો આટ-આટલી મુશ્કેલીઓ વચ્ચે પ્રજાજીવનનું નવું બીજ રોપાઇ જાય. તરુણ ગુજરાતના જે જે સંસ્કૃત મનુષ્યો

હોય તેમણે રંગભૂમિને હવે નવા ક્ષેત્ર તરીકે લેખવું પડશે ઇતિહાસમાં પણ જ્યારે પરિવર્તન થયાં છે, ત્યારે લોક સમૂહપર કાબુ ચલાવનાર સંસ્કૃત આત્માઓ બહાર કૂદી પડયા છે. સાહિત્યની દિશામાં પણ નાટકનું સાહિત્ય લગભગ ખેડાયા વિનાનું પડેલું છે. નૂતન ગુજરાતની મહત્ત્વાકાંક્ષા–એનું ભાવિ–એની રાષ્ટ્રીયભાવના–આ સર્વ મનોદશાને મૂર્ત સ્વરૂપ આપી, ઐતિહાસિક ભાવનામાં રંગભૂમિ પર પ્રકટ કરવા પ્રજાજીવનને ઘડનારા સાક્ષરોએ બહાર આવવું ઘટે છે. અત્યારે નાટ્યકલામાં જે પેમલા પેમલીના રસહીન સંવાદો થઇ રહ્યા છે, ત્યાં ગૂજરાતનું પોતાનું સ્પષ્ટ વ્યક્તિત્વ દર્શાવે એવી ભાવના આવવી જોઇએ. વિદ્વાનો, લેખકો, ગ્રૅજ્યુએટો–બધાને માટે આ એક ન ખેડેલું એવું નવું ક્ષેત્ર છે. અને જેટલે અંશે એ ખેડાશે એટલે અંશે પ્રજાજીવન તાત્કાલિક પરિવર્તન પામશે.

નાટકમાં મનુષ્યનો જે શબ્દ પડે છે તે અત્યંત અસરકારક બને છે. કારણ કે એ વખતે આખું પ્રેક્ષક મંડળ શબ્દ ઝીલવાને તૈયાર હોય છે; રાત્રિની શાંતિ હોય છે; ને ભેગા થયેલા બધા એક જાતના ભાઇચારામાં હોય છે. એટલે નાટ્યભૂમિ એ સૌથી સરસમાં સરસ વિદ્યાલય થઇ શકે. અને એટલા માટે રંગભૂમિપર ઉતરેલ મનુષ્ય એના એકજ શબ્દથી પ્રજાજીવનમાં જેટલો ફેરફાર કરી શકે છે તેટલો ઘણા ઉપદેશથી પણ થતો નથી.

રંગભૂમિ પર જ્યાં સુધી 'Best speech of the best Soul' નહિ આવે ત્યાં સુધી, પ્રજાજીવન ઘડવાની દરેક તક ગુમાવાશે. અત્યારની રંગભૂમિ મનુષ્યનું સંગીત છુપાવવાને–એના આત્માના શબ્દને ગુમાવી દેવાને–મીલના ભુંગળા જેવું 'હાર્મોનિયમ' રાખે છે. એ લાકડાના કટકામાં કરામત હશે, કલા નથી. સારંગી કે સતારના તારની રમઝટ સાથે રંગભૂમિ પર કોઇ આદર્શપાત્રનું ખરૂં દર્દી હૃદય વ્યકત થતું હોય ત્યારેજ શિક્ષણનો અધરમાં અઘરો કોયડો એકદમ ઉકલી જાય છે.

નાટ્યકલાના પુનર્વિધાનમાં બીજી જરૂર પાત્રની છે. ડેમોસ્થનેસના શબ્દમાં એટલી પ્રતિભા હતી, કે ફીલીપને કહેવું પડયું કે જો હું ત્યાં સાંભળવામાં હત. તો મારા સામે હું પોતેજ હથિયાર ઉપાડત. વૉર્ન હેસ્ટીંગ્સને પોતાને પણ બર્કનું ભાષણ સાંભળતાં, પોતાપર ધિક્કાર આવ્યો ને મીરેબોની પ્રતિભા તો જાહેર છે જ. આવીજ રીતે રંગભૂમિ પણ એવી પ્રજાકીય સંસ્થા છે કે જ્યાં પાત્રરૂપે ઉતરનાર દરેકે દરેકમાં પોતાનું સ્પષ્ટ વ્યક્તિત્વ અને પોતાની ખાસ મનોદશા હોવી જોઇએ. ઇગ્લંડની રંગભૂમિપર એવા ઉસ્તાદ પડયા છે કે જે દરેકે દરેક વેષમાં પોતાનું જુદુંજ વ્યક્તિત્વ દર્શાવી શકે છે; પણ આ નાટ્યકલાનો આદર્શ નથી. નાટ્યકલા વેશ્યાનું ગૃહ નથી. કે જ્યાં અનેક દંભના અનેક ઢંગ થાય. એ પવિત્ર ધાર્મિક સંસ્થા રૂપેજ હોઇ શકે ને તેથી

જ્યાં સુંદરમાં સુંદર આત્માનો સારામાં સારો શબ્દ, ભૂતકાળ ખરો કરી, યુગધર્મ સમજાવે તે રંગભૂમિ. પાત્રમાં Personal magnetism હોવું જોઇએ. કલાના દરેક ઉપાસકમાં એક અથવા બીજી રીતે કલાની સ્પષ્ટ છાપ હોવી જોઇએ. અને આવા સંસ્કારી પાત્રમાંથી પ્રજાજીવન ફેરવવાની આશા રાખી શકાય.

હાલની રંગભૂમિમાં બીજા દોષ નથી તેમ નથી. પણ જો પાત્રની અપૂર્ણતા પૂરાય તો બીજા દોષ એટલા ગંભીર ન રહી શકે. રંગભૂમિપર પુરૂષ સ્ત્રીના પાઠ ભજવે એ કરતાં સ્ત્રી સ્ત્રીના પાઠ ભજવે તો સારૂં. અત્યારની રંગભૂમિ અને તેની પાછળ બધેજ વ્યસનની ગંધ છે; સીગારનો ધુમાડો છે: દારૂની બદબો છે: વેશ્યાનું કલંક છે. આ રંગભૂમિમાં પ્રેક્ષક તાલી પાડે ને જો કાંઈપણ શીખે તો પુરૂષ મટીને સ્ત્રીનું અનુકરણ કરતાં, ને તે અનુકરણ પણ એટલું કઢંગું કે અંધારામાં એવો શબ્દ સંભળાય તો બોલનારને માનવસૃષ્ટિ બહાર પ્રાણીસૃષ્ટિમાં રહેલ–ધારવો પડે. આ પાત્રનું પુનર્વિધાન ન થાય ત્યાં સુધી, આપણી ઘણી ખરી સંસ્થાની પેઠે, રંગભૂમિ પણ ભયંકર વ્યસન છે. પાત્ર તૈયાર કરવામાં આર્યસંસ્કૃતિનો આદર્શ નજર આગળ રાખવો પડશે. જ્યારે 'ઍક્ટર' પાસે સંગીતની સમૃદ્ધિ, પ્રતિભા, અભિનયકલા, લાગણીનો પ્રવાહ, જીવનની પવિત્રતા ને અનુભવ, ને જે વેષ ભજવેછે તે વેષ જેવી પોતાની મનોદશા અથવા વ્યક્તિત્વ હશે, ત્યારે એ રંગભૂમિ પર એક જાતનું અસામાન્ય વાતાવરણ ફેલાવી મૂકશે: ઘડીભર સૌને લાગશે કે પોતે હજારવર્ષ પહેલાંનો દેખાવ આજે જૂએછે. મનોદશા ફેરવવી એ કલા છે. ને મનુષ્ય જ્યારે પોતાની મનોદશા ફેરવે ત્યારે જ એ બીજાની ફેરવી શકે. આ રંગભૂમિમાં તારામતીના વિલાપ આવતાં જાણે આજે જ રોહિત ગુમાવ્યો હોય તેમ સ્ત્રી હૃદય કંપી ઉઠશે. સંગીતના તાર પર ઉસ્તાદની આંગળી ફરતાં જેમ માનવ હૃદયમાં ગાઢ સુષુપ્તિમાં પડેલાં અનેક સ્મરસ્મરણો જાગે છે, તેમ, આ 'ઍક્ટર' ના શબ્દમાં–ભાવમાં–ચ્હેરામાં–માનવહૃદય સમજી શકે તેવી અનેક વાતો ભરી હશે. એટલો સમૃદ્ધ થતાં, તે શબ્દ કરતાં ચ્હેરાથી વાત કરશે: ચ્હેરા કરતાં આંખથી જેમ સંગીતની કેલવણી અને સંગીતનું હૃદય બેમાં ફેર છે, તેમ 'ઍક્ટર'નો વેષ અને એનું હૃદય બેમાં ફેર છે. કેલવણીથી મનુષ્ય તાલબદ્ધ શાસ્ત્રીય સંગીત છેડી શકે. પણ હૃદયને ધ્રુજાવે તેવો બુલંદ સ્વર તો હૃદયનો જ વૈભવ છે. પાત્રના હૃદયના વૈભવ પ્રમાણે જ એના 'શબ્દમાં સામર્થ્ય આવશે. રંગભૂમિ પર ગુજરાતે પોતાના ચુનંદા પુત્રો મોકલવા પડશે: એ એવું સ્થળ છે કે જ્યાં ક્ષેત્ર વિશાળ છે, ને કાર્યની શરૂઆત હજી થઇ નથી. રંગભૂમિ એક રીતે પ્રજાજીવનનો જીવતો ઇતિહાસ છે: રસમય ગાથા છે: લાગણીભર્યો ધર્મોપદેશ છે. રંગભૂમિ પ્રજાકીય સંસ્થા હોય તો જ ઓછામાં ઓછી કિંમતે સારામાં સારૂં જ્ઞાન પ્રજાના પછાતમાં પછાત વર્ગને રસભરી રીતે આપી શકાય. પ્રજાનું–લક્ષ્યબિન્દુ ફેરવવાનો આ સહેલામાં સહેલો માર્ગ છે.



ગોદાવરીનુ રમ્ય તટ
જ્યાં અયોધ્યાનરેશ રાજ્યપાટ છોડી ભમ્યા હતા

[ પૃ. ૨૧

પ્રજાજીવન પ્રેરનાર પ્રતિભાશાળી પુરુષો રંગભૂમિમાં ઉતરશે ત્યારે જ રંગભૂમિની ઓર બહાર આવશે. મનુષ્ય-લોક-બિચારા કલાનાં સૌન્દર્યની પાછળ ઘેલા છે કારણકે એ ઘેલછાનુ નામ જ જીવન છે. સુંદર ચ્હેરો: પ્રતિભાશાલી મુદ્રા: લાવણ્યની રેખા અને સાચો શબ્દ રંગભૂમિનુ આ પૃથક્કરણ. મનુષ્ય પોતાનો જીવનક્રમ, અને જીવનની બીજી બાજુ શુષ્ક તત્વજ્ઞાનમાંથી કદી નહિ શીખે. નષ્ઠીયધર્મનું તર્કશાસ્ત્ર એના પંડિતો ભલે ડાગે. નૈતિક ગાથાઓ શુષ્ક વેદાંતીઓ ભલે ગોખે. જો મનુષ્યને પ્રેરવો હોય તો સૌન્દર્ય મારફત-કલામારફત-એને જીવનનો સંદેશ પહોંચતો કરો. પ્રજાજીવનને કલાથી જીતો ને પ્રજા કલાની પાછળ મરશે: જીવન ત્રણ શબ્દોનું બનેલું છે માટે ત્રણ શબ્દોથી જ ફરે છે-કલા. સૌન્દર્ય. સત્ય

— Graceful women chosen men
Dazzle every mortal



# સહૃદયતા.

લેખક:—શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ,
સંચાલક, "સ્વધર્મ જાગૃતિ."



દિશાઓમાં એક છેડે જેમ ઉત્તર હોય તો બીજે છેડે દક્ષિણ હોય છે, અને વિજળીમાં એક જેમ ધનવિદ્યુત હોય તો બીજે છેડે ઋણવિદ્યુત હોય છે તેમ કલાના પ્રદેશમાં એક છેડે પ્રતિભાશાળી કલાકાર હોય છે તો બીજે છેડે સહૃદય કલાવિલાસી હોય છે. ગદ્યપદ્ય નિર્માતા કદાચ સાક્ષાત્ બૃહસ્પતિને આંટી જાય એવો હોય છતાં લેખગ્રાહક સંસ્કારી ન હોય તો નિર્માતાના પ્રયત્નની કદર થવાનો સંભવ નથી. ધૂળ અને લીપણનો ગાઢ સંયોગ બની શકતો નથી, ભાગવતના મર્મ ભેંસનું ભેજું ગ્રહણ કરી શકતું નથી, અને કવિવર ભવભૂતિની રસમય ઉક્તિ પ્રમાણે બિંબનું ગ્રહણ કરવા નિર્મલ મણિ સમર્થ હોય છે, માટીનું ઢેફું કદિ નહિ.

કલકત્તા મેં કદિ જોયું નથી, અને સુરતથી મારે કલકત્તે જવાનું થાય તે પ્રસંગે મારા મિત્ર જો મને સ્ટેશનપર સામા લેવા આવ્યા હોય તો મને કેટલો આનંદ અને કેટલી નિરાંત થાય? તે પ્રમાણે રસિક કલાકારની કૃતિનો સત્કાર કરવા જ્યારે સહૃદય કલાવિલાસી સામો ધસી આવે છે ત્યારે રસનો ઉપભોગ પ્રેક્ષણીય થઇ પડે છે.

જગત્માં બધા મનુષ્યો ગોરા હોતા નથી. તેમ બધા કાળા હોતા નથી. તેજ પ્રમાણે બધા મનુષ્યો સહૃદય હોતા નથી, તેમ બધા અરસજ્ઞ હોતા નથી. આથી એમ માનવું કે અમુક ચિત્ર વિશ્વજનને આદરણીય થઇ પડશે, અથવા અમુક કાવ્યનો રસજ્ઞ કોઇ હોવાનો સંભવ નથી એ અયુક્ત છે.

સહૃદયતાનું એક આવશ્યક અંગ તટસ્થતા છે. તટસ્થતાને બીજે છેડે તદાત્મતા રહેલી હોય છે. આપણે માંદા પડયા હોઇએ અને શરીરના દુઃખનું આપણને તીવ્ર ભાન થાય ત્યાં સુધી આપણે શરીર સાથે તદાત્મ છીએ. પરંતુ શરીરથી તટસ્થ નથી. શરીર અને શરીરીને જુદા પાડી આપણે શરીરના દુઃખસંબંધી જ્યારે વિચાર કરવા

લાગીએ છીએ ત્યારે ભોગની કોટિમાંથી આપણે જ્ઞાનની કોટિમાં પ્રવેશ કરીએ છીએ, અર્થાત્ આપણે તટસ્થ બનીએ છીએ. શરીર ઉપર સ્વાર થવાની આ કલાને જ્યારે આપણે સિધ્ધ કરીએ છીએ ત્યારે શરીરની અનેકાનેક બાબતો અને રોગનાં સૂક્ષ્મ પૂર્વ રૂપો આપણે જાણીએ છીએ. આયુર્વેદના સિધ્ધાંતોનો આ પ્રમાણે સાક્ષાત્કાર થતાં તટસ્થતાની ઉંચી ટેકરી ઉપર રચાયેલા આપણા આરોગ્યમંદિરની સુંદરતા આકર્ષક થઇ પડે છે.

તટસ્થતાવિનાનો કલાગ્રાહક પ્રસંગે પ્રસંગે હાંસીને પાત્ર બને છે. આખી આલમના શણગારરૂપ તાજમહેલ આપણે જોવા ગયા, અને જોતાં જો આપણને એમ થયું કે "આવા સુંદર મકાનમાં મારે રહેવાનું હોય તો કેવું સારું!" તો આપણે ખરા રસજ્ઞ નથી પરંતુ ભોગલંપટ છીએ. બગીચામાં આપણે ફરવા ગયા હોઇએ અને પુષ્પોના પરિમલની મોહિનીને વશ થઇ આપણે ફુલ ચુંટવા પ્રેરાઇએ તો આપણે સહૃદય નથી પરંતુ કલાના ક્ષેત્રનું મારવાડીપણું કરનારા છીએ. તેજ પ્રમાણે નગ્ન સ્ત્રીનું ચિત્ર જોતાં "આવી સુંદરી પોતાના કોમલ કરથી મારા કંઠમાં વરમાળ પહેરાવે તો હું જરૂર કૃતાર્થ થાઉં" એવો ભાવ જો આપણા મનમાં સ્ફુરે તો આપણે સાચા કલાવિલાસી નથી પરંતુ વિષયદાસ છીએ. કલાની ખુબીઓ વખાણવા માટે છે, વટાવવા માટે નથી.

કલાના નિરીક્ષણપરત્વે જ્યારે નિરીક્ષકને એક પક્ષે તટસ્થતાનું અવલંબન કરી ભોગવૃત્તિથી બચવાની જરૂર હોય છે ત્યારે બીજે પક્ષે કલાકારપરત્વે તેણે તદાત્મવૃત્તિ કેળવવી જોઇએ. ધારો કે કોઇ પુરૂષને ધ્યાનમાં પોતાના ઇષ્ટદેવનો સાક્ષાત્કાર થાય છે. અનિર્વચનીય આંતર સાક્ષાત્કારની આ ક્ષણ કલાની પ્રથમ ભૂમિકા છે. એ પુણ્ય પુરૂષ પોતાની આંતર ચક્ષુનો આનંદ પોતાનીજ ચર્મચક્ષુને આપવા અર્થે એ સાક્ષાત્કારને વિવિધ રંગો અને પીંછીવડે કાગળઉપર મૂર્તિમંત કરે છે. કલાની આ બીજી ભૂમિકા છે. આ સમયે પણ આનંદનો ભોક્તા કલાકાર પોતે છે. "મને આ ચિત્રથી આનંદ થાય છે તો મારા જેવા વિશ્વમાં અનેક હશે, તેમને પણ આ ચિત્રથી આનંદ થવાનો સંભવ છે" એમ વિચારી કલાકાર એ ચિત્રને પ્રકટ કરે છે, અર્થાત્ બજારમાં તે મૂલ્યથી વેચાય છે. કલાની આ ત્રીજી ભૂમિકામાં આનંદ આપનાર કલાકાર, અને આનંદ લેનાર બાહ્ય પ્રેક્ષકો હોય છે. હવે ધારો કે કોઇ કલાકારે સીતાહરણ કરી જતા રાવણનું ચિત્ર કાઢયું છે. રાવણનો પોતાનો આશય મલિન છે, પરંતુ કલાકારનો આશય શુદ્ધ છે. રાવણકૃત સીતાહરણ એ રામાયણનું એક અંગ છે. અને રામાયણ અંગી છે. અંગી મુખ્ય છે અને અંગ ગૌણ છે. રામાયણનો સર્વવિદિત ઉપદેશ એ છે કે રામની પેઠે વર્તવું, રાવણની પેઠે નહિ, અને એ ઉપદેશ ચિત્રકારની વૃત્તિમાં પણ રમણ કરી રહેલો હોય છે. જો ચિત્રપ્રેક્ષક રાવણસાથે તદાત્મવૃત્તિ. અને ચિત્રકારસાથે તટસ્થવૃત્તિ ધારણ કરી રહે છે તો આશયનું પરિવર્તન થઇ જાય છે. કારણ કે

પરસ્ત્રીહરણરૂપ અનીતિમય મર્મ તેની વૃત્તિ ગ્રહણ કરીલે છે, અને એકપત્નીવ્રતરૂપ સદ્‌ગુણથી તે વંચિત રહે છે. તેજ પ્રમાણે નગ્ન સ્ત્રીનું ચિત્ર લઇએ. એવું ચિત્ર આલેખનાર કલાકાર પોતે પવિત્ર ચરિત્રના હોય છે. તેનું બ્રહ્મચર્ય ઉંચા પ્રકારનું હોય છે. નગ્ન સ્ત્રીનું ચિત્ર દોરતાં તેનું ચિત્ર જો વિષયવાસનાને વશ થાય તો એવો ધંધો કરનાર કલાકારના કલેવરમાં સત્વબિંદુ પણ રહે નહિ, અને તે થોડાજ સમયમાં શમશરણ થઇ જાય. એવું ચિત્ર અવલોકન કરનારની વૃત્તિ જો કલાકારની સાથે તદાત્મતા પામે છે અને વિષયવાસનાસાથે તટસ્થતા ધારણ કરી રહે છે તો પ્રેક્ષક પણ એવી નગ્ન સ્ત્રીને સ્વમાતાની અથવા સ્વભગિનીની દૃષ્ટિથી જોઇ બ્રહ્મચર્યમાં સ્થિરતર બને છે. ઉલટી વૃત્તિથી નિરીક્ષણ કરનાર પોતાના હાથથીજ પોતાની અધોગતિનો ખાડો ખોદે છે.

તટસ્થતાનો પ્રભાવ ખરેખર અવર્ણનીય છે. પોતાનો ગુણગણનિધાન, જુવાન, એકનો એક પુત્ર ગુજરી જવાના પ્રસંગે વાત્સલ્યમૂર્તિ માતાની અતિવિહ્વલ સ્થિતિ જોતાં આપણને એમ થાય કે તેનાં આંસુ કોઇકાળે પણ સુકાશે નહિ, પરંતુ સમય જતાં, સત્સંગના પ્રતાપથી, સદ્વિચારનું અવલંબન મળતાં, એજ માતા તટસ્થતાની દૃષ્ટિથી એ ભૂત પ્રસંગને અવલોકે છે ત્યારે જાણે એ વિકટ દુઃખ કોઇ બીજાને શિર કેમ ન પડયું હોય એમ તેને એ પ્રસંગ રમણીય જણાય છે!!!

કપાળે કપાળે મતિ જુદી હોય છે, અને વ્યક્તિ વ્યક્તિના સંસ્કાર ભિન્ન હોય છે. તેથી શાસ્ત્ર સંપ્રદાય એવો છે કે ગ્રંથનો વિષય શો? તેનો આધિકારી કોણ? પ્રયોજન શું? અને એ સર્વનો પરસ્પર સંબંધ શો? એ વિગતોનો આરંભમાં જ નિર્ણય કરવો. આ પ્રકારનો નિર્ણય જો કલાના પ્રદેશમાં કરવામાં આવે તો કલા અને નીતિના પરસ્પર સંબંધવિષે વારંવાર ઉપસ્થિત થતા વાદવિવાદને વિશ્રાંતિ મળ્યાવિના રહેશે નહિ.





# અશોકવનમાં.

લેખક—"જગદીશ".



શું આર્ય મને ભૂલ્યા હશે? જરૂર સંયોગોજ નડયા, નહિં તો આર્યના હૃદયમાં નિષ્ઠુરતા કેમ સંભવે? એણે તો વિયોગીને ભેટાડયાં છે અને અપવાસીને જમાડયાં છે. સંસારીયાં દુઃખમુક્ત કર્યાં છે અને દૈત્યની બ્હીકે જપતપ કરતા વનવાસીઓને નિર્ભય કર્યા છે. એણે નથી દુભવ્યું કોઇ પ્રાણી કર્મે કે વચને, એ કેમ તરછોડશે મને—સીતાને? અહા! કેવું શોભતું એ એના મ્હોંમાં; કેવા હસી પડતા મને દેખતાં; કેવાં ઉભરાતાં અમ અંતર; અને કેવી રેલમછેલ થતી આનંદની સરિતાઓ?

રાત્રીની ગત્રીઓ કાઢી છે અમે વાતોમાં. ઘડીઓની ઘડીઓ કાઢી છે અમે મ્હોં જોવામાં. પળોની પળો કાઢી છે અમે શ્વાસ થંભીને. કોઇ વિષય ચર્ચવો અમે નથી મૂકયો. કર્તવ્યનો કોઇ પ્રસંગ અમે નથી ચૂકયાં. અને કદીયે નથી ભૂલ્યાં અમે હૃદયની પ્રતિમા. પણ ચૂકયાં ત્યાં એક લ્હાવો લેવાનું. વિયોગની વાર્તાઓ સાંભળીને મન કરતું. પણ આજે એય થઇ ચૂકયું. હવે તો નવ નવ માસ નીકળી ગયા ચિંતનમાં: દિવસોના દિવસો વિત્યા છે કલ્પવામાં નાથની સ્થિતિ: અને દેખ્યા કરૂં છું અનિમેષ દૃષ્ટે અંતરમાં ઉભી તે નાથની પ્રતિમાને.

ભિન્ન ભિન્ન દેહલડીમાંય મનડું તો એકજ છે. એકજ વિચારે મનડું છલકાય છે. એકજ વિચારે મનડું ઓસરે છે. શ્વાસે શ્વાસે આર્ય જ રમે છે અને ક્ષણ ક્ષણ એના વિના યુગ યુગની થાય છે. શું કરૂં? બેઠી બેઠી—સંભારૂં છું, ભૂતના પ્રસંગો; ગણું છું જીવન ઘડિકાઓ; શોધું છું અવનવા આનંદો; આનંદું છું દુઃખના દરિયામાં; ઘડું છું નાથને હસાવવાની વાતો અને કલ્પું છું ભવિષ્યે નિરખવાનાં સ્વપ્નાં.

આહા ! અમારો ઘનઘોર આમ્રકુંજ. અને એમાં અમારી હરીયાળી બેઠક; હસ્તી ને કુદતી મ્હારી ગોદાવરી; મીઠું ને મઘમઘતું મ્હારૂં મંડપડું; નાચતાં ને હરતાં મારાં હરણિયાં; દોડતી ને આલિંગતી મારી કોયલડી; લીલી ને લહેકતી મારી વનલતા; ડોલતા ને ફરકતા મારા ક્યારડા તુલસીના. આહા ! મારી પંચવટી. નહિં લાગતી હોય સૂની સૂની વિના 'હું' અને વિના મ્હારા 'આર્ય'?

અરે ! લક્ષ્મણ ! શાંતિમાંય સંભાળતો અને અગવડે ઓછા થતો એ હવે મને ક્યાં શોધતો હશે ? કેવી હું ઉતાવળી કે ઉંચું યે ન જોનારને ન કહેવાનું કહ્યું ? જરૂર આજે હું પાપનાં પરિણામ ભોગવું છું અને ભયંકર એવા અશોકમાં એકલી છું.

રે! રે! લક્ષ્મણ! હવે ફરીને ક્યાં મળશું ? ફરીથી ક્યારે સંતાડશું ને શોધીશું, રીસાડશું ને પજવીશું, ન્હાશું ને મુઝવશું એક બીજાંને આર્ય ! લક્ષ્મણ ! ફરીથી શું આમ્રકુંજે નહિં વસીએ ? ફરીથી શું સુર્પંખા નહિં આવે ? ફરીથી શું નહિં દેખું એવી તૈયાર થઇને આવતી હરણીને ?

શું હતી એ તો ઉર્મિલાની જોડી ! અરે રે ! ક્યાં છે ઉર્મિલા ને ક્યાં છે માતા સુમિત્રા ? ક્યાં રહ્યાં કૌશલ્યાજી અને ક્યાં બેઠી છે આજે સીતા ?

મનને શી વાર છે સેતુ બાંધતાં બસો બસો યોજનની કમાનોના? ક્યાં એ અવધપરિનાં નાગરિક ને ક્યાં બિચારી લંકાના મજબુત પણ માન વિનાનાં પશુબળનાં પૂજારી ? ક્યાં રાવણની સત્તા ને ક્યાં દાશરથીય રાજ્યતંત્ર ? ક્યાં કઠિનતા સ્વેચ્છાચારે અપરિહાર્ય આજ્ઞાની અને ક્યાં એ માધુર્ય પ્રધાનમંડળની વિચારણાનું ? ક્યાં એકાંત વામ વિભીષણનો ને ક્યાં મંત્રીયે મંત્રીના મતનું તોલન ?

ક્યાં સ્ફૂર્તિ માનવવૃત્તિઓની અને ક્યાં પરિબળ પાશવવૃત્તિઓનું ! ક્યાં હૃદય-કે આત્મ પ્રતીતિનાં સાધન ક્યાં અને ક્યાં આ દૈત્ય દેહો કે અઘોર લાલસાઓના ઘોર–ભંડાર ? બ્રહ્માંડ અણુસમ અને મન્વંતરે ક્ષણમાત્ર જીવન જાણીને શાંત અને સુર સંપત્તિમય થવા મથતાં ક્યાં અમે માનવીઓ અને વિષય તથા સ્વર્ણરંગે ફસેલ એવાં ક્યાં આ ભૂતડાંઓ ?

ક્યાં અંધ થયેલ સત્તામાં એવા આ રાવણ અને દબાયેલ ધર્મભારે એવા ક્યાં અમારા અવધેશ ? કેમ સરખાવશે મગરૂર હસ્તબળથી એવો મેઘનાદ પ્રજાપીડનની શંકાએ સદા અસંતોષી મહારા ભરતની સાથે ? ક્યાં મળશે અમારા સદાય નિઃસ્વાર્થી

" મ્હારી પંચવટી નહિ લાગતી હોય સૂની સૂની "





વનવાસ જતાં રામને સીતાની વિનવણી.

[ પૃ૦ ૩૪.



અશોકવનમાં

[ પૃ. ૭

બ્રહ્મ કુમારોની જોડી ? અને કયાં રહ્યું સામ્ય એ પ્રજાહિતનાં સબળ રાજતંત્રમાં ને રાજ્ય લોભનાં આ અધમ શાસનતંત્રમાં ?

સ્વર્ગનાં સામ્રાજ્યો આપતાંય કયાં મળશે પ્રજાની આંતરસમૃદ્ધિ ? કયાં મળશે અધમતાનું નિઃશેષ છેદન ? કયાં મળશે અપૂર્ણતાનો સંપૂર્ણ વિકાસ ? કયાં મળશે દમી દમીને ખીલાવેલ આંતર પુષ્પો ?

નથી સાંભળ્યાં અન્ય સ્થળે સ્નેહનાં સામ્રાજ્ય; નથી નિરખ્યાં બીજે વિશુદ્ધતાનાં નિર્ભય ખેલન. નથી જોયાં વિદેશે અમરત્વનાં નિરંકુશ ઉપાસી. કૃપણ લોભી જોયા; બહીકણ વ્યભિચારી જોયા; બળહીણ સત્તાધારી જોયા; પાષાણહૃદય વિકાસ છેદ જોયા; અને પંઠ બળવંત જોયા; <u>પણ ચૌદ ચૌદ વર્ષ થયાં ઉદ્ધાર નિર્જન નથી મળ્યા.</u> પ્રિયને શોધી એમાંજ વિભુનાં દર્શન કરનાર નથી મળ્યા; કદીયે પાછા તો નથી જ મળ્યા સેવક સત્તાધારીઓ; અને સહૃદય નવજીવનથી ખેલનારા. <u>અંધની આંખ અને શ્રમિતના વિસામા એતો રહ્યાં સદાયે સુસંસ્કૃત પુનિત ભારતના પ્રદેશમાં.</u>

લંકામાં સ્વર્ણ પણ સુહૃદય કયાં છે ? બળ પણ બુદ્ધિ કયાં છે ? મહત્તા પણ માન કયાં છે ? અલંકાર પણ આત્મદર્શન કયાં છે ? નવવિદ્યા પણ નીતિ કયાં છે ? અહો સેવા કરે છે તો રાહુ અને કેતુય છે ને ? અગ્નિ છે તો પવિત્રતાને બાળી છે ને ? વાયુ છે તો બુદ્ધિ વળાય છે ને ? શું થયું આવી મહત્તાએ જો વીશ આંખેય અંધારૂં ના મટયું તો ! શું થયું આવી સત્તાએ જો નિર્બળ ન સચવાયાં તો ! શું થયું આવી સમૃદ્ધિથી જો શાંતિ ન મેળવાઇ તો ? શું થયું સુખસાધનોથી જો અંતરનો આનંદ ન આવ્યો તો ? <u>સોંપાયેલાં, આવી મળેલાં કે જીતાયેલાં કચરાયાં તો વિજય કયાં રહ્યો ?</u>

અરેરે ! કયાં છે અવનત ઉન્નત કરનાર આર્ય ! કયાં છે સર્વત્ર સમાનતા સૂત્રનું પરિપાલન । કયાં છે એ સૂત્રે મંડાયેલ નીતિ ? કયાં છે શાંતિદાયિની આત્મવત્ જાણી રહેલી સમાજપધિકા ? રે ! રે ! કયાં છે સમાજ ને નિઃસ્વાર્થ ? કયાં છે વ્યક્તિસ્વાતંત્ર્ય અને ભૂતહિત ?

કયાં આ અધમજીવે ભરપૂર અશોકવન ને કયાં મારી સ્નેહીઓના સંગાથવાળી પંચવટી ? કયાં મારી બ્હેન-પણીઓ ને કયાં આ રાક્ષસીઓ ? આ બધું કયાં સુધી ખમાય ?

હવે તો વનવાસ વીત્યો છે. આર્ય ! હવે તો ત્યાં લઇ જાઓ ! નાથ ! હવે તો સંભાળ લ્યો ! દેવ ! હવે વિયોગ નથી સહેવાતો ! પ્રભુ ! હવે તો દર્શન દીયો જ.




લેખક—પ્રોફેસર ચન્દ્રશંકર અમૃતલાલ બુચ, બી. એ.

સર્વત્ર પ્રસરતી જેની રાજ્યશ્રીના ઉજ્જ્વલ રંગની તેજથી, ત્રિભુવનભરતી જેની કીર્તિની શુભ્રતાથી પ્રિયાના કાળા વાળ શ્વેત દેખાવાની શંકા રસિકજનને થતી, જેની દાન લીલામાં નિત્ય અપાતા સહસ્રાવધિ ગજેન્દ્ર જોઈ પાર્વતીને પોતાના ગજેન્દ્રવદન પુત્રની ચિન્તા થવા માંડી, જેના શત્રુઓની બેડી માટે લોહ ખૂટ્યું અને જેના દાન પત્ર માટે ત્રાંબુ ખૂટ્યું, તે પરમભટ્ટારક અવન્તિપતિ વિક્રમના સંવતના પ્રથમ દશકાની એક ફાલ્ગુની તિથિએ ઉજ્જયિની નગરી રસિક સૃષ્ટિની રાજધાની બની.

યુદ્ધમાં, રાજ્યશાસનમાં, કુટિલનયમાં વિક્રમના સુભટોએ દિગ્વિજય કર્યો ત્યારે પુરવાસી જનતા હર્ષથી ઘેલી બની ગઈ અને ભીમ શૌર્ય શમ્ભીરાને પિંજરબદ્ધ કરી આવેલા માનનીય મહારથિઓને દૃષ્ટિકુસુમે વધાવવા પ્રાસાદે પ્રાસાદે પુરસુન્દરીનાં વૃંદ ઉભરાયાં હતાં.

પરન્તુ તે ફાલ્ગુની તિથિનો જનતાનો હર્ષ મા અવધિ પામ્યો; કારણ રસ કલા, લલિત સાહિત્યના સમસ્ત વિશ્વનો દિગ્વિજય કરનાર કવિ સમ્રાટ અવન્તિનો અતિથિ બન્યો હતો અને આતિથ્યના સ્વીકારે અવન્તિવાસીને રસપ્રસાદ અર્પવાનો હતો. સમ્રાટનો પ્રાણસમો મિત્ર, સમ્રાજ્ઞીનો સુહૃદ, રસિકવિશ્વનો વિજેતા, કવિકુલનો નાયક, સરસ્વતીના અવતાર જેવો માનિતમ પૌરજનને શ્રદ્ધા હતી કે પ્રથમ નાટ્યશ્રીજ તેમની નગરીને રસિક વિશ્વની રાજધાની બનાવશે.

વિક્રમના રાજમુકુટ જેવા રંગ સ્થાનની નિકટમાં પ્રમદવનના વિશાળ ક્રીડાગૃહમાં પ્રેક્ષક સમાજ માટે આસનો રચાયાં હતાં. સંગેમરમરના ઊંચા સ્તંભોની ચોસરી હાર વચ્ચે કુસુમના તોરણો બેસી ગયેલી હેમવર્તની સ્વયંપ્રદીપ્ત રત્ન પંક્તિથી પ્રેક્ષકગૃહ દીપી રહ્યું હતું. પુરમુ ગીઓએ

ગૂથેલી લોધ્રકુસુમની ઝાલર, કિનારથી મઢેલી, સુવર્ણ અને મોતીએ શોભતી, ત્રિવિષ્ટપના રેશમ અને નીવદ્વીપની કિનખાબની બનેલી જવનિકા, પ્રેક્ષકોની ઉત્કંઠાના પૂરને અટકાવતુ હોય તેમ નેપથ્ય જગતનું આવરણ કરી રહી હતી.

સભાગૃહમા સહસ્રાવધિ પ્રેક્ષક સમાજ ન્હાના મડળો રચી અનેકવિધ ચર્ચા કરી રહ્યો હતો, પણ ચર્ચાસ્પદ વિષયોમા મુખ્ય તો એકજ હતો. કાલિદાસના રસખ્યાપન અને કલાના અધ્યાપનની ગુરૂદક્ષિણારૂપે તેને જીવન અને યૌવન અર્પનાર વિલાસવતી, માલવિકાની ભૂમિકા ધરશે, એથી યૌવન અને સૌન્દર્યના તે રસાવતારની દર્શન લાલસાએ, અન્ધ પગુ અને અરસિક સિવાય સહુ ત્યાં આવ્યું હતું, છતાં ચન્દ્રબિમ્બની શુભ્રતાને નજર ન લાગે માટે ત્યાં કલક રચાયું, તેમ આ રસકૌમુદીના કારણરૂપ પ્રસગે પણ અનેક પ્રકૃતિરૂદ્ધ સમાજની અધોગતિનું રસાતાળ આવી પ્હોંચ્યું એમ છેલ્લી અર્ધ ઘડીમાં, હજારસોવાર કહી વળ્યા હતા.

યુવાન, વૃદ્ધ, સ્ત્રી, પુરૂષના એક મંડળ પાસે, ધર્મશાસ્ત્ર માત્ર વાચ્યા કરવાથી જેનું દેહ અકાલ જર્જરિત થઇ ગયુ હતુ એવા એક ઉમ્મરે યુવાન પડિત બોલતા હતા "વિલાસવતી માલવિકા બનશે એ ધર્મશાસ્ત્રને અનુકૂલજ થયું છે નહિ તો અહિં આવવા માટે પ્રાયશ્ચિત્ત કરવુ પડત. કહ્યુ છે કે स्नान सचैलमादिष्टं प्रेक्ष्य स्त्रीवेषिणं नरम् ।"

પડિતજીનુ અનુકૂલ ધર્મશાસ્ત્ર સાંભળી હાસ્યપ્રિય કવિ ક્રીડાચન્દ્ર બોલ્યો "ભગવન્! મ્હારી મનોવૃત્તિ તો અજાણ્યેજ ધાર્મિક છે. પુરૂષો બાપડા રસભર સુન્દરી થવા મિથ્યા યત્ન કરે એવી વિડમ્બના જોઇ સચૈલ સ્નાન તો શુ પણ હુ જાણે કૃચ્છ્ર ચાન્દ્રાયણનુ મહાપ્રાયશ્ચિત્ત કરતો હોઉં એટલી વ્યથા થાય છે" ક્રીડાચન્દ્રનું ગામ્ભીર્ય જોઇ પડિતજીને ઔર રોષ ચ્હડયો પણ તેમને બોલતા અટકાવી, કુવિન્દ બોલ્યો, "પણ મ્હને તો ધર્મશાસ્ત્રનુ કહેવુ ઠીક લાગતુ નથી. स्त्रीवेषधारिणं नरम् નો જો ધ્વનિ લઇયે, એટલે અન્દરથી સ્ત્રી જેવા બ્હીકણ પણ બ્હારથી પુરૂષ જેવા કુરૂપ એમ આધ્યાત્મિક અર્થ લઇએ તો સચૈલ સ્નાન કરતાં કરતા જલચર પ્રાણી પેઠે સિપ્રામાજ જીવન વીતાડવુ પડે"

હવે પડિતજીથી ન રહેવાયુ "ધર્મશાસ્ત્રની મિથ્યા વિડમ્બના કરતા ત્હમેજ હાસ્યાસ્પદ બનો છો સર્વત્ર શૃગારનીજ ચર્ચા કરશો તો ધારામા માત્ર વિટ અને વારાગનાજ રહેશે–"

"ભગવન્! શૃગારની વ્યુત્પત્તિ તો કહો" બાલીશ કવિ મયૂરે શિષ્યભાવે હાથ જોડી પુછ્યુ

પડિતજીની આખ ચમકી અસહિષ્ણુતાએ ધ્રૂજતા બોલ્યા "वत्स ! शृंगारस्य आरामत्वा शीर्षचक्रे नित्यभ्रममुत्पादयन्तीति शृङ्गार અર્થાત્ उन्मत्तवर्तीचर्दांचरणस्वादशो नृपशु" મડળ ખડખડાટ હસી પડ્યુ. વ્યાકરણમાથી અણીશુદ્ધ બની ગયેલો મયૂર ઘડીભર શમી ગયો પણ ગૌરવ સાચવી બોલ્યો "रससाहित्यहीनस्यविद्याजाल निरर्थकम् । "कमुकान्तौ' इतिजाते कामिनी रज्यते नहि ।"

સ્હામે ટકવા, વ્યાકરણ ન્યાય, છન્દ કે તત્ત્વજ્ઞાનના મોર રચી જેમ તેમ ને જીવન ગાળતા

સભાગૃહમા એક સ્થળે ત્રિવિષ્ટપથી આવેલા એક ચીન ભિક્ખુને ગાયનો કઇક વિભાગ દેખાડતા, અમરસૂરી, ચીનનો અક્ષરયોગ અર્થધ્વનિ ઉપર કેમ થયો તે વિષે ચર્ચા કરતા હતા, ત્યા તેજસ્વી આખો, ચચુ જેવુ નાક અને ભવ્યશ્મશ્રુધારી વરાહમિહિર આવ્યો અને શાકદ્વીપના સાહસી પ્રવાસી અને ચીનના ભિક્ખુની પ્રનામ કથા ચાલી "શાકદ્વીપ જવાનો હેતુ શો?" ભિક્ખુએ પુછ્યુ

વરાહમિહિર ઉત્તર આપે તે પ્હેલા દશરૂપનો કર્તા ધનજય પાસે આવ્યો અને બોલ્યો "ભિક્ખુજી! એ તો શાકદ્વીપના દ્રાક્ષા મડપોમા, આકાશના અને પૃથ્વિના ચન્દ્રબિમ્બો અને ઝબકતા નયન જેવા તારાઓનો મર્મ શોધવા ગયા હતા, પણ ભિક્ખુજી આપ અહિ કેમ? અવન્તિ કેમ આવ્યા?"

"સઘની સેવા કરવા અને આપસમા રસિકજનને બુદ્ધનો પ્રેમ સમજાવવા" પોતાના પીળા વસ્ત્ર અને પુછનારની ચતુરાઇને અનુરૂપ ઉત્તર ભિક્ખુએ આપ્યો એટલામા પીળા વસ્ત્રને દૂરથી જોઇ રાજયોગનો અભ્યાસી અને તપસ્વી ઓળખાવતો એક પાસે આવ્યો અને ભિક્ખુને 'મુડક' સબોધન કરી ઉદ્ધત પ્રશ્ન પુછવા લાગ્યો "ત્યારે આ નાટકગૃહને અગ્રહાર માની લુંવો પડયો કે શુ?" "અબ્રહ્મણ્યમ્! ભદ્રમુખ!" ભિક્ખુએ દાવકાઇથી કહ્યુ "પરતુ નટ સમાજ ભેગા આપ જેવા તપસ્વિજનના દર્શન થશે માની અહિ પણ આવવાનો અમરસૂરિનો આગ્રહ સ્વીકાર્યો"

અતિથિનો પક્ષ લેતા વરાહમિહીર બોલ્યો "ભિક્ખુજી! આપ અમારા રાજયોગીનો વિધિ ન સમજ્યા योगश्चित्तवृत्तिनिरोध એ તો જાણો છો ને! પણ ચિત્તવૃત્તિને રોકવા માટે સતેજ કરવી પડે, માટે એઓ પોતાનો સમય તપોવન અને પ્રમદવન વચ્ચે વીતાડે છે"

વરાહમિહીર બોલતો હતો ત્યા કર્ણાટ કવયિત્રી વિજ્જકા આવી નીલકમલ જેવી શ્યામ હોય તે શુક્લવર્ણા સરસ્વતી એ દડી વાક્ય ખોટુ પાડતી હતી તેણે વરાહમિહિરનો આશય વિશેષ વ્યક્ત કર્યો "ભિક્ખુજી, मात्रया शङ्कया એ તો તપોવનની કન્યકાઓના આશ્રમજનોચિત હાવભાવમા સુખ જોઇ दुःखमेव सर्वं विवेकिनः એ પતજલિ વાક્ય પ્રમાણ કરવા અહિં આવ્યા છે કાલિદાસની ભટ્ટારકની કવિસમાજની અધોગતિ જોઈ એમને વૈરાગ્ય આવશે વિલાસવતીનો અભિનય જોઇ એમને દુખ થશે કારણ દુ स्वार्थेवहि यद्वाना विलासास्तरुणीकृता આમ દુ ખનો અભ્યાસ થાય એટલે अभ्यास वैराग्याभ्यां तन्निरोध ।

'ખરૂ! ખરૂ! ઋષિજી! ભિક્ખુજી તો અત્યાર માની નાટ્યાગારમા આવ્યા પણ તમે તો ખરેખર નિર્વિધાના વનને બદલે અવન્તિના પ્રમદવનમા આવ્યા લાગો છો–

પણ ઋષિજી તો કયારેય અતર્ધ્યાન થઇ ગયા હતા એટલામા દૂર તુરીનાદ સભળાયો સહુ પોતપોતાને સ્થાને ગોઠવાઇ ગયા સિંહદ્વારના પશ્ચિમના નાના દ્વારમાથી રાજમડલ આવ્યુ

પછી ચાર મદભર યવન સુંદરીઓ એક મોટા થાળ ઉપર રત્નજડિત મુકુટ લાવી. તે મુકુટનું સુવર્ણ કેરલરાજે મોકલાવ્યું હતું. તેમાંના મણિ પાંડ્યરાજે મોકલાવ્યા હતા. તેમાંની નકશી પ્રાગ્જ્યોતિષેશ્વરના સુવર્ણકારે કરી હતી. અને રેશમ ઉપરનું રસિકઅર્થવાળું ભરત કામરૂપની કન્યાઓએ ભર્યું હતું. આજે સમ્રાજ્ઞી લીલાવતીની સ્વહસ્તે કવિકુલ સમ્રાટને એ મુકુટ પ્હેરાવ્યો–સભા તે જોતી હતી ત્યાં સિંહદ્વારે જયઘોષ થયો. એક પાસાં ત્રિભુવન સુન્દરી લીલાવતી, બીજી પાસે <u>ત્રિભુવન કવિ કાલિદાસ</u> અને વચમાં <u>ત્રિભુવન જેતા વિક્રમ</u> જાણે રસિકતા, તેજસ્વિતા અને વીરતાની ત્રિપુટિ અવનિએ ઉતરી હોય તેમ તે ત્રણને જોતાં પ્રેક્ષકની આંખને ઝાંખ વળી.

સિંહાસન ઉપર ત્રિપુટી બીરાજી. ત્રણેની પાછળ ચામર ઉડાડતી યવનીઓ ચિત્રાર્પિત હોય તેમ સ્તબ્ધ ઉભી. વરાહમીહીરે જ્યોતિષની પાટીમાં જોયું, ગણિત કર્યું અને નાટકની જન્મોત્તરી ભાખી “કે સ્વયં ચિરસ્મરણીય બને અને પાછળ જન્મનાર કૃતિઓને ઉત્તરોત્તર શ્રેષ્ઠતા અર્પે એવો યોગ છે.” તેના ઇશારે ગુપ્ત રહેલી સહસ્ત્ર વીણાના તારમાંથી ગમ્ભીર સ્વરમેળ ઉઠ્યો અને સમાજ ચક્ષુમય બની ગયો.

<u>આમ ઉજ્જયિની રસિક વિશ્વની રાજધાની બની તે ઇતિહાસનું પહેલું પાનું ઉઘડ્યું!</u>





"વર્ષા મંગલ" ના વિધાયક,
શાન્તિ-નિકેતનના "ગુરુદેવ" કવિવર રવીન્દ્રબાબુ

[ પૃ. ૪૭




# વર્ષા મંગલ.

લેખક—શ્રીયુત માવજી ગોર્વિંદજી શેઠ.

કાલી કાલી વાદલીમાં વીજલી ઝબૂકે
કાળુડા ઘનઘોર – ડુંગરમાં બોલેછે મોર



ઓણ કલકત્તે ગયો ત્યારે સાંભળ્યું કે રવિબાબુ શાંતિ નિકેતનનાં બાળકોને લઇને આવ્યા છે અને વર્ષા–મંગલ ઉજવવાના છે. "વર્ષા–મંગલ"? મેં પુછ્યું. "વર્ષા–મંગલ એટલે કઇ જાતનું મંગલ?"

"અરે! તમે જોશો ત્યારેજ ખબર પડશે. ગયે વર્ષે અમે ગયા હતા લોઅર ચિતપુરમાં દ્વારકાનાથ ઠાકુર લેઇનમાં રવિ બાબુને ઘેર–ચોકમાં એક ભવ્ય મંડપ રોપ્યો હતો અને તેમાં વનપલ્લવ અને પુષ્પ–પત્રના શણગાર સજ્યા હતા. અને એ બધું પણ ઠીક–પણ સંગીત! બાળકો બાળિકાઓનાં ગીત–અને રવિ બાબુએ પોતે પણ ગાયું હતું! મંગીત તો ઘણુંએ સાંભળ્યું હશે–પણ આ તો કંઈ અલૌકિક વસ્તુ છે."

મને અમદાવાદની ઉજાણીઓ યાદ આવી–ગાલ્લીઓ જોડી વનમાં જઇ લાડુ ખાવાની મોજ–ભુજ માંડવી, જામનગરના શ્રાવણ–ભાદરવાના મેળાઓ યાદ આવ્યા–ભાવનગરના યશોનાથ મહાદેવના ચોકમાં જન્માષ્ટમીને દહાડે સાંભળેલા રાસડા યાદ આવ્યા–ઘણું ઘણું યાદ આવ્યું, મહા કવિ કાલીદાસ અને ઋતુ સંહારની વાતો સાંભરી; તપોવનોમાં ઋષિઓ અને ઋષિ કુમારોનાં ઉત્સવોની કંઇક કલ્પના કરી. "કવિ"નો વસંતોત્સવ–પુસ્તક ચક્ષુ વચ્ચે ઘણીવાર ઉજવ્યો હતો. અને એક વાર વસંતપંચમીને દહાડે લલિતજીએ ઘેર આવી ધુન મચાવી હતી–વૈષ્ણવ મંદિરોમાં ફુલ–ડાળનાં પણ કોઇ કોઇ વાર દર્શન કરેલાં–પણ આતો વર્ષામંગળ! નાનપણમાં વર્ષારંભે મારી બા "મેથીઆ" લાડુ બનાવે તે ચોરી ખાવાની મજા! પણ રવિ બાબુનાં વર્ષા–મંગલની વાત જ જુદી!!

આપણા કવિઓ વસંતને ઋતુરાજ કહે છે, પણ તાર્તારીની વસંતોના અનુભવી બાદશાહ બાબરને ભારત વર્ષની વર્ષાઋતુ ઉત્તમ લાગતી. બાબર વર્ષાઋતુમાં ઉન્મત રહેતો. રવિ બાબુને કંઇ બાબરનો મેળ લાગ્યો હશે?

એ દિવસ આવ્યો, માદન થીએટરમાં ગયા, ક્ષિતિ મોહનસેનને ભેટયો, એન્ડ્રુઝને મળ્યો, પ્રોફેસર લેવી તથા મદામ લેવીનાં દર્શન કર્યાં—અનેક બંગાલી બંગાલણોનાં ઝુમખાં આવતાં ગયાં. થીએટર નીચે ઉપર ચીકાર—મહીં ગુજરાતીઓની ઝીણી છાંટ હતી— બેચાર મારવાડી પાઘડી પણ દેખાઇ, પડદો ઉપડયો; દૃશ્ય મનહર હતું.

રંગભૂમિને પત્ર પુષ્પથી સુઘડતાથી શણગારી હતી; તેમાંએ શ્વેત અને લાલ કમળો ખાસશોભી રહયાં હતાં. રવિબાબુ અને તેમની મંડળીના કળા-ચાતુર્યમાં પૂછવું શું ? હીરા, મોતી, સોના રૂપાંના શણગાર ન હોતા. સ્ત્રી-પુરૂષ, કુમાર-કુમારીઓનાં વસ્ત્રમાંથી પણ શાંતિ-નિકેતનની શાંતિ મ્હેકતી હતી. સફેદ તળ અને લાલ કિનારીવાળાં સૌનાં વસ્ત્રો હતાં.

સૌથી આગળ નીચે બાજઠ ઉપર ગુરૂદેવ (શાંતિનિકેતન રવિ બાબુને ગુરૂદેવ કહી બોલાવે છે) સુંદર દાઢી સહીત બેઠા હતા. જોડે બે બાજુએ બબ્બે બે બાલિકાઓ વીણા લઇ બેઠી હતી. તેની જોડે દક્ષિણે કોલ્હાપુરવાળા પંડિત મૃદંગી બુવા મૃદંગ લઇને બેઠા હતા. પાછળ ચાર પાંચ હાર અર્ધચંદ્રાકારમાં ગોઠવાઇ ગઇ હતી. સૌથી પાછળ કુમારો ઉભા હતા, કોઇના હાથમાં એકતારો તો કોઇના હાથમાં બંસી હતી. બરાબર મધ્યમાં રવિબાબુના ભત્રીજા (હિંદીપંચના બંધુની પ્રતીતિ આપતા) સંગીત વિધાયક તરીકે બેઠા હતા. સંગીત ચાલુ થઇ ગયું હતું, અને સૌ સાથે ગાતા હતા. અમુક ચરણ કુમારો ગાય, બીજું ચરણ કુમારીઓ ગાય અને પછી સૌ સાથે મળી ધ્રુવ ગાય. ભાષા બધાં ગીતોની બંગાલી હતી. પ્રથમ ગીતના-શબ્દો નીચે પ્રમાણે હતા:—

દારૂન અગ્નિ બાને, હૃદય તૃષાય હાને
રજની નિદ્રાહીન, દીર્ઘ દગ્ધ દીન
આગમ નાહિ જે જાને

શુષ્ક કાનન શાખે, કલાન્ત કપોત ડાકે
કરૂન કાતર ગાને

ભય નાહિ, ભય નાહિ, ગગને ચ્હેહિ ચાહિ
જાનિ ઝંઝાર બેશે, દિબે દેખા તુમિ એસે
એકદા તાપિત પ્રાને

ગ્રીષ્મ ઋતુના અંતના દિવસોનું ઉપલા ગીતમાં વર્ણન છે. ત્યાંથી માંડીને એક પછી એક આગળ ચાલવા મંડયાં. વચમાં એક બે ગીત એકેક બાલિકાએ સ્વતંત્ર ગાયાં. પણ ખરી મજા તો રવિ બાબુએ પોતાનાં કાવ્યોમાંથી વર્ષા વર્ણન વાંચ્યું ત્યારે આવી. મને બંગાલી બહુ આવડતું નથી પણ બે શબ્દો તો મારા મનમાં હજીએ રમે છે અને રમશે :—"હરિ કાલો, મેઘ કાલો!"

શાંતિ નિકેતનના સંગીત ઉપર પણ રવિબાબુની છાયા —રાગ રાગણીઓ તો શાસ્ત્રીય સંગીત પ્રમાણે પણ તેમાંએ કાંઇ વિચિત્રતા હતી. ગાવાની મીઠાસ અને મંજુલતા ઔર હતી. મૃદંગનો અવાજ સંગીતને બ્હેલાવતો—ઢાંકી ન્હોતો દેતો, બધાં મળીને પંદરેક ગીત આવીરીતે ગવાયાં પણ એકથી એક ચઢે.

વચમાં એક અદ્‌ભુત વાત બની રવિ બાબુ બીજી વાર વાંચવા ઊઠયા. આખા થીએટરમાં અપૂર્વ શાંતિ હતી. એમની વાણીથી સૌ મુગ્ધ હતાં. એટલામાંજ ગર્જના થઇ અને વરસાદ શરૂ થયો. સૌને લાગ્યું કે રવિ બાબુનું આમંત્રણ—શાંતિ-નિકેતનનું આમંત્રણ—વર્ષા ઋતુએ સ્વીકાર્યું!

સંગીત આગળ ચાલ્યું:—

"એકિ ગભીર બાની એ લો,
ઘન મેઘેર આડાલ ધરે, સકલ આકાશ આકુલ કરે,
સેઇ બાનીર પરશ લાગે, બનીન પ્રાનેર બાની જાગે,
હઠાંત દિકે દિગન્તરે, ધરાર હૃદય ઉઠે ભરે,
સેકિ બાંશિ બાજીયે છિલો, કબે પ્રથમ સુરે તાલે,
પ્રાનેર ડાક દિયે છિલો,સુદૂર આંધાર આદિ કાલે,
તાર બાંશિર ધ્વનિ આનિ આજ ૅપાઠ દિલો આનિ,
સેઇ અગોચરેર તરે, આમાર હૃદય નિલો હરે."

શ્રોતા વર્ગમાં કલકત્તાના સારામાં સારા ભદ્રલોક હતા, સૌએ નિઃશબ્દ શાંતિથી સાંભળ્યું—પીવાય એટલું પીધું અઢી કલાક સુધી. સમય કેમ ગયો એ કોઇ ને ખબર પણ ન પડી.

ગુજરાતની રંગભૂમિ પર આવું જોવા—સાંભળવાનું કયારે મળશે? કયારે?

"વૃંદા-વન"
માંતાક્રુઝ
૩-૧૦-૨૨.






લેખક—શ્રીયુત બરજોરજી ફેરામજી ભરૂચા.



માતૃભૂમિની ભ્રાંતિમા ભમતો માનવી રંગભૂમિ વિષે નવીન તે શુ કહી શકે? જ્યા અધિપતિ રાજના આગ્રહને માન આપી બે બોલ બોલી શકે!

રંગભૂમિ દિવ્ય, દિવાની પુરાણી રંગભૂમિ! રંગભૂમિ સતની, સૌંદર્યની, શોખની રંગભૂમિ! રંગભૂમિ પ્રીતની, લીલાની, લલિતની રંગભૂમિ! રંગભૂમિ, સગનની, રંગતની, તરંગની રંગભૂમિ! રંગભૂમિ, આકાશની, પાતાળની, પૃથ્વીની રંગભૂમિ! રંગભૂમિ, પ્રેમની, પ્રમાણની, પરમાર્થની રંગભૂમિ! રંગભૂમિ, ધર્મની, સેવાની, સ્વત્યાગની રંગભૂમિ! તને આજે પ્રણામ હોજો!

રંગભૂમિ, તારી પ્રાચીન પ્રૌઢતા ક્યા છે? તારૂ કમળ સરીખુ મુખ ક્યા છે? તારી વેદ જેવી વાણીઓ ક્યા છે? તારી સરિતા જેવી સરળતા ક્યા છે? ક્યા છે, રંગભૂમિ તારા શુદ્ધ સેવકો? ક્યા છે રંગભૂમિ, તારા મોટા નાયકો? ક્યા છે રંગભૂમિ તારા સુંદર ગાયકો? ક્યા છે, રંગભૂમિ, તારી રામનીનાઓ?

રંગભૂમિ, ભગીરથની કીર્તિ તુ કેમ ભૂલી છે? શકુંતલાનુ ગૌરવ તુ કેમ વિસરી છે? વૈરાગ્યની વગણુ તે કેમ તજી છે? રાગના માગમા તુ કેમ તણાઇ છે?

રંગભૂમિ, વિશ્વામિત્રની વાત તુ કેમ વિસરી છે? લક્ષ્મીના મોહમા તુ કેમ ખેચાઇ છે? જનસમાજને ચેતાવવાને તુ કેમ ચૂકી છે?

રંગભૂમિ, તારૂ પુન્ય અને પાપ મોટુ છે! તારો જશ અને અપજશ ભારી છે! તારી શક્તિ આજે અગણી છે! તારે શિર આજે મોટી ફરજ ઉભી છે!

રંગભૂમિ જરા ઉભ અને જો! કે તારી માતૃભૂમિની આજે શી દશા છે? તેના બાળકો કેવા ભૂખે મરે છે! તેની બાળાઓ કેવા આછા વસ્ત્ર મેળવી શકે છે! આ દેશમા કેવી નિર્ધનના નિર્દયતા વ્યાપી રહી છે! રંગભૂમિ તને આ નિરખના રંગ ભ્રગો ભાવે છે? રંગભૂમિ તને ચૂપ રહેવુ શોભે છે? જગ જાગ જગાડ રંગભૂમિ



"રગભૂમિ અને માતભૂમિ"

હે! રગભૂમિ! દર્શાવ તુ આજે માતાની દરીદ્રતા! દેખાડ તુ આજે માતાની નિર્ધનતા! બતાવ તુ આજે માતાની પરાધીનતા! શીખાડ તુ આજે માતાની પ્રૌઢતા! ચિતાર તુ આજે માતાની મનોહરતા! ગા તુ આજે માતાની અમરતા! બાળકોની શુદ્ધિમા છે માતાની અચલતા!

હે! રગભૂમિ! ભર તુ રગ માતાના!
હે! રગભૂમિ! કર તુ સગ મતના
હે! રગભૂમિ! ગા તુ ગુણ ગોપાળના!
હે! રગભૂમિ! ગજે રગ ભૂષણના

વંદે માતરમ્!

નવા વર્ષનું

## મંગળ પ્રભાત.



હાં! રે! હાં! પુણ્ય પ્રભાત રંગ રાતો.
દેવી મારી મંગળ પ્રભાત રે. જો! જો! મંગળ પ્રભાત રે.
વિજય સૂરજની દેવી દે વધામણી. સંસાર શૌર્યે સંપન્ન રે.
અન્ધાર આથમે. તેજપૂર ભભૂકે. મલકે માનવનાં મન રે.
જો! જો! મંગળ પ્રભાત રે. હાં! રે! હાં!
આલેખે દિનકર જ્યોત કેરી રેખા. આલેખે સખી સોહાગ રે.
જો! જો! પ્રભાત ચિત્ર. જો! જો! વિજય ચિત્ર. જગત્ જાગે મહા ભાગ રે.
જો! જો! મંગળ પ્રભાત રે. હાં! રે! હાં!

— મૂળજી દુર્લભજી વેદ

# અવસાન—દિલનાં ને દેહનાં.

[ લેખક—સૌ. લીલાવતી ]

૧



ત્હે મને ખબર છે? હું તો વિધવા છું. વિધવાઓનું તો નામ સાંભળતાંજ આપણો સંસાર અકળાઇ જાય છે. ત્હમે શું કરશો?

વિધવા થયા પછી પતિવ્રત પાળવાના ઉપદેશ તો હું આજ સુધી સાંભળતી આવી છું. જાણે વિધવાને તો મન કે વાસના કંઇએ ન હોય!

પવિત્રતાના ચોકીદારોની આલએલ કોઇનાયે મહેનત વિના આપણામાં અખંડ ચાલી આવે છે! એમના વિના આપણે મરી ગયાં નહી હોત!

હું પંદર વર્ષે શ્રીમંત બીજવરને પરણી. સત્તર વર્ષે વિધવા થઇ. મ્હારા પતિ બીચારા ભલા હતા. શ્રીમંતો હોય તેનાથી વધારે ખોટા તો નહોતાજ. વધારે સારાયે નહોતા.

મ્હારાપર એમનો સ્નેહ તો બહુ હતો, પણ એનાં દર્શન જરી ગ્રામ્ય રીતે થતાં. સ્નાન કર્યાં પછી મ્હારા વિના કોઇનીયે પાસે વસ્ત્ર લેતાં એમને ખેદ થતો. પાનની પટ્ટી મ્હારાજ હાથની ખાતા. બીજાના હાથે પીરસાયલું અન્ન એમને ભાવતું ન હતું. મ્હને શણગાર સજાવવા એ સતત આતુર ર્હેતા. કાચની પુતળીની માફક મ્હારી તબીયતની એ ફીકર રાખતા. અને આ સર્વના બદલામાં મ્હાનામાંથી લુંટાય તેટલો રસ મ્હારા યૌવનનો રસ—એમને માણવો હતો. હું એમની પત્ની છું એ ખ્યાલ એમને સતત રહેતો.

અત્યારે એમને યાદ કરીને બે નિઃશ્વાસ હું નાંખુ છું; પણ ત્યારે તો મ્હને વ્રાગજ થતો. પિતૃગૃહમાં મ્હને સંસ્કાર મળ્યા હતા. ઉત્કટ ભાવનાઓનાં સ્વપ્ન દેખ્યાં હતાં. માતા પિતા મરી ગયાં અને પીત્રાઇ કાકાને આગરે પડી તરતજ એમણે મ્હારો માર્ગ કહાડયો. આવા વરને પરણાવવા માટે ન્યાત,જાતમાં માન પામ્યાં તે હદ્દ.

મ્હારા વિવાહની વાત ચાલતી ત્યારે પરણવાનું કોણ જાણે કેમ મ્હને ગમતું નહી. મ્હારી એક સખીને દૂર બોલાવી મ્હેં છાનામાના વાત કહી હતી. 'તારા, મ્હને આ વર ગમતો નથી.' ત્યારે એણે મ્હારા પર ન્હડાવેલાં ચક્ષુઓ હજુ મ્હને યાદ છે. પણ શું કરૂં, પરણું નહીં તો ? ક્યાં જાઉં ? બા અને પિતાજીએ મ્હારા માટે શું શું આશાઓ ધરેલી ?

મ્હારે તો એક કોડીલો કંથ જોઇતો હતો. મ્હારા હૃદયનો સ્વામી, પ્રાણનો નાથ, એના નયનોમાં સમાવે એવો રસેશ્વર! આ બધું તો વાર્તાઓમાંજ શોભે એ મ્હને હવે ખબર છે. પણ ત્યારે આ મ્હારી માનસમૂર્તિના સિંહાસને મ્હારા શરીર નાથને સ્થાપતાં જરા વસમુ લાગ્યું હતું.

આતો બધી જુની વાર્તા છે. શો સાર એને સંભાર્યામાં? આ જગતમાં આવાં આશા–કુસુમોને ખીલવાનું સ્થાન નથી.

બે માસનો બાળક પુત્ર મુકી મ્હારા પતિએ એમની આ લોકની યાત્રા પુરી કીધી. શોક દેખાડવો જોઇએ એટલો વ્યવહાર તો મ્હને આવડતો. મ્હને શોક થયોએ હતો પણ પ્રિયતમ મરતાં થાય એવો તો નહીં જ.

જગતે કહ્યું કે હું હવે નિરાધાર થઈ. સ્નેહીઓને મન એ પ્રભુની પ્રકોપ હતો.

સગાંઓનાં દુઃખમાં સ્વાર્થનો છાનો સંતોષ ભળતો. મારા સૌભાગ્ય અલંકારો ઉતરાવી નાંખ્યા હતા. મ્હારો બાળક પુત્ર એજ મ્હારી આશાનો એક માત્ર આધાર મનાતો.

મ્હારા દુઃખમાં દિલાસા દેવા ઘણાં જણ આવતાં. કોઇ મ્હારા આયુષ્યના અવશેષને ભક્તિમાંજ નિર્ગમવાનું કહેતા. કોઈ ભગવદ્ગીતાનો કર્મયોગ સૂચવતા. કોઇ મ્હને જ્ઞાન પ્રાપ્ત કરવાનું કહેતા. કોઇને મન મ્હારા બાળક પુત્રને ઉછેરવામાંજ મ્હારા કર્તવ્યની સમાપ્તિ ભાસતી.

મ્હારા વિધવા જીવનનું પ્રથમ વર્ષ વૃદ્ધાઓથી વિંટાઇને અને મ્હારા પુત્રની સેવામાં મ્હેં વ્યતીત કર્યું. પતિના મૃત્યુની દિલગીરી તો થતી પણ એમનો વિયોગ



" એકજ શશિનાં બે પ્રતિબિંબ સમાં અમે બંને એકજ અવ્યક્તનાં બે વ્યક્ત સ્વરૂપો હતાં."

[પૃષ્ઠ ૫૬.

બહુ સાલતો ન હતો. એ જીવ્યા હોત તો હું માત્ર એમની વૃત્તિઓની હાજીજ ન્હેવાને સર્જાયલી હતી. એમના મૃત્યુથી મ્હને આનંદ તો ન હતો પણ સ્વતંત્રતાની શાંતિ તો હતીજ. પ્રભુ એમના આત્માને શાંતિ અર્પે એ સિવાય એમને માટે હું વધારે શું કહી શકું?

છ સાત વર્ષ આમને આમ વહી ગયાં. મ્હારો બાળક પુત્ર ઇન્દુ કલાસમાં



મ્હારો બાળ પુત્ર ઇન્દુ ... અમો ... તા

વધતો હતો. એનામાં રૂપ હતું, હોશીઆરીએ હતી. એનો દેહ નિરોગી અને આકર્ષક હતો. મ્હારો એના પરનો સ્નેહ પ્રતિદિન વધતો હતો. ... વખત એનામાં પિતૃપક્ષના કેટલાક ગુણોનું બીજ દેખાતું ત્યારે મ્હારું મ્હોંડુંજ ... થતો પણ હું એને વધવા નહી દેતી. એ માટે એ મ્હારું સર્વસ્વ હતો. એને ... એના ભાવિ જીવનમાટે જેટલું કરાય તે હું કરવાનો મ્હારો નિશ્ચય હતો.

અને આ ચાર વર્ષોમાં મ્હેં મ્હારો અભ્યાસ પણ ઠીક વધાર્યો હતો. જીવનના ઘણા પ્રશ્નો મ્હને મુંઝવતા અને એ સર્વના ઉકેલ મ્હારી અલ્પ મતિ અનુસાર કરવા હું મથતી.

બાળક શાન્તનુનો ઉતાવળો વિકાસ મ્હારી ચિન્તામાં વૃદ્ધિ કરતો હતો. માતાનાં લાડ એને મળતાં પણ પિતાના પ્રેરક બળની એને ખોટ પડતી. માતા પિતાની ગરજ સારે તોય પિતાના અનુભવની ખોટ એનાથી નથી પુરાતી. મૃત્તિકાના ઘડેલા પાત્રોમાં તાપ વિના પકવતા નથી આવતી. તેમ બાળકમાંયે પિતા વિના કઠણ તત્ત્વોની ખામીજ રહી જાય છે. હું આ સહમજતી અને એનો માર્ગ કહાડવા કંઇ કંઇ વિચારો કરતી. શાન્તનુ માતાના સ્નેહમાં પિતાના જ્ઞાનથી વંચિત ન રહે, માતાની કોમળતામાં પિતાના અનુભવથી રંગાયા વિનાનો ન રહીજાય એ એક મ્હારી મ્હોટી ફીકર હતી. ઘણીવાર મ્હને એની ચિંતા થતી.

મ્હારા પતિનો એક દૂરનો ભાઇ અમારી ઘણીવાર ખબર રાખતો. સમાજમાં એની પ્રતિષ્ઠા હતી. એનો અભ્યાસ હમણાંજ પૂરો કરી કૉલેજમાં પ્રોફેસરની પદવી એણે સ્વીકારી હતી. મ્હારામાં એને ઘણી આશાઓ હતી. મ્હને સમાજ માટે–જગત માટે કંઇ કંઇ કરી જવાના ઉપદેશ એ સદા સંભળાવતો. મ્હનેયે એના પ્રતિ માન અને શ્રદ્ધા હતાં. શાન્તનુ માટે હું ઘણીવાર એની સલાહ લેતી. લગ્નની ધુંસરી હજી એને ગળે નહોતી ભેરવાઇ, એટલે એ શાન્તનુને માટે ઘણો સમય કહાડી શકતો.

દિવસે દિવસે કિશોરીલાલ સાથે અમારો સંબંધ એકજ કુટુંબના હોય તેવો થતો જતો હતો. બાળક શાન્તનુનું વહાલ એના પર કંઇ અજબ હતું. શાન્તનુ પર એના સ્નેહની ધારાઓ વર્ષતી.

કેટલેક અંશે મ્હારી ચિંતામાંયે મ્હને નિરાંત હતી. કિશોરી પ્રતિની મ્હારી ઉપકારવૃત્તિ સહજ હતી.

પતિવિનાના મ્હારા જીવનના દિવસો સરિતાના શાંત પ્રવાહ સમા આમને આમ શાંતિમાં સરી જતા હતા. હજુ એ સરિતામાં કદિ પુર નહોતાં આવ્યાં. કદિ આવશે એવું સ્વપ્ન પણ નહતું. શાન્તનુમાંજ વિશ્વ આખુંએ સમાઇ ગયું હતું.

મ્હારા હૃદયમાં કદિ વેગ આવતા, પણ ચિરંજીવ નહોતા બનતા! શાન્તનુનો મીઠો અવાજ એવાં સર્વ સ્વપ્નોનાં અવસાન તરત આણતો.

૩

શાન્તનુની પ્રકૃતિ કેટલાક સમયથી સ્વસ્થ ન હતી. એનો અસ્વસ્થતા કંઇ ન કળાય એમ વધતી જતી હતી. મ્હારા એ મીઠા પોપટનો સ્વર હમણાં હમણાં બહુ

મંદ થતો જતો હતો. એના મુખપરના ગુલાબ કરમાઇ જતા હતા. એનું લાલિત્ય અને સ્ફૂર્તિ દિન પ્રતિદિન અદૃશ્ય થતાં જતાં હતાં.

સંબંધિઓ લોકાચાર પાળી ખબર પૂછતાં. ભૃત્યો કહ્યું કામ કરી જતાં. મ્હારા બાલુડાને કશાથીએ આરામ નહોતો. કિશોરી એની પુત્રથી અધિક ગણી સેવા કરતો. એનાજ ઉત્સાહપ્રેરક બળથી હુંયે ટકી શકતી હતી. એની સેવાના દૃશ્યથી હું ઉપકારવશ બનતી.

એક રાત્રિએ શાન્તનુની પ્રકૃતિ વધારે બગડી. આશંકાથી મ્હારૂં હૃદય ધબકતું હતું. કિશોરી નિદ્રાવિહીન નેત્રે શાન્તનુ પાસે બેસી રહ્યો હતો. માતા કરતાંએ એની શુશ્રૂષા વધારે અસરકારક હતી. હું હતાશ જેવી કંઇ સુઝતું ન હોય તેમ શાન્તનુનો કોમળ હસ્ત લઈ બેસી રહી હતી.

વેદનાથી બાળકના મુખની વિકૃતિ ભયંકર થતી હતી. એનો ગુંગળાટ એની સાથે મ્હનેયે અસહ્ય થતો જતો હતો. ડાકટર આવ્યો પણ એનાથી કંઈ વધારે થઇ શકે એમ ન હતું. 'આ દવા અસર કરે તો મ્હને પ્રભાતમાં બોલાવજો નહીં તો પ્રયત્ન મિથ્યા છે.' કિશોરીના પ્રયત્નો ચાલુજ હતા. એના કહ્યા પ્રમાણે યંત્રવત્ હુંયે કરતી પણ મ્હારૂં મગજ કામ નહી કરતું. શાન્તનુનો કરૂણસ્વર મ્હારા હૃદયમાં સોંસરો જતો. શું આ દીપક હોલવાઈ જવાનો?

આખી રાત્રિ શાન્તનુની વેદનાના આર્તસ્વર વચ્ચે સંશયના હિંદોલે ઝુલતાં કહાડી. છેક પ્હેરોઢમાં એને જરા આરામ થતો હોય એમ લાગ્યું. આખી રાત્રિની વેદના પછી વેદના ઓછી થતાં ગાઢ નિદ્રામાં એ પડયો.

રાત્રિઓના જાગરણ પછી આખી રાતની આ માનસિક સંશયગ્રસ્ત સ્થિતિએ મ્હારાપર વધારે અસર કરી હશે એમ લાગે છે. શાન્તનુની નિદ્રાના મંદ નિઃશ્વાસ હું સાંભળતી હતી, એવામાં નયનોમાં અંધકાર છવાઇ જતો હોય એમ લાગ્યું. હું મૂર્છાવશ થઇ હતી તે તો મ્હેં પછીથી જાણ્યું. ભાન છેક જતું રહે તે પહેલાં ક્ષણવાર કોઇની હિમસમી થંડી અંગુલીઓનો સ્પર્શ મ્હેં અનુભવ્યો.

આ સ્થિતિમાં હું બહુવાર નહી હોઉં. પણ દૃષ્ટિ ખુલે તે પ્હેલાંયે જાગૃતિ તો આવી હતી. કોઇના ઉષ્ણ શ્વાસોશ્વાસ મ્હારા કપોલને સ્પર્શતા હતા. મ્હેં કંઇ ધીંગો ગણગણાટ સાંભળ્યો. માણેક! માણેક!

નયનો ખોલતાં કિશોરીનું દયામણું મુખ મ્હારાપર લટકતું મ્હેં જોયું. એના નયનોમાં એટલી આર્દ્રતા હતી કે એમાં લખાયલા ભાવ એમાંથી વગર કહે ટપકી

પડતા. અચિંત્યો ગા. અરણ્યમાં વિદ્યુતનો ચમકાર થાય એમ મ્હારા હૃદયવનમાંએ પ્રકાશ પડયો. એક ક્ષણનોજ હતો પણ એમાં તો યુગોની કથા લખાયલી હતી.

મ્હને જાગતી જોઈ એણે એકદમ સ્વસ્થ થવાનો યત્ન કર્યો. 'બ્હેન કેમ છે હવે ત્હમને?'

'મ્હને શું થયું હતું? શાન્તનુ કયાં?'

'આગમથી ગાઢ નિદ્રામાં પડયો છે. અતિશ્રમે ત્હમને અસર કરી હતી. ત્હમારે હમણાં ઉઠવાની જરૂર નથી. હું શાન્તનુને જોઉં છું.'

'ત્હમે પણ મ્હારા કરતાં ઓછા શ્રમિત નથી આરામની તો ત્હમનેએ એટલીજ જરૂર છે. ત્હમે જાઓ હું જોઇશ!'

'ત્હમારે હમણાં ઉઠવાનું નથી. શાન્તનુની વ્યવસ્થા હું કરું છું. એ ઉંઘે છે એટલે બીજા કોકને બેસાડવાથી એ ચાલશે. ત્હમે સુઈ જાઓ' અવાજમાં એક પ્રકારની સત્તા કે દબાણ જે કહો તે હતાં.

શાસ્ત્રોમાં કહ્યુ છે કે અનેક યુગો અને જન્મોમાં અણમોલી કોઇક પળેજ જીવાત્માના અજ્ઞાનનાં પડળ ઉતરી જાય છે અને પરમાત્માને દેખે છે. મ્હારી આંખની અંધારીએ એક ક્ષણવારમાંજ ખસી ગઈ હતી. પણ એ શું પામવાને હતી? કિશોરીના અંતરમાં એકલો શાન્તનુ નહોતો પણ એની માતાનેયે ત્યાં સ્થાન હતું. શાન્તનુને લીધે હું હતી કે મ્હારે લીધે શાન્તનુ હતો તેયે કોણ કહે? ઓ પ્રભુ, આ કેવા ભેદ અને તેયે કેવી પળે?

કોણ જાણે કેમ-મહને આ ભેદથી ઉંડુ અંતર દુઃખ નહોતું થતું. મ્હારી જાતને મ્હેં એ માટે તિરસ્કારી હતી પાસેનાજ ખંડમાં શાન્તનુ નિદ્રામાં મૃત્યુના મુખમાંથી તત્તનોજ પાછો આવેલો સુતો છે હું એની જનેતા એને બદલે આવા ઉચ્ચાર કરૂં?

એક છાનો સંતોષ થતો હતો જગતમાં હુ છેક એકલી નથી પડી પણ એક હૃદયે મ્હારા માટે તલસે છે. મ્હારે એ સંતોષને આચારમાં નહોતો આણવો પણ એની મ્હડાક સ્ત્રીત્વનુ અભિમાન સંતોષાતું. સ્ત્રીમાં પુરૂષોના સ્વભાવમાં એવાં તે શાં તત્વો હશે કે એને પરસ્પરના આશ્રય વિના નથી ચાલતુ?

પણ કિશોરીની સાથે બેસતાં હવે સંકોચ તો વરતેજ. કંઇ કારણ આપ્યા વિના એને આવતો અટકાવાય પણ કેમ? શાન્તનુને તો એનું ઘેલું લાગ્યું હતું. શાન્તનુની આ સ્થિતિમાં એના વિના ચાલી પણ કેમ શકે?

નિદ્રા હવે આવે એ અશક્ય હતું. અને જાગૃત દશામાંયે વિચારના ભુતાવળ મ્હને ચારે દિશાએથી ઘેરતા અને હું વિધવા છું એ ભાન મ્હને અતિ તીવ્રતાથી કરાવતા.



મૃત્યુ અને જીવન વચ્ચે શાન્તનુના જીવનનો તાર અદ્ધર ઝુલતો હતો. આવી એક નહી પણ અનેક રાત્રિઓ પર્યંત હું અને કિશોરી એની પાસે બેસી રહેતાં. શાન્તનુની વેદનાને લીધે કિશોરીની શાન્તનુની માતા પ્રત્યેની અનુકંપા પણ વધતી જતી હતી. અને નિઃશબ્દ યામિનીની નિરવતામાં એ અનુકંપાનો પડઘો મ્હારા અંતરમાં પડતો. કિશોરીને શાન્તનુને જીવાડવો હતો અને એ દ્વારા એની માતાનેયે જીવાડવી હતી. એનું અંતર મ્હેં પરખ્યું છે એ એ સ્હમજતો. એ એ સંતાડવાની બહુ દરકાર પણ નહી કરતો. હું પરણી હતી પણ મ્હારા પતિએ મ્હારા હૃદયના સ્વામી નહોતા બન્યા. એમની તૃપ્તિને અર્થે એ મ્હને સજાવતા અને શણગારતા, પણ મ્હારેએ હૃદય જેવી કોઈ વસ્તુ છે એવો એમને વિચાર સરખોયે નહોતો આવ્યો. મ્હારી શોભાને એ અતૃપ્ત નયને નીરખતા. મ્હારા આત્માને ઓળખવાની એમણે કદિએ દરકાર નહોતી કરી.

મ્હારા યૌવનકાળની વસંત હજુ ઉતરી ન હતી. પુત્ર પ્રેમનું આધિપત્ય મ્હેં મ્હારાપર સ્થાપ્યું હતું પણ અંતરનો એક ઉંડો ખુણો તોય ખાલી રહેતો. અને જ્યારે વિધાતાનો હસ્ત મહારા એ અમૂલ્ય ધન પર હું લંબાયલો જોતી ત્યારે અબળાની નિર્બળતા મ્હારામાં પુરેપુરી પ્રકાશતી.

કિશોરી મ્હારી વેદના સ્હમજતો. મ્હારાપરની દયાથી એ દાઝતો. બીજા કોઇપણ પ્રસંગે એના હૃદયનાં દ્વાર મહારે માટે એણે નહી ઉઘાડયાં હોત. વિધિની ક્રૂરતાએ એના હૃદયનાં પડળ ઉતારી નાંખ્યાં હતાં. અને મહારેએ આશ્વાસનની કેટલી જરૂર હતી? આ કારમા કાળમાં હું એના વિના ટકીજ કેમ શકત?

પણ મ્હારા હૃદયની મુંઝવણનો પાર નહોતો. કિશોરી મ્હારા મિત્ર કરતાં કંઇક વધારે હતો એ.તો મ્હેં ક્યારનુંયે જોયું હતું. પણ એ વસ્તુસ્થિતિ સ્વીકારવા હું તત્પર ન હતી. પરપુરૂષનો વિચાર કરવોયે મ્હારે મન પાપ હતું. હું વિધવા છું એ કથા મ્હારા કપાળમાં લખાઈ ગઈ હોય તેમ મ્હારાથીએ ક્ષણવાર વીસરાતી નહોતી. શાન્તુના મંદવાડમાં એણે મ્હારા સ્વામિની પદવી પૂરી હતી. બાળકના મંદવાડમાં અભિન્નહૃદય દંપતી સમાં અમે કંઈક લાગતાં. એ મંદવાડેજ અમને નીકટ આણ્યાં હતાં. આનો અંત શો હશે એ વિચારે મ્હારૂં અંતર કંપતૃં.

તોય આ વિચારને દેશવટો દેવા તત્પર ન હતી. ભય હતો છતાં,–મનને માર્યાં છતાં. હૃદયને એથી એક પ્રકારનું સુખે હતું. આત્મ નિર્ભત્સ્મતાથીએ એ

આનંદ જતો નહોતો રહેતો. ઘણી વસ્તુઓ મગજને નહી ગમતી છતાં અંતર સ્વીકારતું. ન્હાના પ્રસંગોના અને વાક્યોના અર્થ બુદ્ધિ વિશ્વધર્મ પ્રમાણે કરતી છતાં હૃદય નહોતું છેતરાતું.

કિશોરી મ્હારામાં થએલો ફેર જોતો. અમે બંને કોઈ ન્હાના પ્રસંગ કે વાક્યથી ખુલ્લાં ન પડાય માટે સાવચેત રહેતાં. પણ એ સાવચેતીથી અંતરની વાત વધારે સ્પષ્ટતાથી ઉઘાડી પડતી.

ક્યાં સુધી આમ ચાલી શકે? આ મુંઝવણનો માર્ગ કહાડવાનો કિશોરીએજ નિશ્ચય કર્યો હોય એમ લાગ્યું. એ આખા પ્રસંગનું ચિત્ર મ્હારા માનસપટપર રેખાએ રેખાથી અંકિત થએલું છે. પણ એ તો મ્હારા અંતરના ગુપ્ત ભંડારનું એક રત્ન છે અને હું જગત સમક્ષ મુકી એનું મૂલ્ય ઉતારવા નથી માગતી. પણ મ્હારા અત્યારસુધીના જીવનપથના માર્ગ બદલાનું સ્થાન તો એ પ્રસંગ છે. એને સંતાડીએ કેમ રખાય?

કહું ત્યારે? એણે મ્હને પુનર્લગ્નનું સૂચન કર્યું. પુનર્લગ્ન એ નામ એને ઘટતું તો નથી. મ્હારાં પ્રથમનાં લગ્ન એ લગ્ન કહી શકાય?

મ્હારા એકલવાયા જીવનનો સખા બનવા એ પરવાનગી માગતો હતો. મ્હારા પિતા વિનાના પુત્રનો એ પિતા થવા આતુર હતો. સમાજનાં સર્વ સંકટોએ સહી લેવા તત્પર હતો, જો હુંએ પરવાનગી આપું તો.

એના શબ્દે શબ્દમાં મ્હારા પ્રત્યેની દયા અને સ્નેહ ઝરતાં. એના વાક્યોમાં અમૃતરસ ઝરતો. હું પરવાનગી આપું તો આખા જગતની સાથે એ એકલે હાથે ઝુઝવા તૈયાર હતો. નહીં તો ફરીઆદનો એક શબ્દ ઉચ્ચાર્યા વિના જીવનભર ફકીરી લેવાની એની ધારણા હતી. એના જ્વલંત ભાવના ભર્યાં દેખાવથી જ અવિશ્વાસ ક્યાંયે ન્હાસી જતો. એનું, શાન્તનુનું અને મ્હારૂં ભાવિ મ્હારા એક વચનને દોરે લટકી રહ્યું હતું.

તે આખી રાત્રિ મ્હેં વિચાર કર્યો. શાન્તનુને જરા આરામ હતો એટલે મ્હનેયે આરામ મળી શકે તેમ હતું.

કિશોરીના પ્રશ્ને મ્હને ગુંચવી હતી. મ્હારૂં હૃદય એને ચરણે ઝુકી પડ્યું હતું. તે તો સ્પષ્ટ હતું. પણ મ્હારા સંસ્કાર એને સ્વીકારવાને તત્પર ન હતા.

બુદ્ધિ કહેતી: શાને માટે તું એનો સ્વીકાર ન કરે? ત્હારા પિતા વિહોણા બાળકને કિશોરી સમો પિતા ક્યાં મળશે? જગતમાં કોઈ એવું નથી કે જે ત્હારા

બાળકના પિતાની ગરજ સારે. કિશોરીના હાથમાં શાન્તનુનું ભાવિ ઉજ્જળ અને એમ હતું. નહીંતો પિતાવિનાનો શ્રીમંતનો બાળક પિતા કરતાં સારો થવાની આશા ન હતી. મ્હારામાં એટલી શક્તિ કે જ્ઞાન ન હતાં કે હું એને કંઇક એવો બનાવું કે જગત જોઇ રહે. અને શક્તિ ન હોતી તોય જીવનની કોઇ દિશામાં એને મહારથિ જોવાના કોડ હતા. કિશોરીની સહાયતાથી એ કાર્ય કેટલું સહેલું બનશે?

છતાંયે હૃદય ના કેમ પાડે છે! મ્હારા વિધવા વ્રતને એથી કલંક લાગે ખરૂં? હું પરણી ત્યારે મ્હને કોણે પુછ્યું હતું? સગાંએ મ્હને સ્વામી આપ્યો. મ્હારા ઉરમાં એણે કદિએ વિચિ જગાડી હતી? શા માટે હું કિશોરીને નહી સ્વીકારૂં?

સમાજ શું કહેશે? જે સમાજમાં કન્યાઓનો અધિકાર મુંગાં પશુઓથી વધારે નથી, તે સમાજની આજ્ઞા માનવી એ ધર્મ્ય છે? સમાજ પવિત્રતાનો પોકાર પાડે છે? એ પવિત્રતા સાચવવાની ફરજ માત્ર સ્ત્રીનીજ. દેહ લગ્નોના ગૃહસ્થાશ્રમને ગૃહસ્થાશ્રમ કહી શકાય? એથી પવિત્રતાની વ્યાખ્યામાં સમાજને અધુરાપણું નથી લાગતું. પણ સંસાર શું તે પુરૂં જાણે ત્યાર પહેલાં વિધવા થાય તેને લગ્નની છુટ નહી? સમાજની પ્રતિષ્ઠા ને પવિત્રતા એમાં નષ્ટ થઇ જાય?

પણ હું તો પુત્રવતી વિધવા છું. એમ કોઇ નહી કહે? આ રીતે હું પુત્રનું હિત બગાડું છું ખરી? કિશોરી સમો સહૃદય પિતા તો ભાગ્યશાળી બાળકનેજ મળે. અને હું પુત્રવતી છું એથી શો ફેર પડે? બાર વર્ષે બાળક જન્મે એવા સમાજમાં પુત્રવતી બાળવિધવાઓ ન જડે તો ક્યાં જડશે? પંદર વર્ષે પરણી ને સત્તર વર્ષે વિધવા થઇ. મ્હેં લગ્નનો લ્હાણ શું લીધો? કયો પુરૂષ બે વર્ષની પરિણીત જીંદગી પાછળ આખી જીંદગી કુરબાન કરવા તૈયાર છે? બાળક વયમાં મ્હારી પતિની વાસનાઓની હું દાસી બની હતી. મ્હારા આત્માની ભૂખ કદિએ ભાંગી હતી? મ્હારી પોતાની ઇચ્છા કે બળ ન હતાં. પવિત્રતા એટલે મદારીની ડુગડુગીપર વાંદરનો નાચ એવો શાસ્ત્રાર્થ હશે!

કિશોરીનો સ્વીકાર તો મ્હારા આત્મામાં એ વસે તેથીજ કરૂં. મ્હને એનામાં શ્રદ્ધા હતી. અને એ શ્રદ્ધાને પરિણામે સ્નેહ પણ જન્મ્યો હતો. ભાવનાના ખોટા પડછાયા માટે એ જતો કરાય? શરીરના ધર્મને વશ થઇને આ સંબંધ કરવા મન નથી પ્રેરાતું? શરીરના સંબંધમાં સંતોષ ન મળે તે તો હું જાણું છું.

જગત્ એવું નથી કે કિશોરીની સાથેનો વધતો પરિચય એને ન ખુંચે. દેહ વિનાના આત્માના સંબંધમાં કોણ માનશે? અને કિશોરી એવો ત્યાગ કરવા તત્પર હોય તોય એટલો ત્યાગ માગવાનો મ્હને હક છે? સંસાર શું છે એ મ્હેં તો

જાણ્યો છે. એ અનુભવ ટુંકો નીવડયો પણ અજાણ્યો નથી રહ્યો. દર્શન સુખથીએ સ્ત્રી સંતોષ માની શકે; પુરૂષ એમ કરી શકે ?

હું સ્વાર્થી બની કિશોરીના સહવાસનું સુખ-એને મળવાનો સંતોષ કાયમ રાખું. પણ એનાથી એને સંતોષ મળશે? મ્હારે તો ધર્મપાલનનો દિલાસો છે. શાન્તનુ ઉપર મ્હારા પ્રેમ અને ભાવનાઓને ઢોળવાનું સ્થાન છે. શાન્તનુના વિકાસમાં મ્હારા આત્માનેયે હું તો વિકસાવી શકું. પણ કિશોરી એના સારાય જીવનનું દાન મ્હને અને શાન્તનુને અસ્વીકૃત રહેવા કરે એમાં ન્યાય છે ?

મ્હારા વિધવા જીવનની કાળાશ જેવો રજનીનો અંધકાર ચોપાસથી ઘેરતો હતો, એમાં ધર્મ અને અધર્મ; સ્નેહ અને કર્તવ્યના યુદ્ધમાં મ્હારૂં મન ચગડોળે ચ્હડ્યું હતું. મ્હારા પતંગના દોર અત્યારે તો છુટા હતા. નિર્ણય કરૂં તે પહેલાં તો નિદ્રાદેવીએ એની માતાસમી હુંફાળી ગોદમાં લીધી. અને ક્ષણવારમાં તો ચિત્રવિચિત્ર સ્વપ્નોના સાગરમાં મ્હારી નાવ મુકી દીધી.

૬

ઘણા વિચારોને અંતે કિશોરીને સ્વીકારવાનો નિર્ણય મ્હેં કીધો. કંઈપણ નિર્ણય વિના આશાનિરાશાના પાશમાં પ્રિયજનને અકળાવવો એમાં મ્હને ક્રૂરતા લાગતી. મ્હારો એ નિર્ણય મ્હેં એને જણાવ્યો પણ ખરો.

આ નિર્ણયથી અમારા હૃદયના જલધિમાં ભરતીઓ આવી. છલબલ નહોતાં ગયાં. સરોવરનાં શાંત જલસમી અમારા હૃદયમાંયે સ્નેહની શાંતિ વિસ્તરી હતી. એ અક્ષુબ્ધતામાં અમાન સ્નેહની નિર્મલતા સચવાતી. વધારે વિશ્વાસપૂર્વક એકતા પામેલા હૃદયની એ મિત્રતા હતી. યુવાવસ્થાનો ઉન્માદ એમાં ન હતો. તરલતાએ ન હતી. એકજ શશિનાં બે પ્રતિબિંબ સમાં અમે બંને એકજ અવ્યક્તના બે વ્યક્ત ઈશ્વરો હતાં. મ્હારા જીવનના સુખીમાં સુખી દિવસ ગણું તો આજ હતા.

શાન્તનુની પ્રકૃતિ પ્રતિદિન સુધરતી જતી હતી. પણ અશક્તિ હજુ ઘણીજ હતી. એને હજુ વ્હીલો મુકાય એમ ન હતું.

શાન્તનુનું શય્યાસ્થાન એ અમારૂં દેવગૃહ હતું. બીજાને નકામી લાગે એવી કથાઓ અમે એ સ્થળેજ કરી હતી. એના સંભારણાના પવિત્ર અવશેષ હજુએ મ્હેં સાચવી રાખ્યા છે.

પણ કોણ જાણે કેમ, શાન્તનુની પ્રકૃતિ કરતાંયે એના સ્વભાવમાં પડતો ફેર કંઇ નવીન લાગતો. કિશોરીની તરફ એ પ્રથમ જેટલું હેત નહી દાખવતો. કિશોરી માટે ઘેલો બનતો શાંતનું એના તરફ હમણાંથી કંઇક અભાવ બતાવતો હતો. મંદવાડના ચ્હીડીયાપણાનું એ પરિણામ હશે એમ અમે માન્યું.

અને મ્હારાપરનો એનો માલીકીના ભાવ પણ વધ્યો હતો. દવા એ મ્હારાજ હાથે લેતો. પાસું બદલતાંયે મ્હારા વિના બીજે હાથ એને ન ગમતો. કોઇનીયે સાથે અને તેમાંયે કિશોરીની સાથે હું વાત કરૂં તો ચ્હીડાતો. કિશોરી એને મનાવવા કંઇ કંઇ યત્ન કરતો પણ તેથી એ વધારે ચ્હીડવાતો. પ્રકૃતિપર પણ એની અસર થતી.

કયાંસુધી આ સર્વનું કારણ ન કળાયું. એક સમયે એને નિદ્રાવશ જાણી કિશોરી સાથે હું ધીરે સ્વરે વાત કરતી હતી. સાદી શાન્તનુની પ્રકૃતિના વાર્તાલાપ-માંથી એનો પ્રવાહ કંઈ જુદીજ દિશાએ વળ્યો. ભાવિજીવનનો એક સુંદર પ્રસંગ કલ્પી અમે એમાં કલ્પનાના રંગ પૂરવાનો લ્હાવ લેતાં હતાં. કિશોરીના મુખપર એક પ્રકારની સુરખી પથરાઇ હતી અચિંતિ એક તીણી ચીસે અમને ચમકાવ્યાં.

શાન્તનું જોરથી ઉધરસ ખાતો હતો. અને કાટેલી આંખે એ અમારા પ્રતિ જોતો હતો એમાં દુ:ખ હતું અને અદેખાઇએ હતી. એ સમયે હું માનવા તૈયાર ન હતી. પણ ઘણા પ્રસંગોએ એ મનાવ્યું છે અને એનાપર રૂધિરના અશ્રુએ હું રડી છું.. આજ એ વૃથા છે. હાય હાય.

બ્હેબાકળાં જેવાં હું અને કિશોરી ત્યાં દોડી ગયાં. કિશોરીના સ્પર્શથીએ બાળક ચમકતો હોય તેમ ઉછળતો. હઠીલાઇથી એની એક પણ વિનવણી એ સાંભળવા ના પાડતો. એનાપર દૃષ્ટિ પડતાંયે પાપ લાગતું હોય તેમ એ પાસાં બદલતો. હું અને કિશોરી આનું કારણ ત્યારે સ્હમજી ન શકયાં. માંદા બાળકના સ્વભાવનો એ એક ફાંટો હતો એમ માની લીધું. પણ તે આખી રાત્રિ મ્હારી અસ્વસ્થતાનો પાર ન હતો.

ઘણીવાર કિશોરી નહી હોય ત્યારે બાળક વધારે સુખી દેખાતો. દિનપ્રતિદિન એના આ તરંગે સ્પષ્ટ સ્વરૂપ પકડવા માંડયું હતું.

બાળક ઘણીવાર પ્રેરણાથી પરખે છે. કિશોરી પ્રતિનો મ્હારો પક્ષપાત એણે પરખ્યો ત્યારથી કિશોરી ઉપર એને અભાવ વધતો હતો. બાળકની માલીકીનો ભાવ કોઇ વાર પતિ કરતાંયે વધી જાય છે. અને તેમાંયે અવિભક્ત સ્નેહને પાર થએલા પિતા વિહોણા બાળકમાં એ ભાવ વધારે હોય છે. આ સર્વ મ્હેં પરખ્યું પણ મોડું, ઘણું મોડું. ભુલ સુધારવાનો અવકાશ રહે તે પછી.

એકવાર સંયોગવશાત્ કિશોરી એકલોજ શાન્તનુ પાસે હતો. બાળકનો પક્ષપાત કદિ મ્હોટાને પણ ભુલાવો ખવરાવે છે. ઘણે દિવસે શાન્તુએ પણ કિશોરી તરફ સ્મિત ફેંક્યું. કિશોરીના મુંઝાતા આત્મામાં એથી પ્રકાશ થયો. શાન્તનુને પૂર્વવત્ કંઇ કંઈ વિનોદ કરી રીઝવવાનો યત્ન એણે આદર્યો.

'કાકા, મ્હને એક વચન આપશો?' શાન્તનુએ સ્મિત પૂર્વક વચમાંજ પ્રશ્ન કર્યો.

'હા ભાઇ, તું કહે તે.'

'જોજો હો ફરી જશો'

'ના, નહી ફરી જાઉં. કહે તો ખરો.' 'વચન?' 'હા વચન.' 'ત્યારે મ્હારી બાને તમે ચોરી નહી જાઓ એવું વચન આપો. બા તમારી સાથે વાત કરે છે ત્યારે તમે મ્હને જરા ગમતા નથી. મ્હને એમ થાય છે કે તમે એને ચોરી જશો. કહો કે નહી ચોરી જાઓ.'

બાળકના આ પ્રશ્ને આભ ફુટે તોયે ન ચમકે એટલો કિશોરી ચમક્યો. બાળક હૃદયની ગુહાઓએ ઘણીવાર ગહન હોય છે. આ બાલુડાના ચિત્તમાં આ વિચારે ક્યાંથી વાસો કર્યો હશે એ એક ન ઉકેલાય એવો પ્રશ્ન હતો. વદનને શાંત રાખી કિશોરીએ ઉત્તર આપ્યો.

'ગાંડો છે. હું ત્હારી બાને શા માટે ચોરી જાઉં?'

'પણ ત્હમે મ્હને વચન આપોને, કાકા.'

'ચાલ, નહી ચોરી જાઉં. હવે ડાહ્યો થઈશને? તું જલ્દી સાજો થઇ જા. પછી મ્હારી સાથે ઘોડા ઘોડા રમવું છેને.' કિશોરીએ આ વાત મ્હને કહી ત્યારે માંદા બાળકના મનની આ ધૂન હશે એમ મ્હને વધારે લાગ્યું. પણ એ હોય ત્યારે અમે બહુ સંભાળપૂર્વક વાત કરતાં.

શાન્તનુની પ્રકૃતિ પણ આ પછી સુધરતી જતી હતી. કિશોરી પર પણ એની રીસ ઉતરી ગઇ લાગતી. કંઇક દિવસો આમ વિતી ગયાં.

આ શાન્તિને લીધે અમારી સાવચેતીએ ઓછી થતી હતી. શાન્તનુનો મરોડ કોકવાર દેખાતો પણ મ્હને દુઃખી કરવા તે એ પસનાતો હોય તેમ એ તરત શમી જતો.

શાન્તુ એકવાર ખૂબ આનંદમાં હતો. એના મુખપર આવતી તંદુરસ્તીની સુરખી પથરાતી જતી હતી. એના એ સુખી દેખાવે પ્રભુનો પાડ માનતા હોઇએ

તેમ હું ને કિશોરી પરસ્પર સ્નેહભર્યાં નયને જોઈ રહ્યાં. શાન્તનુ એની નવી રમત સાથે રમતો અમારી પાસેજ બેઠો હતો.

એ તે અભાગી પળ! ક્રોધ અને ઈર્ષ્યાથી નીકળી પડતા નયને શાન્તનુ વારા ફરતી કિશોરી અને મ્હારા સ્હામું જોતો. અમે તરત સાવધ થયાં. શાન્તનુને મનાવવાના સર્વ પ્રયત્નો સ્હામે એ હઠીલાઇથી થતો.

ઔષધ કે અન્ન એણે તે દિવસે નહિ લીધું. એના નિર્બળ દેહપર એની અસર ખુબ થઈ. એ રાત્રે એને સખ્ખત તાવ આવ્યો. મ્હારા અભાગી જીવનના પાનાં વાંચતી હું એની પાસે બેસી રહી.

કિશોરીના સ્વીકારમાં શાન્તનુનું હિત એ મ્હારા પ્રથમ વિચાર હતો. શાન્તનુના વિરોધના મ્હને કલ્પના સરખીએ નહોતી આવી. માનવીની યોજના એ પ્રકૃતિના અને સ્વભાવના એક ફાંટા આગળ લેખાં વિનાની છે. શાન્તનુનો આવો વિરોધ કદીએ કલ્પાય એવો હતો?

કિશોરી એ મ્હારા્ આત્માનું અર્ધાંગ અને પૂરક બન્યો હતો. શાન્તનુ એ મ્હારા દિલનો આરામ અને આત્માની રોશનીરૂપ હતો. મ્હારૂં સ્ત્રીત્વ કિશોરીમાં ઐક્ય સાધવા આતુર હતું. મ્હારૂં માતૃત્વ મ્હારા બાળક વિના કોઈ પણ વસ્તુનો વિચાર કરવા ના પાડતું. દંપતીના દિલ અનન્ય સ્નેહની ગાંઠથી ન ત્રુટે એવાં જોડાય છે. શાન્તનુ શા માટે એવો નહી બને? કિશોરી એનો જનક નથી. પણ જનક કરતાંયે એના પિતૃત્વના ભાવ જરાયે ઉતરતા છે?

કિશોરીનો ત્યાગ એ હવે આવશ્યક બન્યો છે. એના વિના મ્હારી વેલ હવે સુકાવાનીજ. આત્મભોગ આવશ્યક હોય છે. સુંદર બની શકે!

જીંદગીમાં સુખ એ કેટલાંકને લખાયલુંજ નથી હોતું. મ્હારા છઠ્ઠીના લેખમાં સુખને આંકડા પડયોજ નહતો. મ્હારા જીવના ખારા પાટમાં મીઠી વીરડી જેવા દિનો એ માત્ર મ્હારો બાલ્યકાળ હતો. પિતાજીના પુનિત છત્ર નીચે માતાની માયાના એ દિન ભૂમિના સુંદર દૃશ્ય સમા ચિત્રવત્ અંતરના એક ભાગ પર છપાઇ ગયા હતા. પણ ભૂતકાળના એ સુંદર સ્મરણમાંથીયે ભાવિનું એક આશાકિરણ પણ નીકળી શકે તેમ નહતું

પત્ની થઇ મ્હેં સહચાર નથી સાધ્યો. માતા થઇ પ્રેરણા નથી પામી. પ્રેયસી થઇ બબ્બે આત્માઓમાં વિષ રેડયું. મ્હારા વ્હાલા જીવનને મ્હેં હવે દયામણું એ બનાવ્યું.



"પ્રભાત થતા પહેનાં તો મ્હારો દીપક બુઝાઇ ગયો."
"મ્હારા દિલનુ અવમાન પણ તે ઘડીથીજ થયું."

શાન્તનુનું શરીર અંગાર માફક બળતું હતું. એને સન્નીપાતનાં ચિન્હો સ્પષ્ટ જણાતા. એની લવરીમાંયે એ લવતો 'બા, ત્હમને કાકા ચોરી જાય છે. શાન્તુને મુકીને ત્હમે જશો નહીં હો. બા કાકાને ન બોલાવશો. હું ત્હમને વ્હાલો છું ને?'

એના બોલે બોલે મ્હારૂં અંતર ચીરાઈ જતું. મ્હારા અશ્રુની ધાર મ્હેં એના મસ્તકપર વહાવી હતી. મ્હારૂં હોય તેટલું બળ એકઠું કરી હું કહેતી:

'ભાઇ, તું સાજો થઇ જા. હું કંઇજ જવાની નથી.'

આશા અને નિરાશા, વાસના કે વાંછના મૃત્યુના પડછાયા પાસે પીગળી જતાં હતાં. બુદ્ધિ તર્ક નહોતી ઉઠાવતી. હૃદય દાણ નહોતું માંગતું. માત્ર એકજ ઇચ્છા અત્યારે તો સર્વોપરી હતી. કંઇ કરતાંયે શાન્તનુ જીવે!

મ્હારા આ હૃદય પરિતાપ માટે કોને દોષ દઉં? કિશોરીને! આ સર્વ છતાંયે એની સાથે આત્માના સહચારમાં ગાળેલી સુખી પળો માટે હું પશ્ચાત્તાપ ન કરૂં. શાન્તનુને એતો આથીએ વધારે મ્હને તપાવે ત્હોય મ્હારો તો એ પ્રિય બાળકજ હતો. એને દોષ દેવા પહેલાં તો મૃત્યુના કાળમુખમાં જવાને હું તૈયાર હતી. વિધિને તો શો દોષ દઉં? એવા કલ્પનાના વિધિને દોષ દેવામાં કદિએ સાંત્વન મળે છે?

ભગવાન! નિર્દોષના અંતરનો અવાજ તું નહી સાંભળે? વગર વાંકે મ્હને વિધવા બનાવી ત્યારે મ્હેં ફરીઆદની ઉન્હી વરાળ કદીએ કાઢી છે? કિશોરી મ્હારા જીવનમાં ન આવી શકે તેની ફરીઆદ પણ હું નહીં કરૂં. મ્હારા આ એકના એક રત્નને–મ્હારા નયનના નૂરને તું નહી જીવાડે?

શાન્તનુનું દર્દ વધતું જતું હતું.

પતિતપાવન કે દીનબંધુ પરમેશ્વર વસતો હોય તો તે મ્હારે માટે ન હતો. મ્હારી પ્રાર્થના કે વિલાપ એને કાને પડતાં ન હતાં. મ્હારા ચિરાગમાંથી તેલ ખુટતું જતું હતું. મ્હારૂં એ પુષ્પ ધીરે ધીરે કરમાઈ જતું હતું.

મ્હારી છાતી ફાટી જતી હતી. બ્હાવરી જેવી હું મ્હારા હૈયાના બંધ તુટતા જોતી બેસી રહી હતી.

પ્રભાત થતાં પહેલાં તો મ્હારો દીપક બુઝાઇ ગયો. મ્હારા દિલનું અવસાન પણ તે ઘડીથીજ થયું.



# અયિ! ત્હારાં આછાં!

[ ભૈરવી—તાલ દાદરા ]

અયિ! ત્હારાં આછાં મનોહર મોહનીયાં
અનેરાં અભિનય સુહાવે ગતનીયાં,
અયિ! ત્હારાં આછાં!

કુંકુમનાં ભાલે સુહાગી મોહનીયાં
ધગણી ઢળ્યાં રમ્ય નમણાં નયનીયાં,
અયિ! ત્હારાં આછાં!

કપોલે ચઢયાં ચુંબને કર્ણ ફુલીયાં
અંબોડલે કંઈ કળાયલ લોભનીયાં,
અયિ! ત્હારાં આછાં!

ગૂઢાં હુમ્ન મેવાર્થ શ્રેયસ્ પૂજનીયાં
રમી રહી મૃણાલેષુ કુણી અંગુલિયાં,
અયિ! ત્હારાં આછાં!

ઝૂપાં કંચુકીમાં શાં રમગ્નાં સરવરિયાં
પ્રચેતનભર્યાં પીન કમનીય જોમનિયાં,
અયિ! ત્હારાં આછાં!

નિતંબે લચકતાં ચરણનાં ચલનીયાં
રૂમઝુમ રણકતાં રૂપેરી નૂપુરિયાં,
અયિ! ત્હારાં આછાં!

જીવનમાં નવલીયાં અજબ જાદુગરીયાં
ખીલેલાં યૌવનનાં દુલારાં ડાલનીયાં,
અયિ! ત્હારાં આછાં!

— 'પગ્મિલ"

# શ્યામને સંદેશ

[સુરદાસના હિંદી પરથી]

[રાગ હોરી]

શ્યામને કહેજો સંદેશ
શિશ નમાવી, ચરણ ગ્રહી લેજો,
કરી વિનતિ કર જોડી.
એવી ચૂક અચૂક કરી શું,
પ્રીતિ પાછલી તોડી?
છેક છબિલા છોડી
શ્યામને કહેજો સંદેશ.

ભૂષણ વસન સહુ તજી દીધાં,
ખાનપાન વિસાર્યા;
હું વિજોગણ વિભૂત લગાવી
ધ્યાન તમારાં ધાર્યાં!
આમ શું અમને માર્યાં?
શ્યામને કહેજો સંદેશ.

નિશદિન બાવરી ફરતી રાધિકા
વિરહવ્યથા તન ઘેરી,
સળગી હૈયાં રાખ રહ્યાં છે,
નાથ તમેન વેરી;
વેગે પધારો કિશોરી!
શ્યામને કહેજો સંદેશ

રોમ રોમ વિર છાઈ રહ્યુ છે,
હેતે માંડી હોળી;
કુંજ નિકુંજે ફૂંઢાઈ ગોધુ,
નાખી જરા, ફરી ઝોળી
કહો હરિ! હો! હરિ! હો! રી!
શ્યામને કહેજો સંદેશ

— દેવીબાઈ મુનશી વ.



“ બુલબુલ કહીને બોલાવે ”.

[ પૃષ્ઠ ૭૫

# બુલબુલ કહીને બોલાવે !

બુલબુલ કહીને બોલાવે ! અલી મ્હને !
બુલબુલ કહીને બોલાવે !

શાંત સ્હવારે ન બ્હેની બપોરે –
એ ગેબી સંદેશડા કહાવે !
સંધ્યા સમે તો એ ખીલી ઉઠી ! –
પિયુ પ્રેમ સિતાર બજાવે !–અલી !

નવલખ તારાનું આકાશી પટકુળ !
રજની રાણી પહેરી આવે !
ચન્દનીના ચમકાર વિષે પ્રિય –
નયનો મિંચીને ડોલાવે !–અલી !

રસબસ એ રસીઓ રસસુંદર !
પ્રેમ બગીચે ઝુલાવે !
બંસી બજાવી હૃદય મુજ રંકનું ! –
થન થન કરીને નચાવે !–અલી !

ભોળી સખિ હું કાંઈ ન જાણું !
પુંઠે આવી નેન દબાવે !
રીસ કરૂં પણ રાજવી આવી !
ખિલ ખિલ હસીને હસાવે !–અલી !

ના કહ્યું નવમેંવાર ત્હોયે –
સૌ દેખત લજ્જા લુંટાવે !
થાકી હારી સખિ હું તો હવે ! –
એ તો મણિમય મોદ મચાવે !–અલી !

— પાદગાકર




લેખક:—શ્રીયુત ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ. એલએલ. બી.

તંત્રી, "સમાલોચક."

૧

<u>એક ખુલાસો.</u>

સંભવ છે કે વાચકને આ લેખમાં ઝાઝી છત ન લાગે; બહુ બહુ તો "ચાલશે" એવો અભિપ્રાય આ લેખ માટે થાય. મ્હને પોતાને પણ આ લેખ લખવાની શરૂઆત કરૂં છું ત્યારે એમ લાગી જાય છે કે હું વિષયને, વાચકને કે મ્હારી પોતાની જાતને ભાગ્યે ઇન્સાફ આપી શકીશ. ત્યારે હું શું કરવા આ લખું છું? ભાઇ વિભાકરને આખરે ના નથી પાડી શકતો માટે. હું બચાવ કરવા નથી માગતો; માત્ર ખુલાસા તરીકે હકીકત જ રજુ કરૂં છું.

લેખોમાં વાચકોને અને ભાષણોમાં શ્રોતાઓને સ્વજન સમ ગણવા મ્હને ગમે છે. એટલે માફી માગ્યા વિના હજી બે કેટલીક હકીકત ઉમેરવાની છૂટ લઉં છું—બેશક, વાચકબન્ધુ તે દરગુજર કરશે એવી આશાથી. "ક્રૉનિકલની સાપ્તાહિક આવૃત્તિમાં "Literature, Thought and Fancy" એ શીર્ષક નીચેના એક લેખમાં ન્યાયમૂર્તિ બીમને "Abiogenesis" વિષે લખ્યું છે. એ અંગ્રેજી શબ્દનો અર્થ એવો છે કે "નિર્જીવ પદાર્થમાંથી સજીવ પદાર્થની ઉત્પત્તિ." ભાઇ વિભાકરે "રંગભૂમિ" માટે લેખ મોકલવાની મ્હને જ્યારે આજ્ઞા કરી ત્યારે ઉપરની ચમત્કૃતિ કરવા મ્હને સૂચવ્યું હોય એમ મ્હને લાગ્યું. અસત્‌માંથી સત્ કરવાની અદ્‌ભુત શકિતનો મ્હેં કોઇ પણ પ્રસંગે દાવો કર્યો હોત તો તો ભાઇ વિભાકર મ્હારી કસોટી કરે તે કાંઇ સ્થાને હતું; આ તો "એક નમ્ર સાહિત્યસેવક રંગભૂમિ વિષે કેટલું ઓછું જાણે છે" એ પ્રકાશમાં મૂકવાનો એમનો આશય હોય એવું મ્હને લાગી જાય છે. ભાઈ વિભાકરને એમની પોતાની શક્તિઓમાં જેટલો વિશ્વાસ છે તેટલો મ્હને મ્હારી શક્તિઓમાં જેટલો હશે એમ પણ કદાચિત્ એમણે માની લીધું હોય. ગમે તેમ હોય, ભાઇ વિભાકર પોતાનો મ્હારા ઉપર એટલો બધો હક સમજે છે કે એ આજ્ઞા કરે તો મ્હારે રંગ-ભૂમિ ઉપર વેશ ભજવવા પણ ઉતરવું પડે-વેશ ભજવવાની ઉપયોગી કલા મ્હારામાં ન

હોવા છતાં; એવી મક્કમ સમજવાળા સ્નેહી માત્ર "રંગભૂમિ" માટે લખવા જેટલી ઓછી જોખમભરેલી સૂચના કરે તો મ્હારે ના પણ શી રીતે પાડવી? અને છતાં મ્હારો શરમાળ અને વિનીત સ્વભાવ જેટલી હિમ્મત એકત્ર કરવા દે તેટલી કરીને મ્હેં લાચારી બતાવી કે "હું તે રંગભૂમિ વિષે શું લખી શકીશ?" એમણે મ્હને ધમકી આપી: "કહી દઉં તમ્હારી વાત ગુજરાતને? આખર વ્હાલી હોય તો એકદમ લખી મોકલો. 'જોઉં છું' વિભાકર પાસે નહિ ચાલે. ગમે તે વિષય ઉપર ગમે તે લખી મોકલો–કમીમાં કમી કાવ્ય." હું તો મૂંઝાઇ ગયો. મ્હારા જેવા સ્નેહકૂંળા જ મ્હારી મૂંઝવણની કદર કરી શકશે. ગુજરાતના કવિવર ભાઇ ન્હાનાલાલે એકવાર મ્હારાં ન્હાનાં કાવ્યો માટે એમનું મ્હોટું માથું હલાવેલું યાદ આવ્યું; સૌ. લીલા બ્હેને વર્ષો પ્હેલાં મ્હારાં ટુંકાં કાવ્યો વિષે બાંધેલો લાંબો મત "ગુજરાત"ના શ્રાવણના અંકમાં તાજેતર પ્રકટ કરેલો આંખ આગળ ઉભો થયો; જુદાં જુદાં માસિકો, સાપ્તાહિકો અને દૈનિકોના ખાસ અંકો વિનામૂલ્યે મેળવવા માટે મ્હેં ટુંકાં કાવ્યો લખવાની કળા કેળવી છે એ ગંભીર હેત્વારોપ ભાઇ મુનશીએ મજાકમાં કરેલો તે પણ સ્ફુર્યો;—અને વિભાકરે પણ ન જ છૂટકે કાવ્ય લખી મોકલવાની સૂચના કરી હતી તે તરફ ધ્યાન ગયું. કાવ્ય તો ન જ મોકલવું એમ નક્કી કર્યું. જમે બાજુ ખુલવા માંડી. ભાઇ ન્હાનાલાલ જેવા આકાશદૃષ્ટિવાળા ભાવનાશાલીએ મ્હારી ગદ્યશૈલિ માટે સંતોષ બતાવ્યો હતો; સૌ. લીલાબ્હેને પણ મ્હારા 'લેખો' માટે સર્ટિફિકેટ આપવા જેટલી મહેરબાની બતાવી હતી; ભાઇ મુનશીએ પણ પ્રશંસાત્મક ફરિયાદ કરી હતી "કે તમ્હેં ગદ્ય સરસ લખો છો અને ત્હેમાં તમ્હેં કોણ જાણે કેમ કરકસર કરો છો?" ભાઇ વિભાકરે તો મ્હારી ગદ્યશૈલિ વિષે અને મ્હારા લેખોનો વિચારમયતા માટે આપેલાં ખાનગી પ્રમાણપત્રો જાહેરમાં મૂકતાં કેવલ શરમાઇ જ જાઉં છું. સરવાળે "લેખ લખવો" એ સલામત લાગ્યું. વાચક, આ લેખ માટેનો આ મ્હારો ખુલાસો. મ્હારી ગૌણ જવાબદારીમાંથી છટકી જવા નથી માગતો; માત્ર ભાઇ વિભાકરની–"રંગભૂમિ"ના સૂત્રધારની–જવાબદારીની પ્રધાનતા તરફ ધ્યાન ખેંચી આશ્વાસન શોધું છું. વાચકની દિલસોજી એ લેખકનો દિલાસો.

૨

એક પ્રસંગ.

લેખ લખવાનો નિર્ણય તો થયો, પરન્તુ હજી એ પ્રશ્ન બાકી હતો કે "લેખનો વિષય શો રાખવો?" એક પ્રસંગે તે બાબતમાં પણ સરલતા કરી આપી. શુક્રવાર, તા૦ ૧૫–૯–૧૯૨૨ ને દિવસે સ્હાંજે અમદાવાદની સાહિત્યસભા તરફથી શ્રી મુંબાઇ ગુજરાતી નાટક મંડળીના નવા માલેક અને ગુજરાતના પ્રસિધ્ધ નટ ભાઇ બાપુલાલ નાયકના માનમાં સંમેલન યોજવામાં આવ્યું હતું. ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર રા.

બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ પ્રમુખપદે હતા. રા. મણિલાલ છબારામ ભટ્ટ, ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, રા. શંકરરાય અમૃતરાય, રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ, રા. હીરાલાલ પારેખ, રા. પ્રાણલાલ કિરપારામ દેસાઈ, રા. સાકરલાલ અમૃતલાલ દવે, રા. હરિપ્રસાદ પીતાંબરદાસ, રા. ગટુલાલ ગોપીલાલ. પ્રો વીરમિત્ર ભીમરાવ દીવેટિયા, રા. રવિશંકર રાવળ વગેરે અમદાવાદના જાણીતા સાહિત્યપ્રેમી ગૃહસ્થો હાજર રહેવાનું સદ્ભાગ્ય મળ્યું હતું. ખરેખરૂં જોતાં નાટ્યકલા એ સાહિત્યના પ્રદેશ સાથે સંબન્ધ ધરાવનારી કલા , અને કેવલ નાટકોના લેખનની દૃષ્ટિથી જોતાં તો તે સાહિત્યપ્રદેશનું એક અંગ જ ગણી શકાય. "काव्येषु नाटकं रम्यम्" એ પ્રસિદ્ધ ઉક્તિ સૂચવે છે કે નાટક એ કાવ્ય પ્રદેશનું એક રમણીય અંગ છે. સંસ્કૃતમાં અંગ્રેજીમાં, ગુજરાતીમાં અને ઇતરભાષાઓનાં સાહિત્યોમાં નાટકોનો સમાવેશ થાય છે એ સુવિદિત છે. અને છતાં મ્હોટે ભાગે આપણી હાલની રંગભૂમિ ઉપર ભજવવા માટે જે નાટકો લખાય છે ત્હેમને "સાહિત્ય" વર્ગમાં મૂકવાનો ભાગ્યેજ કોઈને વિચાર આવતો હશે. લગભગ એમ જ સ્વીકૃત થઈ ગયું લાગે છે કે જે નાટકોનો સમાવેશ "સાહિત્ય"ના વર્ગમાં થઇ શકે તે નાટકો જુદાં અને રંગભૂમિ ઉપર ભજવવા માટે લખવામાં આવે છે તે નાટકો જુદાં. ટૂંકામાં, સાહિત્યનો પ્રદેશ અને રંગભૂમિનો પ્રદેશ એ બે પ્રદેશો વચ્ચે જાણે બહુ સંબન્ધ ન હોય એમ મુખ્યાંશે થઇ ગયું છે. એટલુંજ નહિ, પરન્તુ એથીય આગળ વધીને કહી શકાય કે આપણી રંગભૂમિની, ત્હેને અંગે લખાતાં નાટકોની, તે નાટકો ભજવનાર નટોની અને તે નાટકો જેમને માટે મુખ્યાંશે લખવામાં આવે તે પ્રેક્ષક વર્ગની–સંક્ષેપમાં રંગભૂમિ સાથે સંબન્ધ ધરાવનાર સર્વની ભૂમિકા એવી ગણાય છે કે તે ભાગ્યે આબરૂદાર અને પ્રતિષ્ઠિત કહેવાય. નરમમાં નરમ રૂપમાં અને સભ્ય શબ્દોમાં હું આ વાત રજુ કરૂં છું, બાકી સાફ સાફ રીતે રંગભૂમિ વિષેનો લોકમત પ્રકટ કરવામાં આવે તો રંગભૂમિ સાથે સંબન્ધ ધરાવનારાઓને ભાગ્યે જ ઠીક લાગે. આવી સ્થિતિમાં સાહિત્ય સભા જેવી પ્રતિષ્ઠિત સંસ્થા રા. બ. રમણભાઈ જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થના પ્રમુખપદ નીચે હાલની રંગભૂમિની એક પ્રતિનિધિરૂપ વ્યક્તિના માનમા સંમેલન યોજે એ સૂચક છે. ખરેખર, સાહિત્યના તેમજ રંગભૂમિના ઉપાસકોને ઉભયને આવો પરસ્પર સમાગમ લાભકારક થવા સંભવ છે એટલુ જ નહિ, પરન્તુ એવા સમાગમથી પ્રજાસમસ્તને લાભ થવાની આશા રાખી શકાય. સાહિત્યના ઉપાસકો પોતાના જ જગત્માં ઉંચે ઉંચે એકલા ઉડયાં કરે ત્હેમાં ત્હેમને આત્મસંતોષનો લાભ મળતો હશે ખરો, પરન્તુ તે વ્યોમવિહાર પ્રજાના મ્હોટા ભાગને અગમ્ય હોઇ ત્હેમની દૃષ્ટિથી નિરુપયોગી દેખાય છે. સાહિત્યના ઉપાસકોના ઉન્નતિકારક સંસર્ગથી દૂર થવાથી રંગભૂમિના ઉપાસકો કેવલ લોકરુચિ સંતોષવામાં જ પોતાની કલાની કૃતકૃત્યતા માનતા થઇ જાય, અને પરિણામે લોકરુચિની અધોગતિ સાથે રંગભૂમિની અધોગતિ થાય, એ સ્વાભાવિક છે. સંક્ષેપમાં, સાહિત્યના ઉપાસકોએ રંગભૂમિ

તરફ વિશેષ લક્ષ આપવા જેવું છે તેમજ રંગભૂમિના ઉપાસકોએ સાહિત્ય ઉપર વિશેષ ધ્યાન દેવું ઘટે છે. ભાઇ બાપુલાલના માનમાં યોજાયલા સંમેલન પ્રસંગે ડૉ. હરિપ્રસાદ, રા. સાકરલાલ દવે, હું, રા. રવિશંકર રાવળ, ખુદ પ્રમુખ સાહેબ પોતે તથા ભાઇ બાપુલાલ વગેરે જે બોલ્યા હતા તે સર્વમાં જે સારરૂપ વક્તવ્ય કાંઇ પણ હોય તો તે એ હતું કે સાહિત્યના અને રંગભૂમિના ઉપાસકો એક બીજાના પરિચયમાં આવે એવા પ્રસંગો વારંવાર યોજાય તો માત્ર પરસ્પર જ લાભ થાય એટલુંજ નહિ, પરન્તુ રંગભૂમિ લોકરંજન ઉપરાંત લોકશિક્ષણનું સાધન બને.

૩

એક મુદ્દો.

"રંગભૂમિ અને સાક્ષરો"એ વિશાલ વિષયને અંગે અનેક ઉપયોગી મુદ્દાઓ ચર્ચી શકાય. તે અનેક મુદ્દાઓ ચર્ચવાનો આ ટૂંકા લેખનો આશય નથી. "આજ સુધીમાં ગુજરાતની રંગભૂમિ માટે સાક્ષરો શું શું કર્યું છે અને રંગભૂમિએ સાક્ષરો માટે શું શું કર્યું છે" તે વિષય વિષેની માહિતી મનોરંજક થવા ઉપરાંત ઉપયોગી પણ નીવડે. "રંગભૂમિ" પત્રના સંપાદક તરીકે ભાઈ વિભાકર કોઇ યોગ્ય પુરૂષ પાસે તે વિષય વિષે લેખ લખાવી શકે. આ ટૂંકા લેખમાં તો એકજ મુદ્દાનો સ્પર્શ કરવાનો આશય છે. તે મુદ્દો એ કે "સાક્ષરો રંગભૂમિ માટે શું શું કરી શકે ?" બેશક, એ તો સ્પષ્ટ હોવું જ જોઇએ કે રંગભૂમિ સાથે સંબંધ ધરાવનારાઓ જ્યાં સુધી યોગ્ય આર્થિક બદલાના સ્થૂલ અને વ્યવહારોપયોગી પ્રકારથી માંડીને સાક્ષરો ઉપર શ્રદ્ધા રાખવાના તથા તહેમને સ્વતંત્રતા આપવાના સૂક્ષ્મ અને ઉન્નત પ્રકાર સુધીના માર્ગોનું સેવન કરી સાક્ષરતાની કદર કરે નહિ ત્યાં સુધી સાક્ષરો રંગભૂમિના ઉદ્ધારકાર્યમાં પોતાને યોગ્ય હિસ્સો આપી શકે નહિ. એક બાજુથી જેમ સાક્ષરતાનો સાચો સત્કાર થવાની જરૂર છે તેમ બીજી બાજુથી રંગભૂમિની મર્યાદાઓ તરફ ધ્યાન અપાવાની પણ જરૂર છે.

દરેક સાક્ષર કાંઇ લેખક હોઇ શકે નહિ, અને તહેઓમાં યે રંગભૂમિ માટે નાટકો લખવામાં જે શક્તિઓની વિવિધતા અપેક્ષિત છે એ તો થોડાઓમાં જ હોવાનો સંભવ છે. "नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम्"—અર્થાત્ જો કે લોકોની રુચિઓ મ્હોટે ભાગે ભિન્ન હોય છે તે છતાં તહેમનું સમારાધન કરવાનું નાટક એ એકજ સાધન છે એમ જે કહેવાય છે તે ઉપરથી એ ફલિત થાય છે કે નાટકના લેખકમાં વિવિધ પ્રકારની શક્તિસંપત્તિ હોવી જોઇએ. જુદી જુદી રુચિઓને એકી વખતે સંતોષ આપવો એ કાંઈ જે તે કરી શકે નહિ. એટલે જે સાક્ષરોને કુદરતે નાટક લખવાની શક્તિઓ આપી હોય તે સાક્ષરોએ રંગભૂમિને યોગ્ય નાટકો લખવાં જોઇએ. ખરૂં છે કે અત્યારે લોકરુચિ ઉંચા પ્રકારની નથી અને લોકોને જે પ્રકારનાં

નાટકો ગમતાં દેખાય છે તેવાં નાટકો લખવાં એ ઉંચી ભાવનાઓવાળા લેખકોને પસંદ ન પડે. એ પણ ખરૂં છે કે સાક્ષરો જેવો સ્વમાની વર્ગ નાટક મંડલીઓના માલેકોની બેદરકારીની ભાગ્યે સહી શકે. સાક્ષરોનું સ્વમાન અને હેમનું સ્વાતંત્ર્ય સચવાય એવી સ્થિતિ ઉત્પન્ન ન થાય એ સ્વાભાવિક જ છે. વધારામાં એ પણ ના પડાય તેમ નથી કે નાટક મંડળીઓ જે આર્થિક લાભ મેળવે હેનો યોગ્ય અંશ નાટકોના લેખકોને ન મળે તો સાક્ષરોને નિશ્ચિત રહેવા જેટલું અર્થોપાર્જન પણ ક્યાંથી થાય? આ બધી મુશ્કેલીઓ હોય. છતાં જ્યાંસુધી સાક્ષરો વધારે ને વધારે રંગભૂમિના સંબંધમાં નહિ આવતા થાય ત્યાં સુધી દૂર રહ્યે રહ્યે કેવલ અસહકારથી હાલની રંગભૂમિની સ્થિતિ સાક્ષરો ભાગ્યેજ સુધારી શકશે. સાક્ષરો હાલની રંગભૂમિની વસ્તુસ્થિતિ સમજી, હેની મર્યાદાઓ લક્ષમાં લઈ ક્રમે ક્રમે સુધારા કરવા તત્પર નહિ થાય તો લોકરુચિ ઉન્નત અને શુદ્ધ કેમ બનશે? નટો ઉંચા પ્રકારનાં પાત્રોને અનુરૂપ અભિનય કેમ શીખશે? માલેકો લેખકો સાથે સદ્‌ગૃહસ્થો તરીકે વર્તવાની ફરજ માનતા કેમ થશે? રંગભૂમિને સાક્ષરો અસહકારથી સુધારી શકશે કે ક્રમે ક્રમે સમાધાનથી એ વિચાર કરવા યોગ્ય પ્રશ્ન શું નથી?

પણ સાક્ષરો રંગભૂમિનો ઉદ્ધાર માત્ર નાટક લેખકો તરીકે જ કરી શકે એમ કાંઇ નથી; સાક્ષરો રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકોનાં જાહેર વિવેચનોથી પણ રંગભૂમિને શુદ્ધ અને ઉન્નત બનાવવામાં ઉપયોગી હિસ્સો આપી શકે. નાટક–લેખન કરતાં વધારે સંખ્યામાં સાક્ષરો નાટક–અવલોકનમાં ભાગ લઇ શકે. વસ્તુ, પાત્રો, દૃશ્યો, ગાયનો, પોશાક વગેરે અંગોની સ્વતંત્ર પરીક્ષા સાક્ષરો વર્તમાનપત્રોમાં તથા માસિકોમાં કરી શકે અને રંગભૂમિ વિષે યોગ્ય ખ્યાલો લોકોમાં ફેલાવી લોકરુચિને ઉન્નત કરી શકે, તેમજ માલેકોને, લેખકોને, નટોને, ચિત્રકારોને વગેરેને ઉપયોગી સૂચનાઓ કરી શકે. સંક્ષેપમાં, જો સાક્ષરો ધારે તો રંગભૂમિને યોગ્ય નાટકોના લેખકો તરીકે તેમજ વિવેચકો તરીકે રંગભૂમિના ઉદ્ધારમાં ભાગ લઇ શકે. ગુજરાતની સાક્ષરતા અને ગુજરાતની રંગભૂમિ ઉભયનો પરસ્પર સુયોગ થશે ત્યારેજ ગુજરાતની રંગભૂમિ ગુજરાતની સાચી શોભારૂપ બનશે.



# મુંબઈની રંગભૂમિનાં મશહૂર પાત્રો.

[ લેખક—"દેવીચરન." ]

[ તંત્રીની નોંધ—મુંબઇની રંગભૂમિ ઉપર મશહૂર થયેલાં નાટ્યપાત્રોની કલાનાં નિષ્પક્ષપાત મરવૈયાં આ લેખ-પરંપરા દ્વારા કહાડવામાં આવશે. તેની સાથે ગુજરાતી, ઉર્દુ, હિંદી તેમજ મરાઠી રંગભૂમિના મરવૈયાં પણ નીકળવાનાંજ. રંગભૂમિનાં સૂક્ષ્મ અવલોકનકારોના હાથથીજ આ પૃથક્કરણ થશે એટલે અમને આશા છે કે મુંબઇના નટોની કદિ નહિ થયેલી પિછાણ વાચક મહાશયોને કરાવવામાં આવશે ]

"સુંદરી" ઉર્ફે જયશંકર.

આ લેખ-પરંપરાનું મંગલ મુહૂર્ત આપણે "સુંદરી"ના શુકનભર્યા નામથીજ કરીશું. આ લીંબુના રસ જેવા મીલનસાર, રૂપાળા અને સાહિત્યના શોખીન ખેલાડીને સારી મુંબઇ પિછાને છે, એટલે તેની બહુ વિગતભરી ઓળખાણ આપવાની તકલીફ રહેતી નથી.

પહેલાં તો આપણે તેની જીંદગીનાં તારીખવાર પ્રકરણો નોંધી જઇશું. આશરે નવ વર્ષની ઉંમરે કલકત્તાની રંગભૂમિ ઉપર જયશંકરે નાટકની પહેલ કરી. દાદાભાઇ રતનજી ઠુંઠીની કંપનીમાં તેણે એક્ટર તરીકે પહેલા શ્વાસ લીધા. જાણવા જેવું છે કે દાદાભાઇ ઠુંઠી તે સમયથી નાટક કંપનીઓના આદ્ય ગુરૂ મનાતા આવ્યા છે. એમની કંપનીમાં બધાં ઉર્દુ નાટકોજ ભજવાનાં હતાં. જયશંકરે ગુજરાતીનોજ અભ્યાસ પૂરો નહિ કરેલો તો પછી ઉરદુનું તો પૂછવુંજ શું? તે છતાં તેણે કલકત્તાના તખ્તા ઉપર ન્હાની ઉંમરમાં આવી મુશ્કેલીમાં જે નામ કાઢયું તે અત્યારે આપણને વિસ્મય પમાડે છે.

ચત્રાબકાવલીમાં ચત્રા અને ચપલા, હામાનમાં મહેરનિગાર, ખુદાદાદમાં આબાન અને જામે જહાનમાં પદ્માનીના પાઠથી જયશંકરે કલકત્તાની આલમનાં દિલ હરી લીધાં. આ કારકિર્દીમાં એક ધ્યાન ખેંચનારો બનાવ બનેલો તે એ કે હામાનના નાટકમાં મુઝફ્ફરનો પુરૂષ પાઠ તેણે એકવાર લીધેલ. પણ તેની ચાલ ઉપરથી જ લોકો હસી પડયા અને તે દિવસથી તેણે પુરૂષ પાઠમાં ઉતરવાનું માંડી વાળ્યું!

આ પ્રમાણે કલકત્તાની રંગભૂમિની ત્રણ વર્ષની તાલીમ લઇને જયશંકરે પાછો પોતાના વતનનો આશ્રય લીધો. એકાદ વર્ષ ત્યાં અભ્યાસ કર્યો. પણ નાટકનો એટલો બધો શોખ કે પોતાના ફુઆની સાથે વીસનગરથી ઠેઠ અમદાવાદ સુધી પોતે સફર મારે અને ડાહ્યાભાઇ ધોળશાજીનાં નાટકો જુએ.

એ શોખને જ પરિણામે એકાદ વર્ષમાં ગુજરાતી નાટક મંડળીમાં તેને જોડાવું પડયું. તે વખતે એ કંપની 'કાબલા'ની એટલે કે દયાશંકરની કંપનીના નામથી ઓળખાતી. ગુજરાતી નાટક મંડળીમાં "સૌભાગ્ય સુંદરી"ના નાટકમાં જયશંકરે સુંદરીના પાઠથી પહેલ કરી જે "સુંદરી"નાં મનોહર નામથી તે આજ તલક મશહૂર છે.

તે સમયે "સુંદરી" ઉપર આખું મુંબઇ મરી ફીટયું. સુંદરીએ મુંબઇની સી આલમમાં ભારે ક્ષોભ ઉત્પન્ન કર્યો. બૈરાંઓની ચાલવાની ઢબછબ બદલાણી, કપડાં પહેરવાની સ્ટાઇલ બદલાણી, બાલ ઓળવાની ટાપટીપ બદલાણી, સુંદરીઓના હાવભાવ બદલાણા, યુવતીઓના શોખ બદલાણા, તરૂણીઓનાં નખરાં બદલાયાં! ટૂંકામાં મુંબઇની મહિલાઓને પહેરવેશમાં, રીતભાતમાં, ટાપટીપમાં, અભિનયમાં, કલાની સાથે ઠણકો, સૌંદર્યની સાથે છણકો, ભભકની સાથે લટકો કોઇએ પ્રથમ શીખવેલ હોય તો તે બધું માન આ આપણી જાજરમાન "સુંદરી"ને ઘટે છે! ખાનગીમાં એટલું પણ કહી દઉં કે કેટલાક એવા પણ ચુસ્ત નીતિવાદિઓ છે કે જેઓ ફરિયાદ કરે છે કે મુંબઇને વંઠાવનાર "ગેઇટીની સુંદરી" છે! જો કે નીતિવાદિઓ પોતેજ બડા રેકસથી "સુંદરી"ને દરેક દરેક નાટકમાં નિરખવા તક જવા દેતા નથી.

"સૌભાગ્ય સુંદરી"માં મશહૂર થયા બાદ સુંદરીએ "વિક્રમ ચરિત્ર"માં રંભા, "કામલતા"માં કામલતા, "દાગેહસરત"માં શીરીન, "જુગલ જુગારી"માં લલિતા અને વસંત પ્રભામાં પ્રભાના પાઠથી પોતાની અભિનય કલાનો બહુજ ઝડપથી વિકાસ કર્યો. પરંતુ આ વિકાસમાં ખાસ કરીને શૃંગારનું ક્ષેત્ર તેનું દિલપસંદ ક્ષેત્ર હતું એ નિર્વિવાદ છે. જેવું કામ શૃંગારમાં સુંદરીએ કરેલું છે તેવી જમાવટ બીજા રસોમાં તે બતાવી શકેલ નથી. કદાચ એમ પણ હોય કે લેખકોએ સુંદરીને પૂરો ન્યાય આપ્યો નહિ હોય! કરૂણપ્રધાન પ્રસંગોને સુંદરીએ ન્યાય નથી જ આપ્યો એમ નથી, પરંતુ એ પાઠોમાં તેને જોઇને પ્રેક્ષકને "ઓહો!" થઇ જાય એવું ભાગ્યેજ બન્યું છે.

સને ૧૯૧૫ માં ગેઇટીનો જમાનો બદલાયો. ગેઇટીની રંગભૂમિ ઉપર નવાં ચિત્રો દોરાયાં, અવનવા વિચારો મૂકાયા, સમાજના બળતા પ્રશ્નો ચર્ચાયા, રાજ્યદ્વારી



સૌભાગ્ય સુંદરી.

સૌભાગ્ય–બાપુલાલ. સુંદરી–જયશંકર.



"વિક્રમ ચરિત્ર."

વિક્રમચરિત્ર–[ બાપુલાલ ] રંભા: મહીયારી–[ જયશંકર ]



જયશંકર ઉર્ફે “સુન્દરી”





“સ્નેહ-સરીતા”
સરિતાકુમારી-[જયશંકર]

વાતાવરણ ઉત્પન્ન કરવામાં આવ્યું, અને રંગભૂમિ એક જાહેર સંસ્થા તરીકે લોકોનાં મન ઉપર કાબુ ધરાવવા લાગી. એ જમાનો "સ્નેહ સરિતા"ની નવીન કૃતિથી શરૂ થયો. અત્યાર પર્યંત નવયુગના કોઈ રાજ્યદ્વારી વિચારકે અને વિદ્વાન સાહિત્યકારે રંગભૂમિ ઉપર આ જાતનો પ્રયોગ કદી કર્યો ન હતો. ચાલુ ચર્ચાતા દેશના મહા પ્રશ્નોને નાટકના તખ્તા ઉપર રા. વિભાકરે પહેલીજવાર ઉઠાવ આપ્યો. ત્યારપછી તેનાં "સુધાચંદ્ર," "મધુ બંસરી," અને "મેઘમાલિની" એક પછી એક વધારે બલવતાં, વધારે સાહસભર્યાં, અને વધારે કલાપૂર્ણ નાટકો ગેઇટીમાં રજુ થયાં. એ બધામાં બાપુલાલ અને "સુંદરી"નું પુનર્જીવન થયું એમ કહીએ તો ચાલે.

આ યુગલનું સ્વાભાવિક ક્ષેત્ર કાયમ રાખીને તેઓના શ્રૃંગારની આછકલાઇ અને અતિશયતા દૂર કરવામાં કોઇએ ફત્તેહ મેળવી હોય તો તે આ નવી કૃતિઓના વિદ્વાન્ લેખકેજ મેળવી હતી એમ કહ્યા વિના ચાલતું નથી. અલબત્ત જે ઉન્નત ભાવનાઓ આ ચારે કૃતિઓમાં ભરી ભરીને હાલવવામાં આવી છે તેને સંપૂર્ણ ન્યાય આપવા માટે તો ગેઇટી પણ સમર્થ નથી નીવડેલ એમ અમારે કહેવું જોઇએ. રા. વિભાકરનો શો અભિપ્રાય હશે તે અમે જાણતા નથી. પણ અમને તો ઘણીવાર લાગી આવ્યું છે કે "મધુ બંસરી" અને "મેઘમાલિની"ને યથાર્થ ન્યાય આપવાને હજુ મુંબઇની રંગભૂમિ જોઇએ તેવાં કાબેલ અને સૂક્ષ્મ અભિનયવાળાં પાત્રો તૈયાર કરવાને ફત્તેહમંદ નીવડી નથી, તે છતાંએ રા. વિભાકરની કૃતિઓને તે વખતે કોઈ સારામાં સારો ન્યાય આપી શક્યું હત તો તે સુંદરી, બાપુલાલ, ગોપાળ, મોહન મારવાડી અને ન્હાનો મોહન જ હતા.

એ ભૂલવાનું નથી કે આ સમયે "સુંદરી" એ મુગ્ધાવસ્થા છોડીને યુવતીની અવસ્થામાં પ્રવેશ કર્યો હતો. તેથી તેનો શૃંગાર નિભાવવો, છતાં તેના વયને યોગ્ય કામ તેની પાસે કરાવવું એ એક વિકટ પ્રશ્ન હતો અને તેનો ઉકેલ રા. વિભાકરની ચારે કૃતિઓમાં સફાઈદાર પીછીઓથી કરવામાં આવ્યો છે. સુંદરીએ આ ચારે કૃતિઓમાં જે ફત્તેહ મેળવી તે લગભગ અપૂર્વ હતી. ન્હાનપણની નાજુકાઇ અને મોહકતા કુદરતે છીનવી લીધા છતાં તેણે આ ચાર કૃતિઓમાં કેવી નવી મોહકતા અને મધુરતા ધારણ કરી હતી તે મુંબઇનો પ્રેક્ષકવર્ગ હજુ પણ ભૂલ્યો નથી. ખરૂં પૂછો તો ત્યાર પછી સુંદરીનું લગભગ અવસાન થયું છે. અને તેનું કારણ એ કે તેની કલામાં વિજળી ભરનારો સાહિત્યકાર પાછો ગેઇટીને મળ્યોજ નહિ. એક આશા રહે છે કે રખેને સુંદરીનું પાછું પુનર્જીવન થાય! શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજમાં પાછાં તેનાં પનોતાં પગલાં થયાં છે અને આપણે આશા કરીશું કે આલ્ફ્રેડના તખ્તાને આ સૌભાગ્યવતી સુંદરી કંઈક નવું જ સૌભાગ્ય પ્રાપ્ત કરાવશે. કારણ કે તંત્રી

મહાશયની પરવાનગી લી મ્હારે એક ખાનગી ખુશ ખબર આપવી જોઇએ કે સુંદરી પાછી રા વિભાકરની પીંછીથીજ નવીન સ્વરૂપમાં ચીતરાવાની અણીપર છે

આ પછીનાં પ્રકરણોમાં "સુંદરી"નો અભિનય કલા, તેની ટાપટીપ (Make-up) તેનું સંગીત અને તેણે પ્રેક્ષકવર્ગ ઉપર કરેલી અસરનો ઇતિહાસ વિચારીશું. ત્યારબાદ બીજા પાત્રોને હાથ ધરીશું.

[ચાલુ]



"સુધા-ચન્દ્ર"

સુધા—જયશંકર. કુંજ—મોહન મારવાડી.

સુધા—'મ્હેં નેનોમાં મુરલી શી ભરી?

# અવલોકન.

## દેવી ટોડી.

ગુર્જર સાહિત્યમાં ઘણા વર્ષોથી જાણીતા થયેલ શ્રીયુત દેલવાડાકરે હાલ થોડા સમય થયા સીનેમાની દુનિયામા ઝુકાવ્યુ છે. સીનેમાના નાટકો સરકારી સાહિત્યકારોના અને વિચારકોના હાથથી લખાય તો પ્રજાજન ઉપર ભારે અસર ઉપજાવી શકાય એમા કાઇ શક નથી. યુરોપ અમેરિકામા સીનેમેટોગ્રાફની પ્રગતિ અજબ પ્રકારાએ પહોચી છે એક દશકા પહેલાં મુબઈ જેવા આગળ વધેલા શહેરોમા પણ સીનેમાના ભાગ્યેજ દર્શન થતા આજે ઠેર ઠેર સીનેમાઓ ઉભરાય રહ્યા છે આજથી માત્ર બે વર્ષ પહેલા મોટે ભાગે યુરોપ અને અમેરિકાની જ ફિલ્મો સીનેમાના સ્ક્રીન ઉપર દેખાવ દેતી હતી પરતુ હવે કઇક હિદી માલમ પ્રકાશમા આવતુ જાય છે એ માલમમા કોહીનૂર ફિલ્મ કપનીએ ઠીક સ્થાન લીધુ છે અને તે ખાતે અમે ત્હેમને અભિનદન આપીએ છીએ.



શ્રીયુત દેલવાડાકર

દેવી ટોડીની ઘટના શ્રીયુત દેલવાડાકરની સ્વચ્છ પીછીથી ચિતરવામા આવેલી હોવાથી તેમા કોઇ પ્રકારની અતિશયતા કે અયથાર્થતા ન જ હોય અલબત્ત જે જમાનાનો અને કચ્છ પ્રદેશની જે ભૂમિને અવલબીને આ ઇતિહાસ આલેખાયો છે તેને લીધે કેટલીક સાકડી મર્યાદાઓમાથી આ દૃશ્ય છટકી શક્યુ નથી.

ઇતિહાસની વસ્તુ જરા ગુચવાડાભરેલી હોવાથી પ્રેક્ષકને એક પ્રકરણમાથી બીજા પ્રકરણમા પ્રવેશ કરવાનુ જરા દુર્ઘટ થઇ પડે છે. કચ્છના પ્રખ્યાત ગઢ ફુલાણીની રૂપાદેની ભક્તિ જોઇને એક સાધુએ આશિષ આપેલ કે ત્હારે ત્યા સીતા જેવી સતી અને મીરા જેવી ગુણિયલ પુત્રી જન્મ લેશે એ ભવિષ્યવાણી સાચી ઠરી કુમારિકા ટોડી દેવડી બચપણથીજ ધર્મઘેલી બની તેના માતાપિતાએ તેને તેવાજ પ્રભુપરાયણ ગુરૂના હાથમા મૂકી

દ્વારિકાના રખડ દરબારની કુવરી ફુલાદે ટોડીની પ્રાણપ્રિય સખી હતી તેને ત્યા દ્વારિકાનાથના દર્શનાર્થે આવેલી ટોડી મ્હેમાન થઇ અહીં શ્રી દ્વારિકાનાથના મદિરમા ભક્તિરેલી ટોડીને સાક્ષાત્ શ્રી કૃષ્ણચદ્રના દર્શન થાય છે

કચ્છથી ટોડીની સાથે તેના માતાપિતા આવ્યા તે પહેલા જુનાગઢનો નરેશ રાહરિપુ રખડ દરબારને ત્યા મ્હેમાન થાય છે અને ફુલાદેનુ સૌન્દર્ય જોઇને તે વિંધાય છે રાહરિપુના પાસાઓ, હીરીઓ અને વીરીઓ ફુલાદેને હાથ કરવામા રાહરિપુને ઉશ્કેરી રહ્યા છે ત્યારબાદ રાહરિપુની બેશરમ માગણી ફુલાદેનો તિરસ્કાર ફરીથી રાહરિપુની સતામણી અને ફુલાદેને ટોડીની મદદ।

આ ટોડી મદદ આપનાર ગુર્જરાત પાટ યુવરાજ નાગરાજ હતો પાટણની

ગાદી ચલાવનાર બીજા માથે મૃગરાજને નેશ થતા તે દેશનિકાલ થએલ મૃગરાજ ભરમતા ખેડુતના વેશમા દારિમા આવે અને અચાનક ફુલાદેનો મદદગાર બન્યો. બીજીવાર પણ ફુલાદે ગોમતીમા સ્નાન કરવા ગએલ ત્યા તેને ડુબતી સ્થિતિમાથી બચાવનાર પણ મૃગરાજ હતો આ ઉપકારના બદલામા ફુલાદેની માતાએ મૃગરાજને રાજ્યના પરોણા તરીકે રાખ્યો ત્યાર બાદ ગુજરાતના યુવરાજ તરીકે તેનુ ફુલાદે સમક્ષ જાહેર થવુ અને ફુલાદેનુ તેના ઉપર મોહિત થવુ

દારિમાથી ટોડી અને તેના માતાપિતાનુ કચ્છ આવવુ ટોડીના લગ્નની વાત નીકળતા ટોડી પોતાના મા બાપને સાફ કહી દે છે કે—

મ્હારે તો શામળીઓ વર સાચો
બીજા કોણને પરણુ !
જેના મેવ અને રડાપા વેઠી
શાને હુ મરૂ !

આ સાભળીને ફુલાણીનો ક્રોધ ! આવી શિક્ષા આપવામાટે ગુરૂ ઉપર ક્રોધ ટોડી નજરકેદ અને ગુરુ દેશનિકાલ !

નજરકેદમા ટોડીએ કરેલુ રણછોડજીનુ આરાધન પ્રભુનુ પ્રકટ થવુ અને ટોડીને દ્વારિકામંદિરમા લઇ જવી.

પાછળથી રાવ ફુલાણીએ ટોડીની શોધ ચાલુ કરી.

દારિમામા ટોડી અને ગુરુદેવનુ મળવુ તથા રૂખડ દરબાર તેની રાણી તથા ફુલાદેનો મેળાપ ટોડીનુ ગીરનાર યાત્રાએ જવુ

અહરિપુએ ફુલાદેનુ હરણ કરવુ પાછુ મૃગરાજે મદદે ધાવુ મૃગરાજ અને ફુલાદેનુ અહરિપુને ત્યા કેદ પકડાવુ

ગીરનારની ગુફામાં ટોડી અને તેના માતાપિતાનો મેળાપ. અહરિપુના દરબારમા ફુલાદેની લાજ લુટવાના પ્રયત્ન. તેવામા મૃગરાજે કેદખાનુ તોડી તેની લાજની રક્ષા કરી ત્યા ટોડી—ગુરુદેવ વીગેરેનુ આવવુ અહરિપુને ટોડીનો ઉપદેશ. અહરિપુનો તિરસ્કાર છેવટે ટોડીએ સાક્ષાત્ પ્રભુના દર્શન કરાવવા અને અહરિપુનુ પરિવર્તન. મૃગરાજનુ મૃગસ્વરૂપમા બહાર પડવુ ફુલાદે તથા મૃગરાજનો હસ્ત મેળાપ. છેવટે દેવી ટોડીનું પ્રભુમાથે વૈકુંઠમા લીન થવુ

આ આખી કથાને રસમય કરવામા શ્રીયુત દેવવા કરે ઘણી વખાણવા લાયક મહેનત ઉઠાવી છે તેની સાથે કોહીનૂર ફિલ્મ કંપનીએ તેમા ઠીક સાધન સામગ્રીનો ઉપયોગ કર્યો છે આ દ્રશ્યના ફોટોગ્રાફી ઘણી સ્વચ્છ છે કોહીનૂર ફિલ્મ કંપનીની ફોટોગ્રાફી અને ઇમ્પીરીઅલ સીનેમાના મશીનની એટલી તારીફ કરવીજ પડશે કે તેઓ બનેની ખુબીને લીધે પ્રેક્ષકોને તેઓના દશ્યો જોવામા આંખને ઘણીજ ઓછી તકલીફ પડે છે

છેવટમા એટલીજ સૂચના કરવાની કે આવા નાટકોને અંગે હજુ આપણી સીનેમા કંપનીઓએ વધારે અસરકારક અને પ્રસંગને યથાર્થ સ્વરૂપમા બનાવનારી સાધન સામગ્રી વસાવવી જોઇએ તેવીજ રીતે પાત્રોને ડિરેક્શન અને તાલીમ આપવામા પણ ઘણીજ સૂક્ષ્મતા અને ઉંચા પ્રકારની અભિનય કળાનો ઉપયોગ કરવાનો છે

ભૂલી ન જવાય કે સીનેમાનો આધાર અભિનય અને અભિનયજ છે ! અને કોહીનૂર ફિલ્મ કંપની એ દિશામા ઘણું કરી શકશે એમ અમને સંપૂર્ણ આશા છે

— વિદ્યુત્



સગર્ભા અંજની તરફ તેની સાસુ
કેતુમતીનું શંકાશીલ થવું



પવનજય અંજનીને મુદ્રીનું
સંકેતચિહ્ન આપતો

## સતી અંજની.

સિનેમા મૅજેસ્ટિકની સ્ક્રીન ઉપર ચાલુ અઠવાડીઆમા સતી અજનીનું દશ્ય ચાલુ કરવામાં આવેલ છે.

સતી અજની રા મોહનલાલ દવેની અનુભવી કલમથી લખાયેલ છે, અને નૅશનલ ફિલ્મ કંપનીએ તે તૈયાર કરેલ છે.

રૂદ્રના અવતાર હનુમાનની જન્મદાયી સતી અજનીના પૌરાણિક ઇતિહાસથી ભાગ્યેજ કોઈ અજાણ્યુ હશે રા. દવેએ આ ઐતિહાસીક વસ્તુને સીનેમાની સ્ક્રીનને અનુકૂળ રીતે ગોઠવેલી છે.

પ્રારભમા અજનીને તેનાં માતાપિતા સાસરે વળાવે છે પુત્રીના વિયોગથી માતાપિતાના વાત્સલ્યભાવ દષ્ટિગોચર થાય છે

ત્યારબાદ અજની આદિત્ય નગરીમા શ્વસુર મદિરમા પગ મૂકે છે આદિત્ય નગરીના રાજેન્દ્ર પ્રહ્લાદનો યુવરાજ પવનજય અજનીનો પ્રિયતમ છે અજની અને યુવરાજનો અત પુરમા પ્રણયમિલાપ દાંપત્ય પ્રેમનું પ્રથમ પાનુ ઉઘડે તે પહેલા યુવરાજના ઉચ્છૃંખલ મિત્રો અત પુરના દ્વારમા દેખાવ આપે છે. અને પ્રેમનુ પ્રકરણ અધુરૂ રહી જાય છે

સમય જતે પવનજય મિત્રો સહીત મૃગયા રમવા નીકળી પડેલ છે અજની પણ પોતાની દાસી સાથે રાજ્ય ઉદ્યાનમા જળ ક્રીડાનો આનદ લૂટી રહી છે યુવરાજના તીરથી ન્હાસેલુ મૃગ અજનીનુ રક્ષણ લે છે યુવરાજના મિત્રો પોતાના શિકારને મુક્ત કરવાની માગણી કરે છે ત્યારે હૃદયવાળી અજની સુકોમલ મૃગના જીવનને છીનવી લેવા ઇનકાર કરે છે. યુવરાજ પોતે અંજની પાસે આવી મૃગને પોતાને સ્વાધીન કરવા ફરમાવે છે. નિર્દોષ પ્રાણીની હિંસા અજનીનુ કુણુ હૃદય કબૂલ કરી શકતુ નથી યુવરાજ નિરાશ થઇને પાછો ફરે છે. તેના તાલીઆ મિત્ર સ્ત્રી પાસેથી વીલે મોઢે આવેલો જોઇ તેને ઉશ્કેરે છે. યુવરાજ તે દિનથી અંજની સાથે અબોલા લે છે.

સ્વામીની મીઠી નજર માટે ઘેલી ઘેલી થઈ જતી અજની સ્વામીનો સ્નેહવિયોગ વિસારવા શિવભકિતમાં મનને પરોવે છે.

ત્યારબાદ ઋતુ સ્નાન કરી પુત્રની કામના પૂર્ણ કરવા અંજની સ્વામી પાસે શરમ અને સકોચનો ત્યાગ કરી ઋતુદાનની ઇચ્છા પ્રકટ કરે છે. યુવરાજને અચાનક કિષ્કિંધા નરેશની મદદે અસુરો સાથેના રણયુદ્ધમાં જવાનુ હોવાથી અજનીને તરછોડીને ચાલ્યો જાય છે

પતિપરાયણ સાધ્વી પ્રિયતમનો પ્રેમ ખોઇ બેસતા દેવાલયમા શકરને ચરણે લોહી રેડવા તૈયાર થાય છે. ભકતવત્સલ મહાદેવ પ્રકટ થાય છે. અજનીને વરદાન આપે છે કે ત્હારા પતિથીજ મ્હારા અશરૂપ પુત્રની પ્રાપ્તિ થશે

બીજી બાજુ પવનજયને જગલમા એક રાક્ષસ સાથે ભેગો થતા પરસ્પર યુદ્ધ થાય છે આ પ્રસગે રાક્ષસના અદશ્ય અને વ્યક્ત થતા દેખાવો પ્રેક્ષકવર્ગને આનદ આપે છે છેવટે રાક્ષસ પવનજયના હાથે પડે છે રાક્ષસ મરણ શરણ થતા તેમાથી બ્રાહ્મણપુત્ર પ્રકટ થાય છે યુવરાજ આ ચમત્કાર જાણવા આતુર બને છે બ્રાહ્મણ પોતાનો પૂર્વ વૃત્તાન્ત જણાવતા કહે છે કે પોતાની પત્નીને ઋતુદાન નહિ આપવાથી તેને રાક્ષસ

યોનિમા જન્મ લેવો પડ્યો યુવરાજને સતુ દાનનો મહિમા સમજાવતા તુરતજ તેજ રાત્રે પોતાને નગર પહોંચી સતી અજનીના શયન ગૃહમા દાખલ થાય છે અને પુત્રની ઇચ્છા વાળી અજનીની મનોકામના પૂર્ણ કરે છે યુવરાજ તેજ રાત્રે પાછો રણસગ્રામ તરફ વિદાય થાય છે અને જતા જતા અજનીની પવિત્રતા માટે કોઇને શક ન જાય તે માટે પોતાની મુદ્રિકા અજનીને આપતો જાય છે

અજની ગર્ભ ધારણ કરે છે સગર્ભા અજની સ્નાન કરી વસ્ત્રો બદલે છે ત્યા તેની સાસુની નજર પડતા અજનીની પવિત્રતા માટે શકાશીલ બને છે અને છેવટે સાસુ અને સસરાનો તિરસ્કાર પામી અજનીને આદિત્ય નગરમાથી પિયર જવાની ફરજ પડે છે

પિયરમા માતાપિતા પણ કલકિત પુત્રીને સઘરતા નથી. અજની દુખી હાલતમા વનમા રખડે છે ત્યા દૈવી મદદ તેને મળે છે ગધર્વોનો રાજા મનિસૂર્ય તને પોતાની નગરીમા લઇ જાય છે જ્યા સતી અજની હનુમાનને જન્મ આપે છે પાસેથી ગગનવિહારની વિદ્યા શીખે છે અને એ વિદ્યાના બળથી સૂર્યને પકડવા આકાશમા ઉડે છે હનુમાનનુ અદ્વિતીય સાહસ જોઇ ઇંદ્ર વજ્ર પ્રહારથી હનુમાનને પૃથ્વી ઉપર પાડે છે અજનીનો શાપ—ઇદ્રાનુ અજનીને શરણુ આવવુ અને હનુમાનનુ સજીવન થવુ આ પ્રસગ સ્ક્રીન ઉપર ખૂબીદાર ચીતરાયા છે અને તેની જમાવટ પણ સારી થાય છે

યુવરાજ રણસગ્રામમાથી ઘર જતા અજનીના ઇતિહાસથી વાકેફ થાય છે માતા પિતાને અજનીની પવિત્રતાની ખાત્રી આપે છે પોતે અજનીની શોધમા નીકળી પડે છે અજનીનો મેળાપ નહિ થતા બળી મરવા તત્પર થાય છે અગ્નિદેવ પ્રગટ થાય છે અને પવનજયને તેનો પૂર્વ જન્મ સમજાવે છે વાયુ અવતાર—માનસરોવરમા અપ્સરા સાથે જલવિહાર અને તપસ્વીનો શાપ. આ પ્રસગોમાં પણ અજનીની ઉચ્ચ અભિનય કળા તરવરી આવે છે છેવટે પવનજય અજનીનો સુખપ્રદ મેળાપ—અને હનુમાનના વજ્ર દેહનો ચિતાર.

એકદરે દૃશ્ય બહુ સ્વચ્છ અને સગત રીતે આલેખાયુ છે અભિનય કળા ઉપર પણ સારૂ ધ્યાન અપાયુ છે પ્રેક્ષકગણને આ દૃશ્ય આકર્ષક થઇ પડે એવી સાધનસામગ્રી જોવામા આવે છે નૅશનલ ફિલ્મ કપનીની આ કૃતિને અમે ફત્તેહમદ ઇચ્છીએ તે સાથે સૂચના કરીશુ કે પૌરાણિક નાટકો કરતા પણ જો ચાલ જમાનાના સામાજીક તેમ જ રાષ્ટ્રીય બળના પ્રશ્નોનો ઉકેલ થાય તેવી ભાવનાવાળી ફિલ્મો જનસમાજ સમક્ષ મૂકવામા આવશે તો તેમના સાહસ અને ઉત્સાહના એ દિશામા વધારે સન્માન થશે અને ત્હેમની કૃતિઓ છે તેના કરતા વિશેષ લોકપ્રિય અને ફત્તેહમદ થઇ પડશે

— નિરત

સનાતન ધર્મ જાગૃતિ—[માસિક વાર્ષિક લવાજમ રૂ ૩ ટપાલ સાથે.]

[તત્રી બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી ભાસ્કર ગણેશ પ્રકાશક શ્રીયુત કાશિરામ વિઘ્નહરરામ મહેતા દેસાઇ—સઘાડિયાવાડ ગોપીપુરા સુરત ]

વિજયાદશમીને દિવસ આ નવુ માસિક બહાર પડયુ છે આખા માસિક ઉપર

મ ગીનના અને આધ્યાત્મિકતાની છાપ સ્પષ્ટ દેખાય છે. "મહાકાન" ને ગુજરાતી વાચકવર્ગ ભૂલેલ નહિજ હોય. એ ધર્મપ્રધાન માસિકના વ્યાપક અને ઉચ્ચપ્રકારી અનુસંધાન તરીકેજ આ માસિક ચલાવવાની પ્રકાશક આગાહી કરે છે. આ દીપોત્સવીના માસમાં અનેક ભભકદાર છાપાઓના અંકો ઢંગધડા વિનાના, હેતુ વિનાના, ઉદ્દેશ કે આદર્શ વિનાના, માત્ર ટાપટીપ અને કડીગથી શોભતા, અમારા હાથમાં આવીને પડ્યા છે–તેમાં આ ટુંકુ, મુદામર, અર્થપૂર્ણ માસિક ભાન પાડે છે. તે ખાતે અમે અમારા વડીલ બધુ કૌશિકરામભાઇને સવિનય અભિનંદન આપીએ છિએ.

— તંત્રી

———o———

**યુગધર્મ**—[ માસિક; વાર્ષિક લવાજમ રૂ. ૬–૦–૦, છુટક નકલ ૭ આના. ઠેકાણું–યુગધર્મ કાર્યાલય, ભદ્ર પાસે, અમદાવાદ. ]

[ તંત્રી–રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક ]

આશ્વિન માસની શરૂઆતમાં રા. યાજ્ઞિકના તંત્રીપદ નીચે આ માસિક પ્રકટ થયુ છે. રા. યાજ્ઞિક એટલે નક્કરતા અને વિચારમયતા, એ એમની છાપ "યુગધર્મ" ઉપર પણ પડ્યા વિના રહી નથી અમારા બંધુ "સૌરાષ્ટ્ર" કહે છે કે "યુગધર્મ" "વીસમી સદી"ના અનુકરણમાથી આબાદ છટકી ગયુ છે! અમે સમત છિએ, પણ એમ છટકવુ તે મોક્ષનાં દર્શન છે એમ કહેવાની હિમ્મત અમે નથી કરી શકતા, બીજી તરફથી "વીસમી સદી"ની સારી બાજુનો સર્વોત્તમ ઉપયોગ કરી લેવો તેમા અમે પાપ પણ નથી માનતા.

કિમ્મતના પ્રમાણમા અંકનુ દળ અને તેનો દેખાવ (Get-up) ખરેખર પ્રશસનીય છે લેખો સગીન છે, છતા હજુ બળતા વર્તમાન પ્રશ્નોને વધારે સ્પર્શે તેવી બાની આપવાને બધુ યાજ્ઞિકને અમારી નમ્ર સૂચના છે. એક 'મૂઠી વચ્ચે સોપારી' [ Dilemma ] પણ એ પણે વિચારી જવા જેવી છે ! તે એ કે જેઓ 'લશ્કરી ખર્ચ,' 'ક્રગકનાં સ્મરણો,' 'હિન્દની નાવિક પ્રવૃત્તિ' વિગેરે નક્કર વિષયોમાં રસ લઈ શકે છે તેમાં નો મ્હોટો ભાગ મૂળ અંગ્રેજી લખાણો વાંચી શકે તેમ છે, જેઓ ઉંચું શિક્ષણ મેળવી શક્યા નથી તેઓને કદાચ આ ભારે ખોરાક પચે કે નહિ તે પ્રશ્ન છે. અમે ઇચ્છીએ છિએ કે અમારી શંકા ખોટી ઠરે. બાકી ભાઇ યાજ્ઞિક જેવા દેશાનુરાગી, સ્વાર્થત્યાગી અને બુદ્ધિશાળી તંત્રીના હાથથી ચાલતું માસિક ગુજરાતને ભારે લાભપ્રદ થઈ પડશે તેમા અમને જરાયે સદેહ નથી.

— તંત્રી.

———o———

**રાજસ્થાન પત્રિકા**—[ સાપ્તાહિક; લવાજમ રૂ. ૪ ]

[ **તંત્રી**–શ્રીયુત મનસુખલાલ રવજીભાઈ મહેતા, રાણપુર ]

કાઠિયાવાડે હવે જાહેર પ્રવૃત્તિમાં ઝુકાવ્યુ છે. છાપાઓમા પહેલ કરી "સૌરાષ્ટ્રે" વ્યક્તિઓમા ઝૂકાવનાર રા. મનસુખભાઇ એમને તો દિનપ્રતિદિન ભરી ભરીને વિચારો બહાર કઢવવા છે! પોતાના છાપા વિના તે આજ પર્યંત કેમ ચલાવી શક્યા એજ નવાઈ હતી! આ માસથી રાજસ્થાન પત્રિકા શરૂ કરીને એમણે અમારી શકા દૂર કરી છે. જેણે કાઠિયાવાડની રાજ્ય દ્વારી ચળવળ જાણવી અને વિચારવી હોય તેણે "રાજસ્થાન પત્રિકા" વાચ્યેજ છુટકો છે. "સૌરાષ્ટ્ર" કાર્યાલયમાથી આ પત્રિકા

રાણુપુરમા પ્રકટ થાય છે ! રખેને એક મ્યાનમા બે તલવાર તો નહિ થાય !

— તંત્રી.

---

સમાજ જીવન—[ માસિક લવાજમ રૂ ૪, છુટક નકલ રૂ ૧ ]

[ અધિપતિ—રા નારાયણજી ગોકળદાસ ટેમાણી ૧૫૭—જુના નવાડી, મુંબઈ ]

અમે ૧૯૨૨ ઓક્ટોબરનો "સમાજ જીવન"નો અંક આભાર સાથે સ્વીકારીએ છીએ સ્થળ સંકોચને લીધે આ અંકમા સમાલોચના લઇ શકતા નથી તે માટે દરગુજર ચાહીએ છિએ.

— તંત્રી

---

"હિન્દુસ્થાન" દીપોત્સવી અંક.

દીપોત્સવી અંકો તો દર વર્ષે ઘણાયે નીકળે છે, પણ "હિન્દુસ્થાને" આ વખતે તેમા ભાત પાડી છે લેખોની વિવિધતા, ચિત્રોની આકર્ષકતા અને એકદર વ્યવસ્થા આટલી સરસ આગળ કોઇવાર "હિન્દુસ્થાને" બતાવી નથી તે ખાતે અમે તેના ઉત્સાહી યુવાન તંત્રી રા ગોરધનભાઇ પટેલને અંત કરણથી મુબારકબાદી આપીએ છિએ આ અંક તૈયાર કરવામા રા રંગીનદાસ કાપડિયાએ પણ ભારે જહેમત ઉઠાવી છે

— તંત્રી

---

હાથવણાટ—પ્રથમ ખંડ—

મૂલ્ય રૂ. ૧-૮-૦.

લેખક—રા તારાચંદ્ર પોપટલાલ અડાલજા, એન સી એમ.

હાથવણાટ ઉપર આ એક અદ્વિતીય ગ્રથ છે હિંદની કોઈ પણ ભાષામા વણાટકામનુ આવુ શાસ્ત્રીય છતા સરળ નિરૂપણ બહાર પડ્યુ હોય એમ અમારા જાણવામા નથી પુસ્તક સચિત્ર હોવાથી સાધારણ શિખેલા ખેડુતો અને કારીગરો પણ તેમાથી ઘણુ જાણી લઈ શકે તેમ છે અમારી ખાત્રી છે કે ટેકનીકલ સ્કૂલો ઉદ્યોગશાળાઓ, વિદ્યાર્થીઓ, સ્ત્રીઓ, વિગેરે સર્વને આ ગ્રથ ઉપયોગી થઇ પડશે ગ્રથની ઉપયોગિતા અને તેની પાછળ ઉઠાવેલી મહેનતના પ્રમાણમા રૂ ૧॥ ની કીમ્મત ઘણીજ મધ્યમ છે અમને જણાવવામા આવ્યુ છે કે નૂતન વર્ષની આસપાસ બીજો ખડ બહાર પડશે.

— તંત્રી

---

શેરને માથે સવાશેર—[ કિં આઠ આના ઠેકાણુ—ઝવેરી એન્ડ કંપની, મેડીસીટર્મ, કોટ, મુંબઇ. ]

આ પુસ્તકના લખનાર "કોઇપણ" જણાવવામા આવેલ છે લેખકના નામ નિશાન શા માટે છુપા રખાયા છે તે અમે જાણતા નથી સ્થળ સંકોચને લીધે વીગતવાર અવલોકન લઇ નથી શકતા તે ખાતે દીલગીર છિએ.

---

આર્ય વિદ્યા વ્યાખ્યાન માળા—[ મૂલ્ય રૂ ૨, પ્રકાશક—ગુજરાત પુરાતત્ત્વ મંદિર અમદાવાદ ]

' ગુજરાત પુરાતત્ત્વ મંદિર તરફથી યોજાયેલા વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે મુનિશ્રી જીનવિજયજી, રા કાનેટકર, મૌ. અબદુલ ઝફર નદવી. આદિ વિદ્વાનોના વ્યાખ્યાનોનો આ ગ્રથમા સમાવેશ કરવામા આવેલ છે સંગીન વિચારોથી આખો ગ્રથ ભરપૂર છે ગુજરાતમા આવા વિચારોત્તેજક પુસ્તકોની ભારે ખામી છે એ ખામી પૂરવાની દિશામા પુરાતત્ત્વ મંદિરની પ્રવૃત્તિ જોઇ આનંદ થાય છે

— તંત્રી.

# ભાષણની કલા

## રંગભૂમિ તેમજ સર્વે "પ્લૅટફૉર્મો" માટે.

[ લખનાર:—શ્રીયુત જટાશંકર જયચંદ્ર આદિલશાહ. ]



આ વિષય વિશાળ છે. વાંચન ને સ્મર્ણોચ્ચારણનો એમાં સમાવેશ થાય છે, અને આ બે ભાગના ઉપભાગો થઇ શકે છે; જેવા કે.—ગદ્ય વાંચન અને પદ્ય વાંચન, ને ગદ્ય સ્મર્ણોચ્ચારણ અને પદ્ય સ્મર્ણોચ્ચારણ; વળી એ બધાં અભિનય રહિત અથવા સહિત હોવાથી તેના ભેદ થાય છે. આ આઠ ભેદ ઉપરાંત બીજા ચાર ભેદ છે. અને તે હાલ જે અર્થમાં ભાષણ શબ્દ પ્રચલિત છે, તે શીઘ્ર હોય તો તેના છે. આ ચાર ભેદો પણ ઉપરના ભેદો પરથી સ્પષ્ટ સમજાય તેવા છે. વળી અભિનય સહિત ગદ્ય-પદ્ય-સ્મર્ણોચ્ચારણનું એક ખાસ નામ નાટ્ય છે; અલબત, તેમાં રૂપ ધારણ કરવું પડે છે. વાંચન, સ્મર્ણોચ્ચારણ અને શીઘ્ર ભાષણ એ ત્રણેના તાલ, લય ને સુરવાળા એક ભેદવિશેષનું નામ ગાયન છે; અને તેના પણ અભિનય રહિત એવા ભેદ પડી શકે છે. પદ્યનો છંદ નામનો એક જુદો ભેદ છે. એનો અને ઉપર લખ્યું તે બધાંનો સ્પષ્ટ ખુલાસો સાથેના કોષ્ટકમાંથી થશે.

આ બધા વિભાગો ઉંડા વિચાર, અતિશય શ્રમ અને પુષ્કળ સ્થળ રોકે એમ છે; તેટલા માટે અહીં તો હાલ હાથમાં લીધેલા વિષયના સાધનોની રચના અથવા તેનાં સંચા કામ-તેની કુંચીકળ અને તેની કેળવણી કે કળા-હુન્નરને લગતી બાબતના મુખ્ય મુખ્ય મુદ્દાંઓનું જેમ બનશે તેમ ટુંકામાં દિગ્દર્શન માત્ર કરાવીશું.

ગમે તે રૂપ-અવસ્થા-ભાવ (ભૂમિકા)માં શ્રોતા સમક્ષ વાણીને વેગ આપવામાં જે બે મુખ્ય વસ્તુ પ્રથમ અને ખાસ લક્ષમાં રાખવી જોઈએ તે એ છે કે, વક્તાએ વિના શ્રમ સરલતાથી બોલ બોલવા જોઇએ, અને ઉચ્ચારણ એવું શુદ્ધ ને સ્પષ્ઠ કરવું જોઇએ, કે શ્રોતાનું લક્ષ પોતા તરફજ ખેંચાયેલું રહે-તેઓ પ્રેક્ષક રૂપે પોતાનેજ એકી ટસે-મટકું પણ માર્યા વિના સ્તબ્ધ રહી જોઇ રહે અને પોતાની (વકતાની) વાણી રૂપી અમૃત વડે કાન પ્યાલા ભરી ભરી રસ પીધા કરે, કે જેથી એનું અંતર એ રસાનંદાબ્ધિમાં નિમગ્ન થાય અને તેના ભાવ-મનોવિકાર મુખમુદ્રા નયનાદિદ્વારા બહિષ્કાર પામે. આ નિપુણતા મેળવવાને અને આવાં પરિણામ ઉપજાવવાને બરોબર શ્વાસોચ્છ્વાસ-પ્રાણાયામની કળા ઘણી અગત્યની છે; અને તે માટે ખાસ ધ્યાનમાં એ રાખવું, કે ફેફસાંને, વક્ષઃસ્થળ-છાતીના છેક ઉંડા મૂળમાંથી, શ્વાસપૂર્ણ ભરવાં; શરીર મધ્યદેશ-જે મોટો સ્નાયુ વક્ષને કુક્ષ

(ઉદર) થી જુદું પાડે છે તેને નીચે ખેંચવાથી આમ થઈ શકે છે, કેમકે તેથી ઉદરના ઘેરાવામાં વધારો થાય છે. માત્ર સ્કંધ ઉંચા કરીને ને વક્ષની દીવાલોને પહોળી કરીને જે શ્વાસ લે છે, તે ફેફસાના ઉપરના ગોળ માત્રને ભરે છે. અને અપૂર્ણ શ્વાસ લે છે. આથી એમ સમજવાનું નથી, કે વક્ષને હદ ઉપરાંત ભરી દેવું, પણ તેથી એમ પણ થવા દેવાનું નથી, કે તેને સાવ ખાલી કરી નાખવું. જો દરકાર રાખવામાં આવે, તો બધું બની શકે છે; અને તે એવી રીતે, કે જ્યાં જરા પણ અટકવાનું આવતું હોય, ત્યાં પ્રમાણમાં થોડો કે વધારે શ્વાસ લઇ લેવો; આમ ટુંકા વિરામો વખતે શ્વાસ ફરીને પુરી લેવાની તક મળે છે, એ સીવાય સ્વરથી શરૂ થતા શબ્દો આગળ પણ એ અવકાશ મળે છે, કેમકે તેનો ઉચ્ચાર કરતી વેળા મોઢું અને ગળું થોડાં કે વધારે ખુલ્લાં રહે છે. આ પ્રમાણે લાંબાં વાકયો બોલવામાં સરલતાથી પસાર થવાને દરેક વક્તાને ફેફસામાં પુરતી હવા રાખવી સહેલ થઇ પડે છે. જ્યાં પૂર્ણ-વિરામ આવે, ત્યાં તો તે લાંબો સ્થિર શ્વાસ લઇ શકે છે, અને ફેફસાંને સંપૂર્ણ ભરી શકે છે. આ પ્રયોગ કરવાથી તેને શ્રમ ચડતો નથી—હાંફણ થતી નથી, કે તેનો સ્વર-ભંગ થતો નથી, તેમ જ તેને વ્યગ્રતા પ્રાપ્ત થતી નથી, અને તેનો અવાજ આલાપના અંત પર્યંત જેવો ને તેવો પહાડી, મધુર વા કોમળ કે મનહર અને પ્રતિધ્વનિ કરતો કે રણકાર કરતો રહે છે.

## ભાષણ.




સ્મર્ણોચ્ચારણ અને શીઘ્ર એ બેઉના વાંચનના જેવા જ પેટા ભાગ પાડી સમજવા.



રણભૂમિ ઉપર ભાષણકલાના જાદુથી આખા યુરોપને ડોલાવનાર
રણવીર નેપોલિયન

[ પૃષ્ઠ ૮૫

# નિદ્રાદેવીને !

નિદ્રા ખરી દેવી ત્હને કહી, જાપ સૌ ત્હારો જપે;
સમભાવથી સૌ રાયરંક, ગમાર તવ ખોળે ખપે.

આરાધના ત્હારી કરી, સૌ સૃષ્ટિ શાન્તિ પામતી;
દુઃખીજનોનાં દુઃખને, શ્રમશ્રમિતોનાં નિવારતી.

તું જડકૃતિ તે પ્રભુતણી, પ્રભુતાભરી તુજમાં અતિ;
તું સૃષ્ટિના સૃજનાર, સર્જનહારની અદ્ભુતકૃતિ.

તું જ્ઞાન ત્હેનું અખંડ બોધે, દયા દૃષ્ટિ વિભુતણી;
કંઇ પાળી પામર પતિતજીવને, શાન્તિ દે વર્ષી અમી.

તું મોક્ષની મૂર્તિ, જગત જંજાળને વિસરાવતી;
તું પ્રલય કેરી કરાળ ગતિને, સ્હેજમાં સ્હમજાવતી.

તું સ્વપ્નમાં જાગૃત દશાના, પાઠ કંઇક પઢાવતી;
તુર્યા સુષુપ્તિમાં જઇ, કદી બ્રહ્મ ભાવ બતાવતી.

પાપી જનોને પાપના, સંતાપથી કંપાવતી;
નિર્મળ જનોને મોક્ષનો, આનન્દ પ્રાપ્ત કરાવતી.

—પરભુભાઇ વ્હાલાભાઇ શર્મા





# ગુજરાતી રંગભૂમિ.

(લેખક—વરતેજવાળા મનહર).

રંગભૂમિ એ આદર્શ લેખકનુ જીવંત દૃશ્ય પુસ્તક હો, વા સંગીત, નૃત્ય, અભિનય, વાણી સૌન્દર્ય લેખનવિધિ કાવ્યકુશળતા, રસાલંકાર, ચિત્રકળા, કુદરતી દૃશ્યોને બુદ્ધિ ચાતુર્યથી તાદૃશ્ય કરનાર આદિ અનેક કળાઓનુ સાહિત્યપૂર્ણ પ્રદર્શન હો, વા ધાર્મિક, રાજકીય, કે પ્રજાકીય અંગમા જણાતી અનેક પીડાઓને હણનાર માનસ હૃદયને રમમાણ જણાતી અનેક ઓષધિયુક્ત રસશાળા હો, વા ઇશ્વરે સુજેલી આ માયાની સૃષ્ટિમાની ભિન્ન ભિન્ન માનવ પ્રવૃતિઓનો આભાસ આપી ઇશ્વરની વિચિત્રતા કે ઇશ્વરી ગહન લીલામય આ સૃષ્ટિમા પણ એ જ સૃષ્ટિનુ જ્ઞાન આપનાર ન્હાની એવી સૃષ્ટિ હો, કે પ્રાચીન ધાર્મિક ઐતિહાસીક કે સંસારી શુદ્ધ વા અશુદ્ધ પાત્રોને તેમના ખરા સ્વરૂપમા ઉત્સાહી દૃષ્ટિ સમક્ષ ખડા કરી દેનારી કોઈ દવી શક્તિ ધરાવનારી મહાદેવી હો, કે મુમુક્ષુનુ મોક્ષ સ્થળ, ભક્તનુ ભક્તિ મંદિર આત્મિક કે આધ્યાત્મિક દૃષ્ટિએ મનુષ્યને મનુષ્યત્વ દાખવનાર તત્વજ્ઞાનનુ સુંદર ઝરણુ વીરોની વીરત્વ સહાયક, બુદ્ધિશાળીનો વિચાર સાગર, વિનોદી જીવોનુ વિનોદ સ્થાન કે શૃંગાર પ્રેમી હૃદયોની વિકાસ વાટિકા હો, પરંતુ રંગભૂમિ પંચમહાભૂતથી ઉત્પન્ન થએલ આ માનવદેહને અનેક રસમહાભૂતોના પ્રબળ પ્રભાવોથી લોહચુમ્બક જેમ ખેંચી અધિકતા ધારણ કરનારી કોઇ દિવ્ય શક્તિ તો છે, એ નિર્વિવાદ સિદ્ધ થાય છે

પ્રાચીન રંગભૂમિના સંસ્કૃત નિયામક મહામુનિ ભરતમુનિએ ઘડેલા રંગભૂમિના નિયમોપર એક ઝાખી પણ દૃષ્ટિ નાખી, અર્વાચીન સમયમા રંગભૂમિપર દૃષ્ટ થતા નાટકોનુ નિરિક્ષણ કરતા ખેદ આશ્ચર્ય અને હાસ્યનો પણ અનુભવ થાય છે કયા તે નિયમબદ્ધ રંગભૂમિ થયેલા નિર્મળ સંસ્કારી નાટકો ? કયા તેના પ્રેક્ષકોની કોટિઓ અને કયા અર્વાચીન સમયના કાળ અને સંજોગને લઇ છેક પરિવર્તન પામી અધમ દશામા દૃષ્ય થતા નાટકોની સ્થિતિ ? કે દેશમા છવાઇ રહેલી અજ્ઞાનતાને લઇ માત્ર મોજશોખ કે તહેવારોની નિવૃત્તિનો સમય ગાળવાના સાધન તરીકે નાટકો જોઇ, ક્ષુદ્ર રસોની આપવે કરી રંગભૂમિને કલંકિત કરનારા બિચારા પ્રેક્ષકોના નાટ્ય નિરિક્ષણ સંબધેના જડ હૃદયની અજ્ઞાત વૃત્તિઓ ? અરે ! કયા તે માનવ હૃદયમા ઉચ્ચ ભાવોનુ સિંચન કરનાર કળાયુક્ત સમર્થ પ્રાચીન લેખકો ? અને કયા નાટ્ય સંસ્થાના અજ્ઞાન નેતાઓના આર્થિક દોરીના વિચારોપર પરતંત્રપણે નાચતા

બિચારા સાંપ્રત સમયના "નાટકકંપનીના કવિયો ?" અરે કયાં તે કુળ ગુરુની શિક્ષાથી સુશિક્ષિત થઇ રંગ ભિના સૌન્દર્ય રૂપ આદર્શ અને ભાવવાહી સંસ્કારી નટ પાત્રો ? અને કયાં કેળવણીના સંસ્કાર રહિત માત્ર બૂમ બરાડા કે અસ્થાન ચેનચાળાથી અજ્ઞાત પ્રેક્ષકોની તાળીયો ઝીલનારા સો. ક. નાયક કે અન્ય નાયો ? ખરેખર આ સર્વ જોતાં ગુર્જરીની મૂળ માતૃ સંસ્કૃત ભાષાની પ્રાચીન રંગભૂમિ અને સાંપ્રત કાળની ગુજરાતી રંગભૂમિની તુલના અલ્પાંશે પણ કરવી એક એક નિર્મળ જળમાં વિહાર કરતી સજીવન મીનને બહાર કહાડી મેલા ખાબોચીયામાં ઘેરા નાદે ગાજતી મેંડકી સાથે સરખાવવા જેવું ગણાય. ૩૫૮૧

ગુજરાતી રંગભૂમિના ઉંડા ઇતિહાસમાં ઉતરવા કરતાં જ્યારે તે ગુજરાતીયોની દૃષ્ટિએ અવિચ્છિન્ન સ્થિતિમાં પણ પગભર દશામાં દેખાઇ, ત્યાર પહેલાં તો માત્ર તે ભવૈયાઓની ભવાઇ માથે ગુજરાત કઠીયાવાડનાં ન્હાનાં મ્હોટા ગામોના ચોકમાં એક 'પિડ' તરીકે પંકાતી તેનાં તે સમયનાં વાજીંત્રોમાં પખાજ, ભુંગળ અને ઝાંઝ અથવા ઝાંઝરીયાંજ હતાં. તેના નેતાઓ પણ તે સમયે ત્રગાળા–ભોજકોજ હતા તેઓ પોતાના ઉદરનિમિત્તે એક ન્હાના એવા સંઘમાં "પેડુ" થઇ જજમાન વૃત્તિએ નીકળતા તથા ગામેગામ રહી રાતને સમયે લાંબા ભુંગળો ફુંકી વગાડી દીવેલની મશાલોના ઉજાસથી કોઇ સારા ચોકને રંગભૂમિનું સ્વરૂપ આપતા વળી રંગભૂમિના પ્રેક્ષકો અવ્યવસ્થિત રીતે ગામજનો થઇ સ્ત્રીપુરૂષ જુદા બેસી જોતા એ ચોકની રંગભૂમિપર કોઈ ખાસ પ્રયોગ ન ભજવાતા પણ માત્ર ભિન્ન ભિન્ન પ્રકારના વેશોથી પ્રેક્ષકોને ભિન્ન ભિન્ન પ્રકારના રસો તથા પ્રકૃતિઓ બતાવતા. જેમાં હાસ્યનું કાર્ય દરેક સમયે દરેક વેશે ડાગલો–રંગલો અથવા નટવો એ ઉપનામથી એક પાત્ર છેવટ સુધી કરતું જ્યારે શૃંગારમાં કાનગોપી, બુદ્ધિ ચાતુર્યમાં વાણીયા, ભક્તિમાં સુરદાસ સાધુની પત્ની. પતિપત્નિના એક પ્રેમરૂપ પોઠીયા સાથે શિવપાર્વતી વિલાસ પ્રકૃતિમાં ઝંડો અને તેનાં અભખરી પ્રકૃતિનાં દર્શનરૂપ બ્રાહ્મણ વિગેરે મુખ્ય વેશો હતા. વળી એ રંગભૂમિના નૃત્યમાં માથે બેડું ચડાવી, ઘુઘરા પહેરી પખાજના તાળ સાથે એકાગ્રતાએ સુંદર નૃત્ય થતું અને ફુદડી ફરતા રૂમાલના અનેક પક્ષીના આકાર બનાવોના તથા સંગીતમાં કોઈ પણ પ્રકાર શુદ્ધ રાગણિયો વિહિન ગામડીયાઓ સમજી શકે એવી ભાષામાં માત્ર લોકરંજનના પ્રસંગ પુરતાં ગીતો ગવાતાં, જેમાં કેટલાકોમા બુદ્ધિ ચાતુર્ય હતું.

આમ ઘણો કાળ ચાલ્યા પછી ઇંગ્રેજી રાજ્યના તે સમયના સુધારાને સંસ્કારે દેશમાં નવા નવા વાજીંત્રો પ્રવેશ્યા અને બંગાળી, ઉર્દુ, અને મરાઠી આદિ અનેક ભાષાઓમાં રંગભૂમિ વ્યવસ્થિત રીતે સ્થાપન થઇ. જેની દેખાદેખીથી ગુજરાતની રંગભૂમિએ પણ વ્યવસ્થિત સ્વરૂપ ધારણ કર્યું અને નાટક વા પ્રયોગ પુસ્તક રૂપમાંથી વધીને દૃશ્ય રૂપે પણ ગણાવા લાગ્યો.

ગુજરાતી રંગભૂમિના ઇતિહાસમાં થોડા અપવાદોને ન ગણકારતાં જો દૃષ્ટિ ખેંચીયે તો જણાઇ આવે છે કે શરૂઆતમાં ત્રણ નાટ્ય સંસ્થાઓમાં ગુજરાતી રંગ-

ભૂમિ સ્થાયી નજરે પડતી હતી જે રંગભમિના તે સમયના બે નેતાઓ આજે નટય સાક્ષરો તરીકે જામાં સંપૂર્ણપણે ગણાઈ પણ ચુકયા છે. જ્યારે તે ત્રણે રંગભૂમિ હજુ પણ ભિન્ન ભિન્ન સ્વરૂપોથી દૃષ્ટિએ આવી રહી છે. જેમાં સદ્ગત નાટ્ય સાક્ષર વાઘજી આશારામ ઓઝાની શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળી તથા સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજીની શ્રી દેશી નાટક સમાજ તથા લોકપ્રિય આદર્શ રંગભૂમિ મુંબઈ ગુજરાતી નાટક મંડળી છે

સદ્ગત સાક્ષર વાઘજીભાઇ પોતાની ગુજરાતી રંગભમિમાં શૃંગાર અને વૈરાગ્ય ભાવનાઓમય "ભરથરી" ઇતિહાસિક "સતી રાણકદેવી" "શ્રીવિક્રમ" "ત્રિયારાજ" "સેનરાણી" "વીરબાળા" "ચન્દ્રહાસ" આદિ નિર્મળ સાહિત્યના બોધક પ્રયોગોથી પ્રજાને રીઝવી રંગભૂમિને ખીલવી હતી. તેમના અવસાન પછી 'અંબરિષ' અને કંસવધના ધાર્મિક પ્રયોગો એ રંગભમિપર દૃશ્ય થયા અને ત્યાર પછી સંગીતના કોમળ ધ્વનિ અને સુંદર ભાવવાહી કવિતાના શબ્દોમય 'સતી અનુસુયા' 'સુકન્યા સાવિત્રી' કંઇ નવીન લેખન શૈલીએ પ્રજાના હૃદય ખેંચ્યાં.

સ્વર્ગસ્થ નાટ્યકવિ સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજીએ પોતાની ઉચ્ચ નાટ્ય કુશળતાથી સમાજની સાધારણ વાતચીતમાં આવતા શબ્દોને નાટકની કવિતાઓની સાહિત્યમય ભાવનાઓમાં ગોઠવી તે કવિતાઓને સમાજની સહોદર બનાવી 'અશ્રુમતી' 'ઉમાદેવડી' 'વીણાવેલી 'ઉદયભાણ' અને મોહિની ચંદ્ર' આદિ સુંદર નાટકોના સરળ લેખોથી ગુજરાતી રંગભમિના સંસ્કારમાં વૃદ્ધિ કરવા શક્તિમાન થયા

ત્રીજી ગુજરાતી રંગભૂમિપર સાક્ષર શ્રી રણછોડભાઈ ઉદયરામનો 'લલિતા દુઃખ દર્શક' સ્વર્ગસ્થ બ્રહ્મનિષ્ઠ મણીલાલ નભુભાઇનો નૃસિંહાવતાર' ઇતિહાસિક 'કરણઘેલો' સુંદર સાહિત્ય કલ્પના શક્તિથી આચ્છાદિત 'અત્યન્ય કુમાર' 'સૌભાગ્ય સુંદરી' 'વિક્રમ ચરિત્ર' 'કામલતા' 'કૃષ્ણ ચરિત્ર' 'દેવકન્યા' આદિ શૃંગાર પ્રાધાન્ય પ્રયોગો ગુઢ અને શાંત લેખક રા. મૂળશંકરની શાંત લેખનીની કૃતિઓ દૃશ્યમાન થયા પછી આ રંગભમિને રા વિભાકરે કંઇ નવુંજ ચેતન આપી 'સ્નેહસરિતા' સુધાચંદ્ર' 'મધુબંસરી' 'મેઘ માલિની'ના પ્રયોગોથી રંગભમિના પ્રેક્ષકોમાં સ્વદેશ ભાવનાનો એક નવીન પ્રવાહ પ્રેર્યો. ઉપરાંત પ્રયોગોની ભાષા સંસ્કારોને ઉચ્ચ કોટીએ લઇ જવાની સફળતા બતાવી અને રંગભમિપર સ્વદેશ ભાવના એ ગુજરાતી ઉર્દુ કે મરાઠી કંપનીઓને આજીવીકાના સાધનરૂપ અનુકરણ થઇ પડયું જેમા સ્થળ, સમય, પાત્રની પ્રૌઢતા જોવાનું પણ ભૂલાઈ જવાયું.

સમગ્ર ગુજરાતી રંગભૂમિમાં જો કોઇ આખો સંગીત પ્રયોગ ભજવાયો હોય તો તે શ્રી દેશી નાટકમાં સંગીત લીલાવતીનો પ્રયોગ હતો અને કોઈ લેખકે ગુજરાતી રંગભમિ માટે આખો સંગીત સુંદર પ્રયોગ લખ્યો હોય તો તેના માત્ર એકજ લેખક સ્વર્ગસ્થ કેશવલાલ શીવરામજ હતા.

આ ઉપરાંત ગુજરાતીમાં બીજી અનેક નાટ્ય કંપનીઓ ઉભી થઈ અને બેસી ગઈ છે અને હજુ ઘણી સંસ્થાઓ પ્રાધાન્ય આર્થિક દૃષ્ટિએ પ્રજાની હલકી વૃત્તિઓને ઉત્તેજન આપનારા નાટકો ભજવતી અને ગૌરવશાળી ધાર્મિક કે ઇતિહાસિક પ્રૌઢ પાત્રોને સ્વછંદપણે હલકા કે નિર્લજ સ્વરૂપમાં નાટકોમાં બતાવી પોતાનું ગુજરાન ચલાવતી તથા ગુજરાતી રંગભૂમિ, સાહિત્ય, ઇતિહાસ કે ધર્મને કલંકિત કરતી મુંબઇ તેમજ અન્ય મોટા શહેરોમાં દૃષ્ટિગોચર થાય છે. છતાં તેને માટે સત્યવક્તા પત્રકારો, અડગ સાક્ષરો કે સાહિત્ય પરિષદના કાર્યવાહકો કંઈ કરતા નથી એ ખરેખર શોચ કરવા જેવું છે.

ઉપર જણાવેલી ત્રણ સ્થાયી ગુજરાતી રંગભૂમિ ઉપરાંત કેટલીએક નાટ્ય સંસ્થાઓની રંગભૂમિપર કોઈ કોઇ સમયે કોઈ ઉંચ પ્રયોગો દૃષ્ટિએ પડે છે, જેમાં સદ્‌ગત રા. ત્ર્યંબકલાલની શ્રી વાંકાનેર આર્ય હિત મંડળીમાં 'નરસિંહ મ્હેતો' અને 'મીરાંબાઇ' એ બે શુદ્ધ ભક્તિરસપૂર્ણ પ્રયોગો તથા રાજકવિ નથુરામ સુંદરજી શુકલ કૃત શ્રી નૃસિંહ નૌતમ નાટક સમાજમાં 'બીલ્વમંગળ અથવા સૂરદાસ'નો પ્રયોગ પણ ભક્તિરસના અખંડ પ્રવાહમય લખાઈ રજુ થયો છે જ્યારે એજ રંગભૂમિપર કવિ રા. ફૂલચંદ માસ્તરનો 'મહાશ્વેતા કાદમ્બરી'ના શૃંગારી પ્રયોગો પણ દૃશ્ય થયા છે. તદુપરાંત રા. વિભાકરે ગુજરાતી રંગભૂમિને દેશભાવનાઓ આપ્યા પછી આ લેખકે 'સ્વદેશ સેવા' પ્રયોગ એક કંપની દ્વારા રજુ કર્યો હતો. ત્યાર પછી શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજમાં 'અરૂણોદય' નામક સુંદર પ્રયોગ દેખાયો.

પારસી ગુજરાતી રંગભૂમિમાં સ્વર્ગસ્થ કેખશરૂ નવરોજજી કાબરાજી અને તેમના ભાઇ રા. બમનજી નવરોજજી કાબરાજીએ 'ભોલી ગુલ' 'ગામરેની ગોરી' 'બાપના શ્રાપ' આદિ સુંદર નાટકો રજુ કીધાં છે. જ્યારે રા. રતનજી ફરામજી શેઠનાએ 'પાકઝાદ પરીન' 'દીનદાર દીના' 'ડીયાની લોડી' અને 'ખુદાપર સબર' નાટકોથી ખ્યાતી મેળવી છે.

## રંગભૂમિપરના લેખકો.

જ્યમ જ્યમ કેળવણીનો પ્રચાર થાય, ત્યમ ત્યમ વાંચનનો શોખ અને પરિણામે લેખનનો શોખ પ્રજામાં વધે એ તો એક નિયમજ છે. પરંતુ ગુજરાતી રંગભૂમિપર આદર્શ અને કળાના જોખમદાર લેખક કોઈ નથીજ. સિવાય કે રા. વિભાકર અને કવિ ચિત્રકાર માસ્તર ફુલચંદના ગુણ દોષો તરફ ન જોતા તેમણે સંભાળી રાખેલી ગુજરાતી રંગભૂમિની ઉચ્ચતા તથા સાહિત્યમય લેખનશૈલી ખરેખર આનંદ લેવા યોગ્ય છે. જ્યારે સૃષ્ટિમાં જ્યમ વિચિત્રતાની સીમા નથી, ત્યમ નાટ્યની સૃષ્ટિમાં લેખકોની પણ વિચિત્રતાની સીમાજ જણાતી નથી. આ લેખકના ઘણા ઉંડા અનુભવની વાત છે કે જેને લેખક અથવા લેખ, એ શું અને કેવી મહત્વતા ધારણ કરનાર શબ્દ છે, તેનું કંઇ પણ જ્ઞાન હોતું નથી માત્ર જ્યમ બીજે નોકરી કરી પોતાનું ઉદર પોષણ થાય તેમ નાટક કંપનીયોમાં પણ બિચારા અજ્ઞાન ત્રગાળાના છોકરાઓ કે એકટરોના "કવિરાજ" થવાની હોંશમાં પોતાની લેખનશક્તિનો અજ્ઞાત પ્રેક્ષકોના જડ હૃદયના પોષણાર્થે પ્રાચીન કે અર્વાચીન સંસ્કારી પાત્રોને આર્થિક દૃષ્ટિના સ્વાર્થને ભોગે કંપ-

એના કળાશૂન્ય નેતાઓના તેવાજ વિચારોપર હાજી શબ્દે દોરવાઈ ક્ષુદ્રતા ધારણ કરી, ક્ષુદ્ર દૃશ્ય કે રસમાં બતાવા લેશ પણ આંચકી ખાતા કે તે સંબંધેનો અંશ માત્ર પણ વિચાર કરતા નથી. એવી અનેક પ્રકૃતિઓ આ લેખક અનુભવી ઘણોજ અજબ થયો છે અને તેથી નક્કીપણે માને છે કે જો તે સંબંધેની કળાની દૃષ્ટિની જોખમદારી સાહિત્ય પરિષદના નેતાઓ તેવા જાહેરમાં દેખાતાં નાટકોના 'કનિશજો'પર મૂકવાના પ્રયત્નો કરશે નહીં તો વર્તમાન કે ભવિષ્યમાં સારા અને સુશિક્ષિત સંસ્કારી લેખકોના ગુજરાતી રંગભુમિપર આવવાના વિકટ માર્ગમાં વળી મ્હોટો અટકાવ આવી પડશે

## રંગભૂમિપરનું સંગીત.

ઘણાજ ખેદની વાત છે કે ગુજરાતી રંગભૂમિ પરથી દિન પ્રતિદિન શુદ્ધ સંગીત ક્ષુદ્ર થતું ચાલ્યું છે. જો કે સંગીત એ રંગભુમિનું મુખ્ય અંગ મનાય છે. પણ વધી પડેલી નાટ્ય કંપનીઓની સંખ્યા તથા અજ્ઞાત પ્રેક્ષકોના હૃદયને ઉશ્કેરનાર ચટકદાર અસંગીત ટુકડાઓના મિશ્રણ અને તેવાજ ચટકદાર હલકા શબ્દોથી બંધાઇ તૈયાર થએલા ગાયનોની પ્રબળ ફોજના પરિણામે આવતા વન્સમોરોની વધી પડેલી હરિફાઇને અંગે, સંગીત જેવી ઉચ્ચ કળા ગુજરાતી રંગભૂમિપરથી નિર્મુળ થાય તેને માટે જેટલા રંગભુમિના નેતાઓ તેટલા પ્રેક્ષકો પણ જવાબદાર છે. જયારે તે બેઉને તેના શુદ્ધ સ્વરૂપો બતાવનાર અગ્ર વર્તમાનપત્રો તથા સાહિત્ય રસિક સાક્ષરો પણ તેટલાજ ઠપકાને પાત્ર ગણાવા જોઇએ. મ્હેં કેટલોએક એવો ગુજરાતી સંગીત પ્રેમી પ્રેક્ષક વર્ગ જોયો છે કે ગુજરાતી નાટકોમાં સંગીતની ક્ષીણતાને અભાવે મરાઠી સંગીત નાટકો જોવાનું વધારે પસંદ કરે છે. પણ મરાઠી નાટકોમાં પૈસા ખરચવા કરતા પોતાનીજ રંગભુમિપર એવું સંગીત કેમ ન આવે? એવો જાહેરમાં પ્રયત્ન કરતા કોઈજ દેખાયા નથી, એ ખરેખર ખેદ અને આશ્ચર્યની વાત છે.

## રંગભૂમિપરનું હાસ્ય.

ગુજરાતી રંગભુમિપર ભજવાતા નાટકોમાં હાસ્ય નહીં પણ ફારસનો વિષય ખાસ અગત્યનો ગણાતો જણાય છે. જો કે ઇંગ્લીશ, બંગાળી કે કેટલાએક મરાઠી નાટકોમાં એકજ રસ અથવા એકજ આશય ભજવવાનો નિયમ છે. તેમ ગુજરાતી રંગભૂમિપર જણાતુ નથી. ભવાયોમાં જેમ રંગલો પોતાની ઈચ્છાપૂર્વકના ચેનચાળા કે શબ્દોથી ગામજનોને હસાવતો, તેમ લોકરૂચી અનુકૂળ ગુજરાતી રંગભૂમિની શરૂઆતમાં શ્રીયુત વાઘજીભાઇને તેવુંજ એક વિદુષક પાત્ર ચીતરવું પડયું ને ભરથરીની કચેરીમાં સવાર બપોર અને સાંજના શણુગારો વિચિત્ર વેશમાં મૂકવા પડયા છે. વળી બીજા જૂના પ્રયોગોમાં પણ ચોક્કસ ચોક્કસ હાસ્યના પ્રસંગો અનુભવાય છે. આવું હોવા છતાં પણ તે આનંદ લેવા જોગ વાત હતી કે તે સર્વ હાસ્યના પ્રસંગો પ્રયોગોની સંકલના સાથે સંબંધ ધરાવનારા પાત્રોના મુખેથીજ થતા, પરંતુ ઇંગ્લીશ નાટકોના આશયોનું અવતરણ ઉર્દુ નાટકોમા થવા માંડયું. તેમ તેમ ઇંગ્લીશ એઠું રજુ કરતા ઉર્દુ નાટકોમા ઇંગ્લીશ હાસ્યનું એઠું પણ સાથે સાથે ભજવવા માંડ્યું. જેનો ચેપ ગુજરાતી નાટકોને પણ લાગ્યો અને તેમા પણ એક વિષયના પ્રયોગ સાથે કોઇ જુદાજ

વિષયના ફારસો ભજવાતા થયા અને હજુ સુધી પણ એ ગુજરાતી રંગભૂમિપરના અનેક દુષણોમાંનું એક મુખ્ય અને મહાદુષણ સર્વ સ્થળે જોવામાં આવે છે. એટલુંજ નહીં પણ તેથી એ વિચિત્ર શબ્દો માટે જોઇ શકાય કે જેમ કે શ્રી દેશી નાટક સમાજના સતી સુલોચના નામક રામાવતાર સમયના યોગમાં ભાયખલા, પાલવા, હોલાઓ, ચોપાટી વિગેરે શબ્દો ઘણાજ પ્રેમ અને જોરથી ગવાતા સંભળાય છે જ્યારે એક કંપનીમાં પુંડલીક નામક પ્રયોગમાં નોરોનાં ચોકાં કે ટમ ટમ મોટરકાર આદિ શબ્દો તેવીજ રીતે ગવાય છે. આવા દોષો સંબંધના અનેક દોષો માટે લેખક કે ગુજરાતી રંગભૂમિના તેવા નેતાઓ પોતાની જોખમદારી કંઇ વિચારતા નથી એ ખરેખર ખેદ ઉપજાવનારી બીના છે.

### રંગભૂમિપરની સીનેરી અને પડદા પોશાક.

હિન્દુસ્તાનમાં ભજવાતા નાટકોમાં પડદા અને સીન સીનેરીયોમાં જેટલું અજ્ઞાન જોવામાં આવે છે તેટલું ભાગ્યેજ બીજા દેશોમાં હોવું જોઇએ જ્યારે યુરોપ કે અમેરીકામાં બનેલી બીજા દેશોના ચરિત્રો બતાવનારી ફિલ્મો આપણે જોઇએ છીએ ત્યારે સહજ જણાઇ આવે છે કે તે દેશોના પોશાકો રીતિઓ અને તે મહિની સામગ્રી વિગેરે સર્વ જાણે તે દેશના અથવા સમયના હોય તેવું બતાવવા માટે લાખો રૂપીયાનો ભોગ આપેલો જણાય છે જ્યારે અહીં એક ધર્મિક પ્રયોગમાં છેલ્લી વિલાયતી શોધ પ્રમાણે બંધાએલી જેલના એક ભાગમાં ભક્તને બતાવવા શ્રીકૃષ્ણ પોતે યુરોપી ચીનાઇ, કે જાપાનીસ રેશમ કે મખમલના વસ્ત્રોમાં સજ્જ થઇ ધડાકાભેર આવી પહોંચે છે. તેમજ મહાભારત કે રામાયણના સમયના પાત્રો કોઇ ઇંગ્લંડ, રોમ, ફ્રાન્સ અમેરીકાના રસ્તાના પડદામાં આવીને બોલતો હોય તે તો એક સામાન્ય વાત છે. ઉપરાંત રાધીકાજી, ઋષિપત્નીઓ, કે અસંખ્ય પ્રાચીન ભક્ત કન્યાઓના બગીચાઓમાં અથવા ઇંદ્ર, સૂર્ય, ધર્મ આદિ દેવોના દરબારોમાં રંગબેરંગી ઇલેક્ટ્રીક લાઇટના બળતા ગ્લોબોનો બળતો જથ્થો આપણને પણ આંજી નાખી ગુજરાતી રંગભૂમિમાં દીવા છતાં અંધારૂં દેખાડી આપે છે. છતાં ગુજરાતી રંગભૂમિપર નવીન પ્રકારના સીનો અને પોશાકો દૃશ્ય થતાં દેખાય છે મોરબી કંપનીના ભાવી પ્રાબલ્યમાં બોટે આગમાં સળગી જવાનો સીન, મધુ બસરીમાં મોટરનું દૃશ્ય, તથા મેઘમાલીનીમાં શરૂઆતનો મીલનો સીન તથા તેના અંકને છેડે મીલોને સળગતી બતાવવાનો સીન ખરેખર ઉંચી કારીગરી તિવ્ર બુદ્ધિ ચાતુર્યનો ભાસ આપે છે. વળી કોઈ કોઈ સ્થળે પાણીના કુદરતી દૃશ્યો, ઝાડોની સુંદર ઘટાઓ વિગેરે પણ ખરા સ્વરૂપમાંજ જોઇ શકાય છે. આશા છે કે રંગભૂમિના નેતાઓ આ સબંધે ગુજરાતી રંગભૂમિને ઉચ્ચ કોટીએ મુકવા અસ્થાનના દોષોથી દૂર રહી યોગ્ય કરશે.

### રંગભૂમિપરનાં પાત્રો.

ગુજરાતી રંગભૂમિપર જેને રંગભૂમિના 'નટ' કહેવામાં આવે એવા આદર્શ પાત્રોનો તોટો છે અને ઘણું કરીને નથીજ. રંગભૂમિના ખરા નટો તેજ કહેવાય કે રંગભૂમિ પર પોતે કોઇ પણ પાત્રમાં સંપૂર્ણતાએ ઉતરી શકે. છતાં જૂનામાં સ્વ. દયાશંકર તથા શારદા વિજય, નવલ કુસુમ, રામ તન આદિ પ્રયોગોના લેખક

સ્વ. જિયશંકર કળીદાસ તથા નરસિંહ મ્હેતાની ભક્તિનો શુદ્ધ રસ પીરસનાર રા. ત્રંબકલાલ રાવળ એ અગ્ર હતા. જ્યારે મૂળજીભાઈ આશારામની કીર્તિ પણ ખુબ પસરેલી હતી. ચાલુ સમયમાં ગુજરાતી રંગભૂમિ પર સ્વ. દયાશંકરના હાથનિચે કેળવાઈ આપમળથી ઉચ્ચ સંસ્કારી થએલ સૌંદર્યયુકત શ્રૃંગારી પાત્રો. રા. બાપુલાલ અને જયશંકર છે. અને કહેવાય છે કે હિંદુસ્તાનની કોઈ પણ રંગભૂમી પર આવું કોઈ પણ શ્રૃંગારી યુગ્મ પ્રકાશ્યું નહોતું.

ઉપરાંત યુરોપીય નૃત્યોનો ગુજરાતી રંગભૂમિપર આસ્વાદ આપનાર એ યુગ્મના હાથ નીચે કેળવાઇ સંસ્કારી થએલ મિ. મોહન મારવાડી છે. નાયક મૂળચંદ વલ્લભે (મામા) એક કોમેડીયન તરીકે પ્રથમમાં કુશળતા ભરી અને સંસ્કારશીળ સારી ખ્યાતિ મેળવી છે. તેમના સંબંધમાં કહેવાય કે તેમના સરીખું સંસ્કારી રમુજી પાત્ર હજુ ગુજરાતી રંગભૂમી પર કોઈ નથી અને તે વાત પણ સિદ્ધ છે. વળી બોલતો કાગળના લેખક રા. હરીહર (દીવાના) મોહન લાલાજી, વયોવૃદ્ધ સોરાબજી કાત્રક શ્રી રતીલાલ વિગેરે મુખ્ય છે સ્ત્રી પાત્રોમાં રા. જેઠાલાલ, મી. છોટુ અને મી. પ્રભાશંકર એ પ્રજાની દ્રષ્ટિએ ઘણા જાણીતા છે. શ્રી આર્યનિતિ દર્શક નાટક સમાજના સ્થાપક સ્વ. મોતીરામ બહેચર નંદવાણાએ બોલતો કાગળ સરસ્વતીચંદ્રના પોતાના પાઠોથી સારી નામના મેળવી હતી. વળી અથંગ ગાનાર ભાઇ હીંમત પણ પોતાના ગળાને માટે ઘણા મશહુર છે.

પારસી ગુજરાતી રંગભૂમિના પાત્રોમાં મરહુમ બાલીવાલા, મરહુમ હોરમસજી તાંતરા, જુદીન જધરે', 'ધરતીકંપ તથા મ્હારો નાટકી અનુભવ' ના લેખક મરહુમ જાહાગીર ખંબાતા, મી. દાદી સરકારી, માસ્તર મોહન, રા. વલ્લભ કેશવ નાયક એ મુખ્ય ગણાતા છે.

### રંગભૂમિપરનો શ્રંગાર

ગુજરાતી રંગભૂમીપર શુદ્ધ અને નિર્મળ શ્રંગાર તો જણાતોજ નથી. માત્ર જોનારના વૃત્તિઓને ઉશ્કેરનાર રંગભીની, રસભીની, પ્રિયે પ્રિયતમે, બાળે, પ્રાણેશ, વ્હાલમ, મુગટમણી આ શબ્દનો પ્રેમ કે માર્મિક બિભત્સ ચેષ્ટાઓમાં શુદ્ધ શ્રંગારને બદલે ત્રગાળાના સુંદર વસ્ત્રોમાં સજ્જ થએલા છોકરાઓ બોલે છે અને ઘણું કરીને તેટલામાંજ વિયોગમાં શ્રૃંગારની પરિસીમાં આવી જાય છે. આ સંબંધે નાટ્ય સંસ્થાઓના નેતાઓ ફરિઆદ કરે છે કે પ્રજાનો મોટો સમૂહ તે વિના સંતોષી શકાતો નથી અને જો તેવું ન રાખવામાં આવે તો નાટક રંગત વિનાનું નિરસ જણાઈ અપ્રિય જેવું થઇ સરવાળે ખોટમાં ઉતરવુ પડે છે આ ફરીયાદ જો કે વજનદાર છે છતા જો કેળવાયલા લેખકો આવી રંગભૂમિ પર થતી નિરક્ષરતા ટાળવા મથે તો તે શકય છે એમ આ લેખકનું માનવું છે.

### રંગભૂમિપરનું વિરત્વ.

ગુજરાતી રંગભૂમિ પર શ્રૃંગારના શાબ્દિક ચેષ્ટાઓમાં જેમ પ્રાણ આ કુરબાન છે કે દેહ મારો ફુલ છે. ખરા વીરનર શિયાળને શરણે થતા નથી, 'ધર્મ મારો એ છે' આદિ પ્રાસાત્મક છટાદાર વાકયો બોલનાર પાત્ર ધમપછાડને છાની ફાડ બરાડાથી બોલે છે અને તેને અજ્ઞાત પ્રેક્ષકો તાળીયોની ગર્જનાથી વધાવી લે છે

જેથી ગુજરાતી રંગભૂમી પરનો સઘળો વીરરસ પાન તેમાંજ સમાઇ જાય છે ઘણા ખેદની વાત છે કે હજુ સુધી કોઇ પણ રંગભૂમિ પર શુદ્ધ અને સંસ્કારી વીર રસની ભાવનાઓ પણ દ્રશ્ય થએલી જણાઈ નથી તેનું કારણ માત્ર નાટ્ય સંસ્થાના અજ્ઞાન નેતાઓ અસંસ્કારી લેખકોનું પદીબળ અને પ્રેક્ષકોની જડ પાગણા સાથે સાક્ષરો કે પત્રકારોનાં આંખ વિચામણાંજ છે જે હવે વધુ સમય ચાલવું ન જોઇએ.

આવી રીતે ગુજરાતી રંગભૂમિપર બીજા રસો પણ ક્ષુદ્ર અને માત્ર પોકળજ દૃષ્ય થતા જણાય છે.

## રંગભૂમિપરનું નૃત્ય અને અભિનય.

ગુજરાતી રંગભૂમિપર થતા અભિનયની મર્યાદા કોઇ પણ સ્થળે જળવાતીજ નથી પાત્રની સાથે બોલવાના અભિનયયુક્ત શબ્દો સ્ત્રી કે પુરૂષ માત્ર પ્રેક્ષકને ઉદ્દેશીને બોલતાં હોય તેમ સ્થળે સ્થળે અને પળે પળે જોઇ શકાય છે. વળી ઘણે સ્થળે તો લેખકે પ્રયોગના શબ્દોના ગૌરવને પણ વિચારી સુદ્ધી કેટલીએક રંગ ભૂમીપરના પાત્રો પ્રેક્ષકોમાં પોતાની મોટાઇ મેળવવાના લોભે અમર્યાદિત અભિ નય કરવાને પણ ચુકતા નથી અને જેને પ્રેક્ષકો પણ આનંદને બહાને સ્વિકારી લે છે જેથી ગુજરાતી રંગભૂમિપર અભિનયની મર્યાદા બંધાઇ શકતી નથી એ ખરેખર ગુજરાતી રંગભૂમિ અને તેના પ્રેક્ષકો માટે લજ્જાસ્પદ વાત ગણાય.

જો કે રા બાપુલાલ, ગ જયશંકર, મોહનલાલાજી, મી છોટુ અને નાથાલાલ એમના અભિનયની કંઈક ઉંચી કોટી ગણાય કે જ્યારે હાસ્યમાં અભિનયોમા રા મુળચંદ (મામા) સમક્ષ કોઈ ટકી શકતુ નથી એ નિર્વિવાદ છે

ગુજરાતી રંગભૂમિપર નૃત્યોમાં વિશેષ કરીને નાયકાઓનાં પાત્રો મુખ્ય છે જો કે તેના પોષાક ટાપટીપ વિગેરે સમય અને સંકળનાને અંગે ઘણા દોષિત હોય છે અને તેમનુ નૃત્ય પણ ઈંગ્લીશ અનુકરણ યુક્ત તેવુજ દોષિત જોઇ શકાય છે છતા ઈંગ્લીશ ભાવો અમુક રીતે ઉતરી આવેલ જોઈ આપણે ખુશી થઇએ છ।

વિશેષમાં પશ્ચિમની ફીલ્મોના પ્રચારને અંગે ત્યા ઉર્દુ નાટકોની દેખા દેખીએ ખાસ ઈંગ્લીશ રોમન કે ઈજીપ્શીયન, નૃત્યો પણ હવે ગુજરાતિ રંગ ભૂમિપર પ્રસંગે કે અપ્રસંગે દ્રશ્ય થતા જણાય છે પહેલાં કચેરીઓમાં થતાં વારાંગનાઓના નાચ કે કસરતના નૃત્યો લગભગ હવે અલોપ થયા છે જ્યારે તેનું સ્થાન આવા ડેન્સોએ લીધુ છે જેમા કેટલેક સ્થળે જો કે ઉચ્ચતા છે છતાં પ્રસંગ કે સમયનુ અનુસરણ વિચારવામાં નથી આવતુ, એ પણ દોષ ગણાવો જોઈએ.

## ઉપસંહાર

આટલા ઉદ્ગારો પછી આ લેખ સમાપ્ત કરવા અગાઉ તે પરમ કૃપાળુ પર મેશ્વર પાસે પ્રાર્થનાપુર્વક માગી લઈશુ કે સદાયે અમારી ગુજરાતી રંગભૂમિ તેનું સુંદર કલાવંત સાહિત્ય અને નિર્મળી ગુર્જરી ગિરાનો સદા જયજયકાર હો અસ્તુ




લેખક—શ્રીયુત તારાચંદ્ર પોપટલાલ અડાલજા. એલ. ટી. એમ.




ગભૂમિની રચના સૂત્રધારના હાથમાં છે. રંગભૂમિનો તે નાયકછે—નિયામક છે, તેજ રંગભૂમિને રચે છે, ખીલવે છે, પોષે છે, દીપાવે છે. રંગભૂમિના પાત્રો તો સૂત્રધારના દોરી મંચાથી ચાલતાં રમકડાં જેવાં છે. સૂત્રધાર એજ તેઓનું લક્ષ્યબિંદુ છે, કામ કરતાં કરતાં પણ સૂત્રધારની ઇચ્છા અને આજ્ઞા તરફજ તેમની નજર રહે છે. સૂત્રધાર કેમ રીઝે, તેનો શ્રમ કેમ સફળ નિવડે તેનો આત્મા કેવી રીતે પ્રસન્ન થાય એજ વિચાર તેમના હૃદયમાં રમી રહે છે; અને છતાં તેઓ પોત પોતાને સોંપવામાં આપેલું કામ અસ્ખલિત પ્રવાહની માફક સતત કર્યા જ કરે છે. નથી કોઈ તેમના હૃદયમાં વિચારો વાંચી શકતું કે નથી કોઇ તેમનું લક્ષ્યબિંદુ જોઇ શકતું. પ્રેક્ષકવર્ગ એમજ માની લે છે કે આ પાત્રો પોતાનો વેષ ભજવવામાંજ તલ્લીન બનેલા છે અને પોતાનું કાર્ય યથાસ્થિત કરવા સિવાય તેમને બીજું કશું ભાન નથી.

આમ હોય છે ત્યાં સર્વ કંઈ પ્રસંશાપ્રાત્ર ગણાય છે. સૂત્રધાર પોતાના કાર્યને યશ મળેલો જોઇ હર્ષ પામે છે, પાત્રો ઉપર તે પ્રસન્ન થાય છે, પ્રેક્ષકો પાત્રોની વાહવાહ કરે છે, અને પાત્રોના કર્તવ્યપાલનથી રંગભૂમિ દીપી નિકળે છે.

પરંતુ આની બીજી બાજુ પણ હોય છે. સૂત્રધારની આજ્ઞાને નેવે મુકી કામ કરનારા પાત્રો પણ કયા ઓછા હોય છે? 'એને તો કહેવાની– ટોકવાની ટેવ પડી,' 'એમ વારંવાર ધર્મનો–કર્તવ્યનો વિચાર કરવા કયાં બેસીએ?' 'જેમ ફાવે તેમ કામ કરી જઇ વેઠ પતાવવામાંજ મજા' એમ કહેનારા અને એ પ્રમાણે વર્તન કરનારા પાત્રોની પણ ખોટ નથી. આમ હોય ત્યા પરિણામ નિરાશાજનક આવે એમાં શું આશ્ચર્ય? આમ હોય ત્યા સૂત્રધારને પાત્રો તરફ અભાવ આવે છે અને રંગભૂમિ લાજી ઉઠે છે!

સંસાર એ પણ એક પ્રકારની રંગભૂમિ કહેવામાં ખોટું પણ શું? સૃષ્ટિનો સૃજનહાર—પરમાત્મા સંસારરૂપી રંગભૂમિનો સુત્રધાર છે. આપણે—સર્વ માનવ પ્રાણિ એ રંગભૂમિના પાત્રો છીએ અને એ રંગભૂમિ ઉપર ભિન્ન ભિન્ન વેષ ભજવીએ છીએ. સૂત્રધારે—જગકર્તાએ આ સંસારમાં અમુક પ્રકારનો વેષ ભજવવા—અર્થાત્ અમુક કર્તવ્યોનું પરિપાલન કરવાની આપણને આજ્ઞા કરી છે. ઉત્તમ રંગભૂમિના પાત્રોની માફક આપણું લક્ષ્યબિંદુ સૂત્રધાર તરફ-સૃષ્ટિના સૃજનહાર તરફ રહેવું જોઈએ. કર્તવ્ય બજાવતાં છતાં પણ આપણી નજર તો તેનાજ સામી તાકેલી રહેવી જોઈએ, તે કેમ પ્રસન્ન થાય એનાજ વિચારો આપણા મગજમાં ઘોળાવા જોઈએ. આપણે આમ કરી છીએ? આ પ્રશ્ન વિચારવાની ખાસ જરૂર છે.

આપણે વેષ ભજવીએ છીએ—સંસારમાં વિચરીએ છીએ એમાં તો શંકા નથી. ભાવે કભાવે છવન પૂરૂં કરીએ છીએ. એ વાતની પણ ના કહી શકાય એમ નથી. પરંતુ કર્તવ્યના ભાન સાથે કેટલાં કાર્યો કરીએ છીએ એ કદી આપણે વિચાર્યું છે?

ધર્મ એ શબ્દથી આપણે બહુ ચેતીને ચાલીયે છીએ, ધર્મની વાત આવે ત્યાં જરા ઢીલા પોચા થઇ જઇએ છીએ, છતાં ધર્મનું યથાસ્થિત પરિપાલન ભાગ્યેજ કરીએ છીએ. ધર્મ એટલે કર્તવ્ય—સૃષ્ટિના સૂત્રધારે કરેલી આજ્ઞા. આ આજ્ઞાને શિરસાવંદ્ય ગણી આપણે કર્તવ્યપરાયણ બનવું જોઈએ. સંસારમાં આપણા માટે જે કાર્ય નિર્માણ થયું હોય તે યથાસ્થિત બજાવીએ તો જ આપણે સૂત્રધારની પ્રસંશા અને કૃપાદૃષ્ટિને પાત્ર નિવડીએ.

નાટકની બીજા પ્રકારની રંગભૂમિના પાત્રોની માફક આપણે આપણને ફાવે તેમ—મોજમાં આવે તેમ સંસારમાં આપણો વેષ ભજવીએ છીએ. તેમ કરતી વખતે નથી આપણે જોતાં સૂત્રધારની ઇચ્છા કે નથી વિચારતાં આપણું કર્તવ્ય. પ્રેક્ષકવર્ગની—જનસમાજની તો દરકારજ શાની હોય? પ્રેક્ષકવર્ગ—જનસમાજ ભલે નારાજ થાય, ભલે નિંદા કરે, ભલે તેમની નજરમાં હાંસીને પાત્ર ઠરીયે તોપણ તેની આપણને શી પીડા? આમ હોય ત્યાં રંગભૂમિ લાજે—સંસાર દુઃખમયથાય એમાં શી નવાઇ?

રંગભૂમિનો એક ત્રીજો પ્રકાર પણ છે. હૃદયપૂર્વક કામ કરવાની દાનત નહિં, સૂત્રધારને નારાજ કરવો નહિં અને પ્રેક્ષકવર્ગની હાંસીને પાત્ર થવું નહિં, આવી

ઈચ્છાથી તાણીતોડીને પણ સારો દેખાય એવો વેષ ભજવનારા અર્ધદગ્ધ પાત્રોની માફક આપણે દુનિયામાં સારા દેખાવાનો દંભ કરવા માટે કર્તવ્યપરાયણ હોવાનો ખોટો આત્મસંતોષ મેળવવાની મનોવાંચ્છનાથી અને યોગ્યતા વિના પણ પ્રભુને પ્રસન્ન કરવાની ઉત્કંઠાથી કંઇક શ્રદ્ધા અને કઈક બળજોરીથી સત્કર્મો કરવાનો પ્રયાસ કરીએ છીએ

પરંતુ સર્વથી ઉત્તમ પ્રકારની રંગભૂમિ તો આપણે પ્રારંભમાંજ બતાવી તેવી હોવી જોઇએ અને આપણે આપણા સંસારને પણ તેવો પ્રથમ પંકિતનો બનાવવા પ્રયાસ કરવો જોઈએ. દુનીયામા નામાંકિત થવાની ખોટી તૃષ્ણાથી નહિં, પરંતુ કર્તવ્યપરાયણ બનવાની શુભ નેમથી, સંસારની રંગભૂમિ ઉપર આપણો વેષ આપણે યથાસ્થિત ભજવવો જોઇએ. પ્રમાદ અને મિથ્યાભિમાનનો ત્યાગ કરીને, સૂત્રધારની આજ્ઞાનું પાલન એજ આપણુ લક્ષ્યબિંદુ બનાવીને સૂત્રધારને, જગકર્તાને રીઝવવા માટે આપણે તેની દરેક આજ્ઞાનો અમલ કરવો જોઇએ. તેમની આજ્ઞા એજ આપણું કર્તવ્ય. એજ વિચાર નિશદિન આપણા હૃદયમાં રમી રહેવો જોઇએ.

આપણે આપણુ કર્તવ્ય બજાવતાં શીખીએ તો આ સંસારની રંગભૂમિને દીપાવીએ.





# લંડનની રંગભૂમિ.

લેખક—શ્રીયુત જયકૃષ્ણ ના વર્મા,

બી એ એલ. એલ. બી, એમ. એમ ગી

બૅરિસ્ટર-ઍટ-લૉ



લંડનની રંગભૂમિ સંબંધી ચર્ચા પરીક્ષક દૃષ્ટિએ કરવાનો દાવો હું નથી કરતો બ્રિટિશ મહારાજ્યના એ પાટનગરમાં અભ્યાસાર્થ મે લગભગ અઢી વર્ષ ગાળ્યા તે સમય દરમિઆન આંગ્લ રંગભૂમિની વિવિધતા જાણવાના કેટલાક પ્રસંગો મને પ્રાપ્ત થયા હતા. આ પ્રસંગોનો ઉપયોગ પ્રેક્ષક જનની કુતૂહલ દૃષ્ટિએ માત્ર સમય ગાળવાના કે આનંદ મેળવવાનાજ સાધન તરીકે નહિ, પરંતુ અનુભવાર્થીની જીજ્ઞાસુદૃષ્ટિએ કંઈક નવીન જાણવાના અભિલાષથી થયો હતો, અને એજ દૃષ્ટિબિંદુથી આ વિષયની ચર્ચા અહિં કરવા ધારી છે અઢી વર્ષમા મે જોયેલા નાટકોની સંખ્યા જોકે ન્હાની હતી, છતા બહુ વિચારપૂર્વક તેમની પસંદગી કરવામા આવેલી હોવાથી આંગ્લ રંગભૂમિની કેટલીક વિવિધતાઓ મે અનુભવી છે આ અનુભવ "રંગભૂમિ" ના રસિક વાચકો સમક્ષ મુકવાનો મારો અભિલાષ સ્નેહી તંત્રી—મહાશયની સૂચનાનુ પરિણામ છે મને આશા છે કે એ સૂચનાને યોગ્ય ન્યાય આપી હું તંત્રીશ્રીના ઋણમાથી મુક્ત થઈ શકીશ

આંગ્લ રંગભૂમિનુ મુખ્ય લક્ષણ અભિનય કળાનો ઉચ્ચ વિકાસ છે મુંબાઇની રંગભૂમિ પ્રતિ દૃષ્ટિ કરીએ તો અભિનય કળાને ઉચ્ચ શિખરે પ્હોચેલા નટો ગણ્યા



"સલી' નામના ઇંગ્લિશ નાટકમાં વચમાં ઊભેલા મિ લેઇલી હેનસનના હાસ્યરસપ્રધાન અભિનય

["લંડનની રંગભૂમિ".



"સૅલી નામના ઇંગ્લિશ નાટકમાં હાસ્યરસના ઉસ્તાદ મિ લેઇલી હેનસન "ગ્રૅન્ડ ડયુક ઑફ ઝેગોવિનિયા" ના પાત્રમાં.

["લંડનની રંગભૂમિ"



“ મૅવી ’ નામના ઇંગ્લિશ નાટકમા મિસ ડૅારોથી ડિક્સન
“ મેવીના ” પાત્રમા, અને લેસ્લી હેન્સન ‘ વેઇટર ’ના પાત્રમા.

[ “ લંડનની રંગભૂમિ ”

સાંખ્યાજ મળી આવશે, જ્યારે લંડનમાં એવા નટ નટીઓની ગણત્રી કરતાં પાર પણ ન આવે. આપણા પ્રખ્યાત નટો અન્ય કોઈ યોગ્ય ધંધાને અભાવેજ રંગભૂમિનો આશ્રય લેઈ અને તે વડે જેમ તેમ જીવન નિભાવી, પુરૂં કર્યું, એટલેજ ઉદ્દેશ રાખતા હોય એમ લાગે છે. તેઓ અભિનય કળાના ઉપાસકો નથી, માત્ર આશ્રિતો છે. અને વર્ષોના અનુભવ અને સ્ટેમન પછી પણ એજ ગરમબરી દશા ભોગવે છે. આંગ્લ નટ-નટીઓની સ્થિતિ એથી ઉલટી માનભરી હોય છે. તેઓ કળાના પૂજક હોઈ રંગભૂમિ પ્રતિ આકર્ષાય છે. અને તેને જીવન નિર્વાહના સાધન તરીકે સ્વીકારે છે. અન્ય વ્યવસાયો જેટલોજ આ વ્યવસાય પણ નાણાં પ્રાપ્તિની દૃષ્ટિએ લાભપ્રદ છે: નાણાંમાં આ ક્ષેત્રમાં તેઓ કેટલેક અંશે સહેલાઈથી કીર્તિ વિખ્યાતિ સંપાદન કરી શકે છે. આંગ્લ પ્રજા સ્વભાવતઃ મહત્વાકાંક્ષી છે અને આ ધંધો કળાના ઉપાસક નટ નટીઓની મહત્વાકાંક્ષા નાણાં અને કીર્તિ સંપાદન કરવાની લાલસા બહુ સારીરીતે પોષી શકે છે પરંતુ આ લાલસા કળા પૂજક નટ નટીઓના જીવનમાં મુખ્યત્વે બહુ ગૌણ ભાગ ભજવે છે. તેનો ઉપયોગ સામાન્ય રીતે કળાના વિકાસાર્થે ઉત્તેજક સાધનો તરીકેજ થાય છે: તેને ખાતર કળાનો ભોગ ભાગ્યેજ અપાતો હશે. અલબત્ત અભિનયકળા પ્રતિ નટ નટીઓની મોટી સંખ્યા આ કારણોથી આકર્ષાતી હશે, પરંતુ એવાંયે અનેક કુટુંબો આંગ્લભૂમિમાં મળી આવશે, જેઓ પેઢી દર પેઢી આ ધંધો ચાલુ રાખી કળાને વિકસાવી રહ્યા છે. આવા કુટુંબોની વ્યક્તિઓને અભિનય કળા સ્વાભાવિક થઈ પડે છે અને ટુંક સમયમાં તેઓ એ કળાના ઉચ્ચતમ શિખરે સ્હેલાઈથી પ્હોંચી શકે છે. આપણે ત્યા ત્રાગાળા જ્ઞાતિએ એવીજ રીતે પેઢી દર પેઢી રંગભૂમિ માટે નટો પુરાં પાડ્યા છે, છતા ઉત્તેજક સાધનોના અભાવે કળાનો વિકાસ થવો જોઈએ તેટલો નથી થયો. અમુક અપવાદો બાદ કરીએ તો આપણા નટો રંગભૂમિ પર અભિનયને બદલે ભવાઈજ કરી બતાવતા હોય એમ ઘણીવાર લાગે છે અભિનય કળાની આ શોચનીય દશા માટે હિંદીઓને સ્વાભાવિક થઈ પડેલી, ગમે તે સ્થિતિમા સંતોષ માની બેસી રહેવાની ભાવના પણ કેટલેક અંશે જવાબદાર હશે, એમ મને લાગે છે.

આંગ્લ નટ નટીઓની ઉચ્ચ અભિનય કળાના નમુનારૂપ મારા સ્મૃતિપટપર હંમેશ માટે આલેખાઈ રહેલા પ્રસંગોમાંથી એક બે પ્રસંગોનો ઉલ્લેખ અત્ર કરૂં તો તે અસ્થાને નહિ ગણાય આ પ્રસંગોમા સૌથી વધારે અસરકારક મિસ સિબિલ થોર્નડાઈકનુ કરૂણારસપ્રધાન અભિનય હતું. લંડનનું લિટલ થીએટર (Little Theatre) કરૂણારસપ્રધાન નાટકો રંગભૂમિ પર ભજવી બતાવવા

માટે વિખ્યાત છે એમાના એક "અદૃશ્ય" ( Unseen ) નામક એ અંકી નાટકમા મિસ થૉર્નડાઇક નાયિકાનો ભાગ ભજવતી હતી અભિનય કળા એને માત પિતા તરફથી વારસામા મળીછે, એના ભાઇ બ્હેનો પણ એજ વ્યવસાયમા પડેલા છે "અદૃશ્ય" નાટકનુ વસ્તુ બહુજ સાદુ છે, એમા વીરરસના પ્રસંગો કે પ્રેમ ચેષ્ટાઓ માટે સ્થાન નથી, છતા મિસ સિબિલના અભિનયે એ નાટકને અત્યંત આકર્ષક બનાવી, લેખકના ભાવોને આબેહુબ દૃશ્યમાન કર્યા હતા આ નાટકની નાયિકા મીસ થૉર્નડાઇક એક જાગીરદાર પિતાની પુત્રી હતી નાટકનો આરંભ તેમજ અંત એ જાગીરદારના દિવાનખાનામાજ થાય છે પડદો ખુલતા એક ખુણામા પિતા પુત્રી સંગીતમા મશગુલ બનેલા દેખાયછે નાયક મારીસ નાયિકાનો પતિ દિવાનખાનાની મધ્યમા એક મેજ પાસે બેસી કોઇ પુસ્તક વાંચી રહ્યા છે, અને નાયિકાની માતા બીજા ખુણામા હાથમા ભીવણકામ લઇને બેઠી હોય છે સમય રાત્રીના લગભગ નવ દસ વાગ્યાનો છે, અને ઇંગ્લંડના શિયળાની એ રાત્રી પવનના સુસવાટા અને વાવાઝોડાના પ્રચંડ તોફાનથી અતિ ભયંકર લાગે છે આ સમયે જાગીરનો મુખ્ય રખેવાળ આવી મારીસ નાયક ને ખબર આપે છે, કે કેટલાક બદમાશો જાગીરની હદમા આવી ઢોર ઢાખરને રંજાડી રહ્યા છે તેમને યોગ્ય શિક્ષા આપવા માટે મૉરીસ રખેવાળની સાથે જવા તૈયાર થાય છે પણ નાયિકા તેને આવી ભયંકર રાત્રીએ મ્હાર જવા દેવા નાખુશી બતાવેછે તેને માંડમાંડ સમજાવી "હમણા પાછો આવીશ' એવુ વચન આપી મૉરીસ જાય છે બદમાશો સાથે લડતા તે ઘાયલ થઇ મરણ પામે છે, અને મરતા મરતા પત્નીને સંભારે છે આ દૃશ્ય રંગભૂમિ પર ભજવાતુ નથી, પરંતુ પતિ માટે અગાધ પ્રેમ ધરાવતી નાયિકાને, તે દિવાનખાનામા પતિ પાછા ફરવાની વાટ જોતી બેઠી છે, ત્યા ભયનુ સૂચન થાય છે, અને મૉરીસે મૃત્યુ સમયે પાડેલી બુમ જાણે તેણે સાંભળી હોય તેમ ચોંકી ઉઠે છે પતિ પોતાને છોડી ચાલ્યો જાય છે એવી તેને ભ્રમણા થાય છે, અને તેને પાછો બોલાવવા તે સમયે 'મા રી–સ, જશો મા, મારી સાથે રહો (Maurice don t go stay with me )" કહી તેણે નાખેલી કરૂણજનક, હૃદયવિદારક ચીસો ગમે તેવા કઠિન હૃદયના માણસના ચક્ષુઓમા પણ અશ્રુઓ વ્હેવડાવે એવી હતી થોડીવારે સ્વપ્નમાથી જાગ્રત થઇ હોય તેમ તે શાંત થાય છે, પણ એથેનીની લાગણી તેના અભિનયમા સ્પષ્ટ જણાઇ આવે છે ત્યારબાદ જ્યારે મૉરીસનુ શબ ઘરમા લાવવામા આવે છે, ત્યારે એથી પણ વધારે હૃદયદ્રાવક પ્રસંગ ઉપસ્થિત થાય છે પતિના મૃત શરીર પર પોતાનુ શરીર નાખી દઇ તેના નામની ચીસો પાડતી, પોતાની સાથેજ રહેવાની, ત્યાગી નહિ જવાની પુનઃ કાકલુદીઓ

કરતી નાયિકા બે ભાન થઈને પડેછે, અને તે સાથેજ પ્રથમાંકનો અંત આવે છે. આ બને પ્રસંગોનું તેનું અભિનય આઠ માસ થઈ ગયા છતાં હજી મારા સ્મૃતિપટપરથી ભુંસાયું નથી; તેની હૃદયવિદારક ચીસો હજી મારા કર્ણોમાં ગુંજે છે. મારા એક મિત્રના મનપર તો એ ચીસોથી એવી સખ્ત અસર થયેલી કે ચાર દિવસ સુધી તે નિરાંતે ઉંઘી શકયો નહતો, અને સ્વપ્નમાં પણ એ ચીસો સાંભળી વારંવાર ઝબકીને જાગી ઉઠતો હતો. આપણે નાટક નથી જોઈ રહ્યા પણ વસ્તુ સ્થિતિજ અનુભવી રહ્યા છીએ, એવી લાગણી પ્રેક્ષક વર્ગના હૃદયમાં પ્રકટાવતું મિસ થૉર્નડાઇકના જેવું કરૂણારસ–પ્રધાન અભિનય મુંબાઈની રંગભૂમિ પર તો મેં હજી સુધી જોયું નથી.

દ્વિતીયાંકમાં પ્રસ્તુત નાટકના લેખકનો ઉદ્દેશ આ વિખ્યાત નટીના ઉચ્ચ અભિનયથી સર્વથા સફળ થતો દેખાય છે. સ્નેહની મજબુત ગ્રંથિથી ગ્રથિત થયેલાં પતિ-પત્ની મૃત્યુ પછી પણ જોડાયલાંજ રહે છે. પ્રથમાંક અને દ્વિતીયાંક વચ્ચે એક વર્ષનું અંતર છે. દરમિઆન નાયિકા મૃત પતિ પોતાની સમીપજ છે એમ માને છે, અને જીવનના સર્વ વ્યવહારોમાં તેની સલાહ લઈ વર્તે છે. સ્નેહાળ માત–પિતા તે ફરી લગ્ન કરી સુખી થાય એમ ઇચ્છે છે, પણ પુત્રીની પતિસમીપ હોવાની દઢ માન્યતા ફેરવી નથી શકતા. આખરે એક વિજ્ઞાન-શાસ્ત્રીની મદદ લેવામાં આવે છે, જે મૅસમેરીઝમનો પ્રયોગ કરી નાયિકાને પુનઃ લગ્ન કરવા સમજાવે છે. આ પ્રયોગની અસર ધાર્યા કરતાં ઉલટીજ થાય છે. અત્યારસુધી પોતાની પાસેજ રહેલો પતિ, પુન લગ્નની ઇચ્છા કરતા, અલગ થતો, દૂર ન્હાસતો હોય એમ નાયિકાને લાગે છે. તેને પાછો બોલાવતાં બોલાવતાં તે હૃદયભેદક ચીસ પાડવાનું સામર્થ્ય પણ ગુમાવી બેસે છે, અને તદ્દન ગાંડી બની જાય છે. આવા પ્રેમી જનો માટે વિજ્ઞાનનો વિકાસ સહાયક થવાને બદલે વિનાશક થઈ પડે છે, એમ આ નાટકનો અંતભાગ સિદ્ધ કરે છે.

મારા સ્મૃતિપટ પર આલેખાઇ રહેલો અભિનય કળાના ઉત્કૃષ્ટ નમુનારૂપ બીજો પ્રસંગ **મી. લેઈલી હેનસનના હાસ્યરસ પ્રધાન અભિનયનો છે.** "સૅલી" (Sally) નામક નૃત્ય-સંગીતના મુખ્ય લક્ષણોવાળા એક હાસ્ય-રસ–પ્રધાન નાટક (Musical Comedy) માં આ વિખ્યાત નટ પોતાની ઉચ્ચ કળાના જોરે પ્રેક્ષકજનોનો અત્યંત માનીતો થઈ પડયો હતો. પૃથ્વીના પટ પર જે અસ્તિત્વમાં નથી એવા મનઃકલ્પિત રશીઅન પ્રદેશ—ઝેકો ગોવીનીઆ નો તે ભૂતપૂર્વ રાજકર્તા હતો. પરંતુ યૂરોપીય યાદવીના સમયમાં પદભ્રષ્ટ થઇ,

ગરીબાઇને લીધે એક હોટેલનો વેઈટર બન્યો હતો. જ્યારે જ્યારે આ નટ રંગભૂમિ પર આવતો, ત્યારે ત્યારે પ્રેક્ષકજનો એને તાળી-ઓની પ્રચંડ ગર્જનાથી વધાવી લેતા, એટલી એની ખ્યાતિ હતી એના પ્રત્યેક શબ્દે આખા થીએટરમાં હાસ્યની માત્ર ધીમી ધીમી ઉર્મિ-ઓજ નહિ, પણ પ્રચંડ મોજાં ઉછળી રહેતાં અને હાસ્યનો એ પ્રવાહ નાટક પુરૂં થતાં સુધી સતત વ્હેતો રહ્યો હતો. નાટય લેખકના શબ્દો એના અભિનયને મર્યાદિત કરી શકતા નહિ, અને સર્વથા સ્વછંદપણે એ પોતાની કળા વિકસાવી શકતો હતો, છતાં એ છુટનો દુરૂપયોગ થાય છે એમ ભાગ્યેજ કોઇ કહી શકે મુંબઈની રંગભૂમિ પર ઉચ્ચ હાસ્યરસિક અભિનયની પ્રતીતિ આપી શકે. એવા નટો અપવાદરૂપજ છે, અને તેમાયે લેઇલી હેનસનની જેમ હાસ્યનો પ્રવાહ સતત ચાલુ રાખી શકે એવો નટ તો એકાદજ મળી આવશે.

( અપૂર્ણ )



# બંગાળી રંગભૂમિ.

લેખકઃ—ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.



જેમ ગુજરાતી અને મરાઠી રંગભૂમિ વચ્ચે તફાવત નજરે પડે છે, તેમ ગુજરાતી અને બંગાળી રંગભૂમિ વચ્ચે પણ ફરક છે. આ ટૂંકા લેખમાં બંગાળી રંગભૂમિનું વિસ્તૃત વર્ણન આપવું અશક્ય હોવાથી ગુજરાતી રંગભૂમિથી બંગાળી રંગભૂમિ ક્યાં ક્યાં કેટલે અંશે જૂદી પડે છે તેજ દેખાડવા યત્ન કરીશ.

બંગાળી નાટકો જોતાં પ્રથમ તો એ સ્પષ્ટ જણાઈ આવે છે કે જ્યારે હાલની રંગભૂમિનો ઉદ્દેશ મુખ્ય અંશે મનરંજન કરવાનો અને ગૌણ અંશે જ્ઞાન અને સંસ્કાર આપવાનો હોય છે ત્યારે બંગાળી રંગભૂમિનો ઉદ્દેશ મુખ્ય અંશે ઉચ્ચ સંસ્કારનું પ્રદાન અને ગૌણ અંશે મનરંજન હોય છે. આજ કારણથી આજ સુધી ભજવાયેલાં લગભગ સર્વ બંગાળી નાટકોના લેખકો સાહિત્યના શિષ્ટ લેખકોજ છે. આપણે ત્યાં તેમ હોતું નથી. આપણે ત્યાં તો સાહિત્યની જેને ગંધ પણ ન હોય અને સંસ્કારની જેનામાં છાયા માત્ર ન હોય, પણ જે હલકી લોકરૂચિને પોષી શકે એવું લખી શકતો હોય તેવો લેખક નાટક લખે છે, તે ભજવાય છે અને નાટક કંપનીઓના માલિકોને તેથી સારી કમાણી પણ થાય છે. આ સર્વ લોકરૂચિ અવળે માર્ગે ચઢી ગયાનું પરિણામ છે.

બંગાળી સાહિત્યની ઉન્નતિમાં બંગાળી રંગભૂમિએ મોટો ફાળો આપ્યો છે, તે આ રીતે. આજથી પોણોસો વર્ષ પર જ્યારે બંગાળી સાહિત્યની દશા લગભગ હાલના ગુજરાતી સાહિત્ય જેવીજ હતી તે સમયથીજ નાની નાની બંગાળી નટક સમિતિઓ નાટક ભજવવાનો થોડોક સામાન સાથે રાખી, બંગાળાને ગામડે ગામડે ફરતી અને સારા ઐતિહાસિક કે સામાજીક નાટકો ભજવી બતાવી લોકોના હૃદયમાં સાહિત્ય, સૌન્દર્ય સંગીત અને સંસ્કારની ધારાઓ રેડવા યત્ન કરતી. આવી સમિતિઓ બંગાળામા "જાત્રા" ને ટુંકે નામે ઓળખાય છે. હજુ પણ આ ઉપયોગી પ્રથા ચાલુજ છે.

આજથી પચાસ વર્ષપર બંગાળી નાટકોનો મોટો ભાગ ઐતિહાસિક નાટકોનોજ હતો. આ નાટકો મુખ્યત્વે રજપુત અને મોગલ જમાનાનાંજ. ધાર્મિક નાટકો પણ તે સમયે ભજ-

વેતાં ખરાં પણ તે પર્વને દિવસેજ. જેમકે જન્માષ્ટમીને દિવસે "કૃષ્ણજન્મ"; હોળીને દિવસે "દોલલીલા"; પૂજાના તહેવારોમાં "દુર્ગાચરિત્ર" વિગેરે વિગેરે.

તે પછી ધીરે ધીરે સામાજીક નાટકો ભજવાતાં ગયાં. હિન્દમાં સર્વ પ્રાન્તો કરતાં બંગાળામાં વિધવાઓની હાલત વિશેષ કરૂણાજનક છે. ત્યાં તો તે બિચારી કુટુંબમાં શાપ સમાન લેખાય છે. ભરણ પોષણનો માર્ગ ન જડવાથી પાપી પેટને માટે વેશ્યાનો નીચ ધંધો લઈ અનેક વિધવાઓ જાહેર રસ્તાપર પાપની પતાકા ફરકાવતી થઈ છે. આ વિષય લઈ કેટલાંક સામાજીક નાટકો લખાયાં અને કલકત્તાના "માઈનર્વા" થીએટરમાં ભજવાયેલું આ વિષય પરનું એક નાટક નામે 'સધિરશાન્તિ" પણ લોકપ્રિય થયું હતું. હવે તો તે ભાગ્યેજ ભજવાય છે.

હમણાં હમણાંમાં તો આધુનિક ચળવળને લગતાં કેટલાંક નાટકો પણ ભજવાય છે. પણ ઐતિહાસિક નાટકોપર બંગાળાનો પ્રેમ અદ્વિતીય છે. એવાં નાટકો હજી પૂર્વવત ભજવાય છે અને વખણાય છે.

આપણા અને તેમના નટોમાં પણ તફાવત છે. આપણા નટો મુખ્યત્વે કેળવણીહીન હોઈ નાટક સિવાયની બહારની દુનીયાનું નહિ જેવું સ્થાન ધરાવે છે, જ્યારે બંગાલી નટો ઉચ્ચ કેળવણી પામેલ હોય દુનીયામાં ચાલતી પ્રગતિનું યોગ્ય જ્ઞાન ધરાવે છે. તેઓમાંના કેટલાક યુનીવર્સીટીની ડીગ્રીઓ ધરાવે છે. કલકત્તાની બે બંગાળી નાટકશાળાના માલિકો પણ ગ્રેજ્યુએટ છે — બંગાળી નટો દિવસે પોતાનો ધંધો રોજગાર કે નોકરી કરે છે અને રાત્રે પાઠમાં ઉતરે છે. ખાસ નાટકનો ધંધો તેઓમાંના થોડાઓએજ ધારણ કરેલો હોય છે. નાટક અઠવાડીયામાં ત્રણ દિવસ ભજવાય છે. બુધ, શનિ ને રવિ. રવિવારે મુખ્યત્વે "ઑપેરા" હોય છે, જ્યારે બુધ ને શનિવારે ગંભીર નાટકો ભજવાય છે. બાકીના દિવસોએ રાત્રે "રીહર્સલ" ચાલે છે. દિવસે રીહર્સલ હોતુંજ નથી

આપણે ત્યાં જેમ સ્ત્રીના પાઠો પુરૂષો ભજવે છે, તેમ બંગાળામાં હોતું નથી. ત્યાં તો સ્ત્રીનો પાઠ સ્ત્રીજ ભજવે છે દીલગીરી માત્ર એટલીજ છે કે આ સ્ત્રીઓ મોટે ભાગે વેશ્યા હોય છે. એ વેશ્યાઓ પણ ગંભીર અને ઉચ્ચ પાઠો સંપૂર્ણ વિવેક સાથે ભજવે છે.

બંગાળી નટો શબ્દોના શુદ્ધ ઉચ્ચાર તરફ ખાસ લક્ષ આપે છે, અશુદ્ધ ઉચ્ચારણને તેઓ પોતાને માટે જબરો દોષ ગણે છે.

બંગાળી નાટકોના લેખકોની દશા આપણા નાટ્ય લેખકો કરતાં ઘણી સારી છે. ત્યાંના નાટ્ય લેખકોને કંપનીના માલિકો માનવૃત્તિથી નિહાળે છે, જ્યારે આપણે ત્યાં કંપનીના માલિકો બનતાં સુધી લેખકને "ટકાના ત્રણ શેર" માંજ ગણે છે. બંગાળી લેખકોએ લખેલાં નાટકોમાં માલિકો કાપકુપ ફેરફાર કે વધારો ભાગ્યેજ કરે છે, જ્યારે આપણે ત્યાં કોઈ શિષ્ટ લેખક લખેલા નાટકનો અર્ધો ભાગ માલિકો બદલી નાખે છે, કારણ માત્ર લોકરૂચિનુંજ છે. કંપનીના માલિકોનોજ તેમાં સંપૂર્ણ દોષ છે, એમ કહેવાનો અત્રે આશય નથી, પણ હવે તો શિષ્ટ

લેખકો અને માલિકોએ થોડી થોડી છૂટ મકી અર્ધે રસ્તે મળી જઇ લોકરૂચિને સુધારવા યત્ન કરવો જોઇએ, નહિ તો આપણી રંગભૂમિ કેટલી નીચી ઉતરી જશે એ તો પ્રભુ જાણે.

બંગાળી નાટકોની "સીનસીનેરી" સાદી હોય છે. આપણી રંગભૂમિ પેઠે આંખને આંજી નાંખે તેવી હોતી નથી. આપણે ત્યાં તો બગીચાનો દેખાવ હોય અને નાટકમાં સમય દિવસનો જણાવેલો હોય છતાં દશ્યમાં પાણોસોએક વિજળીક બતીઓ આવવાની. બંગાળી રંગભૂમિમાં બનતાં સુધી યથાર્થતા જળવાય છે, છતાં દશ્યોની કૃત્રિમતામાંથી તો એ રંગભૂમિ સર્વાંશે બચી શકી નથી એમ કહેવુંજ જોઇએ.

બંગાળી ગાયનોમાં અંગ્રેજી સ્વરોનું મિશ્રણ હોય છે. આપણે ત્યાં જેમ "હારમોનીયમ" વાગે છે તેમ તેમને ત્યાં "ઓરગેન" વગાડવામાં આવે છે. આવું સંગીત અતિ મધુર લાગે છે. મરાઠી રંગભૂમિ કરતાં સંગીતમાં બંગાળી રંગભૂમિ ઘણી ઉતરની જણાય છે.

નાચમાં બંગાળી રંગભૂમિ હિન્દના અન્ય સર્વ પ્રાંતોની રંગભૂમિ કરતાં શ્રેષ્ઠ છે. એ વિષયપર તેઓ લક્ષ પણ ઝાઝું આપે છે.

બંગાળી કંપનીઓ પોષાક પાછળ ઝાઝો ખર્ચ કરતી નથી. વળી પોષાક પહેરવામાં સ્ટાઇલની ખામી તેઓમાં જણાઈ આવે છે.

આપણે ત્યાં અભિનયપર જેટલું લક્ષ અપાય છે તેટલુ તેમને ત્યાં અપાતુ નથી. તેઓના નટોનો મોટો ભાગ પોતાને આપેલો પાઠ શુદ્ધ ઉચ્ચારે અને સુઘટિત રીતે બોલાઇ જાય એટલે પોતાનું કર્તવ્ય પુરૂં થયેલું ગણે છે. અભિનય તેઓમાંના ઘણાજ થોડા કરે છે. માત્ર નાચમાંજ તેઓ અભિનય બતાવે છે. વળી સ્ટેજપર દાખલ થવામાં જવામાં કે ઉભા રહેવામા આપણી રંગભૂમિની પેઠે તેમને Method જેવુ કશું હોતું નથી. કોઇક વાર રંગભૂમિ બે ત્રણ મીનીટ ખાલી પડી રહે તોયે તેનું તેમને કંઇ નહિ! આપણા નટો કરતા તેમના નટોને "પ્રોમ્પટીંગ" ની વિશેષ જરૂર પડે છે. વળી આપણા નાટકોની પેઠે કેટલાક દશ્યોને છેડે "ટેબ્લો" જેવુ તેમનામાં કશું ન મળે.

આશા છે ઉપલી સર્વ ટુંકી વિગતોથી બંગાલી અને ગુજરાતી રંગભૂમિ વચ્ચેના તફાવતનો કંઇક ભાસ વાચનારને થયો હશે.



# સાંપ્રત નાટ્યકલા.

[ લેખક—વૈદ્ય કવિભૂષણ દુર્લભ શ્યામ ધ્રુવ ]



કાલ, અર્થ અને કર્મનો હીન, મિથ્યા કે અતિયોગ થાય અને તેમા સમ્યગ્યોગ જો વિદ્યમાન ન હોય તો જે વસ્તુનુ આપણે દિગ્દર્શન કરાવવુ હોય તે વસ્તુનુ સ્વરૂપ યથાર્થ રહે નહિ અધુના આ દેશની રંગભૂમિ ઉપર નાટ્યકલાની જે સ્થિતિ જણાય છે તેનુ સ્વરૂપ બરાબર જણાય છે કે કેમ? આ એક સબળ પ્રશ્ન છે આ પ્રશ્નનુ ઉત્તર આપવાનુ મર્મ જ અશે પ્રેક્ષક વર્ગ બજાવી શકતો નથી જો આ વસ્તુમા આકર્ષણ કે રસ આનદજ જળવાય અને તેને અગે જે બીજુ અવસ્થતું છે તેનુ અસ્તિત્વ ન હોય તો એવી વસ્તુને નાટ્યકળાનુ નામ આપવા કરતા ભવાઇનુ નામ આપવુ વિશેષ સારૂ છે સુદર સમયોચિત અને મર્યાદિત નાટકો જનસમાજને સુધાર વામા જે હીસ્સો આપે છે તેવો હીસ્સો એક સારમા સારો લેખક વક્તા કે કવિ પણ આપી શકતો નથી, પરન્તુ કહેવાને અતિ શોચ થાય છે કે હજુ આ દેશની નાટ્યકળા એવી ગર્થે પહોચી નથી. અત્ર જે નાટકો આપણી રંગભૂમિ ઉપર ભજવાય છે તેમા સ્વાભાવિક કરતા કૃત્રિમનો ભાગ વધારે છે અને તેથી પ્રેક્ષક વર્ગમાના સુજ્ઞો ઉનગ હતાશ થાય છે

બહુવાર કેટલુક અપ્રસ્તુતજ હોય છે અને તેમાય ક્યાક તો અસભવિત દૃશ્યો એવી રીતે યોજવામા આવેના હોય છે કે, સસારમા એવા બનાવો ભાગ્યેજ હોઈ શકે શૃગાર તથા હાસ્યની પ્રણાલીને આપણે શૃગાર કે હાસ્યના રૂપમા પરાણેજ સ્વીકારવી પડે છે ગમે તેવુ અને ગમે ત્યાનુ માગી આણેલુ સાહિત્ય આપણા અતરની સ્વાભાવિક ભાવનાને શી રીતે જાગ્રત કરે !

દુર્ભાગ્યે આપણો જનસમાજ જોઇએ તેટલા પ્રમાણમા કેળવાયેલો નથી નાટકને માત્ર તમાસા તરીકે જોનાર નો ભાગ ઘણો દરજ્જે કેળવણી વગરનોજ હોય છે આ લોકોને હલકા હાસ્યના નખરા તેમજ પ્રેક્ષકને જુગુપ્સા ઉપજે એવી વાણી તથા અમર્યાદ ચાળાજ પસંદ કરીને ગમે છે

આથી નાટકનુ સ્વરૂપ બરાબર જળવાતુ નથી જો નાટ્યકળા માત્ર દ્રવ્ય સપાદન કરવાનુ સાધન સમજવામા આવતુ હોય અને તેને અર્થેજ જો નાટકકારની પ્રવૃત્તિ હોય તો એવી



વૈદ્ય કવિભૂષણ દુર્લભ શ્યામ ધ્રુવ

નાટ્યકળાને આપણે નવગજના નમસ્કારજ કરવા જોઈએ. સ્વભાવસિદ્ધ નાટક જનસમાજને ઉન્નત કરે છે, તેના હૃદયના ઉંડા ભાગમાં કોઈ અવર્ણનીય પ્રકારનો રસ રેડે છે, પામરને પુરૂષાર્થી બનાવે છે, અનાચારીને સદાચારથી રંગી દે છે તથા પુંશ્ચલીને પણ પતિવ્રતના મહિમાથી જ્ઞાન કરે છે. જેમ આપણી રસવાહિની નાડીઓ આપણી ઉત્તમ પાચન શક્તિને લીધે સદૈવ સાવધાન રહે છે તેમ સ્વાભાવિક રચનાવાળું નાટક પ્રેક્ષક વર્ગને સત્કર્તમાં સદા ઉત્તેજીત રાખે છે,

જનસમાજની મહત્વકાક્ષાને પોષનારી નાટ્યકૃતિ આપણને અત્યારે અવશ્યની છે. આપણા કર્મમાર્ગનો વિકાસ થાય અને તે વિકાસને આધારે આપણે સમયાનુકૂળ વર્તન કે જે વર્તનમાં આપણી પ્રગતિના અંશો હોય તેવું વર્તન જેમ આપણે ધારણ કરી શકીએ તેવી રીતની નાટ્યકલાનુંજ હાલ આપણને કામ છે. જે વસ્તુ આપણને કાર્યને કાર્યસાધક થઇ પડની ન હોય અને જે વસ્તુમાં કેવળ કૃત્રિમતાનો ભાગ વિશેષ હોય તે વસ્તુ આપણને માટે અગ્રાહ્ય હોવી જોઇએ.

ન્યાયની ખાતર મ્હારે કહેવું પડશે કે, મ્હારો આ આક્ષેપ સર્વ નાટકો કે નાટ્યકારો ઉપરનો નથી. અમુક નાટક કે નાટ્યકારોને માટે મ્હારો કાંઇક ઉચ્ચ મત પણ છે; પરંતુ તે સર્વાંશે તો નહિંજ. નાટકના નિયમોને અનુકૂળ ન થઈ પડવું અને પ્રેક્ષકવર્ગને અનુકુળ થવું એને કંઇ નાટક કહેવો નથી. અનેક નાટકમાં નાટકના સામાન્ય નિયમો પણ જળવાતા નથી. ક્યાંક ક્યાંક તો વિવિધતાજ વિરોધનાનું રૂપ લે છે. આ કારણને લીધે રસનો આવિર્ભાવ તિરોભાવમાં બદલાઈ જાય છે. રાગ, ત્યાગના લક્ષણો આરંભથી તે અંતસુધી જો ન સચવાય તો પછી સત્કૃતિને તો આધજ આન.

જોનારના મનમાં આકસ્મિક પરિવર્તન થાય તે પરિવર્તન પણ ક્ષણિક હોય છે. રંગભૂમિ ઉપર જે પાત્ર આવે છે તેણે પોતાનો પાઠ કૃત્રિમ ન થઇ જાય તેને માટે પ્રથમથી તે છેલ્લે સુધી સાવધ રહેવું જોઇએ; પરન્તુ નાટકકારની આવી સ્વાભાવિક શૈલી ન હોય તો પ્રેક્ષક વર્ગને જે આનંદ આવે તે ક્ષુલ્લકજ હોય. વિચારો તથા ઉદ્ગારો શોધ્યુબ્ધ છે. તે પોતાના

જેવી ગુણધર્મવાળી વસ્તુઓને આકર્ષે છે. જો એક નાટકકાર પોતાની કૃતિવડે પ્રેક્ષકવર્ગના હૃદયમાં નવચેતન ન ઉપજાવી શકે તો તેને નાટકની ઉપમા આપવી મિથ્યા છે. નાટક જોનાર કદિ પણ પોતે જેવો હોય તેવોજ રહેવા માગતો નથી. તે કાંઇક નવું ગ્રહણ કરવાજ આવે છે, આમ છતાં નાટકકાર પરિણામે તેને સારાને બદલે મીઠુંજ આપે તો એમાં નાટકકારની કિંમત નજ અંકાય.

આથી પ્રેક્ષક વર્ગ ભલે ન્યૂનાધિક અંશમાં પણ દુરાચરણોનાં દૃશ્યો જોવા છતાં પણ છેવટ સદાચરણનો વારસો લઇ જાય એજ નાટકનો હેતુ છે. આવો હેતુ જે નાટકકાર સાધવામાં આવતો હોય તેનેજ હું નાટક કહી શકું. ઘણુંવાર હેતુ વગરનાંજ નાટકો લખાય છે અને ભજવાય છે. પ્રેક્ષકવર્ગને શું ગમે છે તે પ્રતિજ નાટકકારનું લક્ષ હોય છે આવું નાટકકારનું લક્ષ, જનતાને કોઇપણ પ્રકારે હિતકર્તા થઇ પડતું નથી, પણ તેથી ઉલટી રીતે કહું તો અહિતકારક થઇ પડે છે. નાટ્યકૃતિને આપણે જો યાંત્રિક શક્તિ સદૃશ ગણીએ તો આપણી એમાં ભૂલ નથી યતી નાટક એક યંત્રજ છે, પરન્તુ આવાં યંત્રરૂપ નાટકો આપણે આપણી નજરે ઘણુંજ ન્યૂન જોઇએ છીએ. યંત્રમાં જ્યારે ખામી આવે છે ત્યારે તે જે વસ્તુ પ્રાપ્ત કરવાં માટે બનાવેલું હોય છે તે વસ્તુ આપણને જેમ મળતી નથી તેમ નાટકની ખામીઓ પણ આપણને લાભ કરી શકતી નથી. જે દ્વારા જીવનનો ખરો ઉપયોગ લેવાને આપણે શક્તિમાન થઈ શકીએ તેવી વસ્તુ આપણને જરૂરી છે. આવી વસ્તુસ્થિતિ જે નાટકમાં ન હોય તે નાટક પ્રેક્ષકવર્ગનું કેવી રીતે કલ્યાણ કરી શકે ?

નાટકમાં રસને પોષે એવું સાહિત્ય હોવું જોઇએ; પરન્તુ જે સમયે જે રસનો આવિર્ભાવ હોય તે રસનો તિરોભાવ નહિ થવો જોઇએ આધુનિક નાટકોમાં આવી રસહીનતા વારંવાર જોવામાં આવે છે દરેક કળા યુગને આધીન છે આવી કળાઓની ઉત્પત્તિ પરિવર્તનને લીધેજ થાય છે, પરન્તુ પરિવર્તન કોઇપણ રસ્તે અવલોકનશક્તિને બાધ કરી શકતું નથી પ્રેક્ષકવર્ગને પસંદ પડતા રસને પોષવા પુરતીજ જો નાટ્યકળાની હયાતી હોય તો તેવી હયાતી જનસમાજને દૂષિત કરનારીજ નીવડે જનસમુદાયને અનુકરણ ગમે છે એ વાત ખરી પરન્તુ અનુકરણ એવું ન હોવું જોઇએ કે જેથી અનુકરણ કરનાર ઊંધી બાજુ તરફ ઢળી પડે.

નાટક એ સંસારમાંની અમુક અમુક કૃતિનું ચિત્ર છે આ ચિત્રમાં અનેક રંગ પૂરવામાં આવે છે અને એ રંગથી જે રંગાય છે તે પોતાના ખાસ અનુભવો લીધે દિવાન બહાદુર રણછોડભાઇ કૃત લલિતા દુઃખદર્શક નાટક જોઈ એક ગૃહસ્થે પોતાની પુત્રીનો પતિ નંદનકુમાર જેવો ગણ્યો અને તે કારણે તેમણે થયેલું સગપણ રદ કર્યું. એમ કહેવાય છે કે, એ દાયકાની પૂર્વે મોરબી કંપનીનું ભર્તૃહરિનું નાટક જોઈ એક ગૃહસ્થે સંસારનો ત્યાગ કર્યો આમ કરનારને આ પ્રકારનો અનુભવ થયેલો અને તેથીજ નાટકનો અમુક ભાગ કે જે તેની વર્તમાન સ્થિતિને અનુકૂળ હોય તે તેને અસર કરનાર થઇ પડે અને તેનું પરિણામ આવું આવે તો તેમાં નવાઈ નહિ

(અપૂર્ણ)

# દુર્ગાદાસ

[ ત્રિઅંકી નાટક ]

લેખક-- કવિ મહારાણીશંકર શર્મા, તંત્રી "આર્યજીવન"

અંક ૧ લો, પ્રવેશ ૧ લો.

સ્થળઃ— જમરુદ ( કાબૂલ ) માં જોધપુર નરેશ યશવન્તસિંહનું વન્ય-ઉદ્યાન.

સામયઃ—સાયંકાલ

**પાત્રગણ.**

દુર્ગાદાસઃ—સ્વરાષ્ટ્ર મારવાડ ભકત શકિતનાથ.

યશવન્તસિંહઃ—મારવાડ નરેશ કાબૂલનો સુબો.

અજિતસિંહઃ—ભવિષ્યનો મારવાડાધિરાજ યશવંતમુકિતનો બાલ.

મુકુન્દદાસઃ—મારવાડી સેના નાયક.

અમરસિંહઃ—યશવંતસિંહનો મ્હોટોભાઈ, દેશદ્રોહી ખાનખાનાન લબ્બે-જી હજુર.

અકબરઃ—ઔરંગઝેબનો શાહજાદો. શકિતનો ઉમેદવાર.

કાસમઃ—ઈમાનદાર મુસલમાન યશવન્તનું વિશ્વાસ સ્થાન.

શકિતઃ—દુર્ગાદાસની સહધર્મિણી.

મુકિતઃ—યશવંતસિંહની મહારાણી. મેવાડાધીશ મહારાણા રાજસિંહની ભગિ-ની. અજિતની જન્મદાત્રી.

ભકિતઃ—દુર્ગાદાસની જનની. અજિતની ધાત્રી.

ઉપરાંતઃ—સેવકો, સૈનિકો, સખીઓ, દાસીઓ વગેરે.

( દીલ્હી શહનશાહ ઔરંગઝેબને એક તરફથી મુગલ સલ્તનત સામે હમેશના હુલ્લડખોરો અફઘાનોનો ખોફ અને બીજી તરફથી તેથી ઘણુ વધારે મારવાડ નરેશ યશવન્તસિંહનો ખોફ. યુદ્ધદ્વારા યશવન્તનો ઘાટ ઘડાવો અશકય એટલે એક

ઘાથી એ પછી પાડવાના મિષે ઔરંગઝેબે યશવંતને કાબુલનો સુબો બનાવી જમરૂદ મોકલેલો. યાતો અફઘાનો યશવંતથી દબાય કે યશવંત અફઘાનોથી હણાય કે કાંતો સ્વરાજ્ય મત્તાથી અતિદૂર રહેલા યશવંતનો બીજી ત્રીજી કપટ કળાથી ફેંજ કરાય. યશવંતનું કાબુલમાં હોવાનું આ કારણ અને તેથી આપણા નાટકનું અહીંથી પ્રારંભિક પ્રકરણ. )

રાજપૂત રમણીઓ.— ગાયન.

છે પ્રાણથીય પ્યારી માતૃભૂમિ અમારી,
છે સ્વર્ગથીય સારી માતૃભૂમિ અમારી.

મુક્તિ—શક્તિ.—હોઇએ હજાર કોશો દૂરે વિદેશમાંહી,
ત્યાં ઝંખીએ જિગરથી માતૃભૂમિ અમારી.
મરૂભૂમિ હો ભલેને તરૂ કલ્પની એ વાડી,
કોયલ ભલેને કાળી બગલી થકી રૂપાળી.
જન્મો જનમ એ માની કુખમાં થજો પથારી,
એ માનું યુદ્ધ લડતાં હો મૃત્યુશય્યા પ્યારી.

[ ગાયન ગાતી મહારાણી મુક્તિ સુવે છે અને સ્વાન દર્શન અનુભવે છે, ]

અંતર્ગાન.

મંગળ મુક્તિ મારવાડની મુર્છિત થઇ ક્યાં સુતી,
જાુલ્મી હણે તુજ યશઃ સિંહને પુત્ર રત્ન હવે ઝુંટી
બન્ધન તારૂં થઇ જાયે, લે દેવી દુર્ગાને સાહાય્યે.

મુક્તિ —( બે બાકળી ઉઠીને ) શક્તિ, શક્તિ, મારી તલવાર !

શક્તિ·—આ રહી હું તેની ધાર.

મુક્તિ —ક્યાં ગયા એ ખુનીઓ–મારા સ્વામીને હણનાર ? મારા પૃથુના પ્રાણ લેનાર ? અજિતને હરનાર ? ઓહ, હું એ અન્યાયી ઔરંગઝેબનું વેર વસૂલ કરનાર

ભક્તિઃ—( પ્રવેશી ) આ રહ્યો અજીત કુમાર. હું ભક્તિ જીવતે તેને કોણ હરનાર ? મારો દુર્ગો અંગરક્ષક હોતે તમારા સૌભાગ્ય-સૂર્યને કયો રાહુ ગ્રહનાર ?

મુક્તિઃ—( ભાનમાં આવતી ) એ શું ? ત્યારે મારા સૂના જીવનગગનનો ઇન્દુ, મરતા પ્રાણોનું અમૃતબિન્દુ, મરૂદેહ-મત્સનો સુધાસિન્ધુ આ અજીત શું અહીં મોજૂદ છે ?

ભક્તિઃ—હા, આ રહ્યો ખૂદ તે.

મુક્તિઃ—ત્યારે મેં હમણાં જોયું તે મધળું શું જૂઠું ?

શક્તિ—એ તો અમસ્તું સ્વપ્નું.

મુક્તિઃ—ઓ પ્રભુ, તે બીહામણા સ્વપ્નસાગર ખરેખર મૃગજળ નિવડો.

( અજિતને લઈ ચૂમે છે )

ભક્તિઃ—તમે હવે અહીંથી મહેલમાં ચાલો. સ્વસ્તિવાચન શાન્તિપાઠથી મંગલોપચાર કરી સર્વ વિઘ્નો દૂર હટાવીએ.

મુક્તિઃ—( જવા માંડે છે કે ) ઓ ! અમંગળ-અમંગળ ! મારી જમણી આંખ ફરકે છે. મારાં કંકણો હાથમાંથી સરકી પડે છે. સાંભળો, વ્હાલાંના મૃત્યુશોકથી પીડતી હોય તેમ આ દિશાઓ શિયાળીઆંઓને મોઢે રૂદન કરી રહી છે, અકાળ મેઘબિન્દુઓથી આંસુ પાડી રહી છે. જુઓ, આ સૂર્યરોશની એકાએક કાળાં વાદળાંરૂપ દુશ્મનોથી ઘેરાઇ ગઇ. સંસારની સૌભાગ્યરેખા શૂન્યકારમાં ફેરવાઇ ગઇ ! ભયંકર વંટોળિયાએ કરી વેલી પરથી ખરતાં ફૂલની માફક આ મારૂં બાળક કોઇ અદશ્ય તોફાની ખેંચાણથી મારા હાથમાંથી સરી રહ્યું છે. તેને સાચવો-પેલા રાક્ષસી હાથથી તેને બચાવો !

ભક્તિઃ—( અજિતને લેતી ) સિંહણસમી ઉદેપુરની રજપૂતાણી, જોધપુરની મહારાણી અને વર્તમાન ભવિષ્યના કઇ વીર ધણીઓને ઉદાહરણરૂપ થઈ પડનારી પહાડી ધણીઆણી શું આમ સ્વપ્ન ઝાંઝવાના પાણીપૂરમાં તણાઇ જાય છે.

મુક્તિઃ—( નિઃશ્વાસપૂર્વક ) હાય, મારી મતિ અત્યારે મુંઝાઇ જાય છે.

ભક્તિ૦—શા માટે ? ભાવીથી ડરીને ? કદાચ ધર્મકર્મ સંયોગે જીવન સુવર્ણને કષાગ્નિમાં કસાવાનો સમય આવે તો શું સુવર્ણે ડરીને મેલું કાળું પડી જવું ?

શક્તિ૦— કદી નહિ પણ શુદ્ધ પ્રકાશમાં ઝગમી નીકળવું

ભક્તિ૦—વિપત્તિ વાઘણને સામે ઉભેલી જોઈ શું ગડી મરવું ?

શક્તિ૦—નહિ નહિ, પણ તેને હણવા શિકારણ બની જવું.

ભક્તિ૦—મેં તો ગોદમાથી મારા દીકરા દુર્ગાદાસને એવી શીખામણનું ધાવણ પાયું છે કે

આફત પડયે ઇનસાનની પૂરી કસોટી થાય છે,
તોફાનમાંજ ખડક દીવાદાંડીની કિંમત થાય છે
ઝગકે હીરાઓ જેમ જેમ ઘસાઈ તે ટીપાય છે,
તેમજ વીરાઓ કષ્ટમાં દાતદામ અમર ગણાય છે

શક્તિ૦— [ સ્વગત ] ધન્ય દુર્ગાદાસને કે જેણે આવી વીર માતાનું શૌર્ય ધાવણ ધાવ્યું છે

ભક્તિ૦— અને તેથી યાદ રાખજે કે તમારી ગમે તેવી ચડતી પડતીના ભરતી ઓટમાં પણ અમે મા દીકરો તમારા દુશ્મન-તોફાન સામે દીવાદાંડી તથા મજબૂત વહાણની માફકજ તમની સેવા બજાવશું

શક્તિ૦— મુક્તિ બ, ભક્તિ માતાએ સાચો દિલાસો દીધો છે અને તેથી ધૈર્ય ધરજો કે ધર્મ તથા સત્યના પ્રતાપી સૂર્યને આવરવા અધર્મ અન્યાયના પ્રચંડ વાદળ-લશ્કર સમય સમય પગ ચડી આવે છે પણ આખરે તે ક્ષણ ભંગુર લશ્કર તીક્ષ્ણી કિરણ-બાણોથી હણાઈ વિખરાઈ જાય છે અને यतो धम स्ततो जय તથા सत्यमेवजयते ના વધારે ઉજળા ઝગઝગાટમાં તે સત્ય-ધર્મનો સૂર્ય ઝળકી નીકળે છે

મુક્તિ૦—પણ જુઓ મી ઔરંગઝેબ એ શયતાનનો શયતાન છે,

શક્તિ૦—સદ્ધર્મ જેના પક્ષમાં તે પક્ષમા ભગવાન છે

[ મુક્તિ ભક્તિ વગેરેનું પ્રસ્થાન નેપથ્યમાથી અમર તથા અકબરને આવતા જોઈ શક્તિનું અવસ્થાન ] કાયાના દેખાવથીજ પાપના પડછાયા પાડતા શયતાનના સાથીઓ જેવા આ કોણ આ તરફ આવે છે ?

[ શક્તિ બાજુએ ઉભે છે અને મારાઓના વેષમાં અમરસિંહ તથા અકબર પ્રવેશે છે]

અપૂર્ણ

# નાટકનો પ્રારંભ,

[ લેખક—દીવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામ ]

**તંત્રીની નોંધ**—શ્રીયુત રણછોડભાઈએ નાટકના ઇતિહાસનો ઘણો વિગતવાર લેખ અમને મોકલી આપેલ છે, જેમા ગુજરાતી રંગભૂમિ વિષે કયાય મળી ન શકે તેવી માહિતી ભરચક ભરેલી છે આ ઇતિહાસમાનુ આ એકજ પ્રકરણ છે બીજાં પ્રકરણો હવે પછીના અંકોમા રજુ કરીશુ

દક્ષિણી બ્રાહ્મણોએ નાટક ભજવવાની પ્હેલ કરી. રામભાઉ નામના એક કોકણસ્થ બ્રાહ્મણે લગભગ સંવત્ ૧૯૦૫-૬ માં પ્રારંભ કર્યો. સર્વમાન્ય થાય માટે તે હિન્દી ભાષામાં પૌરાણિક વસ્તુ ( ઈતિવૃત્ત) લઇને નાટકની રચના કરતો હતો. લીમડાનાં પાંદડાંથી શણગારેલો મ્હોટાં તીલાં ટપકાં કરેલો વિલક્ષણ દેખાવનો વિદૂષક બનાવતા હતા. પ્રથમ પ્રવેશમાં ગણપતિનો વેશ આવતો હતો. તે નૃત્ય કરતો હતો, ત્યારપછી સરસ્વતીનો પ્રવેશ આવતો તેમાં પણ નૃત્ય સારૂં કરી બતાવતા હતા. અમદાવાદના ભદ્રના દરવાજાની અંદર નરસુપંતના વાડામાં કૌરવ પાંડવોના યુદ્ધનો પ્રસંગ આણીને દ્રૌપતિવસ્ત્રહરણનો ખેલ કરી બતાવ્યો હતો. રૂપકનો આ પ્હેલવેરકો પ્રયોગ બ્રાહ્મણોએ કરેલો મારા જોવામાં આવ્યો. દેશપરદેશમાં ફરીને અને રાજારજવાડાને રીઝવીને રામભાઉએ ઘણું ધન મેળવ્યું હતું. ભીમ જેવા બળિષ્ટનું પોકારી કથન તેના પાત્રને છાજતું કરી બતાવવા પણ ઋષિમુનિનાં પાત્ર બનતાં તેનું કથન તળે ઉપરના દાંતની વચ્ચે જીભ રાખીને તોતડી બોલી બોલતા હતા કે જાણે એવા તપસ્વી જનોની મશ્કરી કરતા હોય એમ લાગતું હતું. રાક્ષસ પાત્રો એવા હોંકારા પાડીને બોલતા હતા કે તેથી ઉપજતી હાંક તેઓ માંડમાંડ શમાવી શકતા હતા. આ પછી આપણા સાહેબ તિલોસકર આદિની નાટક મંડળિયો સ્થપાઇ. આવી મંડળિયોનું અનુકરણ કરનારી

## પારસી નાટક મંડળિયો સ્થપાઇ.

તેમા કુવરજી નાઝર દાદાભઈ ઠુંઠી અને પછવાડેથી બાલીવાળાએ સારો જમાવ કર્યો હતો.

વિવિધ પ્રકારના રાગ રાગણીની મેળવણી ઉસ્તાદ ગાયકો ઢાગએ દાદાભાઇ ઠુંઠિયે દાખલ કરી.

કાવસ ખટાઉ નામના પારસીયે સ્ત્રી પાત્રો દાખલ કરવાનો પ્રારંભ કર્યો. એક ઈઝરાયલ નટી ગોહરને દાખલ કરી તે હિન્દી, ગુજરાતી આદિ ચાલતી ભાષા જાણતી હતી. પારસી સંસારી ખેલમાં તે પારસણનો વેષ ધારણ કરીને આવતી ત્યારે તે ભણેલી ગણેલી ખરેખરી પારસણ લાગતી હતી ને રૂપાળી પણ તેવીજ હતી. એની હલન ચલણની લટકાળી ખુબી કોઇ કુશળ યૂરોપીયન નટીને ઝાંખી પાડી દે એવી હતી. પારસણ અને મુસલમીન નટિયો પણ દાખલ થવા માંડી હતી.

નાનાશંકર શેઠે બંધાવેલી એક નાટકશાળા ગ્રાંટરોડ ઉપર હતી તેમાં પ્રથમ ખેલ થતા હતા બેજન અને મનીજેહસીપક મરહુમ કેખુશરો કાબરાજિયે રચ્યું હતું. તેમાં મનીજેહનું પાત્ર થનાર છોકરો હતો પણ છોકરી બની હતી તેવાજ તે લટકા કરીને મોહ બનાવતી હતી. શિક્ષણ બધું કેખુશરોનું હતું અને તેમની કાબેલીઅત નાટકવિષયમાં ઉત્તમ પ્રકારની હતી. આવા સમયમાં હિન્દુંઓનું કાંઇક મન લલચાયું—એક હિન્દુ સાહસિક મારી પાસે આવ્યો અને એક હિન્દુ નાટક મંડળ સ્થાપવાની સલાહ પૂછી. હિન્દુમાં નાતરાં થાય તો સારૂં એમ કેટલાક હિન્દુ સુધારકોના મનમાં આવ્યું હતું અને અંદરખાને તેઓની મદદ હતી. કવિશ્વર દલપતરામે વેન ચરિત્ર રચ્યું હતું અને પુનર્લગ્ન પ્રબંધ પણ લખ્યો હતો તે પણ કોઇને પ્રેરક હતો. વેન ચરિત્રનો લેખ રચાયો અને તેનો પ્રયોગ કરી બતાવવાનાં આવ્યો તે ઉપરથી આ ભલા માણસનું ઘણું વગોણું તો થયું પણ નાટકશાળાના સામું થોડા હિમાયતી સિવાય કોઇયે ડોકિયું પણ કર્યું નહિ. અધૂરામાં પૂરૂં તે હિમાયતિયોની સ્ત્રિયો પોતાના પતિયોને ધિક્કારવા લાગી.

ધાર્મિકવૃત્તિવાળી સ્ત્રી રાંડે છે તો તે એમ માને છે કે મેં પેલે અવનાર પાપ કર્યાં હશે તેની શિક્ષામાં આ અવતારમાં મને વૈધવ્ય પ્રાપ્ત થયું છે તો મારે ધર્મપરાયણ વૃત્તિ રાખીને ધર્માચરણમાં મારૂં આળખું ગાળવું. જે વિધવાની પશુ વૃત્તિને ઉત્તેજન મળેલું હોય છે અને માથે ધણી છતાં પરપુરૂષના પ્રેમમાં લપટાય છે એવીને મને તો માથેથી ધણીનું છત્ર ગયું એટલે નિરંકુશ બની કુચાલમાં એવી કથળી જાય છે કે તેનું દુરાચરણ જોઇ બીજી સાધવી સ્રીયો ત્રાસી જાય. આવી સ્રીયો નાતરૂં કરીને એક ધણીને સાચવી બેસતી હોય તો હજી કાંઇક ઠીક ગણાય પણ નાના પ્રકારનાં ભોજનથી જેની જીભડી ટ્રાઇ હોય નહિ એવી ચલિત વૃત્તિવાળી સ્ત્રી એક ઘરરખી બની શકે જ નહિ આ કલિકાળમાં પારાશર સ્મૃતિ પ્રમાણે પુનર્લગ્ન કરવાની છૂટ છે તેનો લાભ લેવાને બાધ નથી. પણ

કેટલાક નાતરાંના વિરૂદ્ધ વિચારવાળા એમ દાખલા દલીલથી વાત કરે છે કે ઘણાંખરાં સુધારાનાં પુનર્લગ્ન થયાં છે તેનું મૂળ જોઇયે તો તે જોડાનો પ્રથમ સંયોગ થયા પછી છાનું છપનું કૂડું કૃત્ય છૂપું રહે નહિ ને વગોણું થાય તે કરતાં સુધારાના સાથી થઇને મહાપુરૂષોની મંડળી જમાવીને તેની વચ્ચે છૂપી પ્રમદાનો હાથ ગ્રહણ કરીને ઉઘાડી આંખોએ તેને ઘરમાં ઘાલવી એ કરતાં બીજું સારૂં શું ?

આવી કઢંગી સ્થિતિ ચાલે છે તે કરતાં પ્રથમ લગ્ન જેવી સાત્વિક વૃત્તિથી થાય છે તેવું જ પુનર્લગ્ન તેવી વૃત્તિથી થતું હોય તો બાધકારક ગણી શકાય નહિ. પ્રસંગોપાત આપણે જરા આડુ ઉતરવું પડયું. તે પેલા નવા નાટકના પ્રયોજકની દયા ખાઇને જ— એ બીચારો માથે હાથ મૂકતો મારી પાસે આવ્યો અને મારૂં લખાણ દયામણે મ્હોએ માગવા લાગ્યો. મેં તેને હિંમત આપી અને પીઠ થાબડી કહ્યું કે હરિશ્ચંદ્ર નાટક મારી પાસે તૈયાર છે તે બજવવાને હું તને આપું છું. મેં ઉઠીને મારૂં લખાણ લઈ તેના હાથમાં મૂકયું તેવોજ તે રાજી થતો ઉઠીને રવાના થઇ ગયો અને પાઠની વેંચણી કરીને થોડા સમયમાં ભજવી બતાવવાને ફલિભૂત થયો.

ગુજરાતી નાટક મંડળીમાં દયાશંકર હતો તે જ્યારે બાળક હતો ત્યારે સારો રૂપાળો દેખાતો હતો અને નટી બનતાં બહુ શોભતો હતો. એવા સારા છોકરા એકઠા કરવાને નીતિદર્શક નાટક મંડળી ફાવી ગઈ.

( અપૂર્ણ )



# જાહેરખબર વિષે બે બોલ.

આ અંકમાં સ્થળ અને સમયના સંકોચને લીધે અમે કેટલીક જાહેરખબરો દાખલ કરી નથી શક્યા તે માટે માફી ચાહીએ છીએ. હવે પછીના અંકોમાં જાહેરખબરો માટે પૂરતું સ્થાન રાખવાની તજવીજ થઈ ગઈ છે.

જાહેરખબરો આકર્ષક લખાણ અને સુંદર ઢબછબથી અસરકાર રીતે ગોઠવવાની અમારી પાસે ઉત્તમ સાધન સામગ્રી છે.

સમગ્ર શોખીન, સાહિત્યરસિક તેમજ વેપારી આલમમાં જાહેરખબરને માટે રંગભૂમિ જેવું મોહક સાધન આખા ગુજરાતમાં ભાગ્યેજ મળશે.

## જાહેરખબરના ભાવો.

| | આખું પાનું. | અરધું પાનું. | પા પાનું. |
|---|---|---|---|
| વાર્ષિક રૂ. | ૫૫ ... | ... ૩૨ ... | ... ૨૦ |
| છ માસિક ,, | ૩૫ .. | ... ૨૦ ... | ... ૧૨ |
| ત્રિમાસિક ,, | ૨૦ ... | ... ૧૨ ... | ... ૮ |

## રંગભૂમિની એજન્સીઓ.

અમારી એજન્સી મેળવવા ઇચ્છનાર ગૃહસ્થોએ તે વિષે પત્રવ્યવહાર નિચેને શિરનામે કરવો. હાલ ચોકસ થયેલી એજન્સીઓ નીચે પ્રમાણે છેઃ-

૧. ઈંદુ એન્ડ કંપની, ખેતવાડી બેકરોડ, ગૅરેજહાઉસ-મુંબઇ.

૨ ભાસ્કરરાવ ગણુપતરાવ કર્ણિક, ન્યુસપેપર એજન્ટ, ગોપીપુરા,-સુરત

૩. રમણિકલાલ જેકીસનદાસ વેપારી, મોની ફળિયા, દેસાઇ પોળ,-સુરત.

૪. ત્રિવેદી જેઠાલાલ કલ્યાણજી, ન્યુસ એજન્ટ,-ભાવનગર.

૫. વડોદરામાં અમારા પ્રતિનિધિ રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા એલ. ટી. એમ.-વડોદરા.

૬. ડી. ડી. ઠક્કર, નરનારાયણના મંદિરની સામે, કાલબાદેવી,-મુંબઇ.

૭. ઇંડીયન બુક ડીપો, મેડોઝ સ્ટ્રીટ, કોટ,-મુંબઇ.

૮. નંદલાલ દામોદરદાસ, રતનપોળ, લીંબુપોળ,-અમદાવાદ.

**જોશી બ્રધર્સ,**

વ્યવસ્થાપક-"રંગભૂમિ,"

૭૯ બજારગેટ કોટ, મુંબઈ.

# જાતે આવજે જીવનહાર!

[ ભૈરવીની ધૂનમા ]

દરશન કાજે આવ્યો હું
લાખન વાર—દરશન.

દરવાજે તુજ દ્વારપાલ,
આંગણ ઉભા દ્વારપાલ,
મંદિર મુખડે દ્વારપાલ,
તુજ ચરણમાં પણ દ્વારપાલ!—દરશન

અચારીએ કરતા પોકાર,
હૃદયના છોડીને તાર,
ફેંકી કૈ કૈ પુષ્પમાલ,
નયન ના નિરખ્યાં ગોપાલ!—દરશન.

જાડેલું છોડી વડમાલ!
પાછો નહીં આવું તુજ દ્વાર!
જાતે આવજે જીવનહાર!
હોયે દરશનની દરકાર!—દરશન

નૃસિંહ વિભાકર.





“ જતે આવજો જીવનધાર ! ”

[ પૃ ૧૩૩

# KAMINIA OIL

## S A GIFT FROM THE GODDESS OF BEAUTY




સ્ત્રીઓનો આનંદ તેમની સૌંદર્યતાને લીધે છે; સૌંદર્યતા સુંદર વાળના અંગે રહેલી છે; અને સુંદર વાળ પ્રાપ્ત કરવા માટે હિંદુસ્તાનની સ્ત્રીઓ કામીનીઆ ઑઇલ જ વાપરે છે.

કિંમત ૧ બાટલીનો રૂ. ૧-૦-૦ પોસ્ટેજ રૂ ૦-૬-૦
" ૩ બાટલીના રૂ ૨-૧૦-૦ ,, રૂ ૦-૧૨-૦

**ધી ઍંગ્લો ઇન્ડીયન ડ્રગ ઍન્ડ કેમીકલ કંપની,**

વેપારી પાસેથી પણ મળશે — ૧૫૫ જુમા મસજીદ, મુંબઈ નં. ૨

બાદશાહી સેન્ટ

# ઑટો દીલ બહાર

(રજીસ્ટર્ડ)




ચમેલી, મોગરો, જુઇ વિગેરે ઉત્તમ પ્રકારના ફુલોની સુગંધીનું બનાવવામાં આવ્યું છે. કપડાં અથવા રૂમાલ ઉપર લગાડવાની સાથે દીલને પ્રફુલિત કરનારી સુગંધ આસપાસ ફેલાઈ રહે છે. આ સદગુણને લીધે સારે અવસરે, માંગલીક પ્રસંગે બહાર જતી વખતે સુજ્ઞ જનો આસપાસની હવા શુદ્ધ સુગંધીત બનાવવા માટે ઑટો દીલ બહાર વાપરે છે. તમો પણ આ બાદશાહી અત્તર વાપરો.

કિંમત અડધા આઉંસની

બાટલી રૂા ૨-૦-૦

૧ ઔંસની રૂા ૨-૪-૦

,, એક ડ્રામની

બાટલી રૂા ૦-૧૨-૦

,, અડધા ડ્રામની

બાટલી રૂા ૦-૮-૦

બહારગામથી મંગાવનારને વી. પી.

ખર્ચ ૦-૫-૦ વધુ પડશે

તમારા નજદીકના દુકાનદાર પાસેથી ખરીદતી વખતે 'ઑટો દીલ બહાર' નામ વાંચીને સીલબંધ બાટલી ખરીદજો, નહિ તો ભળતું જ આપી દેશે

સોલ એજન્ટ

## ધી ઍંગ્લો ઇન્ડીયન ડ્રગ ઍન્ડ કેમીકલ કું.

૧૫૫ જુમા મસજીદ મુંબઈ

ગુલાબની સુગંધથી
બ્હેક બ્હેક થતું
**ઝરીના**
રેડનાઝ હેર ઑઈલ

સોનેરી રંગ અને મોગ-
રાની મીઠી ખુશબોથી
ભભકતુ
**ઝરીના**
જૅસ્મીન હેર ટૉનીક

ગુલાબના મોહક ફૂલોની
દિલહારક સુગંધી ફેલાવતુ
**ઝરીના**
વ્હાઇટરોઝ હેર ઑઇલ

પસંદ કરેલા ઉંચા કોકોનટ
માંથી બનાવેલ ગુલાબની
ખુશબોવાળુ
**ઝરીના**
કોકોનટ હેર ઑઇલ

મીઠી સુવાસથી દિલને
મોજ પમાડતું
**ઝરીના**
નૉગ વ્હાઇટ વાયોલેટ
હેર ઑઇલ

ખરતા બાલોને અટકાવી
બાલોને મોહક વધારનારી
સ્પેશ્યલ દવાની બનાવટનું
**ઝરીના**
કૅન્થારીડીન ટૉનિક હેર
ઑઇલ

# ઝરીના હેર ઑઈલ.



ઝરીના હેર ઑઈલ.

ઉત્તમ શાસ્ત્રીય બનાવટ છે. બાલને ચકચકીત સુંવાળા રેશમ જેવા બનાવે છે
ખરતા બાલોને અટકાવે છે ગરમ ઋતુમાં પણ ખુશનુમા ફૂલવાડીની
મીઠી હરી ખુશબોથી દિલ રંજન કરે છે

એકલા બનાવનારા. **માડન સન્સ ઍન્ડ કું.**

કેમિસ્ટ્સ, ક્રૉફર્ડ માર્કેટ—મુંબઈ.

છેલ્લી ઢબના તમારી દીલપસંદગીના દાગીનાઓ



ક્યાંથી મેળવશો ? જૂના અને જાણીતા
ઝવેરીને ઓળખાણની જરૂર ન હોય.

માત્ર તમારી જરૂરીઆત જણાવો એટલે તદન
તમારા ટેસ્ટ મુજબ સોના ચાંદીના અને
ઝવેરાતના દાગીના હાજર
કરવામાં આવશે.

# મહેતા હરિલાલ
# રામકૃષ્ણની કું.

ઠે. અબદુલ રહેમાન સ્ટ્રીટના મોખરાપર
મુંબઈ બેંકની શાખાની સામે.

બહાર ગામના ઑર્ડરો ગ્રાહકોની ફરમાશ મુજબ
સંભાળપૂર્વક વિ. પી. થી બજાવવામાં આવેછે.

# અનુક્રમ.



વર્ષ ૧.] વિક્રમાર્ક ૧૯૭૯, માઘ, વસંત અંક. [અંક ૨.

"સાહિત્યના રસિકોને હું પૂછું છું કે તમે તમારી કૃતિ મારફત મને પ્રભુની પાસે જલ્દી મૂકશો કે કેમ? જો મને તેઓ 'હા'માં જવાબ આપશે તો તેઓની કૃતિમાં હું ગિરફતાર થઇ જઇશ. સાહિત્યસેવકના પુસ્તકમાં મને કંટાળો ઉપજે તો મારી જડતાનો દોષ નથી. દોષ છે તેની કળાનો. શક્તિવાન સાહિત્યસેવકે કળાને એવી તો ખીલવવી જોઇએ કે વાંચનાર તેના વાચનમાં લીન થાય. મને દિલગીરી થાય છે કે આપણા સાહિત્યમાં આવું ઓછું છે. આપણું સાહિત્ય અત્યારે એવું છે કે જનસમાજ તેમાંથી એકાદ વસ્તુ પણ લઇ શકે તેમ નથી. આપણા સાહિત્યમાં એક પણ એવી વસ્તુ નથી કે જે એક અઠવાડિઆને સારૂ, એક વરસને સારૂ, કે એક જમાનાને સારૂ નભી શકે.

× × × ×

હું બાણભટ્ટની કાદમ્બરી નથી માગતો, પરંતુ તુલસીદાસનું રામાયણ માગું છું. કાદંબરી હમેશાં રહેશે કે કેમ એ વિષે મને શંકા છે, પરંતુ તુલસીદાસનું આપેલું તો હમેશને માટે રહેવાનું છે.

× × × ×

ગુજરાતની ગરીબડી પ્રજા, માધુર્યવાળી પ્રજા અને જેની સજ્જનતાનો પાર નથી, જે પ્રજા આટલી બધી ભોળી છે, જે પ્રજાને ઇશ્વરમાં અખંડ વિશ્વાસ છે, એ પ્રજાને જો આગળ વધવું હોય તો સાહિત્યસેવકોએ મજૂરો, કોસ હાંકનારાઓ અને એવા બીજા માટે પોતાનાં કાવ્યો રચવાં જોઇએ, એવા માટે લખવું જોઇએ.

આપણી પ્રજા સત્ય લખતી, સત્ય બોલતી અને સત્ય આચરતી થાય એ મારી અંતઃકરણની પ્રાર્થના છે."

—મહાત્મા ગાંધી.

તેઓ સર્વના ઘણાજ ઋણી છિએ. મંગલાચરણમાં જ અમારા ઉપર અભિનંદનોની જે અણધારી વૃષ્ટિ થઇ છે તે અમને ભારે ઉત્સાહપ્રેરક થઈ પડી છે એમ કહ્યા વિના ચાલતુ નથી. પરંતુ આ આભારદર્શનથી એમ ન સમજાય કે અમે અમારી ઉણપોથી વાકેફ નથી. ગુજરાતના ભિન્ન ભિન્ન રૂચિનાં નરનારીઓને સાહિત્ય અને કલાની જુદી જુદી સામગ્રીથી સંતોષવા એ બહુ સરલ અને સ્હેલું કાર્ય નથીજ. જેટલા મનુષ્યો તેટલીજ રસવૃત્તિઓ! છતા "રંગભૂમિ"ને તો એક બે અપવાદો સિવાય સર્વ દિશામાંથી વધામણાંજ મળ્યા એ અમારી સફલતા કરતાં અમે અમારૂ સદ્ભાગ્ય વધારે માનીએ છિએ તેની સાથે અમે અમારા વાચકોને ખાત્રી આપીએ છિએ કે એ વધામણાથી અમારા પ્રયત્નની પર્યાપ્તિ થતી નથી અમને અપાયેલી મુબારકબાદીઓ અમે ત્યારેજ કબુલી શક્યા ગણાશું કે જ્યારે અમારા મિત્રવર્ગોએ અમારા વિષે જે મહત્વાકાંક્ષાઓ કરી છે તેને પહોંચી વળવાને અમે થોડા પણ સમર્થ થઇએ, અને જ્યારે ગુજર ઉદ્યાનમા વસંતના પગલા પગલા કરાવવામા અમે યત્કિંચિત સહાયભૂત થઈ શકીએ

× × ×

અમારા ઉપર કોઇક સ્થળે નિર્માલ્ય અને દ્વેષયુક્ત ટીકાઓ પણ થઈ છે. પરંતુ તેનો પ્રત્યુત્તર નહિ આપવામા જ અમે અમારી મગરૂરી માનીએ છિએ. કારણ કે ગુજર સાહિત્યની સેવા પરસ્પર પ્રહારો અને નિંદાઓથી થવાની નથી રંગભૂમિ પોતાની શક્તિ અનુસાર પોતાના કાર્યથી જ તેના નિંદકોનો જવાબ આપે તેમાંજ એની શોભા છે એમ અમને લાગે છે અલબત અમારા કેટલાક મિત્રો તો આ ટીકાઓના જવાબમા અમારી કલમ કટારીની ધાર જોઈ રહ્યા હશે, પણ અમે અમારી લેખિની એ રીતે ભ્રષ્ટ કરવા ઇચ્છતા નથી. અમે કબુલ કરીએ છિએ કે મનુષ્ય સ્વભાવ એવો છે કે તેનાથી અન્યાયયુક્ત અને ઇર્ષ્યાભરેલા હુમલા સહન થઈ ન શકે, છતા એવે પ્રસગે સંયમજ સરવાળે હિતકારક છે એ પણ ભૂલી જવુ ન જોઇએ. તેટલા માટે અમારી લેખિનીથી ગુર્જર સાહિત્યના કોઈ પણ ન્હાના કે મ્હોટા ઉપાસકને અન્યાય કે હાનિ ન થાય એ અમારી ખાસ ચિંતા છે બાકી. અધીરા ટીકાકારોને અમારી એટલીજ વિનતિ છે કે વર્તમાન ગુર્જર સાહિત્યસેવકોની સેવાના અત્યારથી સરવૈયા કહાડવા એ વધારે પડતુ વહેલુ છે.

× × ×

**સાહિત્ય ફૂલવાડી શી રીતે ખીલે?**

રસ અને કલાની ફૂલવાડી એવી અજબ ચીજ છે કે એ ફૂલવાડી કોઇ બીજાઓની કબર ઉપર ખીલાવી શકાતી નથી. જેને એ ફૂલવાડી ખીલવવાની જરા પણ અભિલાષા હોય તેણે સાહિત્યબાગને મેદાનમેદાન કરવાની વાસના છોડી દઇને એક રસમાળી તરીકે પ્રમાણિક મજૂરી કરવા મંડી પડવુ જોઇએ સાહિત્યોદ્યાનની ખીલવણી માટે ધૈર્ય અને જાહેમત જોઇએ છીએ. ઉદારતા અને સહૃદયતા જોઇએ છિએ, સ્વાર્થમયી અભિમાન, ઇર્ષ્યા કે રાગદ્વેષ નહિ. ગુર્જર સાહિત્યના ઉદ્યાનમા સાચા સૌન્દર્ય અને સૌરભ ત્યારેજ ઉભરાશે કે જ્યારે તેના સર્વ માળીઓ અંતરના મમત્વ દૂર કરી પરસ્પર મિત્રતાનો હાથ આપી ખરી દિલોજાનીથી સાહિત્યની આરાધનામા તન્મય બનશે પરમાત્મા ગુજરાતને આવા દિવસ સત્વર આપો અને અમારી સાહિત્ય-ફૂલવાડીમાંથી દુર્જનતા તથા મલિનતા દૂર કરી અંતરમા વસંતને પધરાવો

× × ×

વસંતનો ઉચ્ચાર કરતાંજ વસંતવિહીન દુનિઆનો વિચાર આવેછે!

**દુનિઆને વસંતની જરૂર.** ધ્યાન દઈને આ સમયે આખી દુનિઆને જાણે વસંતની અનિવાર્ય જરૂર હોય એમ નથી દીસતું? સર્વ પ્રજાઓ અત્યારે કરમાયેલી અને ચીમળાયેલી નથી જણાતી? ઋતુઓ ઉપર ઋતુઓ વીતી છતાં યૂરોપની હજુ પાનખર ઋતુજ ચાલતી હોય એવો ભાસ નથી થતો? કેટલાંક ન્હાનાં રાષ્ટ્રો ખરેલાં પુષ્પોની માફક ખુંદાયેલાં દૃષ્ટિગોચર થાયછે, તો કેટલાંક મહારાજ્યો પોતાનાજ વૈભવની મહત્ત્વાકાંક્ષાઓથી બળીને ખાખ થતાં જણાયછે. એક બાજુ શરીરબલ ઉપર નાચી રહેલી રાક્ષસી મહત્ત્વાકાંક્ષા અને બીજી બાજુ આત્મબલ ઉપર ફફડતી તરફડિયાં મારતી નિરાધારતા! આ ભય, ત્રાસ અને વ્યામોહના વાતાવરણમાં વસંતનાં આગમન ક્યાંથી હોઇ શકે? ખુશનુમા વસંતનાં દર્શન તો ત્યારેજ થઈ શકે કે જ્યારે તેના સ્વાગતની યથાર્થ તૈયારીઓ થઇ હોય. આત્માની ઓજસ્વિતા, હૃદયના ઉલ્લાસ, બુદ્ધિની નિર્મલતા અને દેહની શુદ્ધિ વગર વસંતનાં અમોલાં આગમન થતાં નથી. ભલે નક્ષત્રો બદલાય, ગ્રહો બદલાય, મહિનાઓના નામ બદલાય, રે ઋતુઓની ઋતુઓ વહી જાય, પરંતુ વસંતની પ્રાણપ્રતિષ્ઠા તો ત્યારેજ થાય કે જ્યારે તેના ભક્તોનાં હૃદયની ભીતરમાં વસંત અને વસંતનાંજ ગુંજન થઈ રહ્યાં હોય. પરંતુ જ્યાં ઇર્ષ્યા અને અસૂયા, રાગ અને દ્વેષ, સ્વાર્થ અને મોહ, વૈર અને ધિક્કાર, આદિ અનેક ઘેરા ઝેરી રંગોથી સમગ્ર દેહ અને પ્રાણ કલુષિત અને વિષમય થઈ રહેલ હોય ત્યાં વસંત કદિ ઉગવાની નથી, ત્યાં ઋતુરાજની મીઠી નજર કદિ થવાની નથી, ત્યાં પાનખર કદિ વીતવાની નથી.

× × ×

આ બધાં એ, સ્વાર્થમય રાષ્ટ્રપૂજનનાં ભયાનક પરિણામો છે.

**કવિવર રવિબાબુની ચેતવણી** વસંત એવી મોંઘી મોહન મૂર્તિ છે કે જ્યાં સાચો વિશ્વપ્રેમ નથી, જ્યાં આત્મના યજ્ઞ નથી, જ્યાં હૃદયનાં અર્ઘ્ય નથી, જ્યાં દેહનાં તપ નથી, જ્યાં અંતરના આરાધન નથી, ત્યાં તેનાં સૌભાગ્યવંતાં પગલાં થતાં નથી. અને તેટલા માટેજ આખા વિશ્વને વસંતનાં દર્શન કરાવવાને ઉત્સુક કવિવર રવીન્દ્ર બાબુ જગતને અને ભારતને સ્વાર્થમયી સંકુચિત રાષ્ટ્રપૂજાથી ચેતાવે છે.

રાષ્ટ્રપૂજા એવી ન હોવી જોઇએ કે બીજાં રાષ્ટ્રોની ખાખ ઉપર તમે તમારા રાષ્ટ્રનું મહાન મહાલય રચો. આ વિશાળ અને ઉદાર ભાવના સમજવી આપણા બંધુ 'ગુજરાત' ના તંત્રીસ્થાનની કંઇક ગેરસમજ થઇ હોય એમ અમને લાગેછે. અમારે તેમને યાદ આપવું જોઇએ કે કવિવરની વિશ્વભાવનાના સિદ્ધાંત બાબત તો મહાત્મા ગાંધીજીનો પણ મતભેદ નથી. 'ગુજરાત' કહેછે કે—"રવિબાબુ રાષ્ટ્રીય ધર્મની સામું બંડ ઉઠાવવાનો પ્રયત્ન કરેછે," તેમજ "રાષ્ટ્રીયતાનો માંકડો ધર્મ વીસારી મુકવો એમ રવિબાબુ શિખવવા નીકળ્યા છે!"—આમ કહેવું તે કવિવરને અન્યાય કરવા જેવું નથી લાગતું? 'ગુજરાત' ના આ વિચાર સાથે મહાત્મા ગાંધીજીના પોતાનાં વચનો સરખાવીએ.—"હું જેટલા દેશપ્રેમનો દાવો કરૂંછું તેટલાજ કવિ ભારતભૂમિને ચાહનાર છે અને એ પ્રેમજ એકલો અમારી વચ્ચેની પ્રેમની સાંકળીને હરહાલતમાં ટકાવી રાખવાને બસ છે," એટલુંજ નહિ પણ ગાંધીજીએ કવિવરને ઉદ્દેશીને ત્યાં સુધી લખ્યું છે કે, "જે સ્વર્ગીય સ્વરાજ્ય પોતાના દેશને પ્રાપ્ત થયેલું જોવાનો કવિનો

મનોરથ છે તે મેળવવાનું જો કદિ હિન્દુસ્તાનના ભાગ્યમાં હશેજ તો તે અહિંસાત્મક અસહકારના—નિર્મળ શસ્ત્ર વડેજ મેળવાનું એવો મ્હારો વિશ્વાસ છે. કવિને મ્હારી અરજ છે કે ત્હમે દુનિયાંને ત્હમારો શાંતિનો સંદેશો બેધડક સંભળાવ્યે જજો અને અંતરમાં વિશ્વાસ રાખજો કે અસહકારની લડતથી હિંદુસ્તાન, જો તે પોતે કરેલી પ્રતિજ્ઞાને વફાદાર રહેશે તો, તેમના ઉચ્ચ તેમજ ઉદાત્ત સંદેશાના જીવતા અને જળહળતા દાખલા રૂપેજ પોતાની જાતને સિદ્ધ કરશે. સ્વદેશાભિમાન શબ્દને તેના અધમ અર્થમાંથી ઉગારી લઈ તેને જે વિશાળ અને વ્યાપક વિશ્વબંધુત્વનો સૂચક બનાવવાનો પોતાનો આટલા કાળથી પ્રયત્ન છે તેજ અર્થ આપવાનો અસહકારની પ્રવૃત્તિનો હેતુ છે." આ ઉપરથી જોઈ શકાશે કે વિશ્વબંધુત્વ અને ઉદાર સ્વદેશાભિમાનના મહાન્ વ્યાપક સિદ્ધાંત વિષે કવિવર તેમજ મહાત્માજી સંપૂર્ણ રીતે સમત છે.

× × ×

**કવિવર અને દેશબંધુનો એકમત**

ઉપરાંત, બંગાલની તીક્ષ્ણ બુદ્ધિ અને ભવ્ય ભાવનાઓના અગ્રગણ્ય નેતા દેશબન્ધુ ચિત્તરંજન દાસ પણ પોતાની રાષ્ટ્રભક્તિનો આદર્શ રવિબાબુના આદર્શ જેટલોજ ઉચ્ચ રાખે છે. છેલ્લી મહાસભાના પ્રમુખ સ્થાનેથીજ દેશબન્ધુએ કહ્યું છે કે—"રાષ્ટ્રભક્તિ એક એવી પ્રગતિ છે કે જે દ્વારા એક પ્રજા પોતાને વ્યક્ત કરી પોતાના આત્માને ઓળખે છે, અને તે બીજી પ્રજાઓથી છૂટા પડીને નહિ, બીજી પ્રજાઓના વિરોધી થઇને નહિ, પરંતુ એક મહાન્ ઘટનાના ભાગીદાર તરીકે.......... હું આજે જે રાષ્ટ્રભક્તિની વાત કરૂં છું તે યુરોપમાં આજે હયાતી ભોગવતી રાષ્ટ્રભાવના સાથે ભેળવી દેવાની નથી. યુરોપની રાષ્ટ્રીયતા એ હૂમલો કરનારી રાષ્ટ્રીયતા છે, સ્વાર્થમય રાષ્ટ્રીયતા છે, નફા તોટાની ગણત્રી પર નિર્ભર રહેનારી દુકાનદારીની રાષ્ટ્રીયતા છે........ હું ભાર દઇને જણાવવા ચાહુંછું કે રાષ્ટ્રભાવના અને જગત્‌ની સુલેહ વચ્ચે કોઈ પ્રકારનો વિરોધ નથી." આ પ્રમાણે હિંદની ત્રણ મહાન્ વ્યક્તિઓ સિદ્ધાંતમાં સર્વાંશે એકમત છે, અને જો બંધુ 'ગુજરાત' પણ આ રાષ્ટ્રધર્મ અને વિશ્વધર્મની મીમાંસા વધારે સૂક્ષ્મતાથી વિચારી જશે અને એ વિષે આપણા મહાન્ વિચારકોની વિચારશ્રેણિ સરખાવી જશે તો અમને ખાત્રી છે કે 'ગુજરાત' પોતે પણ રવિબાબુ સાથે સંમત થશે.

—તંત્રી.



ખપકાય છે, અને વિદ્વાન પુરુષો એક્ટર તરીકે કામ કરતા કે નાટકની લાઇનમાં સંબંધ રાખતા અચકાય છે તેનું કારણ એજ છે. નાટકના દરેક લેખકને માનવ જીવનના સર્વ પ્રસંગોનો ઉત્તમ અભ્યાસ હોવા ઉપરાંત મનુષ્ય પ્રકૃતિનું પુરેપુરું જ્ઞાન તથા અનુભવ હોવો જોઇએ. તે માટે તેમને લોકવ્યવહાર તથા જાહેર જીવનનો અભ્યાસ હોય. નાટક લખવામાં કે નાટક પ્રકટ કરવામાં તેમનો ઉદ્દેશ કેવળ ધનપ્રાપ્તિ નહિ પરન્તુ આમ લોક જેવી પવિત્ર રંગભૂમિ પરથી પ્રકટ થએલી તે વસ્તુમાંથી સાર ને સાર લોકોપકારક સુંદર દિવ્ય સંદેશ કે ધ્વનિ મળી ને દ્વારા યથાશક્તિ યથામતિ ઉપદેશ કરવાનો હેતુ જોઇએ. જો તેમ કરવામાં ન આવે તો નાટકના માલિક, તેના લેખક, તેના ડાયરેક્ટર તથા પાત્રો અને પ્રેક્ષકો સર્વનો સમય તથા ખર્ચ નિરર્થક જાય છે. એટલુંજ નહિ પરન્તુ અનવ્યવસ્થિતતાની રૂઢીને ચલાવી લેવાનું પાપ ભોગવવાના આપણે ભાગી બનીએ છીએ અને તેમ કરીને આપણે નાટકના નામ તથા ધંધાને અપવિત્ર કરી તેની હાંસી કરીએ છીએ. નાટકના કાર્ય સાથે ઉત્તમ માણસો સંબંધ રાખી શકે તેમાં વારંવાર જોવા જનાર સ્ત્રી પુરૂષો સારા ન હોવા જોઇએ અને તેના સંગીતો વહી ગયેલા છોકરાઓ કે હલકી વૃત્તિની સ્ત્રીઓ જ ગાય. એવા પ્રચલિત આરોપો તથા ભાવને નાબુદ કરવા માટે આપણા નાટકોની સ્થિતિ તેમજ ઉદ્દેશમાં આપણે આવી નિષ્પક્ષ અને નિડર ચર્ચાદ્વારા ઘણો સુધારો કરવાની જરૂર છે. આશા છે કે જનસમાજ તે કાર્યમાં હમેશા પ્રેમ ભર્યો રસ લેશે. અને આવા સાહસિક ઉદ્યોગીઓને મનની મદદ આપી તેમના કાર્યને વધુને વધુ સરળ બનાવશે. ઇતિ શમ્.





# હિંદુ નાટ્યકળા.

લેખક—રાજ્યરત્ન શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી,
જે પી એમ આર એ એસ

‘ The spirit and ideals of ancient Aryan culture are needed to-day for the building-up of our national life

Prof Vaswani



પૂર્વેના પ્રાચીન સુવર્ણમય દિવસોમા આ ભારતવર્ષમા મહાન સાહિત્યસમાજો શોભતા હતા જે સમિતિઓને નામે ઓળખાતા હતા અને વિક્રમ સદીના નેતાઓ વિદ્યાને આશ્રય આપનારાઓ મહાન રાજા મહારાજાઓ રાજકુંવરો તેનુ પ્રમુખપદ લેતા અને આ સમિતિઓમા મ્હોટા મ્હોટા પંડિતો કવિઓના કાવ્યો લેખો પર ચર્ચા થતી અને તે તપાસાતા આ પ્રાચીન પ્રથાને અનુસરી ચાલતી અનેક સસ્થાઓ માફક આ સમિતિઓ માત્ર ભૂતકાળની એક યાદદાસ્ત-સ્મરણરૂપે આજ રહી છે આ ભારતવર્ષના આર્થિક પતનની લાંબી દુખભરી કહાણી છે એ કહાણી હિંદે કેવા કેવા સંકટો સહ્યા અને અંતે ઘોર રાત્રિમા સુતુ એ દાખવે છે આ ઘોર રાત્રિમાથી હિંદ ધીમે ધીમે જાગૃત થવા મથી રહ્યુ છે અને આ દેશના જુદા જુદા ભાગોમાથી સંસ્કારી વિદ્વાનો આજે તેના પુરાણો શાસ્ત્રો ધર્મપુસ્તકો અને પુરાતન સસ્થાઓમા જે કેવો ખજાનો ભર્યો હતો તેનુ સશોધન કરવા ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે હિંદુ સસ્કૃતિ આદર્શના ખરા પરીક્ષક—ખરા વખાણનાર—પશ્ચિમમા છે પૂર્વનુ તત્વજ્ઞાન શબ્દ અર્થ વગરનુ એક માનસિક કલ્પનાનુ રચેલુ આજ ગણવામા આવતુ નથી, અને હેગેલીયન મત ક—મેટીરીઅલીઝમના મિનારાઓ પર પ્રગતિની નિશાનીઓ હાલી ગયેલી તરીકે આજે નાપાસ થયેલ માનવામા આવે છે ડૉ રાયની ખંતીલી શોધખોળોએ આજે દેખાડી આપ્યુ છે કે પ્રાચીન ભારતમા હિંદુઓ વિજ્ઞાન શાસ્ત્રથી પૂર્ણ વાકેફગાર હતા અને જેમાની કેટલીક યુરોપે પાછળથી શોધી કાઢી હતી તેની પણ તેમને માહિતી હતી ડૉ સીલનુ મહાન પુસ્તક The Positive Sciences of the Hindus હિંદુઓના ભૌતિક શાસ્ત્રો શોધ-ખોળનુ બીજુ અગત્યનુ ક્ષેત્ર પૂરૂ પાડે છે

* પ્રો. વાસવાણી કૃત Hindu Drama નો અનુવાદ

કાળમા લખાયલુ છે, જેની વસ્તુસંકલના અને નાટ્યરચના એવી તો મનોરંજક અને કળા વિધાનથી ભરપુર છે કે, તેની ગણના પણ પ્રથમ કોટિના ઉત્તમ નાટકોમાજ થાય છે, એટલુ છતા કાળીદાસની શકુન્તલા તો શકુન્તલાજ છે કવિવર કાળીદાસના શકુન્તલા નાટકે તો દેશ દેશાન્તરમા પણ ભારતનુ મુખ ઉજ્વળ કર્યું છે અને શેક્સપીઅર જેવાને પણ કાળીદાસની એ કૃતિએ મુગ્ધ બનાવ્યા છે આઠમા સૈકામા ભવભૂતિએ ઉત્તર રામચરિત્ર મહાવીર ચરિત અને માલતી માધવ લખ્યા નાટયરચનાના કોઈ કોઇ પ્રદેશમા ભવભૂતિનુ સ્થાન કાળીદાસ કરતાએ ઉચુ છે ખાસ કરીને વર્ણનાત્મક શક્તિમા ભવભૂતિ કાળીદાસ કરતા અવશ્ય ચઢી જાય છે, છતા કાળીદાસ તે કાળીદાસજ છે કાળીદાસનુ ભાષાલાલિત્ય અને વાણીપ્રવાહ અદ્ભુત છે કાળીદાસની શકુન્તલાની માફક ભવભૂતિનુ માલતી માધવ નાટક પણ ઘણુ લોકપ્રિય છે શેક્સપીઅરના રોમીયો અને જુલીયટની સાથે એની હરીફાઇ કરાવી શકાય એમ છે એજ કાળમા એક બીજા નાટ્ય લેખક ભટ્ટનારાયણ થયા જેમણે વેણીસંહાર નામક નાટક રચ્યુ છે તેની રચના ઉપરના કવિઓની પાસે સાધારણજ ગણાય

અગીયારથી ચૌદમા સૈકા સુધીમા શ્રી હર્ષે રત્નાવલી ' તથા ' નાગાનન્દ નાટક રચ્યા જ્યારે વિશાખદત્તે ' મુદ્રારાક્ષસ ' નાટક પ્રકટ કર્યુ એજ અરસામા કૃષ્ણ મિશ્રે, ' પ્રબોધ ચન્દ્રોદય ' અને જયદેવે ' પ્રસન્ન રાઘવ લખ્યા મુદ્રારાક્ષસ એક ઐતિહાસિક નાટક હોઈ એમા રાજતંત્રના ગુઢ મન્ત્રોનો સુદર ઉકેલ નજરે પડે છે એવીજ રીતે શ્રી હર્ષનુ ' રત્નાવલી નાટક પણ તે કાળમા સારી ખ્યાતિ મેળવી શક્યુ હતુ નાગાનન્દ અને પ્રબોધ ચન્દ્રોદય એ ધાર્મિક નાટકો છે નાગાનન્દમા બૌદ્ધ સિદ્ધાન્તોનુ આધિક્ય અને પ્રબોધ ચન્દ્રોદયમા વેદાન્ત માર્ગને સમર્થન કરવામા આવ્યુ છે

ચૌદથી ઓગણીસમા સૈકા સુધીમા કેટલાક રૂપક ઉપરૂપક તથા પ્રહસન લખાયા પ્રાચીન કાવ્યમાળામા આમાના કેટલાક પ્રકટ થયા છે જેમાના કેટલાક કાશ્મીરી પંડિતોના બનાવેલા મનાય છે સાહિત્ય શોધકોનો એવો મત છે કે, આજ સુધીમા સસ્કૃત સાહિત્યમા પ્રકટ થએલા નાટકોમાથી લગભગ સોએકનો પત્તો લાગ્યો છે, પરન્તુ તે વખતની સાહિત્યની ઉન્નતિનો વિચાર કરતા માનવુ પડશે કે વિદેશીઓના અનેક આક્રમણો તથા ઉથલપાથલોમા બીજા સાહિત્ય સાથે ઘણા નાટકોનો પણ લોપ થયો હોવા જોઇએ

ઓગણીસમી સદીના અત તેમજ વીસમી સદીના આરંભમા હિંદી, ઉર્દુ, બંગાળી, ગુજરાતી તેમજ મરાઠી ભાષામા સેંકડો નાટકો લખાયા છે જેની નામાવલિ આપવી પણ મુશ્કેલ છે અને એ રીતે ભારતે એ થોડા વર્ષોમા નાટકના સાહિત્યમા ઘણી મોટી ઉન્નતિ કરી લેખાય. એટલુ છતા શકુન્તલા મૃચ્છકટિક માલતી માધવ મુદ્રારાક્ષસ કે પ્રબોધ ચન્દ્રોદયની સરખામા આવે એવા નાટકના આગળીના વેઢા પર ગણાય એટલા પણ નથી

નાટક લખવુ લખાવવુ એ કઇ ન્હાના બાળકના ખેલ નથી કેવળ મનોરંજક કાવ્યરચનાયુક્ત હોય એ નાટક નથી પણ ગણાઇ શકે લિખિત લેખના નાટક દૃશ્ય

કાળમાં લખાયલું છે, જેની વસ્તુસંકલના અને નાટ્યરચના એવી તો મનોરંજક અને કળા વિધાનથી ભરપુર છે કે, ત્હેની ગણના પણ પ્રથમ કોટિનાં ઉત્તમ નાટકોમાંજ થાય છે; એટલું છતાં કાળીદાસની શકુન્તલા તો શકુન્તલાજ છે. કવિવર કાળીદાસના શકુન્તલા નાટકે તો દેશ દેશાન્તરમાં પણ ભારતનું મુખ ઉજ્વળ કર્યું છે. અને શેક્સપીઅર જેવાને પણ કાળીદાસની એ કૃતિએ મુગ્ધ બનાવ્યા છે. આઠમા સૈકામાં ભવભૂતિએ ઉત્તર રામચરિત્ર, મહાવીર ચરિત અને માલતી માધવ લખ્યા. નાટ્યરચનાના કોઈ કોઇ પ્રદેશમાં ભવભૂતિનું સ્થાન કાળીદાસ કરતાએ ઉંચું છે; ખાસ કરીને વર્ણનાત્મક શક્તિમાં ભવભૂતિ કાળીદાસ કરતાં અવશ્ય ચઢી જાય છે, છતાં કાળીદાસ તે કાળીદાસજ છે. કાળીદાસનું ભાષાલાલિત્ય અને વાણીપ્રવાહ અદ્ભુત છે; કાળીદાસની શકુન્તલાની માફક ભવભૂતિનું માલતી માધવ નાટક પણ ઘણું લોકપ્રિય છે: શેક્સપીઅરના રોમીયો અને જૂલીયટની સાથે એની હરીફાઇ કરાવી શકાય એમ છે. એજ કાળમાં એક બીજા નાટ્ય લેખક ભટ્ટનારાયણ થયા જેમણે વેણીસંહાર નામક નાટક લખ્યું છે: ત્હેની રચના ઉપલા કવિઓની પાસે સાધારણજ ગણાય.

અગીયારથી ચૌદમા સૈકા સુધીમાં, શ્રી હર્ષે, "રત્નાવલી" તથા "નાગાનન્દ" નાટક લખ્યાં, જ્યારે વિશાળદત્તે "મુદ્રારાક્ષસ" નાટક પ્રકટ કર્યું. એજ અરસામાં કૃષ્ણ મિશ્રે, "પ્રબોધ ચન્દ્રોદય" અને જયદેવે "પ્રસન્ન રાઘવ" લખ્યાં. મુદ્રારાક્ષસ એક ઐતિહાસિક નાટક હોઇ, એમાં રાજતંત્રના ગુઢ મન્ત્રોનો સુંદર ઉકેલ નજરે પડે છે. એવીજ રીતે શ્રી હર્ષનું "રત્નાવલી" નાટક પણ તે કાળમાં સારી ખ્યાતિ મેળવી શકયું હતું. નાગાનન્દ અને પ્રબોધ ચન્દ્રોદય એ ધાર્મિક નાટકો છે. નાગાનન્દમાં બૌધ સિદ્ધાન્તોનું આધિક્ય અને પ્રબોધ ચન્દ્રોદયમાં વેદાન્ત માર્ગને સમર્થન કરવામાં આવ્યું છે.

ચૌદથી ઓગણીસમા સૈકા સુધીમાં કેટલાંક રૂપક ઉપરૂપક તથા પ્રહસન લખાયાં; પ્રાચીન કાવ્યમાળામાં આમાંનાં કેટલાંક પ્રકટ થયાં છે. જેમાંનાં કેટલાંક કાશ્મીરી પંડિતોનાં બનાવેલાં મનાય છે. સાહિત્ય શોધકોનો એવો મત છે કે, આજ સુધીમાં સંસ્કૃત સાહિત્યમાં પ્રકટ થએલાં નાટકોમાંથી લગભગ સોએકનો પત્તો લાગ્યો છે, પરન્તુ તે વખતની સાહિત્યની ઉન્નતિનો વિચાર કરતાં માનવું પડશે કે વિદેશીઓનાં અનેક આક્રમણો તથા ઉથલપાથલોમાં બીજા સાહિત્ય સાથે ઘણાં નાટકોનો પણ લોપ થયો હોવો જોઇએ.

ઓગણીશમી સદીના અંત તેમજ વીસમી સદીના આરંભમાં હિન્દી, ઉર્દુ, બંગાળી, ગુજરાતી તેમજ મરાઠી ભાષામાં સેંકડો નાટકો લખાયાં છે, જેની નામાવલિ આપવી પણ મુશ્કેલ છે; અને એ રીતે ભારતે એ થોડાં વર્ષોમાં નાટકના સાહિત્યમાં ઘણી મ્હોટી ઉન્નતિ કરી લેખાય. એટલું છતાં શકુન્તલા, મૃચ્છકટિક, માલતી માધવ, મુદ્રારાક્ષસ, કે પ્રબોધ ચન્દ્રોદયની કોટિમાં આવે એવાં નાટકો આંગળીના વેઢાપર ગણાય એટલાં પણ નથી.

નાટક લખવું લખાવવું એ કંઇ ન્હાનાં છોકરાંના ખેલ નથી. કેવળ મનોરંજન કે હાસ્યરસિકપણું હોવું એ નાટક નથી પણ મનાઇ છે. શિષ્ટ લેખકો નાટક લખના

જેમ જેમ પાછાં જતા જાય છે તેમ તેમ આપણે વધુ ને વધુ હિંદુ વિચાર અને હિંદુ જીવનની આજ લગી બંધ રહેલી વિભૂતિઓ—વૈભવ—પ્રસિદ્ધિમાં આવતી જોઈએ છીએ. પ્રાચીન આર્યો આપણા કરતા જીવનના મર્મને અને પ્રકાશને વધુ નજીક હતા. તેનું કારણ તેઓ વધારે પવિત્ર, વધારે સબળ માનસ હોવાથી આપણા કરતા સત્યના ઊંડાણમાં વધારે ઊતરી શકતા. તેઓમાં આપણા કરતા વધુ રસગ્રાહક શક્તિ હતી. તેઓમાં નાટ્ય માટે વધુ ઊંડી નિરીક્ષણ શક્તિ હતી અને અહીં હું તેમની સમસ્ત હિંદના નાટ્યશાસ્ત્રની ખરી કિંમત માટે મ્હારી માન્યતા રજુ કરીશ.

હિંદુ નાટ્ય વિષે વિવેચન કરવું એ ખરી રીતે બૌદ્ધ—હિંદુ નાટ્ય પર વિવેચન કરવા બરાબર છે. મુસલમાનોએ હિંદ માટે ઘણું કર્યું છે. તેમની કળા અને શિલ્પ, તેમના રાગધ્વનિયુક્ત અત્યુત્તમ કાવ્યો— હાફીઝના, મસનવીના કાવ્યો—તેમનો ઉત્સાહ અને ઉદ્યોગ, તેમનું સેમેટિક સામર્થ્ય, તેમનું મજબૂત એકેશ્વરવાદિત્વ ની અસર હિંદના જીવન અને વિચારો પર સચોટ થઈ છે. પણ મુસલમાનો પોતા સાથે નાટ્યકળા લાવ્યા નથી. પર્શીઅનો, આરબો, મોગલોમાં મગરૂરીથી કહી શકાય એવા [illegible] નાટ્યો નાટ્યકારો નહોતા.

નો પૂર્વજ છે. આજે આપણે જેને હિંદુસ્થાન કહીએ છીએ તેથી પણ વધારે મ્હોટા વિસ્તારમા હિંદુ નાટયોએ પોતાની અમર ખેમાડી છે. મધ્ય એશિયામાં શોધાયલા તાડપત્રોના લેખો કુશાન સમયમા જ્યારે મધ્ય એશિયા હિંદી સામ્રાજ્યને તાબે હતુ ત્યારે હિંદુ નાટયો કયા સુધી ખીલ્યા હતા તે દાખવે છે. આશરે છઠ્ઠા સૈકામા હિંદુઓ જાવામા જઇ વસ્યા અને આજના જાવાના નાટયોમા હિંદુ નાટયની છાયા વ્યક્ત છે. બ્રહ્મા, શિયામ, કમ્બોડીયામાં જે નાટયો થતા તે રામ તથા બુદ્ધના નાટયો થતા. મલાયા આર્કીપેલેગો તથા ચીનના પણ રામયુગના નાટયો થતા.

નાટય તરફ હિંદુવૃત્તિ તેને અપાતા ગૌરવને આભારી છે. ખ્રીસ્તી યુરોપમા ધર્મસંસ્થા તથા નાટયસંસ્થા વચ્ચે વિરોધ વારંવાર થયેલા છે. ક્રીસોસ્ટમ્ કહે છે કે 'સર્વ નાટ્યકળા એ સેતાનની કૃતિ છે, હાસ્ય અને ખુશાલી, આનંદ (Gaiety) એ ઇશ્વિર પ્રણીત નહી પણ સેતાન પ્રણીત છે." રોમમા નટ તરફ ધિક્કારની નજરે જોતા. ચીનમા નટના વંશજને પાંચ પેઢી સુધી જાહેર પરીક્ષાઓમા બેસવા દેવામા આવતો નહીં. હિંદુઓ નૃત્યશાસ્ત્રને પાંચમો વેદ કહે છે. તેના આદિકર્તા ભરત મુનિએ આ નાટ્યકળા સાક્ષાત્ બ્રહ્મા પાસેથી મેળવી, તે માટે તેણે મહા તપ કર્યું અને ઇશ્વિરી કૃપા, વરદાનથી નૃત્યશાસ્ત્ર જગતના આનંદ માટે મેળવી રચ્યુ એમ કહે છે.

મહાકવિ કાળીદાસ અને બીજા હિંદુ નાટયો રચનારાઓના ગ્રંથો કૃત્રિમ રચનાના છે એમ કહેવાય છે. આ વિષે ભવભૂતિના શબ્દો યાદ આવેછે

ये नाम केचिदिह नः प्रवदन्त्यवज्ञाम्
जानन्ति ते किमपि, तान्प्रति नैष यत्नः ।
उत्पत्स्यतेऽस्ति वा को नु समानधर्मः
कालो ह्ययं निरवधिः विपुला च पृथ्वी ॥

'જે અમારા માટે અપવાદ સાથે બોલે છે તે મિથ્યાભિમાની અજ્ઞાન છે.' મારા જેવા ઓળખવાવાળા કોઈ હશે, નહિ તો ભવિષ્યમા ઉત્પન્ન થશે કારણ કાળ અપરિમિત છે અને પૃથ્વી વિશાળ છે!' આ શબ્દો લખાયા પછી સદીઓ પછી ગેટે મહાકવિનો જન્મ થયો અને તેણે આ મગરૂર શબ્દોમા શાકુંતલના ગુણ ગાયા છે

"Wouldst thou the young year's blossoms
and the fruits of its decline,
And all by which the soul is charmed
enraptured, feasted, fed ?
Wouldst thou the earth and heaven itself
in one sole name combine ?
I name thee, O Sakuntala, and all
at once is said."

હિંદુ નાટ્ય સમય અને સ્થાનનો અવિરોધ ( Unity ) લેખામાં લેતું નથી; પણ તેથી તે કૃત્રિમ છે એમ ગણવાનું નથી. ગ્રીક અને ફ્રેન્ચ લેખકો આ અવિરોધ લેખે છે; પણ ઇલિઝાબીથન નાટ્યશાસ્ત્રીઓ લેખતા નથી. મહાન જર્મન ક્લાસિક લેસીંગ, આ અવિરોધનાં બંધન તોડી નાંખવાં એ સારું છે એમ જણાવે છે. શેક્સપિયરે પોતાનાં નાટકોમાં તે અવિરોધ તરફ દુર્લક્ષ્ય કર્યું છે. સમય અને સ્થાનનો અવિરોધ એ ગ્રીક કૃતિ છે; પણ હિંદુઓએ એ તરફ દુર્લક્ષ્ય આપ્યું છે; પરંતુ અભિનય ( Acting ) અને ભાવના ( Ideas ) નો અવિરોધ તો હિંદુ નાટ્યકારો બરાબર અચૂક જાળવતા તેની કર્મયોગની ભાવના નાટ્યમાં કાર્ય અને કારણની એકજ સાંકળમાં સર્વ વસ્તુસંકલનાને જોડી દે છે; અને નાટકનો ઉઠાવ એકસરખો, એકરસ સંપૂર્ણ થાય છે.

કરુણારસ અને હાસ્યરસનાં નાટકમાં જણાતા પ્રદાયના વિભાગો સંસ્કૃત નાટકોમાં મળતા નથી. હિંદુ નજરે નાટક હાસ્યરસથી ભરપૂર હોય તે હાસ્ય પાત્ર છે તે નાટ્ય ઘણી વખત હાસ્યરસ અને કરુણારસનું મિશ્રણ હોય છે, ક્યારે પણ એકલું કરુણારસયુક્ત હોતું નથી. અતિ આવેશવાળું દૃશ્ય અને અતિ ઉશ્કેરનાર બનાવ રંગભૂમિપર દાખવવો નહિ, કારણ સમાજ અને પ્રકૃતિપર તેની અસર વિશુદ્ધિને બદલે ભિન્નતા લાવે છે. દુ:ખ, વિપત્તિની સામે થવામાં આત્મત્યાગ જ શક્તિમાન્ નિવડે છે એ સિદ્ધાન્ત સર્વમાન્ય છે, કારણ આપણી સૃષ્ટિ નિયમાત્મક છે અને નિયમ હમેશાં કલ્યાણકારી છે.

ગ્રીક પ્રારબ્ધને પ્રાધાન્ય આપે છે. હિંદુ નાટ્યકાર પ્રારબ્ધ કર્માનુસાર થાય છે એમ સૂચવે છે. જે તમે કર્યું તેનું તે ફળ છે. તમારી વર્તણુકથી કર્મ બંધાય છે. તમે દુ:ખ પામો છો તેમાં પણ તમારું ભલું છે; સાધાને અન્તે આનંદ છે, કલહ નથી; શાંતિ છે દુ:ખ નથી.

આ હિંદુ નાટ્યની ધાર્મિક વલણ દાખવે છે. સ્પેન, ગ્રીસ, ઇંગ્લાંડ અને હિંદુસ્થાન એ નાટ્યનાં ચાર કેન્દ્ર સ્થાનો છે. સ્પેન અને ઇંગ્લાંડમાં દુનિયા અને ધાર્મિક સંસ્થા વચ્ચે ફાટ છે, પણ ગ્રીક નાટક ડાયોનિસીયસના પંથમાંથી વૃદ્ધિ પામ્યું. આ પંથ એક સમયે ખ્રીસ્તી ધર્મને સંપૂર્ણ નાબુદ કરવાની અણીપર હતો. ગ્રીક નાટક પ્રમાણે હિંદુ નાટક તેના હેતુ અને સ્વરૂપમાં ધાર્મિક હતું, તેનો હેતુ જનસમાજની વિશુદ્ધિ, ઉચ્ચ કલ્પના, અને શિક્ષણ આપવાનો હતો.

સાધારણ રીતે દરેક હિંદુ નાટ્ય નાંદી સાથે શુરુ થાય છે અને પૂર્ણ થાય છે. તેની વસ્તુ ધર્મ પુસ્તકોમાંથી લેવામાં આવે છે, અને દૈવી ચમત્કારો, દૈવી આકૃતિઓ દાખવવામાં અવિરોધી નથી. શું આ હિંદુ રંગભૂમિની કૃત્રિમ વલણ અને વસ્તુની અસંગ ભાવના સૂચવે છે? શું શેક્સપિયર પોતાનાં કેટલાક નાટકોમાં ભૂતને દાખવતો નથી? શું હેમ્લેટમાંનો ભૂત નાટકની ખુબીને ઓછપ લગાડે છે? આ હિંદુ માન્યતા—કે આ વ્યક્ત જગત્ અને અવ્યક્ત જગત્ મળી એક બ્રહ્માંડ રચાયું છે, મનુષ્ય દેવો સાથે વસી શકે છે એ માન્યતા—પરંપરાની છે.

હિંદુ રંગભૂમિનું બીજું મુખ્ય લક્ષણ કુદરત તરફનો પ્રેમ છે. ગ્રીક નાટ્યકારો, મહાન ગ્રીક કવિઓ, ગેટે, શિલર, અને હૉપ્ટમૅન તથા એ ઉપરાંત શેક્સપિયર ચારિત્ર્યનિરૂપણમાં નિપુણ છે,—અત્યુત્તમ કળા દાખવે છે. તેમનું વલણ વ્યક્તિને કેંદ્રસ્થાન આપવાનું છે જ્યારે

હિંદુ નાટયકાર કુદરતી જીવન આલેખવામાં પોતાની નિપુણતા દાખવે છે. કુદરત તેનો શિક્ષક છે, મનુષ્યનો મુખ્ય પ્રેરક છે. કુદરતને લગતા ઉત્સવો–જેવા કે વસંતોત્સવ વિગેરે પ્રસંગે, તે વખતે નાટયો ભજવાતાં. હિંદુ પ્રેમનો દેવતા–કામદેવ–પુષ્પધનુ સાથેનો બાળક ચીતરવામાં આવે છે; અને કાળીદાસનાં નાટયોમાં કુદરતી પ્રેમવાળા કવિના મનનો વેગ દાખવનારાં સંગીત-કાવ્યો ( Lyrics ) નાં પદોનાં પદો છે. વિક્રમોર્વશીય નાટયનો પ્રથમ અંક હિમાલય પર્વતના મનોહર કુદરતી દેખાવ સાથે ઉઘડે છે. ઉત્તર રામચરિતનો દેખાવ અરણ્યમાં છે. મેઘદૂતના નાયક યક્ષને રામગિરિ પર્વતપર દેશનિકાલ થયેલો દાખવવામાં આવ્યો છે અને પોતાની પ્રિયાને વાદળાં સાથે સંદેશ પાઠવતો ચીતરવામાં આવ્યો છે; રામને વનવાસની આજ્ઞા થતાં તે ચિત્રકૂટના મનોહર ઉચ્ચ શિખર પર જાયછે. અહાહા ! રામ તથા યક્ષ સાથે આવા ચિત્તાકર્ષક મહાન પર્વતોનાં શિખરે આપણે ચડીએ તો કેવું સુંદર ? ખરેખર, તેઓ નહી, પણ આપણે– આ શહેરોની ગીચ વસ્તીમાં, ગંદકી ભરેલી હવામાં વસતા આપણે–આ કુદરતી જીવનના આશ્ચર્યજનક આકર્ષણથી અજાત આપણે–દેશવટે પડેલા છીએ.

વળી, શકુંતલાનો પુત્ર ભરત–ભારતવર્ષનો મુખ્ય કેંદ્ર–અરણ્યો વચ્ચે જન્મેલો દાખવવામાં આવ્યો છે, અને એટલું જ નહિ પણ કાળીદાસ પોતે પ્રાચીન દંતકથાઓ વર્ણવેછે તેમ સિંહલદ્વીપમાં એક એકાંત પર્વતનાં શિખરપર સાગરસંગીત સાંભળતો મૃત્યુ પામી ગયેલો ચીતરવામાં આવ્યો છે. શાકુંતલ કુદરતી વાતાવરણથી ભરપૂર છે. નાયકાનું નામ શકુંતલા શું સુચવે છે ? વિશ્વામિત્રે બ્રહ્મચર્ય ખોયું–અરણ્યમાં એક સુંદર બાળકનો જન્મ થયો, તેને પોતાને પશ્ચાત્તાપ થયો, તે તપમાં પુનઃ પડવા ઉંડાં, ગાઢાં વનનો આશરો લેછે, કુદરત પર બાળકની સંભાળ સોંપે છે, અને શકુંત પક્ષીઓ આ ન્હાની સુતેલી બાલિકાનું પોષણ કરે છે અને તેથી તેનું નામ શકુંતલા પડે છે. પુનઃ તે ભરતની ભાવિ રાજ્યમાતા–ભરત જેના નામથી આ હિંદનું નામ ભારતવર્ષ પડયું તે ભરતની માતા–અરણ્યમાં ઋષિઆશ્રમે ઉછરી મ્હોટી થઇ. તે વૃક્ષોને, છોડોને પાણી પાય છે. તેમને પોતાના સ્નેહીઓ તરીકે સંબોધે છે. તે ઘાસનાં તીક્ષ્ણ પત્રાંઓથી ઘાયલ થતા હરિણ શિશુને પાટાપીંડી કરે છે. રાજા દુષ્યંતને ઘેર જતાં, આશ્રમ છોડતાં, તે પોતાની બાળ સખીઓની રજા લેછે–સાથે સાથે વનવેલીઓ, પક્ષીઓ, વન પશુઓની પ્રેમભરી–લાગણીભરી–રજા લેછે. શું તેઓ પણ તેનાં સ્નેહીઓ નથી ? ત્યારે તે તેમને તજીને નિકળે છે ત્યારે મૃગલું ખાસ તેના વસ્ત્રપટને ખેંચી રહ્યું છે !

હિંદુ મહાન નાટયો કુદરતના પરિચયના સમાગમની અમર અર્થે પ્રભાવથી લખાયેલાં છે, અને તેથી તેમાં વિશુદ્ધિ, માનસિક ઉન્નતિનો ગૂઢાર્થ સમાયેલો છે પણ દુઃખ આપત્તિ, દમન વગર વિશુદ્ધિ નથી; આત્મત્યાગ વગર આત્મસમાધિ નથી. હિંદુ નાટયકારો આ સિદ્ધાન્તને પૂર્ણ માનતા અને પોતાના નાયક નાયિકાની વસ્તુ સંકલનામાં ફરી ફરી એ સૂચવી ગુંથતા. જીવનના પ્રશ્નનું માત્ર તર્કથી નિરાકરણ થતું નથી, પણ આત્મત્યાગ–સ્વાર્થત્યાગ–થી થાય છે. પ્રાચીન ભારતમાં આત્મ–સ્વાર્થત્યાગ એ દરેક વ્યક્તિને પ્રથમ પગથીયે જે બ્રહ્મચર્યાશ્રમમાં જતો તેને શિક્ષણ આપવામાં આવતું. અને આ સ્વાર્થત્યાગની ભાવના તે વ્યક્તિ છેલ્લા આશ્રમમાં એટલે વાનપ્રસ્થાશ્રમમાં દાખલ થતો ત્યારે આત્મત્યાગનું રૂપ લેતી. અરણ્યવાસી ઋષિ મુનિઓ પોતાના આત્મત્યાગથી મહાન અલેક્ઝાન્ડર સિકંદર જેવાને મહદ્ આશ્ચર્ય પમાડે તેમાં કાંઈ નવાઈ

અને જ્યાં શકુંતલા પ્રેમ કરતાં અને ગાનાં શીખી તે—ભારતવર્ષના પુત્રોને તેઓના હૃદયમાંજ વસી રહેલાનાં દર્શન પામવાનો પ્રયત્ન કરવાને વિનંતિ કરૂં છું; હું તેઓને પોતાનાં હૃદય તપાસવાની—આત્મનિરૂપણ કરવાની—અને જે સૌંદર્યદેવીએ હિંદુ સાહિત્ય અને કળાને અક્ષય જીંદગીના તત્ત્વો બક્ષ્યાં છે તે સૌંદર્યદેવીની ઝાંખી પણ કરવાનો પ્રયત્ન કરવા વિનતિ કરૂં છું. સમસ્ત જગત અત્યારે નવા યુગના જન્મની પ્રસૂતિવેદના ભોગવી રહ્યું છે; અને તે ઉજ્વળ ભવિષ્યમાં હિંદ શો ભાગ ભજવે છે તે, ઇશ્વર કૃપાથી, તેઓ ( હિંદના પુત્રો ) પર આધાર રાખે છે. એટલા માટે હિંદના પુત્રોને, તેઓ કોના વંશજ છે અને પરમાત્માએ જગતના અતીવ દુઃખદ સમયે તેઓ માટે કયો ભાગ નિર્માણ કર્યો છે તે યાદ રાખવાને સૂચવું છું; જ્યાં જ્યાં તેઓ ( હિંદના પુત્રો ) વસતા હોય અને કામ કરતા હોય, ત્યાં ત્યાં હિંદની પ્રાચીન શાંતિ અને સૌંદર્ય, અને હજુપણ હિંદના શુભેચ્છકોને ભાવિદર્શનમાં જેનો ભાસ થાય છે તે શાંતિ અને સૌંદર્ય તેઓની ( હિંદના પુત્રોની ) સાથે વહી જવા વિનતિ છે. હિંદ અમર છે, હિંદ પવિત્ર છે એ ભાવના તેઓ જ્યાં જ્યાં જાય ત્યાં વહી જાય એમ કહું છું; અને મહાન ઋષિઓ હિંદના નરનારીઓ સાથે ફરીથી હરશે ફરશે, અને મહાન્ દેવતાઓ ફરીથી હિંદની ભૂમિપર રમણ કરવા લાગશે; અને નિરર્થક ફાંફાં મારતાં અને થાકી ગયેલાં જગતને કાને પવિત્ર પ્રેમના સ્વર્ગીય સૂરો સંભળાશે અને એ સૂરોજ પૂર્વ અને પશ્ચિમની પ્રજાઓના વ્રણો રૂઝવવાને શક્તિમાન થશે.



# હોરી ધૂન !

સચરાચર ફાગુન છાયે !
સખિ ! હોરી ધૂન મચાયે ! —સચ.

રગ રગ રંગ પ્રનય પરિમલકે ! રસબસ પ્રાન બનાયે !
રસ મસ્તાન ભયે રસ રસીયાં ! રસ સાગર ઉલટાયે !
ઘર ઘર સ્વર્ગ રચાયે ! —સચ

ઘેલૂડિ ગોપી બિરહનયનાંજ્યા ! ભર પીચકારી ઉડાવે !
તુન–તુન–તાન બજાવત રસીયાં ! દિલભર દિલ ડોલાવે !
દિલકા દર્દ સુનાવે ! —સચ.

રંગભૂમિ રસકુંજ ગલન ! રસકાવ્ય સરિતા બહાવે !
કવિ કોવિદ મિસરી સુવર્ણથે !—કર સ્નાન જગતકુ નહાવે !
પ્રિયે રસ પાન કરાવે ! —સચ.

નવલ કિશોર–કિશોરી મિલસત ! નવલખ રાસ રચાવે !
હોરી મચાવત હિન્દ દુલારા ! સરસ બસંત છવાયે !
'મનિ' મય મોદ મચાવે ! —સચ.

—પાદરાકર

# ભારતને !

—— ○ ——

અમારા દીવ્ય રત્નોને, છુપાવ્યા કેમ ઓ ભારત,
ઝળકતા હીંદ ગૌરવમાં, દીપાવ્યા કેમ ના ભારત !

હતા જે હીંદ ઉપવનના, મધુર પુષ્પો પ્રભાવાળા,
અરે એ કુમળા ફુલડા, સુકાવ્યા કેમ ઓ ભારત !

અમારી "રંગભૂમિ' પર, હતી સાહિત્ય રસ ધારા
ફરી એવા મધુર દશ્યો, બતાવ્યા કેમ ના ભારત ?

હતા તુજ વીર મતાનો, સદા સ્વતંત્ર ફરનારા,
પરાધીન પીંજરે આજે, પૂરાવ્યા કેમ ઓ ભારત ?

વસાવ્યા ક્યાં ઋષિમુનિઓ, અચળ બ્રહ્મચર્ય ધરનારા ?
પિતામહ ભીષ્મના પાઠો, શીખાવ્યા કેમ ના ભારત ?

કર્ણસમ દાનવીરો ક્યાં, પાર્થ ગાંડીવ ધરનારા ?
વચન એ રામના સૂત્રો, ભૂલાવ્યા કેમ ઓ ભારત ?

સીતા તારા અહલ્યા ને, પ્રતાપી નળતણી દારા,
અરે એવા પતિવ્રતો, સમાવ્યા ક્યાં કહું ભારત ?

રહ્યા છે એક 'મોહન" જે, ગણાયે હીંદ સીતારા,
કહું કર જોડી હું "માધવ', વસાવ્યા જેવ ક્યાં ભારત ?

માધવજી પુરૂષોત્તમ જોષી,

[illegible]




# નૃત્યકળાના વિકાસની જરૂર.

લેખક—શ્રીયુત જમનાદાસ માધવજી મહેતા,
એમ. એ., એલ. એલ. બી., બાર-ઍટ-લૉ.



રસિકતા થોડે ઘણે અંશે તો સૌમાં હોય, પરંતુ કાલિદાસ શેક્સપીયર આદિ કવિઓની કલ્પના પ્રભાવે તે શબ્દરૂપે વ્યક્ત થાય ત્યારે જ આપણે રસિકતાને મૂર્તિમત જોઈ શકીએ. આ શબ્દરૂપ કૃતિ તેજ કાવ્ય કળાનો નમુનો. સૌંદર્યની કલ્પના કોને નથી? તોપણ તેનો સાક્ષાત્કાર કરવા શિલ્પકાર કે ચિત્રકારની ગરજ રહેછે. આગ્રાનો તાજ મહાલ અગર રાફાએલનું ઇસુ ખ્રિસ્તનું ચિત્ર ( Transfiguration by Raphael ) જોનારને સૌંદર્યની કળારૂપે મુલાકાત થયેલી ગણાય. વક્તૃત્વનું પ્રાબલ્ય સાધારણ રીતે સર્વે કબૂલ કરશે. છતાં બર્ક કે ગ્લૅડસ્ટનનાં ભાષણો વાંચ્યા સિવાય કે કૉંગ્રેસ પ્લૅટફૉર્મપરથી સુરેન્દ્ર બાબુની ગર્જના સાંભળ્યા વિના વક્તૃત્વનો ખરો આનંદ અને તે કળામાં રહેલું અગાધ સામર્થ્ય આપણે યથોચિત સમજી શકીએ નહિ. કળાની સર્વાંગ સંપૂર્ણ વ્યાખ્યા આપવાની આ પ્રસંગે કંઇ જરૂર નથી. તેનું મુખ્ય લક્ષણ કહેવું બસ થશે. રસિકતા, સૌંદર્ય, વક્તૃત્વ અને તેજ પ્રમાણે આપણી બીજી કલ્પનાઓ, ઊર્મિઓ, ભાવનાઓ, પ્રેરણાઓ અને વિચારો તથા શક્તિઓ પોતાનું આન્તરિક સ્થાન છોડી વ્યક્ત સ્વરૂપમાં સંપૂર્ણ વિકાસને પામે ત્યારે કળાનો જન્મ થયો એમ સમજવું.

વસ્તુતઃ કુદરત તથા કળા ભિન્ન નથી. જર્મન તત્વવેત્તા કાન્ટ ( Kant ) કહે છે કે— Nature is at its best when it looks like Art; Art is at its best when it looks like Nature— એટલે કે જ્યારે કુદરતની કોઈ કૃતિ કલા સમાન દેખાય અને કલા જ્યારે કુદરત સમાન દેખાય ત્યારે કુદરતને અને કલાને બન્નેને ઉત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત થયેલું ગણાય. અને આપણે પહેલા જોયું તે પ્રમાણે કળા એ મનુષ્યની નૈસર્ગિક શક્તિઓનો સંપૂર્ણ વિકાસ છે તેથી કલા અને કુદરત એ બન્નેની એકતા સહજ સમજી શકાશે.

“ રંગભૂમિ ” ગુજરાતમાં કલાના વિકાસ માટે યત્ન કરશે એવી મ્હારી શ્રદ્ધા છે. રંગભૂમિપર સંગીત, નૃત્ય અને અભિનય એ કળાઓની ખીલવણી થવાની ખાસ જરૂર છે. આન્તરિક આનન્દનું બાહ્ય સ્વરૂપ સંગીત અને નૃત્ય છે. તેમાં નૃત્ય અને આનન્દની એકાત્મતા તો સ્વયંસિદ્ધજ છે. સ્વર્ગીય સુખના આનંદમાં મસ્ત થયેલો તુંબરૂ સંગીતનું મનન સેવન કરે છે અને ત્યાંના વૈભવથી મસ્ત બનેલી અપ્સરાઓના દેવતાઓને આલ્હાદ આપનારા નૃત્ય તથા અભિનયો આન્તરિક હર્ષના વ્યક્ત સ્વરૂપના દાખલારૂપ છે. જ્યાં નૃત્ય ત્યાં આનંદ એમ કહેવામાં અતિશયોક્તિ નથી. માતા પિતાના મોદથી ભર્યાં લાલન પાલનથી હર્ષ પામેલું બાળક નિર્ભયપણે નાચતું કૂદતું આનંદની શક્તિની સાક્ષી આપ્યા કરે છે. ઉપવનમાં ખીલેલા ફુલોની પરાગ લેવા એક પુષ્પથી બીજા પુષ્પ જતો ભમરો અરણ્યની અલૌકિક વનશ્રીના દર્શનથી આનન્દ સેવતો મયૂર ... આવમન સંકોચથી

# સાચી રંગભૂમિ મશહૂર !



સંગીત નૃત્ય કલાની શોભા સર્વ રસે ભરપૂર,
સૌંદર્યે એ નિત્ય સુહાતી જગદર્શન આતૂર;
સાચી રંગભૂમિ મશહૂર !

રસિક જનોને અંતર રમતી નાટ્યશાસ્ત્ર દિલમૂર,
નવપલ્લવતા નિત્ય પોષતી નવચેતનતા પૂર;
સાચી રંગભૂમિ મશહૂર !

રસિક વિશ્વની રસચૂલીમાં ઘડે જીવન રસપૂર,
સર્જન સર્જન રમ્ય ભાવના ભરી પ્રભુતા નૂર;
સાચી રંગભૂમિ મશહૂર !

રાષ્ટ્રભાવના સતેજ કરતી જગવી જનતા શૂર,
રગરગમાં ચેતન રેલવતી સ્વદેશ બંસી સૂર;
સાચી રંગભૂમિ મશહૂર !

પ્રજા જીવનનાં ઘડતર ઘડતી, ઉદય-અસ્ત મંજૂર,
નાટ્યકલા રગ જીવન ભરતી જગવે માનવ નૂર;
સાચી રંગભૂમિ મશહૂર !

અલબેલી એ નિત્ય યૌવના રસભર મેલી તૂર,
સુખદુ:ખની એ પ્રિયતમ સાથી કદિ ન થાયે દૂર;
સાચી રંગભૂમિ મશહૂર !

વ્હાલાની એ રસિક વલ્લભા, જ્ઞાની પણ ચકચૂર,
સેવકની એ નિત્ય સાધના, શૂરાની રણશૂર;
સાચી રંગભૂમિ મશહૂર !

—ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

# રાષ્ટ્રભક્તિનો આદર્શ.



**આ**પણે આપણી નજર સામે કયો આદર્શ ધરી રાખવો જોઈએ? રાષ્ટ્રભક્તિ એજ આપણું મનશ્ચક્ર હોય છે. હવે રાષ્ટ્રભક્તિ એ શું છે? માનું છું કે તે એક એવી પ્રગતિ છે કે જે દ્વારા એક પ્રજા પોતાને વ્યક્ત કરી પોતાના આત્માને ઓળખે છે અને તે બીજી પ્રજાઓથી છૂટા પડીને નહીં, બીજી પ્રજાઓના વિરોધી થઈને નહિ, પરંતુ એક મહાન્ ઘટનાના ભાગી ભાગ તરીકે કે જે મહાન્ ઘટના દ્વારા પોતાની વાણી અને વ્યક્તિત્વ પ્રાપ્ત કરીને તે બીજી પ્રજાઓને આત્મદર્શન અને આત્મસિદ્ધિ પ્રાપ્ત કરાવવામાં ભારે મદદગાર થાય છે.

× × × ×

હું આજે જે રાષ્ટ્રભક્તિની વાત કહું છું તે યૂરોપના આજે ચાલતી બોગસની રાષ્ટ્રભાવના સાથે ભેળવી દેવાની નથી. યૂરોપની રાષ્ટ્રીયતા એ દમનો કરનારી રાષ્ટ્રીયતા છે, સ્વાર્થમય રાષ્ટ્રીયતા છે, નફા તોટાની ગણત્રી પર નિભર રહેનારી દુકાનદારીની રાષ્ટ્રીયતા છે. એમાં ફ્રાન્સનો નફો તે જર્મનીનું નુકસાન છે અને જર્મનીનો નફો તે ફ્રાન્સનું નુકસાન છે. તેથી ફ્રેન્ચ રાષ્ટ્રભાવના જર્મની સામેના દ્વેષ પર પોષાય છે અને જર્મન રાષ્ટ્રભાવના ફ્રાન્સ સામેની શત્રુતા પર પોષાય છે. હજુ એટલો ખ્યાલ કોઈને આવ્યો નથી કે સમસ્ત માનવજાતિને હાનિ પહોંચાડ્યા વિના તમે જર્મનીને હાનિ કરી શકતા નથી, અને તેથી પરિણામે ફ્રાન્સ પણ એ હાનિમાંથી બચી શકતું નથી. તેવીજ રીતે આખી જનતાનું અશ્રેય કર્યા વગર તમે ફ્રાન્સનું અનય કરી શકતા નથી અને તેથી છેવટે જર્મનીનું પણ અનય થયા વગર રહી શકતું નથી. આ યૂરોપીય રાષ્ટ્રીયતા! પરંતુ હું જે રાષ્ટ્રભાવના વિષે આજે તમને કહું છું તે એ નથી.

× × × ×

હું ભાર દઈને જણાવવા માગું છું કે રાષ્ટ્રભાવના અને જગતની સુલેહ વચ્ચે કોઈ પ્રકારનો વિરોધ નથી. રાષ્ટ્રભક્તિને માર્ગેજ જગતની શાન્તિ પ્રાપ્ત થશે. જેમ રાષ્ટ્રવિકાસને માટે વ્યક્તિઓનો પૂર્ણ અબાધિત વિકાસ આવશ્યક છે તેમ જગતની શાન્તિને સારુ રાષ્ટ્રોનો અબાધિત વિકાસ જરૂરનો છે. યૂરોપની ક્લેશમયી રાષ્ટ્રપૂજા જ દુનિયાની સુલેહની આડે આવે છે. પણ જ્યારે એક વાર આ સત્ય સમજાશે કે પોતાનું અહિત કર્યા વગર બીજી પ્રજાનું અહિત થઈ શકતું નથી, તો સમગ્ર જનતાના પ્રશ્નનો ઉકેલ થઈ જશે. રાષ્ટ્રીયતાનું મુખ્ય સત્ય એજ છે કે મનુષ્યજાતિ આત્મવિકાસ, આત્મદર્શન અને આત્મસિદ્ધિને પામે તેને માટે જરૂરનું છે કે દરેક પ્રજા પણ આત્મવિકાસ, આત્મદર્શન અને આત્મસિદ્ધિને પ્રાપ્ત કરે.

—૩૭ મી ઈન્ડીયન નૅશનલ કૉંગ્રેસના પ્રમુખ

દેશબન્ધુ ચિત્તરંજન દાસ



# રંગભૂમિની ઉચ્ચતા.

લેખક—છગનલાલ હીંમતરામ રાવળ,
કલકત્તા.

मृदु-ललित-पदाढ्यं गूढशब्दार्थहीनम् ।
जनपदसुखबोध्यं युक्तिमन्नृत्ययोज्यम् ॥
बहुकृतरसमार्गसंधिसन्धानयुक्तं ।
तद् भवति शुभकाव्यं, नाटकप्रेक्षकाणाम् ॥

——:૦:——




પર્યુક્ત ગુણોથી અલંકૃત થયેલાં નાટકો, ઘણી વાર બંગાલની રંગભૂમિઓ પર દૃષ્ટિગોચર થાય છે, કારણકે તેના પ્રયોજકો, લેખકો, શિક્ષકો, અભિનેતાઓ ઘણા ખરા વિદ્વાન હોય છે. તેઓ દિન પર દિન રંગભૂમિને ઉચ્ચ બનાવવા પોતાના કાર્યોમાં જે જે ખામીઓ હોય તે સુધારતા જાયછે. તેઓની માન્યતા એવી છે કે, "નાટક" એક જાતનુ દૃશ્ય કાવ્ય છે, જેમાં સજીવિતા, ઓજસ્વિતા, અને મનોહરતા એટલી બધી છે કે, સંભવતઃ સાહિત્યના કોઇ અંગમાં યથેષ્ટ રીતે જોવામાં આવતી નથી. તેનો પ્રભાવ બહુજ મર્મભેદી, ચિરસ્થાયી અને હૃદયગ્રાહી છે. જે મહત્કાર્ય શતશત વિદ્વાનોની લેખિનીથી, સહસ્ત્રાવધિ વ્યાખ્યાતાઓના ગવેષણાપૂર્ણ વક્તૃત્વથી, સિદ્ધ થઇ શકતુ નથી, તે કાર્ય એક ઉચ્ચ આદર્શ નાટક દ્વારા ફક્ત થોડાજ સમયમાં સફળ થઇ શકે છે. નાટકની પરિભાષા, ગુણ, અને ફળનો અંત નથી. એટલા માટેજ જીવાત્માને માનવ સંસાર કરતાં નાટક સંસારમાં અધિક આનંદ થાયછે.

મરૂ ભૂમિમાં મંદાકિની વહાવનાર, સુકા કાષ્ઠમા નવપલ્લવિત શાખાઓ ઉપજાવનાર, ઉસર ભૂમિમાં શસ્યમંજરી ઉગાડનાર, વિશ્વ ચિત્રકારનાં ચારૂ ચિત્રોનું વસ્તુત પ્રતિબિમ્બ ઉતારનાર, મચિત્ર ચિત્ર ચિત્રણમાં વિચિત્ર ચતુરતાથી અજાયબી ઉત્પન્ન કરનાર, અને અસંભવિતમા અસંભવિત કાર્યને સર્વ પ્રકારે યોગ્ય હોય તો સંભવિત બનાવી આપનાર, અગર માનવરચિત કોઈ સાકાર સાધન હોય, તો તે ફક્ત નાટકજ છે. સમયાનુસાર જાગૃતિ, ક્ષમતાની અલૌકિક શક્તિ, વિલક્ષણ યુક્તિ, અને ભગવાનની ભક્તિનું દાન, નાટક અનાયમ કરી શકે છે. જે કાર્ય તલવારની ધાર, અને કાગળમાં કાળુ શાહીનો પ્રચાર કરી શકતુ

નથી, તે કાર્ય હસ્તા ખેલતા નાટક દ્વારા સિદ્ધ થઇ શકે છે

નાટકના સાચા સ્વરૂપની ઓળખ, તેની અપાર શક્તિનો પૂર્ણ પરિચય, અને તેમા પ્રેમ કરવાની બુદ્ધિ, ફક્ત થોડીજ જાતિયોમા છે, કે જેઓની સત્તા વર્તમાનમા પણ જ્વલત રૂપે જીવતી જાગતી છે, જેઓમા આત્મ ગૌરવની પ્રતિષ્ઠા છે, જેઓને જાતિય ઘોડદોડમા અગ્રેસર રહેવાનુ કાઇક અભિમાન છે, અને જેઓ પોતાની અકાટય યુક્તિઓથી, ઐતિહાસિકોની કનિષ્ઠા આગળીપર સહુથી પહેલા બેસવાની યોગ્યતા રાખી રહી છે કારણ, તેઓ જાણે છે કે નાટકમા કોઇ મહત્ત્વની શક્તિ છે

શક્તિ—હીનને શૂર, નારકીને નરદેવ, દુષ્ટને સજ્જન, વિલાસીને સન્યાસી, શત્રુને મિત્ર, પાષાણને પુષ્પ, નીરસને રસમય, નિષ્ઠુરને કરુણ, વિમરીને અનુરક્ત, વિચલિતને દૃઢ, ચપળને ગભીર, અને અધ પતિતને સમુન્નત બનાવવો એ, ઉત્કૃષ્ટ અને પ્રભાવશાળી નાટકનો એક ડાબા હાથનો ખેલ છે અનુભવીઓ તો એટલે સુધી કહેછે કે, મહા મહોપદેશકોની વાણીમા, રાજનીતિજ્ઞોની યુક્તિઓમા, અને ધર્મધ્વજીઓની કથાઓમા, પણ એટલી વિદ્યુત્ શક્તિ નથી, કે જેટલી એક ઉચ્ચ વિદ્વાન નાટ્યકાર દ્વારા અભિનીત થયેલા નાટકમા હોય છે

દેશવાસીઓમા વિદ્યુત્—શક્તિ ઉત્પન્ન કરવાની કળ, મોહનિદ્રામાથી કાન પકડીને જગાડનાર નેતા, ભુલા ભટકેલાઓને સન્માર્ગપર લાવનાર પથદર્શક, નાસ્તિકોને આસ્તિક બનાવનાર ધર્મગુરૂ, સામાજિક કુરીતિયોને દૂર કરનાર સુધારક, ધર્મભાવના જગાડનાર આચાર્ય, પરતત્રને સ્વતત્ર કરી આપનાર ઉદ્ધારક, અને અસભવિતને સભવિત કરી દેખાડનાર માયાજાળ એક ફક્ત નાટક છે

નાટકમા જ્યારે આટલી બધી અપૂર્વ શક્તિ છે, તો પછી જે ભૂમિપર તે ભજવાય, અભિનીત થાય, તે રગભૂમિને મોક્ષનો માર્ગ, મહાપ્રભુનુ માનમંદિર, શ્રીકૃષ્ણનુ કુજવન, રાધિકાનુ રાસભવન, રામનુ રાજસિંહાસન, સીતાનુ સત્ત્વગુણી સરોવર, અને પતિત જનોનો પારસ પથ્થર, માની લેવામા શુ અતિશયોક્તિ છે? છતા કયા આ આદર્શ રગભૂમિ અને કયા અધોગતિને પામેલી આપણી ક્ષુદ્ર નાટક શાળાઓ !



# અમર પ્રેમ.

—— ० ——

અંગ્રેજીમાં મૂળ લેખક—બાબુ અરવિંદ ઘોષ.

—— ० ——

પૂજી હતી ત્હને,
 ત્હારી અજબ સુરખીની ખાતર,
ઝંખી હતી દિલડામાં ત્હારી ગુલાબીને,
 ધારી હતી હૃદયમાં.
ત્હારા જાજરમાન ગાલની કુદરતી ખુમારીને
 તો ત્યાજ હતી અવધ ત્હારા પ્રણયની,
 ઓ સૌન્દર્યમતિ !

વર્યો જો હતો ત્હારા મુરીન યૌવનને,
લુભાયો હતો વશીકરણે મધુરી ત્હારી વાણીથી,
ખેંચાયો હતો ત્હારા કંપાયમાન હૃદયતરંગથી,
રંગાયો હતો ત્હારા સત્યના આગ્રહ થકી
 હે હૃદય—દુલારી !
તો સમયના વમળમાં સમાઇ જાત તું, હું અને સહુ
 —તો ફિદા છું ને ફિદા હતો
 ત્હારી સનાતનતા પર,
બલિદાન હતો ત્હારા અમર જીવનની જાગમાં,
અમરતાનો હતો પિપાસુ હું.
પીધાં તાં પાન ત્હારા અમર સૌન્દર્યનાં
ન તો ત્હેની કોઇ ક્ષણભંગુર પ્રતિમા
ન તો ત્હેને બંધન યુગ યુગાન્તરનાં

 ઓ અમર રમેત્વિ !
પર છું કાળમર્યાદિત રસલ્હાણથી
 તત્પર છું સંગે
સૌન્દર્ય ને સમયના પરિવર્તન સહેવાને

—અનુવાદક, નૃસિંહ વિભાકર.

[ Immortal Love નામના કાવ્ય પરથી ]

# રતિયાચના—એક દૃશ્ય.

[ લેખક-શ્રીયુત ઉછરંગરાય કેશવરાય ઓઝા,
એમ એ. પ્રિન્સિપાલ, મુબઇ રાષ્ટ્રીય શાળા. ]

---

## ૧. સ્થલ દર્શન.

આકાશ— આકાશગંગાના ભુજંગમ પર પડેલ હતા હરિ,
આ ચંદ્ર કૌસ્તુભ અવનિ દેખે તેમ નિજ પાસું કરી.
નિજ નીલતનુપ્રતિબિમ્બથી આકાશ નીલ બન્યુ હતુ,
ક્ષીરફેનશુ તારાનુ જૂથ વાદળવિષે તરતુ હતુ.

બીડાયલા કમળો સમા કંઇ વાદળા પ્રસરાયલાં,
બીજા વળી કંઈ હંસશા ચંદ્રમૌક્તિકોને ચરી રહ્યા
દૂર અન્ય વીચિલોલ કો આનંદનાવ સમા રહ્યા,
વા ગ્રાહ શા દંષ્ટ્રાકરાલ મુખો જુવો ખોલી રહ્યા.

સૃષ્ટિ— ક્ષીરઝટકાવે સૃષ્ટિ ક્ષીરસાગર સમી છટાઈ રહી,
હરિ દર્શને ઉત્સુક બની તે શાંત થઇ બંધાઈ રહી,
ને પ્રીતિપર દંપતીતણી ઝંખના શી તે ગતિહીન થઈ,
યોગીજનો પેરે પરામાં અન્ય વાણી લીન થઈ

પૃથ્વી— મરકતમણિની મોતીવાળી પાથરી ગતરજીઓ,

અંતરિક્ષ— નીલરેશમી રૂપેરી દોરાથી વણેલી વડીઓ,
એના પ્રભુના ચંદ્રકર—ગુણમય મહામંડપવિષે,
એશ હતા વ્હાલી તને રતિવીન એ શુ સાભરે ?

## ૨ દૃશ્ય પરિવર્તન.

મેઘ— કો નીલમેઘે અંતરે અદ્ભુત તહિં પડદો ધર્યો,
તારા બહુ નીકળ્યા ક્હી "કૌસ્તુભતણો ભૂકો ખર્યો—
હરિ ને રમાના વક્ષમધ્યે ચંદ્ર ચંપાયો!" હસી
મુજ કંઠમાં કર્યા પ્રેમઊર્મિ આવના ત્રિય તું ધની

## ૩ યાચના.

સભારિયો ઘડિભર મખી તે માધકવિને રસ લઇ
પૂછ્યું "મૃગાઙ્કધરે મદનને શીદ અનંગ કર્યો હશે ?
—જો અંગ તેને હોત તો પરઅંગમાં ન લુભાત એ !"
—ભવભૂતિ—સીતારામ—ટૂંકી રાત—પૂછી વાત એ

શકુન્તલાચિબુકગ્રહણ સભારી આપ્યું તે મને
ને ગૌતમીથી ચમેલ વિઘ્નપરે દયાળુ થઇ, પ્રિયે !
"વિરહી બનેના પુરૂરવાસમી અવસ્થા કોઇની
થાશો નહીં" કહી અંજલિ ધરીને ઉભી તું, મોહિનિ

## ૪ પર્યવસાન.

ક્ષીરોદધિ રતિગૃહ થયું, પર્યંક શેષ બન્યો, સખિ,
મુજ પાય ચાંપતી તું બની મુજ લક્ષ્મીદેવી પ્રેમિલી,
"પ્રભુ વિષ્ણુ મુજ છો" એમ કહી આત્મૈક્યને પોઢી રહી !
પછી ગગનમંડળ ઉઘડ્યું, મદમસ્ત સૃષ્ટિ હસી રહી



# સંસ્કૃતિઃ એ વિષે કાંઈક.*

લેખક—" ધૂમકેતુ. "

સંસ્કૃતિ વિષે કાંઈ કહેતાં પહેલાં— આપણે જે બે વાત વર્ષો થયાં ભૂલતા આવ્યા છીએ તે તરફ પ્રથમ ધ્યાન દેવું પડશે. પ્રથમ તો મનુષ્યની વ્યાખ્યા બહુ સંકુચિત બનેલી છે; હાલના વાતાવરણ પ્રમાણે જેમાંથી મરઘીનાં બે પાંજરાં છવાય એટલો સુનો નીકળે, એકાદ પ્યાલી મધ કે થોડી ખાંડ નીકળે તે મનુષ્યઃ મનુષ્યની આ કિમ્મત. અને ચોક્કસ જે અનાથાશ્રમ બાંધવાં પડે એટલા નિરાધાર મતાનો તરફ પ્રજા આંખ આડા કાન કરે તો રૂપિયાની જેમ મનુષ્યત્વની પણ કિમ્મત ઘટી છે, જો કોઈ એમ જાહેર કરે કે મનુષ્યનું હૃદય પાંચ તોલા સોનાનું બનેલું છે, તો, માની શકાય કે ન માની શકાય, પણ દરેક મનુષ્ય બીજાના હૃદય પર અચુક ઘા કરવાનો ! પૈસામાં, આત્માનું રૂપાંતર થતું હોય તો એ કરવા માટે પ્રજાની પ્રજા તૈયાર છે ! અને એનું કારણ એટલુંજ છે કે માનવ શક્તિનો ખ્યાલ અત્યંત સંકુચિત બન્યો છે; પરતુતઃ મનુષ્ય એટલેજ અજેય મનુષ્યને મનુષ્યત્વથી જ જીતાય. કારણ કે મનુષ્યમાં અસંખ્ય વર્ષોનું ચૈતન્ય ભર્યું છે. એક વડના બીજમાં, જમીન ભેદીને પોતાના પગ પર સ્થિર રહેવાનું બળ છે. બીજ ઉપરથી એ બળનો ખ્યાલ ન આવે. કારણ કે શક્તિ એટલે કેન્દ્રસ્થ થયેલી વૃત્તિ. એનું કારણ એમ છે કે શક્તિ હમેશાં ન્હાનામાં ન્હાના સ્વરૂપમાં પ્રગટ થનાર તેજના ચમકારા જેવી છે. વિદ્યુત—જલઘોષ—આ એનાં ઉદાહરણ છે. ત્યારે મનુષ્ય એક અજેય શક્તિ છે.

મનુષ્ય શાનો બનેલો છે એ જો જાણી શકાય તો એનું શું થશે એ કહી શકાય· તેમજ મનુષ્યત્વમાં શું શું છે એનો જો ખ્યાલ આવે તો મનુષ્યત્વ ઉન્નત અવસ્થામાં શું હોઇ શકે— અથવા સંસ્કૃતિ કોને કહેવાય— એનો ખ્યાલ

---

* જેને સંસ્કૃતિનો ઇતિહાસ જાણવાની ઈચ્છા હોય, તે આ લેખ વાંચવામાં સમય ન ગુમાવે માટે પ્રથમથી જ કહી દેવું યોગ્ય છે કે ગ્રીક સંસ્કૃતિ રોમન સંસ્કૃતિ પ્રાચીન આર્ય સંસ્કૃતિ કે હાલની યુરોપીય સંસ્કૃતિનો તુલનાત્મક અભ્યાસ કે ઇતિહાસ, આ લેખમાં નથી. વીસમીસદીને થયેલા ઘણા રોગમાં એક રોગ—નવ જુનું—ભેગું કરવાનો છે. આ જમાનાને એકઠી માહિતી જોઇએ છીએ. માહિતીનું રહસ્ય કે અનું ચૈતન્ય નહિ. માહિતીને કાંઈ પણ લાગણી વિના ખેંચી ભેગી કરવી એ મહાન દંભ છે. લાગણી વગર ભેગી કરેલી માહિતીમાં તો માણસ પોતાનું હૃદય ખોઈ પોતાનું વ્યક્તિત્વ ખીલવે. પણ આ યુગના વિરલ છે. ઘણું ખરું શુષ્ક માહિતીનો ભંડાર કંજુસ જેટલી ચીવટથી પૈસા સાચવે તેમ સાચવી સાચવી ભેગો કરવાનું વાતાવરણ હાલ ચાલે છે. એ વાતાવરણથી ભિન્ન દિશામાં આ પ્રયત્ન છે.

આવી જાય. કારણકે સંસ્કૃતિ એ મનુષ્યત્વની ઉન્નત અવસ્થા છે; જન્મ રૂપાંતર છે, કલામય ભાષાંતર છે.

ત્યારે હવે મનુષ્યત્વમાં શું છે?—અથવા મનુષ્ય શાનો બનેલો છે?

મનુષ્યમાં પ્રથમ તો કહ્યું તેમ શક્તિ, ચૈતન્ય, જીવન્ત પ્રવાહ છે. આ જીવનપ્રવાહને જ લગતાં બીજાં બે તત્વો મનુષ્યમાં છે. "હું જીવું છું" એ ખ્યાલમાં આનંદ છે. કારણકે એમાં એના વ્યક્તિત્વના અને અભિમાનના પડઘા છે. મનુષ્ય ત્રણ તત્વોનો બનેલો છે. શક્તિ, વ્યક્તિત્વ, અને અભિમાન. જેમ દરેક પ્રજાને પોતાનું જુદું જ વ્યક્તિત્વ છે.—આપણો દાખલો લઇએ તો હિંદુસ્તાનમાં દરેક પ્રાન્તને પોતાનું સ્પષ્ટ વ્યક્તિત્વ છે—જેમ મનુષ્યને પોતાનું સ્પષ્ટ વ્યક્તિત્વ છે. બંગાળાનું લાગણીમય જીવન, દક્ષિણનું પ્રાચીન વ્યવસ્થા માટે અભિમાન ભર્યું જીવન; અને ગુજરાતનું વ્યવહારકુશળ જીવન—એ દરેક પ્રાન્તના સ્પષ્ટ વ્યક્તિત્વના પડઘા છે. આવી જ રીતે મનુષ્યનું સ્પષ્ટ વ્યક્તિત્વ એ એના જીવનનું રહસ્ય છે, અભિમાન અને વ્યક્તિત્વ લગભગ એક જ છે લગભગ—કારણકે વ્યક્તિત્વથી માનવ શક્તિ અજેય—અપ્રમેય બની રહેછેઃ જ્યારે અભિમાનથી એ શક્તિ મર્યાદિત થઇ રહેછે. મર્યાદા એ અભિમાનનું પરિણામ છે, વ્યક્તિત્વના વિકાસથી મનુષ્ય શું નહિ બને એ નહિ કહેવાય. પરંતુ એ જેવો છે તેવો, એ અભિમાનને લીધે જ છે. એટલા જ માટે વ્યક્તિત્વ અભિમાનથી છૂટું પડે તે વખતે પ્રગતિ—વિકાસક્રમ બંધ પડે છે. મનુષ્ય મનુષ્ય છે. તે અભિમાનથી અને વ્યક્તિત્વથી, જે ઘડીએ એનો આ એકજ દોર ખેંચી લીધો તે ઘડીએ એ ઢળી પડવાનો. મનુષ્યની સર્વ અપૂર્ણતા આમાંથી જન્મે છે. ત્યાંથી જ એની દૃષ્ટિમાં વિકારી તત્વ પ્રવેશે છે. અને છતાં આ સંસ્કૃતિનો પાયો છે.

કોઈ મનુષ્યને ધ્યાનથી વાત કરતો સાંભળો. ટ્રેઇનમાં બે વેપારી પોતાના રૂના સોદાના ખ્યાલમાં મશગુલ હશે; એમને પોતાના ધંધાનું અભિમાન અને જુદું જ વ્યક્તિત્વ છે. એની પાસે કોઇ ગવૈયો સારંગીના ભેદની વાત કરશે તો એ વાતની મજા લેવાની એમનામાં તાકાત નથી. એમને પોતાના માની લીધેલા ખ્યાલના અને લાગણીના જુદા જ ખૂણા છે. એમના વ્યક્તિત્વમાં અનેક ખૂણા અને કાંટા છે એનો અર્થ એટલો જ કે આ વ્યક્તિત્વમાં સર્વદેશીત્વ નથી, પોતાના ન હોય એવા વિષયમાં, વિષયની મહત્તાની ખાતર—આનંદ લેવાની કળા નથી. અથવા તો વિશ્વક્રમમાં દરેક વસ્તુના મહત્વનો ખ્યાલ નથી. ટૂંકામાં આ પાવરધા ગણાતા વ્યાપારીમાં—વ્યાપારી તરીકેનું વ્યક્તિત્વ છતાં—સર્વદેશીત્વ નથી. જ્યારે વ્યક્તિત્વ આટલું સંકુચિત સ્વરૂપ લે ત્યારે તેનાથી પ્રાપ્ત થયેલી શક્તિ મનુષ્યને અજેય બનાવવાને બદલે તેને મર્યાદિત બનાવેછે, આવી સ્થિતિમાં શક્તિ અપ્રમેય છે છતાં એ મનુષ્યનું કેદખાનું છે આ કેદખાનામાં રહેલો મનુષ્ય પોતાના કક્ષને વિશ્વક્રમમાં સૌથી મોટો જૂએછે. ક્યારેક મનુષ્ય જાતિના—સિદ્ધાંતના—અને એના ઝગડામાં ઉછાળતો હોય છે તે આવા વ્યક્તિત્વના પ્રભાવથી.

સંસ્કૃતિ વિષયને વ્યક્તિત્વથી જૂદો પાડી વિષયરૂપે જૂએછે, વિષયને વિષયની મહત્તા ખાતર જોવું એ સંસ્કૃતિનું ચિન્હ છે. મનુષ્ય ત્યારે પોતાના કેદખાનાથી છૂટો બને છે.

હવે આ સમીકરણ તદ્દન સહેલું બને છે......

વ્યક્તિત્વ + સર્વદેશીત્વ = શક્તિ + અજેયત્વ.

જે ઘડીએ વ્યક્તિત્વ ડૂબી જઈ સર્વદેશીત્વ આવે તે જ ઘડીએ માનવ શક્તિ અપ્રમેય— ન માપી શકાય તેટલી વિશાળ— અને અજેય- સૈકાંઓ સુધી અનન્ય બની રહેછે. વિજયી થવું અને અજેય બનવું એ બે જૂદી જૂદી મનોદશા છે. એક મનુષ્યે સતત શ્રમથી— પોતાની શક્તિ કેન્દ્રસ્થ કરી વ્યક્તિત્વ જમાવ્યુ, તો ચોક્કસ જ એ પોતાના વિષયમાં વિજયી નિવડશે. સગવડતાની ખાતર આ વાત આપણે સાહિત્ય અને કલાના વિષય પરત્વે લઈએ. એક નાટ્યકાર પોતાના વ્યક્તિત્વથી વિજયી બન્યો. કારણકે યાદ રાખવુ કે સંકુચિત વ્યક્તિત્વ સંસ્કૃતિની આડે આવે છે છતાં એ ભવ્ય શક્તિ તો છે જ— છતાં એ અજેય ન બને. ભવભૂતિનું સુંદર વ્યક્તિત્વ— કરૂણરસમાં આબેહુબ ખીલે છે. એટલે સુધી કે એ જીવતી પ્રતિમાને બદલે જીવતો કરૂણરસ જ ચીતરે છે. પણ વિશ્વક્રમમા કરૂણરસને સ્થાન છે: વિશ્વક્રમ પોતે કરૂણરસ નથી. માટે ભવભૂતિને વિશ્વક્રમમાં સ્થાન છે પણ પોતે વિશ્વવ્યાપી નથી. સર્વદેશી નથી, સર્વ મનોદશાને અમર કરે એવું 'શક્તિ' એનામાં નથી. પણ ભવભૂતિનું વ્યક્તિત્વ તો સર્વદેશીત્વની પાસે એટલુ બધુ છે કે એને અજેય કહેવામા વાંધો નથી. છતા જે કહેવાનુ છે તે સ્પષ્ટ થશે કે જ્યારે આદિત્યદાસ સૈકાઓ સુધી પોતાના પ્રદેશમા એકલો રહે—અને છતા એનુ સર્વદેશીત્વ-વિશ્વક્રમ જેટલુ વિશાળ હોય ત્યારે એ અજેય છે. આ અજેય અવસ્થા સંસ્કૃતિ મર્યાદ છે.

પરન્તુ નવ સ્વીત્વનો ખ્યાલ આપતા પહેલા એ વાત યાદ રાખવાની કે વિશ્વક્રમ એ એક અવસ્થાનો સવાલ નથી. અનન્ત સમયનો સવાલ છે. એટલા માટે માનવજીવનમાં સંસ્કૃતિનાં પગથીઆં છે; એક મનુષ્ય એક પગથીએ હોય ને બીજો બે ડગલાં આગળ હોય. સંસ્કૃતિનુ અંતિમ ધ્યેય એક છતાં, એમના માર્ગ કદાચ જૂદા પડે, સંસ્કૃતિના મંદિરમાં મનુષ્ય કેમ પહોંચશે એનો આધાર એના સંસ્કાર પર છે. સંસ્કારને આર્યસંસ્કૃતિમાં જે માનભર્યું પદ આપી, કેળવણી કરતા પ્રથમ સ્થાન આપ્યુ છે એનો આ હેતુછે.

બીજું વ્યક્તિત્વને અભિમાન—મિથ્યાભિમાનનો તો આંહી સવાલ જ નથી—જેવુ નેપોલીઅન ક્યારેક રાખતો તે સંસ્કૃતિના જબરજસ્ત પાયા છે; એમાં સંસ્કૃતિ નથી; છતાં એમાથી સંસ્કૃતિ છે.

અભિમાન ખરાબ અર્થમાં ન લેતાં— વ્યક્તિત્વ સાથેજ જોડાયેલી એક મનોદશા એ અર્થમાં લેવાનું છે. અભિમાન—આવી મનોદશામાં બળ છે. દરેક અભિમાની માણસ સારો કાર્યકર્તા થઈ શકે અને દરેક સારો કારીગર પણ-થોડો ઘણો અભિમાની હોયછે. અભિમાન આવી રીતે પ્રગતિનો પગથાર છે; વિજય મેળવ્યા પછી વિજયમાંથી વિરમિ પામવી ને વિજય મળતાં પહેલાં નિર્માલ્ય મનોદશા રાખવી એ બે જૂદી જ અવસ્થા છે. પહેલી અવસ્થામાથી મનુષ્યની સંસ્કૃતિનો આદર્શ જન્મે છે.

પરન્તુ સંસ્કૃતિ જેમાથી જન્મે છે તે જાણ્યા પછી આટલુ કહેવુ જોઈએ કે તે પોતે સંસ્કૃતિ નથી, દુનિયામા કોઈ પણ પ્રજાની મહત્ત્વાકાંક્ષા શુ છે? આગળ વધવાની, વિજયી બનવાની. પણ ખૂબી એ છે કે જ્યા સુધી કાર્યમા વિજયની ભાવના રહી છે, ત્યા સુધી એ કાર્યમા એક અથવા બીજી રીતે મનુષ્યના પોતાના સ્વાર્થ પેલી રહ્યા છે' ત્યા સુધી શક્તિમા અપૂર્ણતા રહે છે: પોતાના પગ પર 'ઓપરેશન' કરતો ડૉક્ટર જુઓ.

એની શક્તિમાં અપૂર્ણતા રહેવાની. કારણ કે કાર્યને મહત્ત્વ આપવા કરતાં તે પોતાની લાગણીને મહત્ત્વ આપવાનો. સંસ્કૃતિ સર્વ મનોદશાની સમતુલા—તુલા જેવી છે. જ્યારે માણસ પોતે પોતાની સામે તૈયાર થાય છે ત્યારે એ મનોદશામાં સર્વ સ્વ જ્યાં તોળી, વસ્તુને વસ્તુસ્વરૂપે જોવાની અદ્ભુત મહાનુભૂતિભરી અવસ્થા મેળવે છે. મનુષ્યને કાંઈક સરસાઈથી મળે છે; કાંઈક કેળવણીથી; કાંઈક આત્મભાવના સંયોગોથી. એના વિચાર—એની મનોદશા—એનું કાર્ય આ સર્વ સ્થિતિથી મર્યાદિત હોય છે. જ્યારે આ મર્યાદા છૂટી જાય—જ્યારે પોતાના વૈભવથી સંસ્કારને, ઉંડાંમૂળ નાંખેલ કેળવણીને, અને લોખંડી સંયોગોને, તે ત્યાગી નાંખે—ટૂંકમાં વ્યક્તિત્વને વિશુદ્ધિની સરાણ પર ચઢાવે ત્યારે એનામાં સંસ્કૃતિ આવી છે એમ કહેવાય. આ મનોદશા ત્યારે જ શક્ય છે કે જ્યારે મનુષ્ય કાલ્પનિક છતાં કાર્યવાદી હોય; વિજયી છતાં નિરભિમાની હોય; પ્રવૃત્તિમય છતાં ફલત્યાગી હોય. આ અવસ્થા અજેય છે. અનેક વિરોધી સત્ત્વોને મનોદશામાં જાગી રાખવા અને છતાં તેમની સમતુલા જાળવવી એ સંસ્કૃતિનો આદર્શ છે. આર્ય સંસ્કૃતિનો આદર્શ શંકર—અને—કૃષ્ણ છે. કૃષ્ણના જીવનમાં શું છે એ કહેવું એટલા માટે જ મુશ્કેલ છે કે તેમાં શું નથી એ ખબર પડે તેમ નથી; એ કાલ્પનિક છતાં કાર્યવાદી બનેલ છે, વિજય મેળવવો એ અશક્ય નથી, વિજય મેળવ્યા પછી, વિજયને જીરવવો એ અશક્ય છે. કૃષ્ણે અનેક વિજય મેળવ્યા અને છતાં દરેક વિજયનો ભાર—બીજાને આપી દીધો !

વિજયને એ શું કરે ? વિજય પ્રાપ્ત થયાં પછી એને ચોરવું એ મનુષ્યની અશક્તિ બતાવે છે. જાણે કે આ વિજય એની શક્તિનું માપ હોય ! અજેય બનનાર વિજય મેળવવા મથે છે ને વિજય મેળવ્યા પછી કાંઈક હોય તેમ ફેંકી દે છે ! એ જાણે છે કે વિજયને જાળવવો એ સમયને હાથે માર ખાવા જેવું છે. વિજયને ફેંકી દેવો એ સાક્ષાત્ સમયને હરાવવાની કળા છે. ફળત્યાગની ઘોષણા કરનાર જીવનમાં બધી જ રમત એમ રમ્યો છે; એણે જ સંસ્કૃતિનો આવો સિદ્ધાંત ફેલાવ્યો છે. **નિરાશી નિર્મમો ભૂત્વા યુદ્ધસ્વ વિગતજ્વરઃ** આ ભાવભગવાનના સિદ્ધાંતમાં ખૂબી એ છે કે જ્યાં સુધી આશા છે ત્યાં સુધી સુખ કે દુઃખ છે, અહંકાર છે ત્યાં સુધી જય કે પરાજય છે, જ્વર—માની લીધેલી વિચાર પ્રવૃત્તિ—ગયો એટલે શક્તિ અમાપ બની. આ સિદ્ધાંત પર કાર્ય કરનાર હમેશાં અજેય અપ્રમેય રહેવાનો, જગતના બધાં કાર્યો કરતાં એ મોટો. એટલા જ માટે કે કોઇ કાર્યથી એ હાર્યો નહિ. કૃષ્ણની બધી જ યુદ્ધરચના અજેય બનવાની હતી.

સંસ્કૃતિમાં સહાનુભૂતિનું ક્ષેત્ર વિશાળ બને છે, ને તેથી મનુષ્ય વિશ્વક્રમનો આવશ્યક તત્ત્વ જેવો—તેજ વાયુ આકાશ જેવો—ભાગ બને છે. કૃષ્ણે આજ પાંચ હજાર વર્ષથી જમાવેલું વાતાવરણ જોનાર એને શું ન માને ? યમુનાના ઘેરા કાળા તરંગમાં એની બંસીનો સંગીતમય પ્રવાહ—અરે ! હજી તો જાણે કાલે જ સાંભળ્યો હોય તેવો—આજ સાન્નિધ્ય દે છે; પાંચ હજાર વર્ષે જેને મનુષ્યો ન્હાના છોકરારૂપે પૂજે છે, જુવાન ગોપાલરૂપે પૂજે છે, બંસીધર કૃષ્ણસ્વરૂપે પૂજે છે, યાદવપતિ કૃષ્ણરૂપે પૂજે છે, એમ જ કહેવાય કે એના જીવનના દરેક પલટા પૂજાઇ રહ્યા છે; જેની દરેક પળ પૂજાઇ રહી છે, એણે અડગ બની કાર્યને હંફાવ્યું; અજેય બની સમયને હંફાવ્યો. વિશ્વવ્યાપી થઇ સહાનુભૂતિનું ક્ષેત્ર હંફાવ્યું, કૃષ્ણ શું નથી ? એના વિના છતિ-

હાસ ફિક્કો બનેછે, સાહિત્ય નીરસ લાગેછે, કવિતા ગદ્ય જણાયછે, સગીત શબ્દમા પલ ટાયછે, એકજ અદ્‌ભુત પુરુષ આટલો અદ્‌ભુત કામ દર્શાવવા જે મનોદશા કેળવે તે સસ્કૃતિનો આદર્શ છે કલ્પનાના તરગમા ઉડતુ આ વ્યર્થ તર્કનુ જાળુ નથી, પરતુ મનુષ્યની અજેય શક્તિનો સત્ય ઇતિહાસ છે અને એનુ એક કારણ છે, બીજમા અનત ચૈતન્ય ભર્યું છે માની શકાય કે મસ્કરી લાગે પરતુ જમીનના જે ટૂકડા પર આવો પુરુષ જન્મે તે જમીનમા આવો પુરુષ જન્મ વાનુ સર્વ ચૈતન્ય બીજ સ્વરૂપે ભર્યું છે સસ્કાર અને વર્ણાશ્રમની પ્રણાલિ સસ્કૃતિના બીજ જાળવવા માટે ગોઠવી છે આજે યુરપના સમાજવાદમા પણ 'સ્પેશ્યાલીઝ્મ'ની બુમ પડતી નથી ? લોહીના ગુણને ફેરવી નાખ્યા પછી કહેવુ કે વર્ણાશ્રમ જળવાયછે એ સવાલ જૂદો છે, તે વિશુદ્ધ લોહીને જાળવનાર તરીકે વર્ણાશ્રમની પ્રણાલિ સ્વીકારવી એ સવાલ જૂદો છે આજે આપણે તો નવો જ પણ વિવેકભર્યો વર્ણાશ્રમ ટચવો રહ્યો.

સસ્કૃતિનુ હાલનુ સ્વરૂપ ભયકર છે, એટલા માટે કે દરેક સુધારામા હેતુ ભૂલી જવાય છે, સભવિત છે કે આપણા બાપદાદા વધારે 'Decent' નહિ રહેતા હોય, એમ પણ હોય કે એ જૂના ચસ્માંમા કાઇક નિવૃત્તિ વધારે હોય, પ્રવૃત્તિ ઓછી હોય, છતા આપણી બધી ધમાલ ને બધા સુધારા સાથે વસ્તુત સસ્કૃતિ—એના ખરા સ્વરૂપમા—લેશ માત્ર પણ જાણી શક્યા નથી પ્રાચીન પ્રથા માટે અમર્યાદિત માન કે અર્વાચીન જીવન માટે અહેતુક અસતોષ આ અવલોકન કરવા માટે ચોક્કસ કારણ રૂપ નથી કારણકે આપણી મનોદશા આજે વધારે વ્યગ્ર, વિહ્વળ ને નિર્વીર્ય બની છે

જેમાથી વ્યક્તિ વિકાસ થઇ શકે પણ સસ્કૃતિ પ્રવેશી શકે તેવુ સાધન હતુ તે બધુ ગુમાવ્યુ છે શુ આ પોલાણ ને દભમાથી નીકળતો અવાજ ભવિષ્યની સસ્કૃતિ સૂચવે છે ? શુ મનુષ્ય આજે વધારે સ્વાશ્રયી બન્યો છે ? મનુષ્યે યત્રમા કામનો કામ તરીકેનો આનદ ગુમાવ્યો છે, ને તેથી આજે માનવ જીવન જેટલુ દભી, અચોક્કસ ને સસ્કૃતિવિહીન છે તેવુ મનુષ્ય સાદો ખેડૂત હતો ત્યારે ન હતુ. ફરીવાર કહુ છુ કે પ્રાચીન એટલુજ સારૂ એવો સિદ્ધાત તારવવો નથી, પરતુ આજે મનુષ્ય-કઇ મનોદશામા છે ? મનુષ્યમા જે કાઇ જીવનની સામગ્રી હતી તે લૂટી લીધા પછી આજ એ ભિખારી મનોદશામા છે જીવન એકલી લૂટ નથી એકલા પૈસા નથી પૃથ્વીને ફેરીને પાણી કાઢવામા કે વીજળીને રોકીને કામ કરાવવામા—જીવન—જીવનના અર્થમા નથી. એ ધન્ય પ્રગતિ છે, પરતુ એ પ્રગતિ જીવન ત્યારેજ બની શકે કે જ્યારે આ જમીનમાથીજ પેદા થયેલા માણસો એના સચાલક હોય એક પ્રજાનો સુધારો બીજી પ્રજાને સસ્કૃતિથી દૂર ખેચે, વધારે ગુલામી મનોદશામા—વધારે ભયકર દભમા ખેચે. આપણી પોતાની પ્રજાકીય સસ્કૃતિ જમાવવાને માટે પ્રથમ આપણે 'પ્રજા' જીવન જોઇએ બહારથી લાવેલો સુધારો એ હમેશા પ્રજાનો મૃત્યુઘટ છે સસ્કૃતિ હમેશા જન્મે છે, આવે છે ખરીદાતી નથી સસ્કૃતિ વસ્તુ નથી, મનોદશા છે. સસ્કૃતિ એટલે સુધારો નહિ, અનુકરણ નહિ રૂપાતર નહિ, પોતાનામાથી જન્મેલ અજેય તત્વ જેને કોઇ ન જીતે કે કોઇ ન હટાવે તે સૌથી વધારે સસ્કૃત. સસ્કૃતિ જૂના ખડિએરના શીલાલેખમાથી ન જડે એમા તો સસ્કૃતિનો ઇતિહાસ હોય ઇતિહાસની જરૂર છે પણ વધારે જરૂર તો જીવન્ત ઐતિહાસિક પાનની છે

જૂના લાકડાના ભાગખામા સસ્કૃતિ શોધવા કરતા જીવતા લોહીમાથી સસ્કૃતિના

તણખા શોધના જડશે જગત્ હવે આદિતીથી ધરાઈ ગયુ છે. જીવન્ત પ્રેરણા હોય તો રહો સસ્કૃતિ આજે ત્રણ વસ્તુના ભયકર યોગથી દાભિક વિકૃતિ બની છે વર્તમાનપત્ર, જાહેરભાષણ, ને વધતો જતો યત્રવાદ ત્રણ વસ્તુના સુદર સયોગથી સસ્કૃતિ, સસ્કૃતિ બને તેમ છે, વર્તમાનપત્ર, જાહેરભાષણ, યત્રવાદ માત્ર એમની પાછળ શ્રમ કરનાર ઐતિહાસિક જીવત પાત્ર જોઈએ જે બીજાને માટે હિંસા હોય તે શિવાજી મહારાજને માટે અહિંસા કહેવાય, હિંસા અહિંસા મનોદશા છે તેવી જ રીતે જે બીજાના હાથમા વિકૃતિ ફેલાવે તે અન્ય પુરુષના હાથમા સસ્કૃતિ ફેલાવે

મનુષ્ય આજને જીતીને વિજળી બનેઠે પોતાને જીતીને અજેય મનુષ્ય કાર્ય કરીને શક્તિ સિદ્ધ કરે છે ફુરસાગ કરીને પોતાનુ અપ્રમેયત્વ. સમ મનુષ્યની કે પ્રજાની સસ્કૃતિનો આ આધારભૂત પાયો છે, પડી બીજુ. બધા દેશની જૂની જૂની સસ્કૃતિમા આ મૂળતત્ત્વો છે શુ ગ્રીસ શુ રોમ કે શુ હિન્દ સત્ય બધે એકજ હોઇ શકે પ્રગતિ ને પ્રગતિને એના શુદ્ધ સ્વરૂપમા જમાવવી એ માનવ જીવનનો કુદરત અને ઇશ્વર સાથે સબધ જાગરવા બરોબર છે પણ હમેશા એક સૂત્ર-બધાના મૂળમા—હોવુ જોઈએ—

**Culture Corrects the theory of *Success***



પોતાની પત્નીઓ તરીકે પસંદ કર્યાના પણ અનેક દાખલા મળી આવશે

જેટલી નાણાં પ્રાપ્તિ આ ધંધામાં થઈ શકેછે, તેટલીજ બલ્કે તેથી વધારે કીર્તિ પણ સંપાદન કરી શકાયછે આ દૃષ્ટિએ જોતાં નાટકની રંગભૂમિના નટ-નટીઓ કરતાં સીનેમાની રંગભૂમિના નટ-નટીઓ વધારે વિખ્યાતી મેળવી શકેછે આજ-ભૂમિમાં સીનેમા કરતાં નાટકો વધારે ખર્ચાળ છે અને તેથીજ સાધારણ જનસમાજ સીનેમા તરફ આકર્ષાયછે આ કારણે નટ-નટીઓ સીનેમાના અભિનયથી જનસમાજમાંથી વધારે મોટી સંખ્યામાં ઉપાસકો મેળવી શકેછે જગવિખ્યાત ચાર્લી ચૅપ્લિન જ્યારે છેલ્લો લંડનમાં આવ્યો ત્યારે લંડનની આખી પ્રજા તેના દર્શન કરવાને નીકળી પડી હતી મેરી પિકફર્ડ આવી ત્યારે પણ એજ સ્થિતિ હતી પોતાના રાજકર્તાને જે માન લંડનની પ્રજાએ કદી પણ નહિ આપ્યું હોય તે માન આ બન્નેને મળ્યું હતું આ પ્રકારની વિખ્યાતી પ્રાપ્ત કરવાની લાલસા કળાના વિકાસમાં કેટલી બધી ઉત્તેજક થઈ શકે એ સહેલાઈથી વિચારી શકાશે

પ્રજાનો શોખ પણ એક મુખ્ય ઉત્તેજક કારણ તરીકે ગણાવી શકાય આખી પ્રજા સ્વભાવત શોખીન છે અને તેથીજ નટ-નટીઓની મોટી સંખ્યા એ દેશમાં પોષાયછે દિવસને છેડે સીનેમા કે નાટકના થીએટરો આગળ લોકોની મોટી ઠઠ હમેશાં જામેલીજ રહેછે એવું ભાગ્યેજ કોઈ થીએટર મળી આવશે જે સમય થતાં પ્રેક્ષકોથી ચીકાર ન ભરાઈ ગયું હોય ગરીબમાં ગરીબ માણસો પણ અઠવાડીઆમાં એકાદ વખત તો બે-ચાર શીલીંગ આ શોખ પાછળ જરૂર ખર્ચી નાખતા હશે આપણા થીએટરો આગળ ટીકીટ ખરીદતાં કે અંદર જતાં પહેલા વર્ગમાં બેસનારાઓ પણ નિત્ય ધક્કા-મુક્કી કરતા દેખાશે પરંતુ લંડનની પ્રજા એક તાલીમ પામેલા સૈન્યની જેમ ટીકીટ ઑફિસ આગળ હારબંધ ગોઠવાઈ જાયછે, અને કોઈ પણ પ્રકારની દોડા-દોડી કે ધક્કા-મુક્કી કર્યા વિના કે અસભ્ય શબ્દો બોલ્યા વિના શાંતિપૂર્વક પોત-પોતાની જગ્યા સંભાળી લેછે આપણાં થીએટરોમાં અનેકવાર નજીવા કારણે મારામારી થાયછે કે દંગા ઉઠે છે, પરંતુ એવો એક પણ પ્રસંગ લંડનના કોઈપણ થીએટરમાં ઉપસ્થિત થયો હોય એમ જાણવામાં કે સાંભળવામાં નથી આ યુરોપનું આ પ્રકારનું વર્તન તેમની રસિકતા અને શોખની સચોટ પ્રતીતિ આપે છે આ શોખ કેટલીક વેળા તો એવા સ્વરૂપમાં દેખાયછે કે આપણે તો આશ્ચર્યચકિત જ થઈએ સીનેમાના પ્રયોગો માટે અહિંની જેમ સમય નિયત કરવામાં નથી આવતો એટલે એ થીએટરો આગળ પ્રજાના શોખ કે સહન શીલતાની પ્રતીતિ નથી મળી શકતી પરંતુ નાટકના થીએટરો આગળ એ બન્ને ગુણો અદ્ભુત રીતે પ્રકાશી ઉઠેછે જો કોઈ નાટ્ય પ્રયોગ બહુ વિખ્યાતી પામ્યો હોય અથવા તદ્દન નવોજ નાટક ભજવાતો હોય અને તેમાં કોઈ વિખ્યાત નટ-નટીઓ ઉતરવાના હોય તો પ્રજાને સ્વાભાવિક રીતે જ ભય લાગે કે જો નાટકના આરંભ સમયે જ જઈશું તો જગ્યા નહિ મળે ધનવાન લોકો વધારે નાણાં ખર્ચી શકેછે તેઓ તો જગ્યા આગળથી રીઝર્વ કરાવી લઈ નિશ્ચિંત બની શકે, પરંતુ ગરીબ પ્રજાજનો-પીટ-ગૅલરીનો લાભ લેનારાઓ તેમ નથી કરી શકતા આવો જનસમુહ નાટકના સમયની આગમચ ત્રણ-ચાર કલાક પહેલાં આવી દરવાજા આગળ ઉભો રહે એ તો લંડનની સાધારણ ઘટના છે. એથી આગળ વધીને ચાર ચાર કલાક આગ

" હીઝ મૅજેસ્ટિક થિયેટર "માં ભજવાયેલ " કેરો " નામના દૃશ્યમાં ઑસ્કર ઍશ " અલી શાર "ના પાઠમાં, અને મિસ લિલી બ્રેઇટન " શરાઝાદ "ના પાઠમાં.



" કેરો "ના નાટકમાં મિ. કોટિસ પાઉન્ડઝ " અબુ "ના પાઠમાં, અને ઑસ્કર ઍશ " અલી શાર "ના પાઠમાં.



લંડનમાં ભજવાયેલ " કૈરો "ના નાટકમાં મિસ લિલી બ્રેટન " શરાઝાદ "ના પાઠમાં,
તથા નૉરમન હાર્વે "અબ્દુલ્લા"ના પાઠમાં.

મય સવારના આઠ વાગ્યાથી તે રાતના આઠ વાગ્યા સુધી ભુખ્યાંતરસ્યા હજારો પ્રેક્ષકજન થીએટર આગળ શાંતિપૂર્વક હારબંધ ગોઠવાઇને ઉભાં થઇ રહે, એવી ઘટનાઓ પણ લંડનની રંગભૂમિના ઇતિહાસમા અનેક વાર બની હશે. વિખ્યાત નટી મૅડમ એલન ટેરીએ પોતાની રંગભૂમિની કારકીર્દીની ડાયમંડ જ્યુબીલી થોડા સમય પર ઉજવી અને પોતાના મુખ્ય મુખ્ય ભાગો પ્રજા સમક્ષ ભજવી બતાવ્યા ત્યારે આવો એક પ્રશંસનીય પ્રસંગ ઉપસ્થિત થયો હતો. "કેરો" નામનો નવીન નાટ્યપ્રયોગ થોડા સમય પર પહેલવહેલો રંગભૂમિ પર આવ્યો ત્યારે પણ લાગલાગટ ત્રણ–ચાર દિવસ સુધી આ ઘટના બની હતી, અને મૅનેજરે સહાનુભૂતિ બતાવી ઉત્સુક જનોને તેમની જગ્યા રીઝર્વ્ડ રાખવાની લેખિત ખાત્રી આપતી પાસ આપી વિદાય કરવા માંડયા ત્યારેજ આ હદ બહારની આખરે બંધ થઇ હતી. મુંબાઇની પ્રજાએ આટલી હદ સુધી શોખ કે સહનશીલતા દાખવ્યા હોય એવો એક પણ પ્રસંગ આપણી રંગભૂમિના ઇતિહાસમા તો હજી સુધી બન્યો નથી અને ભવિષ્યમા બનશે પણ નહિ, એ નિઃસંશય છે. જે દેશમા પ્રજા આવા પ્રકારની રસિકતા ધરાવતી હોય તે દેશના નટ–નટીઓ પોતાની કળા ઉચ્ચત્તમ ભૂમિકા પર લઇ જઇ શકે એમા જરા પણ નવાઇ છે?

હવે આપણે લંડનની રંગભૂમિની બીજી કેટલીક વિશિષ્ટતાઓ પ્રતિ દૃષ્ટિ ફેરવીએ. આપણી રંગભૂમિ પર સંખ્યાબંધ ઐતિહાસિક નાટકો ભજવાય છે છતા આપણી નાટક–મંડળીઓના મૅનેજરો કે નટો ઇતિહાસનો ભાગ્યેજ ઉંડો અભ્યાસ કરતા હશે. નાટકનું વસ્તુ પાંચ–પચીશ સદી પહેલાનું હોય છતા સીનસીનરીમા કે પોશાકોમા હમેશા અર્વાચીનતાજ દેખાય છે. રામાયણ કે મહાભારતના પ્રસંગો નાટકમા ભજવી બતાવાતા હશે છતા દિવાનખાનાં કે શયનાગારનાં દૃશ્યો છેલ્લામા છેલ્લી ઢબના વિદેશી ફરનીચરના મિથ્યા ઠાઠમાઠથી નાટ્યકળાને કલંકિત કરી મુકે છે. સીતા કે દ્રૌપદીના વસ્ત્રો બે હજાર કે પાંચ હજાર વર્ષ પહેલાના પોશાકને મળતા આવવાને બદલે તદ્દન અર્વાચીન ફૅશનના અને લૅંકેશાયરની લુમોમાથી તાજા નીકળેલા કાપડનાજ બનાવેલા દેખાશે. લંડનની રંગભૂમિની દશા આવી શોચનીય નથી, એથી ઉલટુ વ્યવસ્થાપકો ઇતિહાસનો અભ્યાસ કરવાની ખાસ કાળજી રાખેછે, અને ઇતિહાસ વિરુદ્ધ હોય એવી એક પણ બાબત ચલાવી લેતા નથી. રંગભૂમિ માટે પોશાકો તૈયાર કરનારા પણ આવી બાબતોનો ખાસ અભ્યાસ કરેછે. પુસ્તકાલયોના જુના પુસ્તકો ઉથલાવીને કે મ્યુઝીઅમોમા સંગ્રહેલા જુના ચિત્રોમા આલેખેલા પોશાકો જોઇને તેમની આબેહુબ નકલ ઉતારી રંગભૂમિ પર એ પ્રાચીન સમયના દૃશ્યો પ્રત્યક્ષ કરેછે. ફરનીચરની પણ તેજ પ્રમાણે નકલ કરવામા આવેછે. ટુંકમા કહીએ તો લંડનની રંગભૂમિ પર એવું એક પણ ઐતિહાસિક દૃશ્ય નહિ ભજવાયું હોય યા ભજવાતું હોય જેમા ઇતિહાસનું અજ્ઞાન યા તે સબંધી બેદરકારી જરા સરખી પણ દેખાઇ આવે, જ્યારે આપણી રંગભૂમિ પર તો એવી ઘટનાઓ સામાન્ય થઇ પડી છે.

સીનસીનરી ગોઠવવાની કળા રંગભૂમિનું એક મુખ્ય અને અતિ આવશ્યક અંગ છે, અને પ્રેક્ષક વર્ગને આકર્ષવામા મોટો ભાગ ભજવે છે. આ બાબતમા કેટલેક અંશે આપણી રંગભૂમિના વ્યવસ્થાપકો સારી પ્રવીણતા દાખવે છે, ખાસ કરીને એક સીન ઝડપમા બદલી બીજો સીન પ્રત્યક્ષ કરવાની કળા

ભૂમિપર એવી રચનાઓ ભાગ્યેજ જોવામાં આવતી હશે. અનસન ઉચ્ચ પ્રતિની સીન સીનરી ત્યાં અનેક વેળા પ્રત્યક્ષ થાય છે, પરંતુ આપણી રંગભૂમિની જેમ પ્રત્યેક નાટકમાં સીન સીનરીનો મ્હોટો ઉપયોગ નથી થતો. વસ્તુત: નાટકના લક્ષણો ઉપર સીનસીનરીનો મોટો આધાર રહે છે. મ્યુઝીકલ કૉમેડીમાં, ઑપેરામાં કે પેન્ટોમાઇમમાં ખચાખચ સીનસીનરીનો મ્હોટો ઉપયોગ મુખ્ય જ થાય છે. મ્યુઝીકલ કૉમેડીમાં સર્વથા હાસ્યરસ અને નૃત્ય-સંગીત પ્રાધાન્ય ભોગવે છે, જ્યારે ઑપેરા કરુણ રસિક પણ હોઇ શકે છે. આવાં નાટકોનું વસ્તુ જરા પણ ગુંચવાડા વિનાનું, તદ્દન સાદું રાખવામાં આવે છે અને ખર્ચાળ સીનસીનરીના ત્રણચાર દૃશ્યોજ હોય છે. પેન્ટોમાઇમ મુખ્યત્વે ક્રીસ્ટમસના સમયમાં રંગભૂમિપર આવે છે. એ તહેવારો દરમિઆન બાળકોને આનંદ આપવાના ખાસ ઉદ્દેશથીજ એ નાટકો બનાવી સજાવાય છે, અને તે કારણે તેમનું વસ્તુ પ્રચલિત અને લોકપ્રિય જનકથાઓ ઉપરથી લેવાય છે. આ જનકથાઓ ઘણાં ખરાં બાળકો જાણતા હોવાથી નાટકમાં તેઓ સારી રીતે રસ લઇ શકે છે. બાળક છતાં યુવાન અને વૃદ્ધ પ્રેક્ષકવર્ગને રુચે એવા પણ ઘણા લક્ષણો -ખાસ કરીને નૃત્ય અને સંગીત આ નાટકમાં હોય છે. સીનરી પણ આનંદ-જનક સૌને આકર્ષે એવી હોય છે. મ્યુઝીકલ-કામેડી કે ઑપેરા કરતાં આ નાટકોની સીનરી વધારે ખર્ચાળ થઇ પડે છે અને એવાં દૃશ્યોની સંખ્યા પણ મોટી હોય છે. આવાં દૃશ્યો ઉપરાઉપરી આપવાનાં હોય ત્યાં નાટક બતાવવાનું કાર્ય અનિવાર્ય રીતે બંધ કરવું પડે છે અને સીન ગોઠવાઇ રહે ત્યાં સુધી પ્રેક્ષક વર્ગનો તેટલો સમય નકામો જાય છે. આ પરિસ્થિતિ આંગ્લ-નાટકોની રચનાને આભારી છે એમાં વ્યવસ્થાપકોનો દોષ નથી.

આપણાં નાટ્ય-લેખકો આ બાબતમાં વધારે ચતુરાઇ બતાવે છે. એ મહારથિઓ કોઇ અદ્‌ભુત સૃષ્ટિજ રંગભૂમિ પર પ્રત્યક્ષ કરે છે એટલુંજ. નાટકમાં અનેક પ્રકારના-પરસ્પર વિરોધી-રસ અને દૃશ્યોનો સંભાર ભરવાનું મુશ્કીલ કાર્ય તો આ સૃષ્ટાઓજ કરી શકે છે. આ નાટકોની રચનાજ એવી હોય છે કે સીનરી ગોઠવવામાં સહાયક થઇ પડે અને પ્રેક્ષક વર્ગને પોતાનો સમય વ્યર્થ જાય છે એમ ન લાગે. નાટકના મુખ્ય વસ્તુની સાથે સંબંધ હોય કે ન હોય છતાં,-મુખ્ય વસ્તુ ભલેને કરુણરસ-પ્રધાન હોય છતાં-પ્રેક્ષકોને આનંદ આપવાના ઉચ્ચ ઉદ્દેશથી તેમાં હાસ્યરસ-પ્રધાન વસ્તુનું હમેશાં મિશ્રણ કરવામાં આવે છે. આંગ્લ નાટ્ય-લેખકો આવા મિશ્રણથી નાટ્યકળા ખંડિત થાય છે એમ કદાચ માનતા હશે, પરંતુ આપણા ઘણાખરા નાટ્ય સૃષ્ટાઓની ઉચ્ચ પરીક્ષક શક્તિ એ સત્ય સ્વીકારવાની સર્વથા ના જ પાડશે. રંગભૂમિના ઘણા ખરા વ્યવસ્થાપકો પણ અરસિક પ્રેક્ષક વર્ગને ગમે તે પ્રકારે આનંદ આપી નાણાં પ્રાપ્ત કરવાના ઉચ્ચ ઉદ્દેશથી આવી બાબતો ચલાવી લે છે. અથવા સત્ય કહીએ તો નાણાંને ખાતર આવું મિશ્રણ કરી નાટ્યકળાનો ભોગ આપવાનું લખકોપર તેઓ ઘણી વાર ખાસ દબાણ કરે છે. આ હાસ્યરસિક પ્રસંગો જ્યારે ભજવાતા હોય છે ત્યારે સ્ટેજના પાછળના ભાગમાં સીનરી ગોઠવવાનું કામ સ્હેલાઇથી કરી શકાય છે. આંગ્લ નાટકોમાં આવી મહાન રચના નહિ હોવાથી વારંવાર સીનરી બદલી શકાતી નથી. એ માટે ઘણી વાર પ્રત્યેક અંકના પ્રારંભમાંજ એવાં દૃશ્યો ગોઠવવામાં આવે છે. થોડાક સમય થયાં વળી એક નવીજ ગોઠવણ પણ કેટલાક થીએટરોમાં કરવામાં આવી છે. જેમાં રંગભૂમિ માટે એકને બદલે બે-ત્રણ સ્ટેજ રાખવામાં આવે છે. એક સ્ટેજ ઉપર એક પ્રવેશ




# નાટકનો પ્રારંભ.

લેખક—દીવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામ.

[ ગતાંક પૃષ્ઠ ૧૩૨ થી ચાલુ ]

## રંગભૂમિ વિષે ભવાઇનું પ્રથમ સ્થાન.





મહુધામાં મારૂં એક ઘર, જે હાટના નામથી ઓળખાય છે, કેમ કે પ્રથમથીજ, હાટ માંડીને પ્રચુર્ણ માલ વેચનાર ગાંધીને તે ભાડે આપતા હતા. એ હાટના ઓટલાની પાસે અને હવણાં જ્યા મારો બંગલો છે તેની સામી બાજુએ સદ્ગત અમૃતલાલ દેસાઇની ધર્મશાળા છે, તેની ઓસારમાં હાટડિયોની હાર્ છે. આવા પ્રેક્ષકોને બેસવાની સોઇવાળા વિશાળ ચોગાનમાં એક સમયે ભવાયા ભવાઇ કરતા હતા. પ્રેક્ષકોની ઠઠ ભરાઇને બેઠી હતી. ધૂલની પોચી સુવાળી લાગની માર્ગની ભોંય ઉપર કેટલાક બેઠા હતા. આવી આકાશની છાયા નીચેની ખુલ્લી રંગભૂમિ પસંદ કરીને અમદાવાદથી આવેલા ભવાયાનુ ટોળુ ભવાઇ ભજવવા ગુથાયુ હતુ. પાચ માત લાબી પિછોડિયો એ એમનુ નેપથ્ય હતુ. હરજિયો બુંગળ ફૂંકીને વગાડે છે એવી બે પિત્તળની બુંગળો એ એમના મુખ્ય વાજાનુ કામ સારતી હતી, બે જણા સારંગી વગાડતા હતા, એક જણ તબલાં કૂટવા મંડી પડતો ત્યારે ધૂણતી દેવી પ્રમાણે તેનું માથુ ધૂણતું હતુ. સ્ત્રીનો વેશ લેવો હોય ત્યારે ચોટલો વધારેલુ એજ માથુ લલિત લલનાના વશીકરણ કરવાવાળા શિર બંધનને સ્થાને ઉપયોગી થઇ પડતુ હતું. મૂછો મડી નાંખી હતી, એટલે, મોહિત કરતા ચાળા કરતું સ્ત્રીસમાન મુખડું પોતાની ચચળતા બતાવવાની હિમાયત કરતુ હતું. કજોડાની ભવાઇ ભજવવાનો પ્રારંભ થયો, સારગીવાળાએ સારગી છેડી, તેમાથી નાદ છૂટયો. "હે-એ-એ કરમે કજોડું મારે થયું ન સજોડું હું તો સખિયોમા લાજી મરતી" એ ગાયન ઉપાડયુ, લાંબી લાંબી, જાડી જાડી આંગળિયો, કોડિયાજેવા કપાળે ધરીને કિસ્મતના કૂડા બનાવનો હાવ ભાવ કરતો રેતીના બિછાના ઉપર ઢળી ઢળીને પોતાના ઘોઘરા અવાજથી, તરૂણ નાયિકાનો વેશધારી ગાવા લાગ્યો. વીસ વર્ષની યુવક અથવા બનેલી આ વેષધારી સ્ત્રીનુ ગાયન સંભળીને એક ચેગળો બેસાગેલા



"વ્હેલા મ્હોટા થાઓ મારા ન્હાનકડા નાવલિયા".

આવા વિચારમાળાના મણકા જાણે ગૌમુખીમાં હાથ મૂકી ભરતમુનિ માળા ફેરવતા મારા આગળ ખડા થયા હોય અને મારી પીઠ ઠોકતાં કહેતા હોય કે હે વત્સ ! તું તારી ભાવનાપ્રમાણે સુબોધકારક કૃતિનો પ્રચાર કર, હું તને સાહાય્ય થઈશ. આવું દૃશ્ય મને દૃષ્ટિગોચર થયું. મ્હાવરો બનેલો હુ ઘેર જઈ પલંગમાં પ્હોડી ગયો પણ મને ઉંઘ આવી નહિ. ગૌમુખીમાં પ્હોંચો નાંખેલા ભરતમુનિ મારી આસપાસ ભ્રમણ કરતા મ્હારા જોવામાં આવ્યા. તેઓ મને એમ આજ્ઞા કરતા સમજાયા કે મારૂ નાટ્યશાસ્ત્ર મેં લોકોના કલ્યાણને અર્થે શિવ પાર્વતીની આજ્ઞાને આધીન થઇને રચ્યું છે, જે દેવતાઓને માન્ય થઈ ચૂક્યું છે એટલુજ નહિ પણ તેઓએ મારાં રચેલાં રૂપક ભજવી બતાવવામાં સદ્‌ભાગ્ય ગણી પાત્રો રૂપે અનુકરણ કરી તેની મહત્તા પ્રકટ કરી છે. એવી આ અભિનય કળાનું ચાતુર્ય રૂપકની કાલાન્તરે કરીને કેવી અધમ સ્થિતિ થઈ ગઇ તે તે તારી દૃષ્ટિયે જોઇ તેનો ઉદ્ધાર કરવાને તારાથી બને એટલો પ્રયત્ન કર અને આના આ જ ભવાયા ( તાદૃશ્ય રૂપ ધારણ કરવાવાળા ) ની સ્થિતિ સુધરે એવા ઉપાયની યોજના કર.

ઉષા કાળનો સમય વ્યતિત થયો. ભરતમુનિ અદૃશ્ય થઈ ગયા. મારા પલગની સામી બાજુની જાળીમાથી સૂર્યના કિરણોએ ડોકિયા કરવા માડયા. હુ આંખો ચોળતો પલગમાથી છલગ મારી ઉઠયો મારા વ્હાલા માતાજી, જેમને અમે જીજી કહિને સબોધના હતા તેમણે, પેલી જાળી નીચેના પત્થારમા પાટલો માડી પાસે પાણીનો કળશ મૂકી પાટલા ઉપર દાતણ મૂકી રાખ્યુ હતુ. હુ ભવાઇ જોવા ગયો હતો અને મોડી રાત્રે ઘેર આવ્યો તેથી પરોઢિયાની સુવાળી ઉંઘમાથી મને જગાડીને ઉઠાડવાનું તેમનુ મન થયુ ન હતુ. પણ જેવો હું મ્હોંબાકળો મારા પલંગ ઉપરથી છલંગ મારી ઉછળ્યો તેવી જ મ્હારી વ્હાલી જીજી ગભરાઇને મારા સામી આવી અને મને બાહુડે ઝાલી પડતો સાચવી લીધો.

ભવાઇની કહાણી ઉંચી મૂકી, અભાવનો એક બીજો પ્રકાર નિવેદન કરૂ છુ.

ભવાઇનો બનાવ બન્યાને કેટલોક સમય વ્યતિત થયો. ચૈત્રમાસ આવ્યો. અલુણા વ્રત ધારણ કરનારી સ્ત્રિયો ઓખાના દાખલા ઉપરથી ચૈત્ર-વૈશાખ માસમાં મીઠુ (લવણ) ખાવું નહિ એવુ વ્રત કરે છે. તેવે સમયે ઓખાહરણ ગાવાવાળા બ્રાહ્મણને બોલાવી ભાવપૂર્વક ઓખાહરણનુ શ્રવણ કરે છે. મહુધામાં ઉદુમ્બર બ્રાહ્મણોની ખડકી ગામને છેક છેવાડે છે તેમાં વસનારાઓનાં સગાં વ્હાલાં વડોદરામાં વસે છે. વડોદરાના નામાંકિત કવિ પ્રેમાનંદકૃત ઓખાહરણના તેઓ અભ્યાસક હોવાથી, લલકારી, સુસ્વરથી ઓખાહરણ વાંચી સભળાવે છે.

અમારા જનાર્દન ઠાકરના મ્હેલ્લાના વિશાળ ચોગાનમાં ઓખાહરણ સભળાવવાને એક વૃદ્ધ ઉદુમ્બર બ્રાહ્મણને બોલાવ્યો. વાળુ કરી પરવારીને ભાવિક શ્રોતાજનોનો સમૂહ જ્યા અનુકૂળ લાગ્યુ ત્યા બેસી ગયો.

પુરાણીને માટે એક મ્હોટો તકિયો મૂકી ગાદલુ પાથરી બેસવાની સ્હોઇ કરી હતી, તેની અડખે પડખે વિશાળ જાજમ ઉપર લુગડા પાથર્યાં હતા તે ઉપર શ્રોતાજનો જેમ આવતા ગયા તેમ કોઇ વાડકી ભરીને મીઠુ, કોઇ ચોખા, કોઇ દાળ એમ પાથરણા ઉપર મૂકતા પુરાણીને વેગળેથી પગે લાગી બેસી ગયાં શ્રીમડળ નોખુ મડાયુ.

છોકરો દોડી આવ્યો. તેણે કજોડાના નાયકની ભૂમિકા ભજવવા, ભૂંગળવાળા પાસેથી ભૂંગળ ખેંચી લઇને, પોતાની પરણેતર વહુ કેટલી ઉંચી છે તેનું માપ લેવા લાગ્યો. તેનો હાથ માથા સુધી પહોંચી વળે એટલા માટે તે જરા નીચી નમી, એટલે, ભૂંગળને ઝપાટે તેને ઝપાટી નાંખી. આ દૃશ્ય જોઇને જોનારા પ્રેક્ષકોમાં હસાહસ થઇ રહી. વરરાજા જરા એડિયે પગ ઉંચા કરીને નીચી નમેલી નવોઢા સ્ત્રીની કોટે બાઝી પડીને તેની કેડે ચડી બેઠો. સારંગી વાળાએ રાગ છેડ્યો તે પ્રમાણે વહુએ ગાવા માંડ્યું.

"વ્હાલો લાગે વ્હાલો લાગે મારો નાનકડો વર
મને વ્હાલો લાગે."

× × ×

**ન્હાનકડો વર—**
ન્હાનો હતો તાણે માડી વ્હાલ કરી પાળની
ઝોળીમાં હુલાવી હાલેડાં ગાની હિંચાડની.

**વ્હાલી વહૂ—**
આવો મારો નાવલા હાથમાં હિંચાડુ

**ન્હાનકડો વર—**
લે હિંચાડ હાથમા ને બાળ મારૂ ચાડુ

**વ્હાલી વહૂ—**
ચાડુ તેનુ નામ ફડુ મુખડુ હુ પાડુ.
હાંવારે હાલો મારા હાથમા હિંચાડુ,

**ન્હાનકડો વર—**
ખોળી દેતી જાય તાણે માનુ લાડ માનુ.

**વ્હાલી વહૂ—**
કોડ એવા પૂરવાને આ આપુંછુ ટાણુ

**વ્હાલી વહૂ—**
એવાં સુખ માણવાને વ્હેલા મ્હોટા થાઓ.
દૂધે મીઠ્યા રોટલા ને માખણ હાથે ખાઓ

'વ્હેલા મોટા થાઓ મારા ન્હાનકડા નાવલિયા
બલાઈ ભજવા કાજ મ્હારા મનડાના ભાવલિયા"

## સાખી

"લાજી મરૂંછું હરતાં ફરતાં, આખું અંગ લજવાય
પરન્તુ જ્યારે પાંમરૂ કરશો, તાણે સુખી થવાય
વ્હેલા મ્હોટા થાઓ મારા ન્હાનકડા નાવલિયા
વિવા કર્યો તાણે ઝોળીની માંહે
ઝલતા'તા મારા વીર

હરખાતી'તી હૈયાની માંહે, ભાગશે મારી અધીર
વ્હેલા મ્હોટા થાઓ મારા ન્હાનકડા નાવલિયા"

આ પ્રમાણે વિવાહનુ ગાયન ચાલતાં ન્હાના વરના અટક્યાળા ચાળા અને વ્હાલી વહુની આતુરતા ભરેલી અધિરાઈ અને ઉત્કટ ભરેલી કરણીના લજામણા હાવ ભાવ આ સ્થાને પ્રકટ કરી શકાય એવા નથી, પણ પ્રેક્ષકો તો પહોળાં મોં કરીને ગર્જી થના હસાહસ કરતા જોઇને આપણને લાજ આવે. ભવાઇના રસમા તલ્લીન થઈ ગયેલા પ્રેક્ષકોના એક બીજા પ્રતિનાં લજ્જાયુક્ત વચનો અને સાનુભૂતિ પ્રકાન કરનારી તેમની મનોવૃત્તિ ને અનુમતિ-પૂર્વક તેમના તાળોટા સાંભળીને હું તો દિગ્મૂઢ બની ગયો.

વ્હાલા વાંચકો, જો મને મારા મનની લાગણી કહી દેવાની છુટ આપો તો હું કહી દઉં કે હું જાણે ભરતમુનિનો અનુયાયી હોઉં એવી મારી લાગણી ઉશ્કેરાઈ આવી. અવર પ્રેક્ષકોનો આનંદ તે મારો ખેદ હતો, તેમનો ઉત્સાહ તે મારી ગ્લાનિ હતી. ભવાયાની એની એ વ્હાલી વહુ તે ખરેખરી સ્ત્રી હોય, અને વ્હાલો વર તો બન્ને જેવોને તેવોજ હોય. પિછોડિયોને બદલે નેપથ્યના ચિત્રેલા પડદા હોય–મુંબઈનુ ગેઇટી થિએટર સ્થપાયુ છે એવી નાટકશાળા હોય અને નિન્દ્યશૃંગાર વર્ત્ય કરતા ઘટિત શૃંગારી હાવભાવ થતા હોય તો અયોગ્ય એવા કજોડાં બંધાય છે તે વર્જ્ય કરાવાનો બોધ, રૂપક દ્વારાએ આપી શકાય છે.

આવા વિચારમાળાના મણકા જાણે ગૌમુખીમાં હાથ મૂકી ભરતમુનિ માળા ફેરવતા મારા આગળ ખડા થયા હોય અને મારી પીઠ ઠોકતાં કહેતા હોય કે હે વત્સ! તું તારી ભાવનાપ્રમાણે સુબોધકારક કૃતિનો પ્રચાર કર, હું તને સાહાય્ય થઈશ. આવું દૃશ્ય મને દૃષ્ટિગોચર થયું. મ્હાવરો બનેલો હુ ઘેર જઈ પલંગમાં પ્હોડી ગયો પણ મને ઉંઘ આવી નહિ. ગૌમુખીમાં પ્હોંચો નાંખેલા ભરતમુનિ મારી આસપાસ ભ્રમણ કરતા મ્હારા જોવામા આવ્યા. તેઓ મને એમ આજ્ઞા કરતા સમજાયા કે મારૂ નાટ્યશાસ્ત્ર મેં લોકોના કલ્યાણને અર્થે શિવ પાર્વતીની આજ્ઞાને આધીન થઇને રચ્યુ છે, જે દેવતાઓને માન્ય થઈ ચૂક્યું છે એટલુજ નહિ પણ તેઓએ મારાં રચેલાં રૂપક ભજવી બતાવવામાં સદ્ભાગ્ય ગણી પાત્રો રૂપે અનુકરણ કરી તેની મહત્તા પ્રકટ કરી છે. એવી આ અભિનય કળાનુ ચાતુર્ય રૂપકની કાલાન્તરે કરીને કેવી અધમ સ્થિતિ થઈ ગઇ તે તે તારી દૃષ્ટિયે જોઇ તેનો ઉદ્ધાર કરવાને તારાથી બને એટલો પ્રયત્ન કર અને આના આ જ ભવાયા (તાદૃસ્ય રૂપ ધારણ કરવાવાળા) ની સ્થિતિ સુધરે એવા ઉપાયની યોજના કર.

ઉષા કાળનો સમય વ્યતિત થયો. ભરતમુનિ અદૃશ્ય થઈ ગયા. મારા પલગની સામી બાજુની જાળીમાંથી સૂર્યના કિરણોએ ડોકિયા કરવા માડયા. હુ આંખો ચોળતો પલગમાથી ઠલગ મારી ઉઠયો મારા વ્હાલા માતાજી, જેમને અમે જીજી કહિને સબોધતા હતા તેમણે, પેલી જાળી નીચેના પત્થારમા પાટલો માડી પાસે પાણીનો કળશ મૂકી પાટલા ઉપર દાતણ મૂકી રાખ્યુ હતુ. હુ ભવાઇ જોવા ગયો હતો અને મોડી રાત્રે ઘેર આવ્યો તેથી પગેઢિયાની ગુલાબી ઉંઘમાથી મને છ છેડીને ઉઠાડવાનુ તેમનુ મન થયુ ન હતુ. પણ જેવો હું મ્હોંઆકળો મારા પલંગ ઉપરથી છલંગ મારી ઉછળ્યો તેવી જ મ્હારી વ્હાલી જીજી ગભરાઇને મારા સામી આવી અને મને બાહુડે ઝાલી પડતો સાચવી લીધો.

ભવાઈની કહાણી ઉંચી મૂકી, ભવાઇનો એક બીજો પ્રકાર નિવેદન કરૂં છું.

ભવાઇનો બનાવ બન્યાને કેટલોક સમય વ્યતિત થયો. ચૈત્રમાસ આવ્યો. અલુણા વ્રત ધારણ કરનારી સ્ત્રિયો ઓખાના દાખલા ઉપરથી ચૈત્ર-વૈશાખ માસમા મીઠુ (લવણ) ખાવું નહિ એવું વ્રત કરે છે. તેવે સમયે ઓખાહરણ ગાવાવાળા બ્રાહ્મણને બોલાવી ભાવપૂર્વક ઓખાહરણનુ શ્રવણ કરે છે. મહુધામાં ઉદુમ્બર બ્રાહ્મણોની ખડકી ગામને છેક છેવાડે છે તેમાં વસનારાઓનાં સગાં વ્હાલાં વડોદરામાં વસે છે. વડોદરાના નામાંકિત કવિ પ્રેમાનંદકૃત ઓખાહરણના તેઓ અભ્યાસક હોવાથી, લલકારી, સુસ્વરથી ઓખાહરણ વાંચી સભળાવે છે.

અમારા જનાર્દન ઠાકરના મ્હેલ્લાના વિશાળ ચોગાનમાં ઓખાહરણ સભળાવવાને એક વૃદ્ધ ઉદુમ્બર બ્રાહ્મણને બોલાવ્યો. વાળુ કરી પરવારીને ભાવિક શ્રોતાજનોનો સમૂહ જ્યા અનુકૂળ લાગ્યુ ત્યા બેસી ગયો.

પુરાણીને માટે એક મ્હોટા તકિયો મૂકી ગાદલુ પાથરી બેસવાની સ્ગવડ કરી હતી, તેની બાઝુએ પડખે વિશાળ જાજમ ઉપર લુગડા પાથર્યાં હતા તે ઉપર શ્રોતાજનો જેમ આવતા ગયા તેમ કોઇ વાડકી ભરીને મીઠુ, કોઇ ચોખા, કોઇ દાળ એમ પાથરણા ઉપર મૂકતા પુરાણીને વેગજથી પગે લાગી બેશી ગયા ત્રીમ ડળ નોખુ મ ડાયુ.

મારા પિતાજિયે બંધાવેલી હવેલીના માબા ઓટલા ઉપર હું પણ બિતે ટેકો દઇને બિરાજમાન થયો હતો. ઓખાહરણ વાંચવાનુ શિરૂ થયું. પુરાણી વૃદ્ધ હતો પણ એમનો સ્વર થથડાતો ન હતો, મધુર લાગતો હતો. એમણે લલકારીને ગાયનવાંચન ચલાવવા માંડ્યુ. સર્વેનાં મન કથાભાગમાં પરોવાતાં હતા. એકચિત્ત થવાથી ઉંઘ દેવીની છાયા છવાતી જતી હોય એવો પ્રસંગ પણ આવતો ગયો. એક બાળકી અમારી ખડકીના પગથિયામા બેઠી હતી તે ઝોકાખાતી તેની માને કહેવા લાગી કે આપણા વાછડાની પેઠે આ પુરાણી કયા સુધી આવડાં કરશે? મને તો ઉંધ આવેછે. પવનનુ મોજુ આ શબ્દોને પુરાણીના કાન ઉપર જઈ અથડાયુ હોય એમ એમણે વાંચન બંધ કર્યું. એક બે બગાસા પણ ખાધા, પાઘડી પડખે મુકી હતી તેમાં ખોશી રાખેલી છીંકણીની ડાબલી કહાડીને ડાબા હાથની હાથેળીમા છીંકણી ઢાળી, અને એક બે ચિપટિયો ભરીને નાકમા ભરી, ચાર પાચ છિંકો આની, એટલામા એક બાવિજ સ્ત્રી લોટામા ખાડનુ પાણી ભરીને લઈ આવી, પુરાણીજી તે ગટગટાવી ગયા. પોથી મૂકવાની પાટલીની પડખે પિતળની બે ઉચી દીવિયો રાખી હતી, તેમા ઘી ખુટવાથી છએ દિવેટો ઝાંખી બળતી હતી. એક સ્ત્રી આવી, તેણે નીચે મેલી ન્હાની વ્હાડીમાથી પ્રત્યેક ચાડામાં ઘી ઉમેર્યુ અને દીવટોને પામતી કરી. પછી બે ચાર કડવાં ગાતા મધ્ય રાત્રીનો સમય થયો. ગામમાં ફરતા ચોકીદારો, જાગજો! જાગજોની બૂમો મારતા અમારા ફળિયામા આવી પ્હોચ્યા. તેઓ-પણ ઓખાહરણ સાંભળવાને મારી પાસેના પગથિયા આગળ ઉભા રહ્યા ને પુરાણી મહારાજ ગાતા બંધ થયા. પ્રથમ રાત્રીની કથા બંધ થઇ. પુરાણીના માણસે મીઠાની ?ણાની ઢગલિયો પાથરેલે પોતિયે પોતિયે બાંધી લીધી ને વિદાય થયા. સૌ પોતપોતાના ઘરમાં પેશી ગયું.

બીજી રાત્રિની તૈયારીમાં ફેરફાર એટલો થયો કે ભીંતશરશી એક પાટ ગોઠવીને પુરાણીને બેસવાના ગાદી તકિયાની ગોઠવણી થઈ.

પરફળિયાના લોકો પણ ખબર પડવાથી આવવા લાગ્યા હતા તેથી ભીડ સારી થઈ હતી.

ઓખાના માળિયામાં અનિરૂદ્ધ આવીને ભરાયો છે એ વાત બાણાસુરને કાને જતા તેને કેદ કરી બાંધીને લઇ જતા હતા તે જોવા માર્ગમાં સ્ત્રિપુરુષોની હારો બંધાઇ હતી આમ સ્ત્રિયોની સામે કટાક્ષ કરતો વ્યભિચારી ભાવ ઉત્પન્ન થાય એમ નયન નચાવતો કવિ પ્રેમાનંદે તેને વર્ણવ્યો છે એ ભાગ મને નિન્દ્યશૃંગાર જેવો લાગ્યો. મારા ઘરમા ઓખાહરણની હસ્તલિખિત ચોપડી હતી તે મે શોધી કહાડી મારા કાકા દિવાકર પ્રતાપી પુરૂષ હતા. તે વેળાએ વડોદરામાં દક્ષિણિયો—સિવાય બીજી કોમ સરકારી નોકરીમાં દાખલ થઇ શકતી ન હતી તેવો પ્રસંગ છતા પણ વડીલ દિવાકર પોતાની કુશળતાના બળથી સાવલી મહાલના કુમાવિશદારના માનવંતા ગણાતા અધિકારે પ્હોચ્યા હતા. તેમણે પોતાને હાથે ઉતારી લીધેલી પ્રતિ હતી તે મે ધ્યાનપૂર્વક વાચી. તે વેળાએ પણ મને એ ભાગ ઠીક લાગ્યો નહિ. ભવાયા લોકો સુધરે તો ભવાઇમા શિક્ષણ આપવાને બની શકે એવો વિચાર મારા મનમા ઘોળાયા કરતો હતો તેથી મારે જ્યારે અમદાવાદ જવાનો પ્રસંગ આવ્યો ને વેળાએ કવીશ્વર દલપતરામને અને રાવસાહેબ મહિપતરામ રૂપરામને ભવાયાને સુધારવાની વાત કરી. મુખ્ય મુખ્ય ભવાયાને બોલાવીને તેઓને બિભત્સ અને ફુડા, તેમજ લજામણા હાવ ભાવ નહિ કરવાનો બોધ કર્યો આ

લોકોને બાપદાદાનો વંશપરંપગનો ધંધો એજ લોકોના હાથે સુધરાવવો ઉચિત છે એમ અમારી ખાત્રી થઇ હતી તેથી તેમની સાથે માથુ કૂટામણી કરવા માંડી કવીશ્વર દલપતરામની એક કવિતા 'પિતાજી તમે જે કહો તે પ્રેમથી હુ પાળુ" ગવરાવતાં ગાવા લાગ્યા કે પત્યાજી તમે જે કહો તે પરેમથી હુ પાળુ " તેમને સમજાવીને કહ્યુ કે પિતાજીને ઉચ્ચાર તમે પત્યાજી કરો છો અને પ્રેમનો ઉચ્ચાર પરેમ કરો છો તે બરાબર નથી એમ સમજે સાહેબ પત્યાજીને પરેમ એવા ખરા બોલ બોલિયે છિયે ને? માડમાડ માથાકૂટ કરીને તેમને બે શબ્દોના શુદ્ધ ઉચ્ચાર શીખવ્યા રાવસાહેબ મહિપત રામની પાસે ભવાઇ સંગ્રહનુ પુસ્તક લોકમાન્ય થાય એવુ રચવાનુ કહેતા તેમને એ વાતપસંદ પડવાથી એ સમ એમણે ઉપાડી લઇને પૂર્ણ કરયુ. આ વેળાએ ઉત્તર પ્રાન્તના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર રસલ સાહેબ હતા તેમને આ દેશના લોકોની રીતભાત જાણવાનો શોખ હતો તેઓને ભવાઇ વિષે વાત કરતા તે જોવાનુ મન થયુ જેઓ ની સાથે અમારો પરિચય થયો હતો તેઓને સમજાવીને ડાહ્યાભાઇ શેઠની વાડીમા ભવાઇ ભજવાની તેઓને નિત્યનો અભ્યાસ પડી ગયેલો તેથી નિન્દ્ય હાવભાવ નહિ કરવાને ચેતાવતા જતા પણ તેઓથી તે થઇ જતા હતા તેઓને વારવા જતા ઇન્સ્પેકટર પોતેજ કહેવા લાગ્યા કે એમને રોકો નહિ, જેમ કરતા હોય તેમ કરવા દો એટલે ખરુ રૂપ આપણા લક્ષમા આવશે

સારા કેળવાયલા ભવાયા મુંબઇ સરખી રંગીલી નગરીમાં જાય તો ત્યાં તેમનુ પોષણ થાય અને નાટકની નવિનતા ગ્રહણ કરવામાં ફાવી જાય પછવાડેથી તેમજ થયુ. તેમના છોકરા નિશાળમા ભણવા લાગ્યા એટલે ભાષાની શુદ્ધતા પણ તેમનામાં દાખલ થઇ અને ગાયનકળામા પ્રવેશ કરાવવો શરૂ થયો.

ભવાયાઓને આમ ઉત્તેજન મળવાથી તેઓની ઉલટ વધવા લાગી.

ભવાઇ સુધારવાની બીજી અગત્ય એ જણાઇ કે અબા માતાએ યાત્રા અર્થે પ્રતિવર્ષે અમદાવાદના નાગરો સંઘ લઇ જતા હતા તેમાં જોઇતાભાઇ મુખ્ય હતા. માતાને રીઝાવવા તેઓ ત્યા ભવાઇ ભજવતા હતા માતાના આગળ સ્ત્રીનુ રૂપ ધારણ કરવાથી માતા પ્રસન્ન થાય છે એવી માન્યતા હતી, સ્ત્રિયોને આવી ભવાઇ જોવી તેમા ધર્મની માન્યતાને લીધે બાધ ગણવામા આવતા નહિ ભવાયા નાયકોને વેગળા બેસારે એવી તેઓ સરસ ભવાઈ ભજવતા હતા ચાલતા સુધી બીભત્સ રસનો જમાવ થાય નહિ એની કાળજી રાખતા હતા

આવા ઉચ્ચ પંક્તિના પાત્રા નાટકમા ભજે તો નાટક ભજવી બતાવવાનો પ્રયોગ સફળ નિવડે પણ માતાના દ્વાર સિવાય બીજે ઠેકાણે તેઓ ખેલમા સામેલ થાય તો તે ભવાયાનુ હલકુ ક્ષેત્ર હોતા નિન્દાને પાત્ર થાય





# મુગ્ધાવસ્થાને આંગણે.

લેખક—પરિમલ.

એણે તો, આ નવાંકુરે નવપલ્લવે નવકુસુમે ફાલી ફુલી ભગવાન્ કુસુમાયુધની લીલારમ્ય કુસુમવાટિકા જીવનમાં પ્હેલીજ વાર પાવન કરી.



" એકલી અટુલી આમ્રવૃક્ષને છાયાશ્રયે "

એકલી અટુલી એ એક વિસ્તૃત આમ્રવૃક્ષને છાયાશ્રયે ઉભી રહી અટકચાળા મલયાનિલે અડપલું કરી ચોક લીલીછમ જેવી કુંળી આમ્ર મંજરીઓ વૃક્ષપરથી નીચે પાડી દીધી, પડતાં પડતાં અધુકડજ એની કુવલયધવલ કરાંગુલિયોમાં સહજ ઝીલાઇ ગઇ.

ઝીલનારી જોતાંજવેત અનુરક્ત બની બાલિશ ભાવે વિચારે ચ્હડી.

"અહો! શી સુંદર! એને કાનમાં ઘાલી હોય તો ?"

નિરંકુશ હતી એટલે એણે તો ઘાલીજ. વૃક્ષપરની કોઇક કલ કોકિલાએ કુહુરવ કરી એના સ્વચ્છન્દી કાર્યમાં સહાનુભૂતિ દર્શાવી.

પાસેજ મ્હેક મ્હેક થતા મનહર કુસુમસોરભે એને પોતા પ્રત્યે આકર્ષી. એ આકર્ષક અને ચિત્રવિચિત્ર કુસુમ કુંજમાં વિહાર કરવા [illegible] પૂરી

હૃદયંગમ એવાં ડોલરનાં થોડાંક ફૂલ એણે ચૂંટી કાઢયાં, એમાંયે મનો-મુગ્ધ થઈ સ્વગત બોલી ઉઠી.

"વાહ ! એની વેણી ગુંથી હોય તો કેવી મઝેની લાગે ?"

પણ ગુંથવી શેણે ? આ એક વિટંબના આડે આવી.

ઘડ લઈને પોતે પ્હેરેલા પટ વસ્ત્રને પાલવડેથી ફાડી નાંખી એનીજ દોરીયે એણે વેણી ગુંથી લીધી. પુષ્પપુંજમાં અગોપ રસલ્હાણ લૂટતા કોઈક રસ લાલચુ લુચ્ચા મધુકરે પાંખો ફફડાવી એને ભ્રમિત બનાવી દીધી.

મદઘેનમાં ડોલતી ડોલતી નજીકમાંજ એ એક જળાશય આગળ આવી પ્હોંચી. શી ખબર ? જાણે અજાણે જળાશયના પારદર્શક નિષ્કંપ જળમાં એનાથી જરીક ડોકિયું કરી જવાયું.



' પોતાના પ્રતિબિમ્બમા પોતેજ મોહનશ થઇ ગઇ

સમલંકૃત વેણીમઢ મઝની કર્ણભિરણે ભુવનમોહન કુસુમાકરની કમનીયશ્રી જેવી શોભના ! પોતાના પ્રતિબિમ્બમાં પોતેજ મોહવશ થઇ ગઈ. ફરી ફરીને સોત્સાહ સસ્મિત સગર્વ ધારી ધારીને એણે ઘણીવાર સુધી આમને આમ એમાં જોયા કર્યું.

જોનારી સૌન્દર્યમદમાં ઘેલીતૂર જેવી મયુરી પેઠે થૈ થૈ નાચવા મંડી ગઈ.

સંધ્યાને આંગણે પ્રકૃતિ સપરિવાર રસઝરણી જ્યોત્સ્નાને ઝીલતી ઝીલતી સંતપ્ત હૃદયો ઠારી રહી હતી એને કે ક્યારની જ્યોત્સ્નાને કંઇ થોડાજ

પક્ષપાત હતો કે સંસારભરમાં માત્ર એકલીજ એ દેવદોહ્યલા પીયૂષ પાનથી વંચિત રહી જાય ! બધાંની પેઠે એને યે ભગવાન્ શશાંકનાં શીતરશ્મિઓએ ઉદાર ભાવે મૃદુ સ્પર્શ કર્યો. એણે એ અનુભવ્યોયે ખરો, પણ હા ! હતભાગ્ય ! હિમાંશુના સ્પર્શ માત્રથી એને તો શૈત્યને બદલે સર્વાંગ ઉષ્ણ પ્રસ્વેદ ફરી વળ્યો ! એની હૃદયતન્ત્રીના બધાયે તાર આકસ્મિક ઝણઝણી નિકળ્યા, ગાત્ર સમસ્ત કોઈ અનિર્વચનીય કંપથી થર થર ધ્રૂજી ઉઠ્યું, રોમાંચ ખડાં થઇ ગયાં, વક્ષઃસ્થલી કોઈક અદૃશ્ય ભયથી ધડક ધડક થવા લાગી, અને પગની પાનીથી શિરોભાગ પર્યંત રક્ત સમસ્ત વિદ્યુત્વેગે અજબ રીતે દોડા દોડ કરવા લાગ્યું !

આ અચિંત્ય ઉત્પાતથી બ્હાવરી જેવી એ ગર્વગલિત થઇ ભયવિસ્ફારિત નેત્રે આમ તેમ જોવા લાગી, પણ કંઇયે જણાયું નહિ. માત્ર દૂર દૂરનું વાતાવરણ ભેદી ધસ્યો આવતો—

' આવોજી આવ.........મેરે પ્રાનકે બચાનેવાલે " એ કર્ણપ્રિય મંજુલ સંગીતધ્વનિ એના કર્ણપટને અથડાયો.

હૈયાસૂની સાંભળનારીનું દુભાયલું દિલ " દાઝયાપર ડામની પેઠે " બેવડું દુભાયું. હૃદયના ઉંડાણમાંથી એક દીર્ઘોષ્ણ નિઃશ્વાસ નિકળી ગયો.

નિષ્ઠુર હૃદયની પ્રકૃતિ તો એનું ઉપહાસ્ય માત્ર કરતી'તી.

પ્રિય પાઠક ! એ બિચારી બાલ્યાવસ્થાની કાચી મર્યાદાઓ ઉલ્લંઘી જઇ હજી તો હમણાંજ મુગ્ધાવસ્થાને રસાંગણે કુંકુમ પગલિયો માંડ્યાનું મંગળ મુહૂર્ત કરતી'તી.

ધવલશીલાના જેવી નિસ્પન્દ સ્વેદ કલેદ હીન કલ્યાણી કુમારિકા, અદ્યાવધિ ભુવનમોહન કુસુમાકર કે ભગવાન્ કુસુમાયુધની કળાયલ રસલીલાઓથી સાવ અજાણી હતી.

છેક મોડી રાતે ભારે પગલે ત્યાંથી બહાર આવી કોણ જાણે એ ક્યાં ચાલી ગઇ ?




[ ત્રિઅંકી નાટક ]

લેખક—કવિ મહાશંકર શર્મા, આચાર્ય, કન્યા ગુરૂકુલ, વડોદરા.

---

**અંક ૧ લો, પ્રવેશ ૧ લો.**

[ ગતાંક પૃષ્ઠ ૧૨૭ થી ચાલુ ]

---

**સ્થળ**—જમરૂદ ( કાબૂલ ) મા જોધપુર નરેશ યશવન્તસિંહનુ વન્ય-ઉદ્યાન.

**સમય**—સાયકાલ.

**પાત્રગણ.**

**દુર્ગાદાસ**—સ્વરાષ્ટ મારવાડ ભક્ત શક્તિનાથ

**યશવન્તસિંહ**—મારવાડ નરેશ કાબૂલનો સુબો.

**અજિતસિંહ**—ભવિષ્યનો મારવાડાધિરાજ યશવન્તમુક્તિનો બાલ.

**મુકુન્દદાસ**—મારવાડી સેના નાયક.

**અમરસિંહ**—યશવતસિંહનો મ્હોટોભાઇ, દેશદ્રોહી ખાનખાનાન લખ્ખે ૭ હજુર.

**અકબર**—ઔરંગઝેબનો શાહજાદો. શક્તિનો ઉમેદવાર.

**કાસમ**—ઇમાનદાર મુસલમાન, યશવન્તનુ વિશ્વાસ સ્થાન.

**શક્તિ**—દુર્ગાદાસની સહધર્મિણી.

**મુક્તિ**—યશવતસિંહની મહારાણી મેવાડાધીશ મહારાણા રાજસિંહની ભગિની. અજિતની જન્મદાત્રી

**ભક્તિ**—દુર્ગાદાસની જનની અજિતની ધાત્રી.

**ઉપરાંત**—સેવકો, સૈનિકો, સખીઓ, દાસીઓ વગેરે

[ દીલ્હી શહનશાહ ઔરંગઝેબને એક તરફથી મુગલ સલ્તનત સામે હમેશના બુંડખોરો અફઘાનોનો ભોક અને બીજી તરફથી તેથી પણ વધારે મારવાડ નરેશ યશવન્તસિંહનો ભોક યુદ્ધદ્વારા યશવન્તનો ઘાટ ઘડાવો અશક્ય એટલે એક ઘાથી બે પક્ષી પાડવાના મિષે ઔરંગઝેબે યશવન્તને કાબુલનો સુબો બનાવી જમરૂદ મોકલેલો પાતો અફઘાનો યશવતથી દમાય કે યશવત અફઘાનોથી હણાય કે કાતો સ્વરાજ્ય સત્તાથી અતિદૂર રહેલા યશવતનો બીજી ત્રીજી કપટ કળાથી ફેંસલ કરાય—યશવતનુ કાબુલમા હોવાનુ આ કારણ અને તેથી આપણા નાટકનુ અહીંથી પ્રારંભિક પ્રકરણ ]

પક્ષપાત હતો કે સંસારભરમાં માત્ર એકલીજ એ દેવદોહ્યલા પીયૂષ પાનથી વંચિત રહી જાય! બધાંની પેઠે એને યે ભગવાન્ શશાંકનાં શીતરશ્મિઓએ ઉદાર ભાવે મૃદુ સ્પર્શ કર્યો. એણે એ અનુભવ્યોયે ખરો, પણ હા! હતભાગ્ય! હિમાંશુના સ્પર્શ માત્રથી એને તો શૈત્યને બદલે સર્વાંગ ઉષ્ણ પ્રસ્વેદ ફરી વળ્યો! એની હૃદયતન્ત્રીના બધાયે તાર આકસ્મિક ઝણઝણી નિકળ્યા, ગાત્ર સમસ્ત કોઈ અનિર્વચનીય કંપથી થર થર ધ્રૂજી ઉઠ્યું, રોમાંચ ખડાં થઇ ગયાં, વક્ષઃસ્થલી કોઇક અદૃશ્ય ભયથી ધડક ધડક થવા લાગી, અને પગની પાનીથી શિરોભાગ પર્યંત રક્ત સમસ્ત વિદ્યુત્વેગે અજબ રીતે દોડા દોડ કરવા લાગ્યું!

આ અચિંત્ય ઉત્પાતથી બ્હાવરી જેવી એ ગર્વગલિત થઇ ભયવિસ્ફારિત નેત્રે આમ તેમ જોવા લાગી, પણ કંઇયે જણાયું નહિ. માત્ર દૂર દૂરનું વાતાવરણ ભેદી ધસ્યો આવતો—

'આવોજી આવ.........મેરે પ્રાનકે બચાનેવાલે" એ કર્ણપ્રિય મંજુલ સંગીતધ્વનિ એના કર્ણપટને અથડાયો.

હૈયાસૂની સાંભળનારીનું દુભાયલું દિલ "દાઝયાપર ડામની પેઠે" બેવડું દુભાયું હૃદયના ઉંડાણમાંથી એક દીર્ઘોષ્ણ નિઃશ્વાસ નિકળી ગયો.

નિષ્ઠુર હૃદયની પ્રકૃતિ તો એનું ઉપહાસ્ય માત્ર કરતી'તી.

પ્રિય પાઠક! એ બિચારી બાલ્યાવસ્થાની કાચી મર્યાદાઓ ઉલ્લંઘી જઇ હજી તો હમણાંજ મુગ્ધાવસ્થાને રસાંગણે કુંકુમ પગલિયો માંડવાનું મંગળ મુહૂર્ત કરતી'તી.

ધવલશીલાના જેવી નિસ્પન્દ સ્વેદ ક્લેદ હીન કલ્યાણી કુમારિકા, અદ્યાવધિ ભુવનમોહન કુસુમાકર કે ભગવાન્ કુસુમાયુધની કળાયલ રસલીલાઓથી સાવ અજાણી હતી.

છેક મોડી રાતે ભારે પગલે ત્યાંથી બહાર આવી કોણ જાણે એ કયાં ચાલી ગઇ?



હૃદયંગમ એવાં ડાળનાં થોડાંક ફૂલ એણે ચૂંટી કાઢયાં, એમાંયે મનો-મુગ્ધ થઈ સ્વગત બોલી ઉઠી.

"વાહ ! એણે વેણી ગુંથી હોય તો કેવી મઝેની લાગે ?"

પણ ગુંથવી કેણે ? આ એક વિટંબના આડે આવી.

ઘડી લઈને પોતે પહેરેલા પટ વસ્ત્રને પાલવડેથી ફાડી નાંખી એનીજ દોરીયે એણે વેણી ગુંથી લીધી. પુંપપુંજમાં અગોપ રંગલ્હાણ લૂટતા કોઈક રસ લાલચુ લુબ્ધ મધુકરે પાંખો ફફડાવી એને ભ્રમિત બનાવી દીધી.

મધ્યવનમાં ડોલતી ડોલતી નટકમાંજ એ એક જળાશય આગળ આવી પહોંચી. શી ખબર ? જાણે અજાણે જળાશયના પારદર્શક નિષ્કંપ જળમાં એનાથી જરીક ડોકિયું કરી જવાયું.



પોતાના પ્રતિબિમ્બમા પોતેજ મોહવશ થઇ ગઇ

સમલંકૃત વેણીમહુ મંજરી કર્ણાભરણે ભુવનમોહન કુસુમાકરની કમની-યશ્રી જેવી શોભના ! પોતાના પ્રતિબિમ્બમાં પોતેજ મોહવશ થઇ ગઇ. ફરી ફરીને સોત્સાહ સસ્મિત સગર્વ વાંકી વાંકીને એણે ઘણીવાર સુધી આમને આમ એમાં જોયા કર્યું

જોનારી સૌન્દર્યમદમાં ઘેલીતૂર જેવી મયુરી પેઠે થૈ થૈ નાચવા મંડી ગઇ.

સંધ્યાને આંગણે પ્રકૃતિ સપરિવાર રસઝરણી જ્યોત્સ્નાને ઝીલતી ઝીલતી સંતપ્ત હૃદયો ઠારી રહી હતી. એને કે ક્યારથી જ્યોત્સ્નાને કંઇ થોડાજ

અમરસિંહ—( પ્રવેશતા ) જખ મારે છે ' ખૂબ કરી '

અકબર—વાહ સસરાજી ' ખૂબ કરી ' પરણાવો શક્તિ દીકરી .

શક્તિ—( સ્વગત ) ઘૃણિત શાપ સમાન છુપા વેશમા આ કોણ મારો બાપ ?

અમરસિંહ—શાહજાદા અકબર સાહબ, હું જોધપુરનો હકદાર ગાદીવારસ હોવા છતા મારા બાપે મને વર્ષો સુધી દેશનીકાલ કરી મારા ન્હાનાભાઇએ યશવતસિંહને જોધપુરની ગાદી આપેની તે વેરની આજે વસુલાત લીધી અને શહનશાહ ઔરગઝેબની મુરાદ આબાદ કીધી

અકબર—પણ કહેછે આપે નિજ બાપ તરફ ઉદ્ધતતા હતી કરી,

અમર—જેમ તમ બાપે દાદા સામે

અકબર—વાહ મારા અમર

અમર—ખૂબ કરી.

આજ લીધો છે બદલો હણી યશવંત માગી બંદૂક-છરી,
દેશે ઓરગઝેબ જોધપુર ગાદી કહી કે ' ખૂબ કરી. '

શક્તિ—( પ્રકટ ) દેશ, જાતિ, કુલ, રાજદ્રોહી આ બાપને હણુ હુ દીકરી

( અમર તથા અકબર ન્હાસવા જાયછે ત્યા રીસેંવર કાઢી ) ખબરદાર જો જરા ચસ્યા તો,

અમર—દીકરી તે પણ ખૂબ કરી

થઉ વ્હેવાઇ આલમગીરનો અકબરનેજ જમાઇ કરી

શક્તિ—જિભ કાપી લઇશ ફરી બોલ્યા તો

અમર—હાય રે બેટી, ખૂબ કરી

અરે પણ હુ મને અહીંથી લઈ જવા આ રોણુ અહીં જેમ જેમ વખત જાય છે તેમ તેમ અમારી જીદગી જોખમાય છે

શક્તિ—મારી એજ ચાહ છે કેમકે —

જે ઘાસનો પૂળો બીજાને બાળવાને જાય છે,
તે ખુદ પણ બળીને ખરેખર ખાખ બિલકુલ થાય છે.

અમર—પણ બાપ હુ તુજ તેમને નુકસાન કરવે પાપ છે,

શક્તિ—પ્રભુ-દેશ-ધર્મદ્રોહી એવા બાપ નહિ પણ શાપ છે

અકબર—એ બાપ તે તો શાપ એ તુજ વાત બિલકુલ છે ખરી તેને ત્યજી તુ મારી થા

અમર—વાહ તેય બેટા ખૂબ કરી

શક્તિ—કરી કેદ બુઢ્ઢા બાપને જેણે હણ્યા નિજ ભાઇને, થુકુ ન એવા શહનશાહના શાહજાદા કમાઇને.

અમર—અગરે કોણ તને આવો શાહજાદો—અમીર બપતગી ' થઇશ અખિલ ભારતની રાણી

શક્તિ—થુ થુ તમને

અમર—ખૂબ કરી.




[ ત્રિઅંકી નાટક ]

લેખક—કવિ મહારાણીશંકર શર્મા, આચાર્ય કન્યા ગુરૂકુલ વડોદરા

અંક ૧ લો, પ્રવેશ ૧ લો

[ ગતાંક પૃ૦ ૧૨૭ થી ચાલુ ]

સ્થળ—જમરૂદ ( કાબુલ ) માં જોધપુર નરેશ યશવન્તસિંહનું વન્ય-ઉદ્યાન

સમય—પ્રાતઃકાળ

પાત્રગણ

દુર્ગાદાસ—સ્વરાષ્ટ્ર મારવાડ ભક્ત શક્તિનાથ

યશવન્તસિંહ—મારવાડ નરેશ કાબુલનો સુબો

અજિતસિંહ—ભવિષ્યનો મારવાડાધિરાજ યશવન્તમુક્તિનો બાળ

મુકુન્દદાસ—મારવાડી સેના નાયક

અમરસિંહ—યશવન્તસિંહનો મોટો ભાઈ દેશદ્રોહી ખાનખાનાન લક્ષ્મે ૭ હજાર

અકબર—ઔરંગઝેબનો શાહજાદો શક્તિનો ઉમેદવાર

કાસમ—ઇમાનદાર મુસલમાન યશવન્તનું વિશ્વાસ સ્થાન

શક્તિ—દુર્ગાદાસની સહધર્મિણી

મુક્તિ—યશવન્તસિંહની મહારાણી મેવાડાધીશ મહારાણા રાજસિંહની ભગિની અજિતની જન્મદાત્રી

ભક્તિ—દુર્ગાદાસની જનની અજિતની ધાત્રી

ઉપરાંત—મેરઠા સૈનિક સખીઓ દાસીઓ વગેરે

[ દીલ્હી શહનશાહ ઔરંગઝેબને એક તરફથી મુગલ સલ્તનત સામે હમેશના ત્રાડ ખોરો અફઘાનોનો મોહ અને બીજી તરફથી તેથી પણ વધાર મારવાડ નરેશ યશવન્તસિંહનો મોહ સુદ્ધા। યશવન્તનો ઘાટ ઘડાવો અશક્ય એટલે એક ઘાથી બે પક્ષી પાડવાના મિષે ઔરંગઝેબે યશવન્તને કાબુલનો સુબો બનાવી જમરૂદ મોકલ્યો યાતો અફઘાનો યશવન્તથી દબાય કે યશવન્ત અફઘાનોથી હણાય કે કાંતો સ્વરાજ્ય સત્તાથી અતિદૂર રહેતા યશવન્તનો બીજી રીતે કપટ કળાથી કેંજ કરાય—યશવન્તનું કાબુલમાં હોવાનું આ કારણ અને તેથી આપણા નાટકનું અહીંથી નાટકિય પ્રકરણ ]

**અમરસિંહ**—( પ્રવેશતા ) જખ મારે છે 'ખૂબ કરી '

**અકબ્બર**—વાહ સસરાજી ' ખૂબ કરી ' પરણાવો શક્તિ દીકરી

**શક્તિ**—(સ્વગત) ઘૃણિત શાપ સમાન છૂપા વેશમા આ કોણ મારો બાપ ?

**અમરસિંહ**—શાહજાદા અકબર સાહેબ, હુ જોધપુરનો હકદાર ગાદીવારસ હોવા છતા મારા બાપે મને વર્ષો સુધી દેશનીકાલ કરી મારા ન્હાનાભાઇએ યશવતસિંહને જોધપુરની ગાદી આપેથી તે વેરની આજે વસુલાત લીધી અને શહનશાહ ઔરંગજેબની મુરાદ આબાદ કીધી

**અકબ્બર**—પણ કહેછે આપે નિજ બાપ તરફ ઉદ્ધતતા હતી કરી,

**અમર**—જ્યમ તમ બાપે દાદા સામે

**અકબ્બર**—વાહ મારા અમર,

**અમર**—ખૂબ કરી

આજ લીધો છે બદલો હણી યશવંત મારી બંદૂક-છરી,
દેશે ઔરંગઝેબ જોધપુર ગાદી કહી કે 'ખૂબ કરી.'

**શક્તિ**—( પ્રકટ ) દેશ, જાતિ, કુલ, રાજદ્રોહી આ બાપને હણુ હુ દીકરી,

( અમર તથા અકબર ન્હાસવા જાયછે ત્યા રીવૉલ્વર કાઢી ) ખબરદાર જો જરા ચશ્યા તો,

**અમર**—દીકરી તે પણ ખૂબ કરી

થઉ બ્હેવાઇ આલમગીરનો અકબરનેજ જમાઇ કરી

**શક્તિ**—જિભ કાપી લઇશ ફરી બોલ્યા તો

**અમર**—હાય રે બેટી, ખૂબ કરી.

અરે પણ હુ મને અહીંથી લઈ જવા આ રોકુ અહી જેમ જેમ વખત જાય છે તેમ તેમ અમારી જીદગી જોખમાય છે

**શક્તિ**—મારી એજ ચાહ છે કેમકે —

જે ઘાસનો પૂળો બીજાને બાળવાને જાય છે,
તે ખુદ પણ બળીને ખરેખર ખાખ બિલકુલ થાય છે.

**અમર**—પણ બાપ હુ તુજ તેમને નુકસાન કરવે પાપ છે,

**શક્તિ**—પ્રભુ-દેશ-ધર્મદ્રોહી એવા બાપ નહિ પણ શાપ છે

**અકબ્બર**—એ બાપ તે તો શાપ એ તુજ વાત બિલકુલ છે ખરી, તેને ત્યજી તુ મારી થા,

**અમર**—વાહ તેય બેટા ખૂબ કરી

**શક્તિ**—કરી કેદ બુઢ્ઢા બાપને જેણે હણ્યા નિજ ભાઇને ચુકુ ન એવા શહનશાહના શાહજાદા કમાઇને.

**અમર**—મળશે કોણ તને આવો શાહજાદો—અમીર મપનગી ' થશે અખિલ ભારતની રાણી,

**શક્તિ**—શુ શુ તમને

**અમર**—ખૂબ કરી

શક્તિ—પ્રબળ અરિદળ દાબી બળે જે દેશ બચાવે,
શત્રુરૂધિર તરશી ભૂમિની જે તરશ બુઝાવે,
મુક્તિ-કીર્તિની ધ્વજા ગગનને ભેદી ઉડાડે,
ક્ષત્રિય કુળ, મરૂ જન્મભૂમિનું નામ વધારે.
તેની સાથે પરણીને સુખ સૌભાગ્યજ પામશું,
નહિ તો આ જીવન સદા કુંવારૂંજ વીતાડશું.

(અંદર જવા માડેછે કે)

અમર—હવે એને પકડી ઉપાડી ચાલો. (બંને શક્તિને પકડવા મથેછે)

શક્તિ—ઓ હરિ, ઉગારો.

દુર્ગાદાસ—(પ્રવેશ) ઉભો રહે ઘાતકી ! ખબરદાર. (તલુસી દાઢી ખેંચી કાઢેછે.)

અમર—તેં પણ નસીબ ખૂબ કરી યાર. (શાહજાદો બીજી તરફ ન્હાસવા જાય છે કે)

મુકુન્દદાસ—શાહજાદા હોશિયાર. (શાહજાદાને પકડેછે)

દુર્ગાદાસ—આ તો અમરસિંહ લુટારો, ભાઇનો હત્યારો ! ધિક્કાર, ધિક્કાર !

મુકુન્દદાસ—અને આ શાહજાદો ધૂતારો, બસ બને ખૂની જાસુસોને ઠાર કરો.

અમર—તું છોડ મુજને દુરગા, તો દઉં હું મારી દીકરી,

અકબર—અદ્દર ટીંગાડ્યો તે મને કે વાહરે સસરા ખૂબ કરી,

મુકુન્દદાસ—જે છે સ્વદેશ હરામ તેની સગાઇ તે શા કામની ? આ હરામીના ફરજંદમાં દાનત હશેજ હરામની.

શક્તિ—(સ્વગત) એ પ્રભુ, આ સાંભળી મારી કર્ણેન્દ્રિય કપાઇ રહી છે, મારા પગ નીચેની પૃથ્વી કંપી રહી છે.

દુર્ગાદાસ—તુ-કીચડને લઇને આજે મારી શક્તિપરની પણ પ્રીતિ ગઇ. હવે તો,

પરણ્યો હું સ્વભૂમિને સ્વરાજ્યની ભક્તિને નિષ્કામની,
તેવી નીવડશે કોઈ કામિની તેજ મુજને કામની.

શક્તિ—(સ્વ.) હાય, વૈરી પિતા ! પણ ફીકર નહિ. હું કીચડમાંથી કમળ બનવા પ્રયત્ન આદરીશ અને સૂર્ય-દુર્ગાદાસ ! તારા પ્રેમનું કિરણ મેળવીશ.

ઉદ્ધારવા મરૂ જન્મભૂમિને વારૂં હું તન, મન, જીવન
મુજ નામની શક્તિ બતાવીને જીવીશ નહિ તો મરણ. (પ્રસ્થાન)

મુકુન્દદાસ—હવે આ હીચકારા છૂપા ખુનીઓને મહારો.

દુર્ગાદાસ—બસ મારો.

અમર—અરે બાપલા, ઉગારો ઉગારો.

યશવંતસિંહ—(નેપથ્યમાંથી) સબૂર કરો. (ઘવાયલો તથા અનુચરોથી ઝલાયલો પ્રવેશેછે)
મારૂં અંતિમ પુણ્ય ચોઘડીઉં સુધારવા મારા ખૂનીઓને પણ છૂટા કરો.

મુકુન્દ—હાય રાજપૂતાઇ મૃગલીએ માનેલી મિથ્યા દયાના ઝાંઝવાનો ઝરો ! તેમાંજ તેઓનો હમેશનો મરો !

અમર—ભાઇ વૈતરણીમાંથી મને બંનેજણાને તાર્યો !

યશવંત—કપટી ઔરંગઝેબ કુહાડાના બનેલા મદદગાર હાથલા-ઉમરા ! તમારા-

જેવા સ્વાર્થી-દ્રોહી લાકડાંઓએજ આ હિંદના સંપ સૌભાગ્યના નંદનવનમાંથી અલગ પડી તેને કાપી ખેદાન મેદાન કરી તેમાં પરદેશી પરધર્મીઓને હાથે ગુલામીની નાટકી આગ સળગાવી છે. તમારૂં કર્યું તમે ભોગવશો જાઓ, ચાલ્યા જાઓ. મારા અવસાનના કલ્યાણ કાળમાં હું તમારા જેવા ચાંડાળનું દર્શન ચાહતો નથી.

**મુકુન્દદાસ**—(જતા અમર તરફ) શું છે તારા નામ ઉપર કુળ, દેશ, કોમ-ધર્મના અરિ.

**અમર**—થુંકી લે પણ જીવ બચાવ્યો,

**અકબર**—વાહ મારા મસરા,

**અમર**—ખુબ કરી. (અમર, અકબર જાયછે.)

**મુક્તિ**—(ભક્તિ સાથે પ્રવેશી) ઓ મારા પ્રાણાધાર, તમારા આ હાલ!

**યશવંત**—હેવી કિરતારની મરજીને શિરે ધાર. મારો હવે આખર કાળ.

**મુક્તિ**—તો નાથ, હિન્દુ રમણીના પરમ ધર્મ અનુસાર હું આપની પાછળ સતી થનાર. સ્વર્ગમાં પણ આપનાં ચરણ સેવનાર.

**યશવન્ત**—ના, ના એમ મારી પાછળ મરવાથી મારા આત્માને સદ્ગતિ નથી મળનાર. પાટની કુમાર પૃથ્વીસિંહને તે પાપી પાદશાહે જોધપુરથી દિલ્હી બોલાવ્યોછે તેની પણ તે જરૂર બુરી દશા કરનાર. અત્યારે તો હવે મારવાડની મુક્તિલતાપર ખીલેલાં આ છેલ્લાં ફુલ અજિતને સભાળ, અને આપણી મરતી સ્વતંત્રતાને વીરોચિત ઉપચારથી જીવાડ.

**મુકુન્દ**—સ્વામી, એ ઔરંગઝેબ ખાતર આપે શું શું નથી સહ્યું છતા તેનો આવો વિશ્વાસઘાતક બદલો!

દેશ તજી પરદેશ રહ્યા મરવા ઘરની ધરતી નહિ પામ્યા,
વૈરી વાઘપંજે મુકી પૃથ્વી-ગાય પુત્ર આ મુક્તિ રામા.

**દુર્ગાદાસ**—અદ્ભુત સાહસ શૌર્ય-દુધને પાયાં ઔરંગ-સાપના મોમાં,
આખર સાપ તે સાપ રહ્યો, પી દુધ ડસ્યો એ ઝેર નકામાં.

**યશવંત**—ભાવિ મિથ્યા થનાર નથી તેમ કૃતજ્ઞતા પર કૃતઘ્નતા કરનારને આ સંસારમાં યોગ્ય બદલો મળ્યા વિના પણ રહેનાર નથી. અત્યારે તો હવે દુર્ગાદાસ, મુકુન્દદાસ, ભક્તિ મા તથા ઓ સાચા ઇમાનદાર મુસલમાન કાસમ! હું તમારી પાસથી માફ બીજું કાંઇ પણ થાદ્ધ મગાવવા માગતો નથી, પણ—

મરતેય મારે જિગર છેલ્લી ઉધણુ આશ રહી જશે
જો આશ નહીં પૂરાય મારી ચિતા શાન્ત નહીં થશે.
"આ મારવાડની મુક્તિને માતા તમારી માન જો.
તમ રાજપુત્ર અજિત ચરણે પ્રાણ પણ ઓવારજો."

**દુર્ગાદાસ**—મહારાજ, અમે આપના ચરણોમાં પ્રતિજ્ઞા લઇએ છીએ કે —

મુક્તિ અમારી હવા ભડકા આગના થઇશું અમે.
અમ દેશભક્તિ-ભરતી સિન્ધુ છાળ ઉછળશું અમે;
વીજ વજૂરો કડકાવશું અમ રાજ પુત્ર અજિતને.
ને કરશું ઉથલ પાથલજ એ જુલ્મીની સલ્તનતને.

**યશવંત**—દુર્ગાદાસ, વિશેષ મારી તારામાં જ આશ.
**દુર્ગાદાસ**—હવે આપની આશાનો પુનર્જન્મ જ આ દુર્ગાદાસ.
**યશવન્ત**—એમ તો હવે મને શાન્તિ, આ...રા...મ. ૐ, સ, મઝ. ( મૃત્યુ )
**મુક્તિ**—( શવપર મૂર્છિત થતી ) ઓ મારા પ્રાણ ?
**અમર-અકબર**—( સૈનિકો સાથે પ્રવેશી ) વર્તાવો ઔરંગઝેબની આણ.
( સૈનિકો બન્નેને ઘેરી ઉભે છે. )

ફંફ્લો.

( જવનિકા પતન. )

---

## અંક ૧ લો, પ્રવેશ ૨ જો.

### પાત્રગણ.

**ઉદેપુરી**—જ્યોર્જિયાની ઇરાની ઇસાયણ, મરહુમ દારા શિકોહની અને પાછળથી ઔરંગઝેબની રખાત.

**કુમતિ**—અમરસિંહની સ્ત્રી.

**મુબારક**—હબશી ગુલામ.

સ્થળ—દિલ્લીમાં ઉદેપુરીનું ઉદ્યાન હર્મ્ય.

—:o:—

**ઉદેપુરી**—( કુમતિ સાથે પ્રવેશી )
**મારા-વાઘણના પંઝામાં આવી તું મુક્તિ બકરી,**
**ગર્વ-સીંગડાં તારાં તોડું તો જ ખરી હું ઉદેપુરી.**

**કુમતિ**—( સ્વગત ) આ ઉદેપુરી બેગમના કબજા સાણસામાં સપડાયલી મારી દેરાણી એ મુક્તિ-સાપણની ફૃણને આના ચરણનીચે છુંદાવા અત્યારે હું આને ખુબ ઉશ્કેરું.

**ઉદેપુરી**—( આવેશમાં આપો આપ ) શહનશાહ ઔરંગઝેબે મારૂં નામ ઉદેપુરી બેગમ રાખ્યું તે ખાતર તે મારી દાસી અને બન્નતક્ષી કરેલી કેમ ?

**કુમતિ**—કેમ ન કરે ? એમાં જ તો એ ઉદેપુરની કુમારીની ખુમારી છે. કેમકે બીજી સઘળી રજપૂત રિયાસતોએ પોતાની કન્યાઓને મોગલો જોડે પરણાવી છે જ્યારે એક ઉદેપુરેજ અત્યાર સુધી પોતાની કન્યા, મોગલોને વિદેશી વિધર્મી ગણી તેઓને નહિ પરણાવવામા કાયમ મગરૂરી માની છે અને તેથીજ તે મુક્તિ પોતે ઉદેપુરના મહારાણા રાજસિંહની બ્હેન હોઇને, શહનશાહ ઔરંગઝેબે રજપૂતોને ચીડવવા તમારૂં ઉદેપુરી બેગમ એ નામ રાખ્યું તે પર થુંકેલી !!

**ઉદેપુરી**—બાદ કુમતિ પણ તું જોજે કે તે તો મારા પરોક્ષ નામ પર થુંકેલી પણ હું તેના મો પર પ્રત્યક્ષ થુંકીશ. મોગલવંશી કે કોઇ તેના ઉમરાવને તો શું પણ તેના ગુલામના

ગુલામ મારા મુબારક મીરી જોડે તેણીને પરણાવી હું તેનું ઉદેપુરી અભિમાન તોડીશ.

( નેપથ્યમાંથી કોઇ સાધુનું ગાન. )

અભિમાન-તુરંગને ચડી, મદ-જળભરી વાદળી ગરજમાં,
વાર ન લાગે વિખરાતાં, ખરતાં જીવન-કણ રજમાં,
તનદ્યુતિ વિદ્યુત્ ગતિ સરખી ઘડીકમાં હતી ન હતી થતી.

ઉદેપુરી—( નેપથ્ય તરફ જોઇ ) મારા પ્રદીપ્ત વૈર-વહ્નિને બુઝાવવા માર્મિક ગાનનું શીતળ જળ રેડનાર એ કોઇ ફકીર લાગે છે તેની વાત પછી. અત્યારે તો એ મુક્તિને લઇને અમરસિંહ આવી પહોંચ્યા તેનો હિસાબ પહેલાં ચૂકવી લઉં.

અમરસિંહ—( મુક્તિ સાથે પ્રવેશી )

ફતેહ કરીને આવ્યો છું હું બેગમ હુકમ તમારો ધરી,
પકડી લાવ્યો આ સર્વેને મેં પણ મહેનત ખૂબ કરી.

ઉદેપુરી—તમારી વફાદારીની જરૂર કદર થશે

જોધપુરનું રાજ્ય અપાવીશ ખાનખાનાન તણી દીકરી,
હવે તમે બે ગજરાણી,

અમરસિંહ— વાહ મારાં બેગમ, ખૂબ કરી.

આ તાજ તરફ વફાદાર કહાવવા ભલેને ભાઇને મારવો પડશે, પણ ખાનખાનાનનો મિજાજ તો મળ્યો. ભાઇને માર્યો તો ખાનખાના અને જો મારે પોતાનોજ આપઘાત કરે કે પછી પાનપીનાની પણ મિજબી લઉં.

ઉદેપુરી—(મુક્તિને) કેમ ઉદેપુરની કુમારી હવે ઉતરી ખુમારી? આ ઉદેપુરી બેગમની બદનક્ષી કરવા બદલ જોઇને તારી મગરૂરી ખુવારી!

મુક્તિ— દીવાસળી સળગી બીજાને બાળતી તો જાય છે,
પણ ભોળી તે નથી સમજતી કે ખુદ ખાખજ થાય છે,
અભિમાન તોફાને ઉંચે ચડતાં મનુષ્ય ફુલાય છે,
પણ કુદરતી કાનૂન કે જે ચડે તે પટકાય છે.

કુમતિ—મુક્તિ, તું કોની સામે વાત કરી રહી છે તેનું તને ભાન છે કે રાજદ્રોહિણી?

મુક્તિ—હા, તમારા ભગવાન પણ મારા શયતાન સામે, સમજી દેશદ્રોહિણી!

ઉદેપુરી—ના ના આખા હિન્દુસ્થાનની મહારાણી સામે

મુક્તિ—તું મહારાણી કે ગુનામડી? મરહૂમ શાહજાદા દારા શિકોહના હાથમાં પકડાયથી જ્યોર્જિયાની દાસીની દુર્ભાગ્યણ બાંદી. પાછળથી તેની રખાત બની નાચનારી ગાનારી

ઉદેપુરી—મૂક, મૂક મારા જુસ્સાના દારૂમાં તારો કાતિલ જબાનની ચીણગારી અને પછી થશે મારા ગુસ્સાના ભડકાની ભારી

મુક્તિ—ધીરી બ્હેન ધીરી, હજુ તો ઉદેપુરી નામની તારીફ બાકી છે. દારાનાં મરણ બાદ તેને વિસારી એકજ ભવમાં બે ભવ કરવા ઔરંગઝેબને બીજો ધણી ધારી તેની સાથે નાતરનારી અને આમ છતાં ઉજ્જવળ ઉદેપુર સૂર્યવંશપર ધૂળ ઉડાવવા નામ રાખી બેઠેલી ઉદેપુરી? અને તેથી ફરીને પણ કહું છું કે અમારે મન તો તું મોત લીધેલી બાંદી—ફિરંગી—ગુનામડી



" શહેનશાહ ઔરંગઝેબે મ્હારૂં નામ ઉદેપુરી બેગમ નાખ્યું
તે ખાતર તેં મારી હાંસિ કરેલી એમ ?'

( પૃષ્ઠ ૧૯૭ )




" રાઠોડ સરદાર, જરા આમ. "

( પૃષ્ઠ ૨૦૨ )

ઉદેપુરી—હું તારે મન મોલ લીધેલી બાંદી કાં ? પણ તને ખબર નહિ હોય કે અત્યારે તો આ બાંદીની આંગળીને ઇસારે આખી મોગલ સલ્તનત મર્કટની પેઠે નાચી રહેલ છે. દુનિયાને રોળાવનાર ઔરંગઝેબ જેવો શહનશાહ પણ આ બાંદીના હાથની કઠપુતળી બની રહેલ છે.

મુક્તિ—અને તેથીજ તેની રાજનીતિ આંધળી ચાલી રહેલ છે

ઉદેપુરી—હા, હા. મારી એક આંખ કૃપાના બાગમાં ખીલી રહી છે અને બીજી ખફાની આગમાં બળી રહી છે. જેના પર રીઝું તેને તારી શકું અને ખીજું તેને બાળી શકું. મારા એક નયનના ચમનમાં આ અમર અને કુમતિ થશે જોધપુરનાં રાજા રાણી અબઘડી.

અમરસિંહ—(ઝુકીને) વાહ ખુદાવન્દ ખુબ કરી ખુબ કરી.

ઉદેપુરી—અને બીજા નયનની અગનમાં તારા ખાવિન્દની એક આહુતિ લેવાઈ અને હવે જોજે કે તારા પુત્રોની સાથે તું પણ કેવી હોમાય છે !

મુક્તિ—પણ એમાં તારૂં કયું સ્વર્ગ સધાય છે ? પણ બરાબર છે.

> જગે ઊંચને સાહબી ભલું સર્વનું ચાહ્ય,
> નીચ વાઘ વરૂને મળ્યે દીન પ્રાણીને ખાય.

ઉદેપુરી—હા, હા. હું વાઘ, વરૂ, શયતાન, આપ જે કહે તે છું, અને તમને બાકી રહેલાંઓને ધીમે ધીમે ડમવાની છું.

મુક્તિ—એની તો અમને ખાત્રી છે. કેમ કે –

> નથી લાભ તૃપ્તિ તોય ડસવું સાપને મન રમત છે,
> ત્યમ પીડવાં નિર્દોષને એ જુલ્મીઓની ગમત છે,
> પણ સાપરૂપ શયતાનને આખર તો જહન્નમ આગ છે,
> શયતાન સાથી જુલ્મીનો પણ એજ આગે ભાગ છે.

ઉદેપુરી—બસ ત્યારે હવે તો હું તારા પર શયતાનજ થઈશ.

મુક્તિ—તો હું શયતાનના પણ ભગવાનને મારી મદદે લઈશ.

ઉદેપુરી—વારૂ ત્યારે જોઉંછું કે આ શયતાનને તારો ભગવાન્ શું કરી શકે છે ?

મુક્તિ—ભલે જોજે કે ભગવાનની આડે આવી શયતાન કોઇનો વાળોવાળ પણ કેમ કરી શકે છે !

ઉદેપુરી—એમ છે ? અરે મુબારક !

મુબારક—હજુર, સેવક હાજર

ઉદેપુરી—મોગલો તરફના ઉદેપુરના તિરસ્કારનો પ્રતિકાર આજે આ ગુલામને હાથે તારી લાજ લેવરાવાથી થશે

મુક્તિ—તો આ ખરી ઉદેપુરી તું બનાવટી ઉદેપુરીની માફક પોતાના પ્રાણથી પણ પ્રિય મતીત્વ ધર્મને તથા મહારાણા પ્રતાપથી લઈને રાણા રાજસિંહ સુધીના સ્વાતંત્ર્યધામરૂપ નામને લાંછન નહિ લગાડશે પણ શીયળનું રક્ષણ કરતે પ્રથમ તો તેના દુશ્મન ઉપર વીજળી થઈને કડકશે તેને બાળશે, છતાં અને આખરે કંઈ નહિ ચાલશે ત્યારે જીભ કરડી મરશે પણ સ્વમાન અને ધર્મદાણ તો નહિ નહિ ને નહિજ કરશે.

ઉદેપુરી—આવ ને જોઈ લેવાશે મુબારક, અમર, શું જુઓ છો ! લેઓ એની લાજ.

મુબારક તથા અમર—અમે તૈયાર

**ઉદેપુરી—** મારૂં કહ્યું જો માન તુજને દિલ્લીના તખ્તે મુકું,
**દુર્ગાદાસ—** બુરી રાહ પકડી દિલ્લી શું પણ જગત સલ્તનતને થુંકું.

(દુર્ગાદાસનું પ્રસ્થાન.)

**ઉદેપુરી—**ફિકર નહિ દુર્ગાદાસ, હવે મારી જીંદગીની શેત્રંજ બાજી તને મહાત કરવા મરેજ આગળ વધનાર. મારાં અણુતીરનો તુંજ શીકાર, મારા વાળજાળમાં તને માછલાંનેજ હું ફસાવનાર. મારી જુવાનીની ગરમીથી તને હિમાલયને પણ હું પીગળાવનાર. મારાં સૌન્દર્ય અને તારાં ધૈર્ય વચ્ચેના જંગમાં જોઉંછું કે હવે કોણ જીતનાર?

(જવા માંડે છે કે સાધુના વેશમાં શક્તિ પ્રવેશે છે.)

**શક્તિ—**ઉદેપુરીનો હુસ્ને બહાર.

**ઉદેપુરી—**(સ્વગત) આહા! આ ફકીર પણ જાણે સૌન્દર્યનું ઉગતું પ્રભાત! મારી અભિમાની જુવાનીની ચાંદની પર આ બીજો આઘાત!

**શક્તિ—**(સ્વગત) મારે મારી યુક્તિજાળની આને માછલી બનાવવી છે અને એના પેટમાં પેસી જાસુસી સાધવી છે.

**ઉદેપુરી—**તમે કયાંના સાધુ છો? અને આ દિલ્લીમાં શામાટે આવ્યા છો?

**શક્તિ—**તમારા ઇસાઈ મજહબમાં જેમ પાદરી હોય છે તેમ હું રજપૂતોનો ધર્માચાર્ય છું. દુર્ગાદાસ મારા ખાસ શિષ્ય છે જેથી તેને મળવા આવ્યો છું.

**ઉદેપુરી—**(સ્વ) નિરાશાના દરિયામાં આશાનું પાટિયું?

(પ્ર.) ત્યારે તો અમે જેમ અમારા પાદરીના હુકમને તાબે રહીએ તેમ દુર્ગાદાસ પણ તમારા હુકમને તાબે થાય કે?

**શક્તિ—**બેલાશક.

**ઉદેપુરી—**શું કહો છો? જરૂર થાય?

**શક્તિ—**બેલાશક, દુર્ગાદાસની આશક!

**ઉદેપુરી—**તમે બધું જાણતા લાગો છો?

**શક્તિ—**બેલાશક, મેં તમારી અને દુર્ગાદાસની બધી વાતચીત દૂરથી સાંભળી છે. હું પાસે હત તો દુર્ગાદાસને તેજ વખતે મનાવી શકત.

**ઉદેપુરી—**અરેરે ત્યારે તો તમારે અહીં આવવું હતું નાં?

**શક્તિ—**પણ મારે તમારી ખાનગીમાં વાનગીરૂપ થવું ન હતું ના? લગનમાં વધન પાડવું ન હતું નાં? બાકી ખરેખર દુર્ગાદાસ ભોટજ રહ્યો કે તમારા રૂપ ઉપર મોહી ન પડ્યો.

**ઉદેપુરી—**અરેરે મારા આવા ચહેરા ઉપર ઉંચો ડોળોજ કયાં કર્યો!

**શક્તિ—**ગજબનો ગોળો. હાયરે તમારા જેવાં પર ડોળો ન કર્યો?
બાકી મારા જેવા ફકીર પણ તમારા રૂપના કુપમાં તો લપસ્યા વિના ન રહે.

**ઉદેપુરી—**અરેરે પણ તે તો ન લપસ્યો.

**શક્તિ—**મગજનો ચસકયો. હાયરે ન લપસ્યો. ત્યારે તો તેણે તમારાથી પણ વધારે રૂપાળી કોઈ કુમારીને જોઈ હશે.

**ઉદેપુરી—**મારાથી પણ કોઈ વધારે રૂપાળી હોઇ શકે?

**શક્તિ—**ત્યારે જ તો તેની આંખ તમારા પર ન મોહી હશે.

**ઉદેપુરી—**હા, હા. ભલા તમે એ અમરસિંહની છોકરી શક્તિને જોઈ છે?

**શક્તિ**—અરે હા. હવે સમજાયું કે તમે શામાટે બાજી ખોઈ છે. એજ કારણ છે કે મારી શક્તિ તમારા કરતાં દુર્ગાદાસ ઉપર બાજી જીતી ગઈ છે.

**ઉદેપુરી**—તમારી શક્તિ એટલે? શું તમારે એ શક્તિ સાથે કાંઇ ઓળખાણ પીછાણ છે?

**શક્તિ**—અરે એ શક્તિ તો મારી દિલોજાન છે.

**ઉદેપુરી**—શું તમે એને ચાહો છો?

**શક્તિ**—જેમ મને પોતાને ચાહું તેમ.

**ઉદેપુરી**—પણ દુર્ગાદાસ તેને ચાહે છે તેનું કેમ?

**શક્તિ**—ભલે તે ચાહે બાકી શક્તિ છે તો બિલકુલ મારી. મારી ને તેણીની એકજ જીગરની યારી.

**ઉદેપુરી**—ફકીર મહારાજ, તો તો એ શક્તિને મારા હાથમાં મેળવી આપો. હું જોઉં તો ખરી કે એવી તે કઇ કુદરતની પરી છે! પછી હું તેણીને તમારી જોડેજ પરણાવી આપીશ.

**શક્તિ**—અરે પણ હું તો ફકીર. તદ્દન સુકી કેરીનુ સડગાનુ જણુ.

**ઉદેપુરી**—ભલે વહે એ રણમાં હવે મનુષ્યનું અમૃતઝરણુ, અને ઉગે ત્યાં નંદનચમન. મારી ઈશ્કીસ્તીને પણ તમેજ નાઉમેદીની આંધીમાથી ઉલ્ફતના દરિયા પાર લઈ જઇ શકો તેમ છો. તમે શક્તિના થાઓ અને દુર્ગાદાસને મારા તરફ ઝુકાવો. ત્યાંસુધી ઓરંગઝેબને કહીને હું તેને બંધનમાંજ રખાવીશ.

**શક્તિ**—ભલે ત્યારે તમારા ખાતર હું લકીરનો ફકીર થઇ જવા તૈયાર છું. પણ મને ગમે ત્યારે કે ગમે ત્યાં એ દુર્ગાદાસની મુલાકાત લેવાની છુટ મળવી જોઇએ.

**ઉદેપુરી**—ઠીક છે. લ્યો આ વીંટી તેને બતાવ્યાથી મહેલ કે જેલ ગમે ત્યાં તમે જઇ શકશો અને મને પણ ચાહશો ત્યારે મળી શકશો.

**શક્તિ**—તો હવે તમે મારો સપાટો પણ બરાબર જોઇ શકશો.

(સ્વગત) અને વખત આવે ખૂબ રોઇ શકશો.

(પ્રકટ) પણ કદાચ મારે તેમને પૈસા ટકાની લાલચ દેખાડવી પડે તો.

**ઉદેપુરી**—ઓહો તો એમાં શુ છે? હુ તમને એકથી દસલાખ મહોરો આપવા મારા ખજાનચીને ચીઠી લખી આપુ છુ (ચિઠ્ઠી લખવા માંડે છે.)

**શક્તિ**—[સ્વગત] બસ આ પૈસા વડે હું દુઃખમા સપડાયલા મારાં વ્હાલાઓને મદદ કરી શકીશ અને દુર્ગાદાસ પ્રતિની મારી પ્રીત સીડીના પગથીઆ ચડી તેની દુભાયલી લાગણી ને ફેરવી શકીશ.

**ઉદેપુરી**—લ્યો આ ચિઠ્ઠી. હવે સાવધાનીથી કામ પાર ઉતારશો. [પ્રસ્થાન]

**શક્તિ**—એ સબબ તમે મને બરાબર યાદ કરશો [પ્રસ્થાન]

—[અપૂર્ણ.]



# સાંપ્રત નાટયકલા.

લેખકઃ—વૈદ્ય કવિભૂષણ દુર્લભ શ્યામ ધ્રુવ.

[ ગતાંક પૃષ્ઠ ૧૨૩ થી ચાલુ ]

—:૦:—



ના ટકમાં ભળતા વિષયોનું ભરણું તો નજ ચાલી શકે. રંગભૂમિ ઉપર આવવું અને થોડાક અપ્રસ્તુત નખરાં કે ચાળા કરવાની સાથે મુખપાઠ કરેલા શબ્દો કિંવા વાક્યો બોલી ચાલ્યા જવું એમાં નાટકનો ખરો હેતુ જળવાતો નથી. નટ આમ થઈ શકાતું નથી અને નટવિદ્યા આ પ્રમારની પણ નથી. રંગભૂમિ કોઇવાર પ્રશ્નોત્તરની ગર્જનાયુક્ત રમતથી ગાજી ઉઠે છે. શૃંગાર કે કરૂણામાં જાણે રૌદ્ર કેમ ભળી ગયો હોય એવા કર્ણકટુ અવાજો સાંભળવામાં આવેછે. નટનો આવો ગર્વાંકુર પ્રેક્ષકવર્ગના મનમાં કંટકની પેઠે ખુંચે છે. હાસ્યરસમાં પણ અનેક પ્રકારનાં અપ્રસ્તુત ટિંખળોની ભરતી કરવામાં આવેછે. આ ભરતી ખરા હાસ્યરસને અસ્વાભાવિક બનાવી દે છે. ઉપસ્થિત કરેલા નાટકમાં અનુસંધાનનો યોગ બરાબર રાખી હાસ્યરસના પ્રવેશો લખવા તથા ભજવવામાં જે મુશ્કેલી રહી છે, તેવી મુશ્કેલી ઇતર રસના પ્રવેશો લખવા કે ભજવવામાં રહી નથી. હાસ્યરસમાં ક્રિયાહાસ્ય તથા શબ્દહાસ્યની આવશ્યકતા છે. એકલું ક્રિયાહાસ્ય કાર્યસાધક નિવડતું નથી. ક્રિયાહાસ્યમાં શબ્દહાસ્ય પ્રધાનપદે હોય તોજ ક્રિયાહાસ્યની સચોટ અસર પ્રેક્ષકોના મનમાં થાય છે. શબ્દહાસ્ય વગરનું ક્રિયાહાસ્ય ઉલટું હાસ્યાસ્પદ થઇ પડે છે.

પ્રથમ તો નાટકનો કર્તા અનુભવી તથા અભ્યાસી હોવો જોઇએ. સંસારના અનેક બનાવોનું અવલોકન સૂક્ષ્મ દૃષ્ટિદ્વારા તે જો કરી શક્યો હોય તોજ તે આ અટપટા કાર્યમાં વિજય મેળવી શકે. આજ કાલ આવાં નાટકો લખનારનું માન ભાગ્યેજ કોઇ નાટક મંડળીનો સ્થાપક જાળવતો હશે. શ્રાવ્ય તથા દૃષ્ય નાટકની રચનામાં ઘણો ફરક પડે છે. જે નાટકની ભજવણી રંગભૂમિ ઉપર કરવાની હોય છે તેમાં પાત્રના સ્વભાવનો, પાત્રની શક્તિનો, સમયનો તથા પ્રેક્ષક વર્ગની મુખ્ય રૂચિનો પણ વિચાર કરવો પડેછે. ખરી વાત છેકે પ્રેક્ષકવર્ગની રૂચિને કેવળ પોષવામાજ નહિ, પરન્તુ તેને ઉચ્ચ કક્ષામાં લઇ જવાની ઇચ્છા રાખી વર્તવામાં આપણું કર્તવ્ય સમાયલું છે, તો પણ નાટક, એક રીતે કહીએ તો ભિન્ન ભિન્ન આમથીથી ભરેલા ભાણા જેવાજ છે. નાટકની આવી ચિત્તાકર્ષક.

રચના કરવી અને નિત્ય ભિન્ન ચર્ચવાતા પ્રશ્નોને સદુપદેશની સાથે ગૂંથન કરવા એ કાર્ય સામાન્ય નહિ પણ અસાધારણ છે

મન કલ્પિત તરંગોને વશ થઈ જે કર્તા અનુસંધાન વગરના પ્રસંગોની ભરતી કરી નાટકની યોજના યોજે છે તે નાટકમાં પછી નાટ્યરસનો સ્થાયી ભાવ જામતો નથી અનુસાર રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકોમાં આપણે શૃંગારમાં બીભત્સનું, કરુણમાં શાન્ત રસનું વીરમાં રૌદ્રનું અને હાસ્યમાં અદ્ભુતનું મિશ્રણ જોઈએ છીએ કોઈ કોઈ નાટકમાં તો રસમય સુંદર જેવાજ ભાગો નજરે પડે છે આરંભ કે પરિણામની સમજણ નથી પડતી આવા નાટકો જનસમાજને શું શિખવી શકે ? આથી નાટકની ખરી સ્નિગ્ધતા ચાલી જાય છે અને તે અસ્વાભાવિક હોવાથી રસ જણાય છે નાટક લખવું ભજવવું તથા તેમાંથી પ્રેક્ષકવર્ગને સારૂં અર્પવું એ કાર્યને અંગે જે નિપુણતા રહી છે તેનું મૂલ્ય થાય તેમ નથી

આ દેશમાં પૂર્વે નાટકો હાલની પેઠે ભજવાતાં હતાં કે કેમ ? આ શંકાનું સમાધાન ઇતિહાસદ્વારા થઈ શકતું નથી ભરતમુનિ નાટકના આચાર્યરૂપે ગણાય છે અને આ મહાનુભાવે તેની રસિક પ્રણાલી દર્શાવી છે પરન્તુ એટલું તો આપણે કહી શકીએ કે પૂર્વે દૃશ્ય નાટકોનું અસ્તિત્વ અધુના જે સ્થિતિમાં છે તેવું નહોતું કદાચ કોઈ પ્રકારે હોય પણ આપણે તે વિષયમાં કશું જાણતા નથી શ્રાવ્ય નાટકની રચના તો આપણી દૃષ્ટિ આગળ તરી નિકળી છે મહાકવિ કાલીદાસ તથા ભવભૂતિ આ કાર્યમાં કૃતીભૂત થાય છે અને એમણે ઉત્તમ જનસમાજ તરફથી જે માન મેળવ્યું છે તેવું અદ્યાપિ કોઈપણ વ્યક્તિ મેળવવા પામી નથી

રંગભૂમિ શું ? નાટક શું ? શોક અને હર્ષનું સ્વરૂપ શું ? સંયોગ તથા વિયોગનું સૌંદર્ય તથા ઔદાર્ય શું ? સ્ત્રી અને પુરુષની વચ્ચે થતા સંવાદ તથા વિવાદનું તારતમ્ય શું ? ભાવુક, ભાવિકનો વિનોદ શો ? સુખ દુઃખનો પલટો શો ? ગુણાવગુણની વ્યાખ્યા શી ? અભિનયનું રહસ્ય શું ? નાયક નાયિકાનું સ્થાન શું ? અને નાટકનું પરિણામ શું ? આ પ્રશ્નોની પરિપક્વ યથાર્થ સમજ વાળો નાટ્યકૃતિમાં પ્રતિષ્ઠિત વિજય પ્રાપ્ત કરી શકે સ્થળ અને પાત્રની પસંદગી પ્રસ્તુત અપ્રસ્તુતનો ભેદ અને રસનો પ્રવાહ જે અથેનિ કરી શકે સમજી શકે તથા વર્ણવી શકે તેજ સારામાં સારૂં નાટક લખી શકે નાટકને અંગે આ જ્ઞાન અગત્યનું છે અતઃ માને જે જોઈએ તે જે આગળ સમજીને નાટક લખી શકે તે નાટક લખનારની કૃતિમાંથીજ મેળવી શકાય જેની રચનાશુદ્ધિ હોય તે આત્ર ઝીણ અને આખા પ્રેક્ષકવર્ગને એકસરખું માફક આવે તેવું નાટક લખી શકે જે અંતરમાને ઓળખે છે તથા જે માન પોતાનું નહિ પરંતુ અન્યના સુખદુઃખનું ભાન ધરાવે છે, તે જ આવું સર્વને ભાવતું ભોજન આપી શકે

નાટકમાં એક રસની પ્રધાનતા અને અન્ય રસની ગૌણતા હોવી જોઈએ વીર અને કરૂણા વગર નાટકનો રસ મંદ પડી જાય છે એકલો શૃંગાર કે એકલો હાસ્યરસ પ્રેક્ષકને કંટાળો ઉપજાવે છે શૃંગારમાં પણ એકલો શૃંગાર કે જેને સંયોગશૃંગાર કહે છે તે વિપ્રલંભ શૃંગાર વગર શોભતો નથી હાસ્યરસ પણ ગૌણપ્રકારનોજ રહેવા જોઈએ અને સંગીન જોઈએ વારંવાર સ્ત્રી પુરુષનું જોડું પ્રેમના ચાળા કરતું નિરખે એવી વસ્તુ પણ પ્રેક્ષકવર્ગને ગમતી નથી શૃંગાર સકારણ હોવો જોઈએ અને તેમાં વિપ્રલંભની પ્રધાનતા

હોવી જોઇએ. વચલો અંક જોકે નાટકનુ કેન્દ્ર છે, તો પણ પહેલા કરતાં બીજો અને બીજા કરતાં ત્રીજો કે છેલ્લો અંક એક એકથી અધિકતો ગહેરો જોઇએ. જો નાટકનો કર્તા નાટકની આ પદ્ધતિ ન જાળવી શકે તો જોનારના રસમાં ભંગાણ પડે છે.

કોઇ કોઇ અપૂર્ણ નાટક લખનાર આરંભથી તે અંતલગી દરેક પાત્રનો સ્વભાવ સાચવી શકતા નથી. જે પાત્રનો શરૂવાતમાં જે સ્વભાવ દર્શાવવામાં આવ્યો હોય તે પાત્રનો તે સ્વભાવ, સ્વભાવ બદલવાનું બીજું કાંઇપણ કારણ ન આવ્યુ હોય તો છેક સુધી રહેવો જોઇએ. પ્રથમથીજ જેણે ડહાપણ બતાવ્યું હોય તેને અકારણ દિવાના જેવો મખ દેખાડવો એ કાર્ય ખરા નાટકના કર્તાનુ નથી. આવીજ રીતે જે મૂર્ખની પેઠે ચેષ્ટા કરતો હોય તે ડહાપણનો દરિયો અનાયાસ બની જાય એવું જેમ સંસારમા બનતુ નથી તેમ નાટકમાં પણ ન બને. નાટક એ સસારમા બનતા બનાવોનાં દૃશ્યો છે. બહુવાર નાયક નાયિકા એક લઘુવયની બાલિકા કે લઘુવયનો બાલક વેષ ધારણ કરીને રગભૂમિ ઉપર આવે છે અને તે સમયે જે અસ્વાભાવિક લહેકો કરીને તથા પ્રત્યેક શબ્દના સ્વભાવસિદ્ધ સ્વરને ફેરવી જે રીતે બોલે છે તે વાસ્તવિક નથી. આપણે આપણાં ગૃહમાં આમ મર્યાદા બહારનુ કશું કરતા નથી. સુજ્ઞ સમાજને તો આ બધુ કુદરતની વિરૂદ્ધનુ જ જણાય છે તદુપરાંત મર્યાદાનુ ઉલ્લંઘન કરનારા આવા લટકા અને બોલવાના ચાળા લહેના કાચી સમજના બાલક બાલિકા શીખી જાય અને તે પ્રમાણે વર્તે એ પણ ઇચ્છવા યોગ્ય નથી

**નાટકનો હીનયોગ**—જે રસનો તથા પ્રકરણનો જેમ મચવાવો જોઇએ તેવો યોગ ન મચવાય અને તેને બદલે તેમા ન્યૂનતા દેખાય તો તેને નાટકના હીનયોગ રૂપે આપણે ગણી શકીએ. કોઇવાર ચાલાક પાત્ર રંગભૂમિ ઉપર આવ્યા પછી આ ત્રૂટી સમજી જાય છે અને કર્તાની અપૂર્ણ ઘટના પોતાની સમયસૂચકતાદ્વારા પૂર્ણ કરેછે, પરંતુ આવી સાવધતા કે વિદ્વત્તા દરેક પાત્રમા હોતી નથી.

**નાટકનો મિથ્યાયોગ**—જે રસનો તથા પ્રકરણનો યથાય આવિર્ભાવ હોવો જોઇએ તે રસ તથા પ્રકરણનો તિરોભાવ થઈ જાય ત્યારે તે નાટકનો મિથ્યાયોગ કહેવાય છે. આવો મિથ્યાયોગ પ્રેક્ષકવર્ગને અત્યંત અરુચિકર થઇ પડેછે.

**નાટકનો અતિયોગ**—જે રસનો ચાલતા પ્રકરણને અંગે જમાવ કરવો હોય તેમા તે રસ ઉભરાવા માડે અને તેનુ સ્વરૂપ તેની અતિશયતાને લીધે વિરૂપ બને તો તેને નાટ્યશાસ્ત્રના જ્ઞાતા નાટકના અતિયોગ તરીકે ઓળખાવેછે. આવો અતિયોગ અધુના જે નાટક ભજવાય છે તેમાં અનેક સમયે જણાઈ આવે છે,

નાટકમાં નવીન કલ્પનાને સ્થાન છે ખરૂ; પરતુ મૂળ ઇતિહાસને ઉલટાવી નાખી તે ઠેકાણે કપોલકલ્પિત દૃશ્યો લાવવા એમા મને તો નાટકના લખનારની ખામીજ જણાય છે. આવી રીતે નાટક લખનારા ખરા ઇતિહાસનો નાશ કરે છે અને પ્રેક્ષકવર્ગને ઉલટી દિશામા ખેચીને લઈ જાય છે. ઇતિહાસમા કયાંક ન્યૂનતા જણાય તો તેને તે વિશેષ રસમય બનાવી શકે, પરતુ ઇતિહાસના મૂળ આશયનો તો લય નજ કરી શકે. પાયો હોય તો આપણે તે ઉપર મહેલ ઉભો કરી શકીએ અને તેને સુંદરતામા મૂકી શકીએ, પરતુ પાયા વગરની હવેલી આપણે ગમે તેવી મહોટી બાંધી હોય, તોપણ તે નિભી તો નજ શકે. હુ જોકે એમ નથી કહેતો કે નાટકમા ઇતિહાસનોજ ભાગ જોઇએ. ભલે

નાટક ઐતિહાસિક હોય. તેમાં ફેરફાર કરવાની છૂટ છે; પરંતુ આ ફેરફાર એવો હોવો જોઇએ કે ઇતિહાસનું મૂળ તેથી નિર્મૂળ ન થાય. અત્ર મ્હારા કથનનો ભાવાર્થ એવો છે કે, જે પ્રસંગ બની ગયો છે અને જે પ્રસંગને ઇતિહાસમાં સ્થાન છે તે પ્રસંગને જો નાટકના આકારમાં પ્રકટ કરવો હોય તો તેના હેતુની ક્ષતિ થવી નહિ જોઇએ. સાંપ્રત સમયમાં આ ક્રમ ક્યાંક જળવાતો નથી અને તેથી ખરા ઇતિહાસને ઉલટું કલંક લાગે છે. સંસારમાં અનેક બનાવો બને છે અને તેમાંના કેટલાક તો ઇતિહાસને લગભગ મળતા આવે છે; તથાપિ એવા બળતા બનાવોને ઇતિહાસના મૂળ વિષયની સાથે કાય, અર્થ કે કર્મનો વિચાર કર્યા વગર જોડી દેવા એમાં નાટકના લખનારની અપૂર્ણતા છે.

આપણે ઇતિહાસનો કાંઈ પણ આધાર લીધા વગર આપણા ખાસ અનુભવને આધારે કેવળ કલ્પનામય નાટક લખીએ તો લખી શકાય તેમ છે. આવાં અનેક નાટકોની ઘટના આપણી દૃષ્ટિની સામે તરી આવે છે; પરન્તુ જો અમુક ઐતિહાસિક પ્રસંગનેજ પ્રસિદ્ધિમા મૂકવો હોય તો તે ઇતિહાસને ખંડિત કરવો એ મૂળ ઇતિહાસની ખૂબીને ઉડાડી મૂકવા જેવુંજ થઈ પડે. ઇતિહાસને શોભાવવા તથા લખાવવા સારૂ તેની સાથે કેટલીક બીજી પ્રસ્તુત કલ્પના ઉમેરવાની આવશ્યકતા છે, પરન્તુ તેની મૂળ આકૃતિનો નાશ કરી તેની જગોએ નવીન આકૃતિ ઉભી કરવી એ જેમ વાસ્તવિક નથી તેમ સ્વાભાવિક પણ નથી

કેટલાંક નાટકોમા તો એટલુબધુ મર્યાદા બહારનુ હોય છે કે, આવા નાટકોનુ અવલોકન કુલીન કુટુમ્બની વહુ દીકરીઓને વિષ પાવાનુજ કામ કરે ! આમ છતા નાટક દેખાડવું છે અથવા જોવું છે એવા વિચારથીજ પોતાની વહુ, દીકરીઓ તથા લઘુવયી બાલકોને સાથે લઈ ખુદ ગૃહનો નાયકજ નાટકશાળામાં દાખલ થાય છે ! કોઈ કોઇને તો આ પ્રકારનું વ્યસનજ હોય છે. ક્ષુધાનું શમન કરવા માટે ગમે તેવું ખાઈ લેવા જેવો પ્રકાર બજવાય છે. પોતાની કાચી વયની સંતતિ સદાચારને બદલે દુરાચારનો વારસો, અલ્પ સમય આનંદ મેળવવાની ખાતર નાટ્યભૂમિમાં આવીને ન લઈ જાય તેવી કાળજી પણ આવે પ્રસંગે ભાગ્યેજ કોઈ ગૃહનાયક રાખતો હશે ! હું માન્ય કરૂં છું કે ઉગતાં બાલકોને સન્માર્ગ શિખવાનું નાટક પણ સાધન છે ખરૂં; પરન્તુ આ હેતુ સફલ થવાની આવી તેની પસંદગીમાં રહ્યો છે. મિથ્યા યોગમાં દ્રવ્ય તથા સમયનો ભોગ આપવો અને તેની સાથે ઉજાગરા કરવા અગર કરાવવા એમાં ખરૂં ડહાપણ સમાયલું નથી. આવા અનુકરણીય આવેશને વશ થઈ નાટક જોવા આવેલા અનેક ગૃહસ્થોને મેં પશ્ચાત્તાપ કરતા જોયા છે તથા સાંભળ્યા પણ છે. નાટકના આવા પ્રયોગો જનસમાજને માટે નિષ્ફળ તથા નિંદ્ય છે. રંગભૂમિ ઉપર અનુચિત દૃષ્યો, ભાષણો, અભિનયો તથા અસ્વાભાવિક ટિપ્પણો જોનારના મનમાં જુગુપ્સા ઉપજાવે છે અને તેથી તેને નાટકનું નામ આપવું ઉપયુક્ત નથી. નાટક એ ભવાઈ નથી. નાટક એ રસશાસ્ત્રનો સર્વોચ્ચ ભાગ છે. આવો ભાગ લખવો અને ભજવવો એ કાર્ય સામાન્ય વ્યક્તિની શક્તિની બહારનુ છે. કેટલાક તુચ્છ પાત્રો પોતાનુ સ્થાન તથા કર્તવ્ય ભૂલી જઈ જનસમુહને પરાણે જાણે કેમ ખુશ કરવાનો પ્રકાર લઈ બેઠા હોય ! આવા અપ્રસ્તુત ચાળા કરે છે ! આ નાટક નહિ પણ ચેટક કહેવાય. નાટ્ય શાસ્ત્રમા નટ, વીટ અને ચેટના ભાગો આવે છે, પરન્તુ તે મર્યાદા વિરૂદ્ધના નહિ. પાત્રોની જનસ્વભાવને અનુસરતી બોલવા વર્તવાની ક્રિયા ન હોય તો તે લજ્જાસ્પદ તથા હાસ્યાસ્પદજ થઈ પડે.

# આધુનિક નાટક અને નાટકશાળા

[ લેખક—શ્રીયુત અંબાલાલ નૃ. શાહ. ]



નાટકની ઉત્પત્તિ મનુષ્યના સ્વભાવથી થઈ છે; છતાં યે નાટકમાં મનુષ્ય સ્વભાવનું નર્યું અનુકરણ નથી હોતું, પરંતુ મનુષ્યની હૃદયગત ભાવનાનું અનુકરણ કરવામાં આવે છે. જ્યારે અન્યના સુખદુઃખને પોતાનાંજ સુખદુઃખ મનાય—સમજી લે—ત્યારે એ સહાનુભૂતિ છે. સાચું પૂછવામાં આવે તો આ સિદ્ધાંતના આધારપર માનવસમાજ સ્થિત છે, અન્યથા માનવસમાજ છિન્નભિન્ન બની જાય. અસ્તુ. અમારા કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે નાટકોનું મૂલ રૂપ મનુષ્યોના અંતર્જગતમાં છે—બાહ્ય જગતમાં તેનો વિકાસ ક્રમશઃ થયો છે.

નટના અનુકરણને અભિનય કહેવામાં આવે છે. આ કળા છે. ભાવના આવિષ્કરણને કળા કહે છે. કોઇપણ કળામાં નૈપુણ્ય પ્રાપ્ત કરવા માટે વિશેષ યોગ્યતાની જરૂર છે. અનુકરણ કરવાની શક્તિ સર્વનામાં હોય છે, પરંતુ નાટ્યકળામાં સાહેલાઇથી દક્ષ થવું સંભવ નથી.

નાટક અને નાટ્યકળાનો પારસ્પારિક સંબંધ છે નાટકને માટે નાટ્યકળા આવશ્યક છે, પરંતુ નાટક સ્વયં એક કળા છે અને એની ઉત્પત્તિ મનુષ્યના હૃદયમાં છે. બાહ્ય જગતમાં પ્રત્યક્ષ કરી બતાવવું એ નાટ્યકળાનું કામ છે. નાટકની ગણના કાવ્યમાં થાય છે અને એને દૃશ્ય કાવ્ય કહે છે, એટલે કે જેમાં કવિની કુશળતાનો પ્રત્યક્ષ અનુભવ થઇ શકે છે. કવિ રંગભૂમિપર નથી આવતો છતાં નટ દ્વારા એની વાણી સાંભળી શકાય છે. નાટ્યશાળા શરીર છે અને કવિ એનો આત્મા છે.

ઇંગ્લંડમાં નાટકોનું પ્રાચીનતમ રૂપ Mystery અને Miracle નાટકોમાં મળી આવેછે. આ નાટકોનો વિષય ધાર્મિક હતો. બાયબલ અથવા કોઈ મહાત્માની દંતકથાના આધારપર એની રચના થતી. ભારતવર્ષમાં એવાં નાટક તાડપત્રપર

લખવામાં આવ્યાં છે. આ નાટકોના રચયિતા મહાકવિ અશ્વઘોષ જણાવવામાં આવે છે. એમાં બુદ્ધિ, ધૃતિ, કીર્તિ આદિ સદ્ગુણોને અને બુદ્ધ, મૌદ્ગલાયન, કૌણ્ડિન્ય આદિ મહાત્માને રંગભૂમિમાં ઉતારવામાં આવ્યા છે. ઇંગ્લંડમાં એવા નાટકોમાં હાસ્યરસનો સમાવેશ કરવામાં આવેછે. ત્યાં ઇ. સ. ૧૫૬૦ થી ૧૫૮૦ લગી નાટકનો શૈશવકાલ હતો. સને ૧૫૭૬ થી નાટક નાટ્યશાળામાં ભજવવા લાગ્યાં. અને ૧૫૭૪ માં અર્લ ઑવ્ લીસ્ટરના નોકરોને સર્વ નગરોમાં નાટક ભજવવાનો અધિકાર મળી ગયો અને ૧૫૭૬ માં એમણે બ્લૅકફ્રાયર્સ થિયેટર (Blackfriars Theatre) ની સ્થાપના કરી. સને ૧૫૮૦ થી ૧૫૯૬ લગી નાટક અને નાટ્યશાળાની ઉત્પત્તિ થતી ચાલી. ઇંગ્લંડના જગદ્વિખ્યાત નાટકકાર શેકસપિયરનો આવિર્ભાવ પણ થઇ ગયો હતો. શેકસપીઅર નાટકકાર સાથે નટ પણ હતો. આથી નાટકમાં સારી ઉન્નતિ થઇ. તે વખતના અને અત્યારના નાટકોમાં આસમાન જમીનનો તફાવત પડી ગયો છે, કારણકે તે વખતે કેટલાંક દૃશ્ય તો કલ્પનાધીનજ સમજી લેવાં પડતાં હતાં. ચાર્લ્સ પ્રથમના સમયમાં ઇંગ્લંડના રાજ્ય વિપ્લવથી નાટક અને નાટ્યકળા પર બહુ આઘાત થયો. થિયેટર બંધ થઇ ગયાં. ચાર્લ્સ દ્વિતીયના સમયમાં તત્કાલીન સમાજના અનાચારે નાટકોમાં પ્રવેશ કર્યો અને રંગભૂમિપર પહેલીજ વાર નટીઓ આવવા લાગી. નાટ્યસાહિત્યપર ફ્રાંસના નાટકકારોનો ખુબ પ્રભાવ પડયો. કાર્નીન, રેશીન અને મોલિયરના નાટકોનો અનુવાદ, છાયાનુવાદ, ભાવાનુવાદ આદિ નીકળવા માંડયાં. ડ્રાઇડન, ગોલ્ડસ્મિથ અને શેરીડને ખૂબ ખ્યાતિ પ્રાપ્ત કરી. ત્યાર પછી અંગ્રેજોના વર્તમાન નાટ્યસાહિત્યનો આરંભ થાય છે.

ઓગણીસમી સદીના પ્રારંભમાં નેપોલિયનના પતન થયા પછી ઇંગ્લંડની પ્રભુતા સ્થાપિત થઈ. વ્યવસાય અને વાણિજ્ય વધ્યાં. વ્યાપારનું કેન્દ્રસ્થળ નગર થયું. એથી નગરોની જનસંખ્યા ખૂબ વધી પડી. નગરોમાં જનસંખ્યાની વૃદ્ધિ સાથેજ નાટ્યશાળાની વૃદ્ધિ વધી પડી. અત્યાર લગી નાટકોમાં ધનિક વર્ગ ભરાતો, પરંતુ હવે તો દિલ બહલાવવા, દિવસના કલાન્ત જીવનને શાન્ત કરવા—સ્ફૂર્તિ આપવા, અને કંટાળેલા મગજને આરામ આપવા માટે સાધારણ સમાજે નાટકને મનોરંજનનું સ્થાન માન્યું. પરિણામે ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં નાટક અને નાટ્યકળાની ખૂબ ઉન્નતિ થઈ.

આધુનિક નાટ્યસાહિત્યના પહેલા મૌલિક નાટકકાર ટી. ડબલ્યુ. રૉબર્ટસન (૧૮૨૯—૧૮૭૧) હતા. નાટકના બે ભેદ કૉમેડી અને ટ્રૅજેડીમાંથી કૉમેડીનું તેમણે પુનરુત્થાન કર્યું. પ્રિન્સ ઑફ્ વેલ્સ થિયેટરમાં અધ્યક્ષ બેન ક્રાફ્ટ સાહેબે અહીં નાટ્યકળામાં કાયાપલટ કરી દીધી. ૧૮૯૭ માં એમને સરની ઉપાધિ મળી.

આ વેળા લીસિયમ થિયેટરમાં ઇંગ્લંડના પ્રસિદ્ધ નટ હેન્રી અરવિંગે રંગભૂમિપરપર આવી શેકસપીઅરના મરચંટ ઑવ્ વેનિસમાં શાયલૉકનો પાર્ટ ભજવી પોતાની અજબ કીર્તિમાં કમાલ કામ કરી બતાવ્યું. ૧૮૯૫ માં એમને નાઇટની ઉપા-

ધિ મળી. સારા સારા કવિઓએ નાટ્ય લખ્યાં પણ જનતાનું ધ્યાન આકૃષ્ટ ન કરી શક્યા. પરિણામે ફ્રેંચ નાટકોના આધારપર અંગ્રેજીમાં નાટક ભજવાવા લાગ્યાં. ઈંગ્લંડના રાજપરિવારમાં પણ પ્રિન્સેસ લુઇ અને ડચેસ ઑવ્ આરગાઇલમાં ઉચ્ચ કોટિની અભિનય યોગ્યતા અંકાય છે. કાઉન્ટેસ ઑવ્ મૂરલૅન્ડ પણ સારી અભિનેત્રી લેખાય છે.

ભવ્ય ભવન, વિશાળ રંગભૂમિ, આલ્હાદકારક સંગીત, આશ્ચર્યકારક દૃશ્ય, ચિત્તાકર્ષક અભિનય અને દર્શકોના આરામ માટે ઉત્તમ વ્યવસ્થા ક્રમશઃ નાટકોમાં વધવા માંડી.

શૉની માતાએ આઇરિશ નાટ્યશાળામાં કેટલોક વખત કામ કરેલું હોવાથી બાલ્યકાળથીજ સંગીત અને નાટ્યકળા સાથે તેનો પ્રેમ બંધાઈ ચૂક્યો હતો. એ કાળે સામાજિક જીવન પર રસ્કિન અને વિલિયમ મૉરિસનો ખૂબ પ્રભાવ પડયો હતો. સૌ કલાકોવિદ સમાજસુધારક થઈ ગયા હતા, સર્વત્ર 'સૌન્દર્ય' અને 'સરળ જીવન'ની ચર્ચા થઇ રહી હતી. શૉએ ભાષણથી શરૂઆત કરી, સામયિક પત્રોમાં લેખ લખી, 'વર્લ્ડ,' 'સ્ટાર' અને 'સૅટરડે રીવ્યુ'માં સંગીત, કળા અને નાટકોની સમાલોચના કરી. એનાં "Plays Pleasant and Unpleasant" માં ખાસ કરીને 'Mrs. Warren's Profession' નાટકે તથા Man and Superman ની કૃતિએ ભારે ખ્યાતી મેળવી.

ઑસ્કર વાઇલ્ડના Salome નાટકનું રિહર્સલ સને ૧૮૯૨માં પૅલેસ થિયેટરમાં થતું હતું તે સેન્સરે (Censor) ના ભજવવા દીધું અને એફરી સને ૧૮૯૩ માં પ્રકાશન પામ્યું ત્યારે તેની બહુ કડવી આલોચના થઈ. ફરી તેજ નાટક પૅરિસમાં બહુ સફલતાથી ભજવાયું. યૂરોપના નાટ્યસાહિત્યપર બેલજીયમના વિખ્યાત કવિ મારિસ મેટરલિંકનાં આધ્યાત્મિક નાટકો બહુ જાણીતાં છે.

આધુનિક નાટકોમાં ડબલ્યુ૦ બી૦ યેટ્સનાં The Countess of Kathleen અને The Land of the Hearts' Desire નાં અભિનય પ્રખ્યાત છે. ભારતવર્ષના કવિસમ્રાટ રવીન્દ્રનાથ ઠાકુરનાં નાટકો પણ ત્યાં ભજવાય છે. પ્રિન્સ ઑવ્ વેલ્સ થિયેટરમાં એમનાં ચિત્રા અને Sacrifice નામક નાટકોનો અભિનય થયો હતો.

નાટક દૃશ્ય કાવ્ય છે; આ રંગભૂમિપર ભજવી શકાય છે. અન્ય વાંચી ભાવ સમજી શકાય છે તે શ્રાવ્ય કાવ્ય છે. ટેનિસનનાં નાટક એ કોટિનાં છે. ભવભૂતિનાં નાટકોમાં પણ કવિત્વની છટા અધિક છે. વાંચવાથી અને અધ્યયનથી જે આનન્દ પ્રાપ્ત થાય છે તે જોવાથી નથી થતો. અહીં આપણે કાવ્યની દૃષ્ટિથી નાટક પર કંઈક વિચાર કરીએ.

નાટકનું પ્રધાન અંગ ચરિત્ર ચિત્રણ અને વ્યક્તિત્વ પ્રદર્શન છે. નાટકમાં કવિનો મુખ્ય ઉદ્દેશ માનવજીવનના રહસ્યનું ઉદ્ઘાટન કરી એને શબ્દોદ્વારા સ્પષ્ટ કરી દેવાનો છે; પરંતુ આ વિશેષતા સિર્ફ નાટકોમાં નથી દેખાતી.

મહા કાવ્ય, નાટક, અને ઉપન્યાસમાં માનવ ચરિત્રનું ચિત્રણ તો હોય છેજ, પરંતુ એમાં ફેર છે. મહા કાવ્યમાં એક અથવા એકથી વધારે મનુષ્યોનાં ચરિત્ર વર્ણિત હોય છે, પરંતુ એમાં ચરિત્ર ચિત્રણ ગૌણ રહે છે. વર્ણન જ કવિનું મુખ્ય લક્ષણ રહે છે. અજવિલાપમાં ઇન્દુમતિનું મૃત્યુ ઉપલક્ષ માત્ર છે. આ વિલાપ અજને માટે જેમ છે તેમજ અન્ય કોઇપણ પ્રેમીને માટે ઉપયુક્ત હોય છે પ્રિય જનના વિયોગથી જે વ્યથા થાય છે તેનું વર્ણન કરવું એ કવિનો ઉદ્દેશ છે ઇન્દુમતિના મૃત્યુના ઉપલક્ષમાં કવિએ એનું વર્ણન કરી દીધું. ઉપન્યાસમાં મનોહર કથાની રચના પર કવિનું ધ્યાન અધિક રહેછે. વાર્તાની મનોહરતા એની વિચિત્રતાપર નિર્ભર છે. વાર્તાની મનોહરતા અને કવિત્વ ઉભય, નાટકમાં જ્યાં મહાકાવ્ય અને ઉપન્યાસ બન્નેની વિશેષતા હોય છે ત્યાં જોઇએ. એના માટે નિયમો યોજવામાં આવ્યા છે. પહેલો નિયમ એ છે કે એમાં આખ્યાનની વસ્તુની એકતા હોવી જોઇએ. નાટકનો વર્ણનીય વિષય એક હોવો જોઇએ. એના પરિસ્ફુટનાર્થે અન્ય ઘટનાનો સમાવેશ કરવો આવશ્યક છે. જો નાટકનો મુખ્ય વિષય પ્રેમ હોય તો પ્રેમના પરિણામમાં જ તેનો અંત આવવો જોઇએ. બીજો નિયમ એ છે કે એની ઘટના સાર્થક હોવી જોઇએ. એ ઘટના નાટકની મુખ્ય ઘટના સાથે પ્રતિકૂલ કે અનુકૂલ હોય તો પણ તેની સાથેનો એનો સંબંધ જરાયે તૂટવો જોઇએ નહિ.

નાટકોમાં અલૌકિક 'ઘટનાનું' વર્ણન પણ હોવું જોઇએ. જેઓ નાટકમાં સ્વાભાવિકતા ઇચ્છતા હશે તેમને કદાચિત્ અલૌકિક ઘટનાનો સમાવેશ રૂચિકર નહિ થઇ પડે. આધુનિક નાટકકાર ઇબ્સને પોતાનાં નાટકોમાં અલૌકિક ઘટનાને સ્થાન નથી આપ્યું. પ્રાચીન હિંદુ નાટકોમાં અલૌકિક ઘટના વર્ણિત છે ઉદાહરણ તરીકે કાલિદાસનું અભિજ્ઞાન શાકુંતલ જ જોઇએ. એમાં દુર્વાસાના શાપથી દુષ્યન્તનો સ્મૃતિભ્રમ, શકુન્તલાનું અંતર્ધાન, દુષ્યન્તનું સ્વર્ગારોહણ,—આ સર્વ અલૌકિક ઘટના છે. શેકસપિયરનાં નાટકોમાં પણ પ્રેતાત્માનું દર્શન જોવામાં આવેછે. હિંદુની માન્યતા છેકે માનવજીવનમાં એક અદૃષ્ટ શક્તિ કામ કરી રહી છે. આ શક્તિનું મહત્વ બતાવવા માટે અલૌકિક ઘટનાનો સમાવેશ જોવામાં આવેછે. શેકસપિયર પણ આ અદૃષ્ટ શક્તિને માનતા હતા એમણે કહ્યુ છેકે—There is a tide in the affairs of men નાટકોમાં તત્કાલીન સમાજનું ચિત્ર અંકિત કરવામાં આવેછે શેકસપિયરના સમયમાં પ્રેતોના અસ્તિત્વ પર લોકોનો વિશ્વાસ જબરો હતો. એજ પ્રમાણે કાલિદાસના સમયમાં મુનિના શાપ પર લોકોનો વિશ્વાસ હતો.

નાટકની એક વધારે વિશેષતા છે. એમાં ઘટનાનો ઘાત—પ્રતિઘાત સદૈવ રહ્યા કરેછે. નાટકીય મુખ્ય ચરિત્રની ગતિ સદૈવ વક્ર રહેછે. જીવનસ્રોત એક બાજૂ વહ્યા જાય છે, એટલામાં એક ધક્કો લાગતાં તેની ગતિ બીજી બાજૂ થાયછે અને તુર્તજ ફરી ધક્કો આવતાં ત્રીજી બાજૂ વહેછે. નાટકમાં માનવજીવનનો આ ચિતાર ચિતરવો પડેછે

ઉચ્ચ શ્રેણિનાં નાટકોમાં અંતર્દ્વન્દ્વનું ચિત્ર બતાવવામાં આવે છે. મનુષ્યોના અંતઃકરણમાં સદા બે પરસ્પર વિરોધની પ્રવૃત્તિ કામ કર્યા કરે છે. ધર્મ અને અધર્મ અથવા પાપ અને પુણ્ય એ બેની વચ્ચેજ યુદ્ધ થયા કરે છે એવું નથી, પરંતુ કંઈ કંઈ વાર તો સત્પ્રવૃત્તિ પણ એક બીજાનો વિરોધ આદરે છે. ભવભૂતિના ઉત્તર રામચરિતમાં રામચંદ્રના દૃશ્યમાં બે સત્ પ્રવૃત્તિનુંજ અંતર્દ્વન્દ્વ પ્રદર્શિત છે. એક બાજૂ રાજાનું કર્તવ્ય છે અને બીજી બાજુ પતિનું કર્તવ્ય ઉપસ્થિત છે. આધુનિક નાટ્યસાહિત્યમાં ઇબ્સનના એક નાટક An Enemy of the people માં એક મનુષ્ય સંસારની કલ્યાણ કામનાથી સંસારનીજ વિરુદ્ધ લડે છે.

પાશ્ચાત્ય નાટકના બે વિભાગ ટ્રેજેડી અને કૉમેડી આપણે પહેલાં જોયા છે. ટ્રેજેડી દુઃખાન્ત નાટકને કહે છે અને કૉમેડી સુખાન્ત નાટકને કહે છે. પ્રાચીન હિંદુ સાહિત્યમાં દુખાન્ત નાટક એક પણ નથી. હિંદુ નાટ્યશાસ્ત્રના આચાર્ય પ્રમાણે નાટકોનો અંત દુઃખમાં નહિ થવો જોઇએ. જો નાયક પુણ્યવાન હોય તો પુણ્યનું પરિણામ દુઃખદ હોઇ ન શકે. સત્યનો જય અને અસત્યનો પરાજયજ બતાવવો જોઇએ. અધર્મનો જય બતાવવાથી જનસાધારણ પર તેની નઠારી અસર થાય અને કદાચ અધાર્મિક બની જાય. ધર્મનો પથ શ્રેયસ્કર છે—સુખકર કે દુઃખકર ન કહી શકાય. જે પાર્થિવ સુખ અને સમૃદ્ધિના ઇચ્છુક છે એમને માટે ધર્મનો પથ અનુસરણને યોગ્ય નથી; કારણકે આ પથ સુખનો નથી, પણ કલ્યાણનો છે. નાટકોમાં ધર્મનો પરાજય બતાવવાથી એની હીનતા નથી થતી, પણ ધર્મ ધર્મજ રહે છે. દુઃખ અને દારિદ્રની છાયામાં રહેવા છતાં પણ પુરુષ ગૌરવાન્વિત થઈ શકે છે. પૃથ્વીમાં પરાજીત થવાથી એ અજેય બને છે. ગમે તેમ હો પણ હવે વર્તમાન સાહિત્યમાં અહીં દુઃખાન્ત નાટકોની રચના થવા લાગી છે.

હિંદુ સાહિત્યશાસ્ત્રકારોએ એવો નિયમ કરેલો છે કે નાટકના નાયકને સર્વ ગુણોથી યુક્ત અને નિર્દોષ અંકિત કરવો જોઇએ. હિંદુ સાહિત્યશાસ્ત્રમાં નાયકના નાયકો દોષશૂન્ય રાખવાના વિધાનનો એટલો ઉદ્દેશ છે કે નાટકનો વિષય મહાન રહી શકે. પ્રાચીન સંસ્કૃત નાટકોમાં રાજા અથવા રાજપુત્રજ નાટકના નાયક અંકિત કરવામાં આવ્યા છે. નાયકના ચાર ભેદ રાખવામાં આવ્યા છે— ધીરોદાત્ત, ધીરોદ્ધત, ધીરલલિત અને ધીરપ્રશાન્ત. આ નાયકોમાં ભિન્ન ભિન્ન ગુણોનું પ્રદર્શન કરવામાં આવે છે. આધુનિક નાટ્યસાહિત્યમાં આ નિયમની ઉપેક્ષા કરવામાં આવે છે. હાલ તો મજુર, કેદી અને પાગલ સુદ્ધાં નાયકના પદપર અધિષ્ઠિત કરવામાં આવે છે. આનું કારણ એવું છેકે હવે નાટકોમાં વ્યક્તિત્વ પ્રદર્શન પર અધિક ધ્યાન દેવામાં આવે છે.

નાટક હરેક સમયમાં અને હરેક દેશમાં લોકપ્રિય છે કાલિદાસનું કથન છે—नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम्. હવે તો નાટક જીવનની આવશ્યક સામગ્રી બનવાથી અધિક લોકપ્રિય થયું છે. લંડન આધુનિક સભ્યતામાં કેન્દ્રસ્થાન

# રસિયાંનો એક રંગ.×

રસિયાં હોય તે રાખે હો એક રંગ–
રસિયાં હોય તે રાખે

ઓછી દોરંગી દુનિયાં શું દાખે?
પંચરસ પ્રપંચી, ખટરસ નજરી.
નવરસ નવરંગી ભાખે;
એ તો એ એકલો નેહરસ અનેરો–
જે ચાખે તે રંગ રાખે–હો એક રંગ!

નેહ રસ અરંગી, મરદ તરંગી,
ઉજ્જવળ ઉમંગી કેલે;
દિલ મોજિલાં એ દરિયાથી ઉછળે ને
જીવન ઝબોળે રસરેલે–હો એક રંગ!

સોહાગ મનડાંનાં એ ન્હાનલે નયણાંઓ તો–
નિર્મળ અમી ઝરણું ન્હવરાવે,
ગાથા ગવરાવે બ્રહ્માંડને ગજાવે એ–
બ્રહ્મને આંગણમાં રીઝાવે–હો એક રંગ!

મુંબઈની
[illegible]

— લલિત

× [ ગામગાણું વાગ્યા હોય તે જાણે ધીંગ ભગતના એધનાથીના ભજનની ઢબ ]

ભોગવેછે. ત્યાં સેંકડો નાટકશાળા છે. હજારોનો જીવનનિર્વાહ એથી થાય છે. કોઇ કોઇ સ્થળે તો દિવસ અને રાત્રિ બે બે વાર નાટક ભજવાય છે. કેટલીક વાર એકજ નાટક બે વર્ષ લગી ભજવાય છે. લંડનની એક નાટકશાળા Hippodrome માં દિવસમાં બે ખેલ બનાવવામાં આવે છે. પ્રતિદિન છ હજારથી અધિક પ્રેક્ષકો આવેછે. રવિવારે નાટકશાળા બંધ રહે છે. પડદાની અંદર કામ કરનારા અને પડદાની બહાર કામ કરનારાના એમ બે 'હિપ્પોડ્રોમ' નાટકશાળામાં ભાગ છે. બહાર કામ કરનારાઓમાં નોટીસ વહેંચનારાઓથી તે મેનેજર લગી આવી જાયછે. રંગભૂમિપર જુદો મેનેજર હોય છે અને તેને સ્ટેજ મેનેજર કહેછે. પડદાની બહાર ૧૫૦ અને અંદર ૧૭૦ માણસ હોય છે.

બહારના મેનેજરના હાથ નીચે બે સહાયક માણસો હોય છે. નાણાંનો હિસાબ અહીં રખાય છે અને તે ઉપરાંત રંગભૂમિપર ફરી પ્રેક્ષકોની ઇચ્છાને તૃપ્ત કરવામાં કાળજી રાખવાનું કામ તેમજ પ્રેક્ષકના હૃદયને જોવાનું કામ તેમનું છે. લંડનમાં યૂરોપના સર્વ દેશના લોક આવતા હોવાથી મેનેજર બહુભાષાવિદ્ હોવો જોઇએ. ફ્રેંચ, ઇટાલિયન, જર્મન અને રશિયન ભાષા તો તેણે જાણવીજ જોઇએ.

નાટકશાળામાં સ્ટેજ મેનેજરનું પદ અધિક મહત્વનું છે. રંગભૂમિપરનો સર્વ પ્રબન્ધ કરવાનો હોય છે. ખેલને ચિત્તાકર્ષક અને પ્રભાવોત્પાદક બનાવવાનું કામ એનું છે. તેને અધીન કામ કરનારમાં માસ્ટર કાર્પેન્ટરનું કામ બહુ મહત્વનું છે, કારણકે સ્ટેજનો સર્વ સામાન, સીનસીનરીથી તેમજ ખુરશી લગીની દેખરેખ રાખવાનું કામ એનું છે.

ખર્ચ પણ અઢળક કરવામાં આવેછે. એક વાર એક કોચ બનાવવામાં એક હજાર પૌન્ડ ખર્ચ થયું હતું. કાચની ગાડી બનાવવામાં આવી અને એમાં વિજળીના દિપકો સળગાવવામાં આવ્યા. ગાડી એવી દીપ્તિમય બની ગઇ કે જાણે ખરેખર સ્વર્ગીય રથજ જોઇ લો! દૃશ્યને પ્રભાવોત્પાદક બનાવવા અને એમાં સ્વાભાવિકતા લાવવા માટે ભિન્ન ભિન્ન રંગનો પ્રકાશ નાંખવામાં આવેછે. એને માટે એક ગેલેરીમાંથી રંગભૂમિપર પ્રકાશ નાંખવામાં આવેછે. કેટલાક સમયથી પાશ્ચાત્ય દેશોની રંગભૂમિપર પ્રાચ્ય દેશનાં દૃશ્ય ખુબ બનાવવામાં આવે છે.

નાટ્યકળામાં પ્રવીણતા પ્રાપ્ત કરવાનું કામ સર્વને માટે નથી બની શકતું. જન્મસિદ્ધ પ્રતિભા હોવી જોઇએ, છતાંય શિક્ષણ અને અનુભવથી પણ સારી યોગ્યતા પ્રાપ્ત કરી શકાય છે. હિપ્પોડ્રોમના મેનેજરપર હજારો અરજીઓ આવે છે, પરંતુ તેમાંથી તે પોતાના ઉંડા અનુભવથી જેનામાં વિશેષતા હોય છે તેનેજ ચૂંટે છે— પગાર પણ સારો અપાય છે.

નાટકશાળામાં નાનાં નાનાં બાળકો પણ નિયુક્ત થાય છે. બાલ્યકાળથી નાટ્યશાળામાં જીવન વીતાવવાથી એ બહુ પ્રવીણ બની શકે છે; પરંતુ કેટલાક એના વિરોધી હોવાથી ઇંગ્લંડમાં એ વિષયમાં એક કાયદો પણ ઘડવામાં આવ્યો છે.

નાટકશાળાની છત એવી હોય છે કે જ્યારે આકાશ સ્વચ્છ હોય છે ત્યારે તેને હટાવી શકાય છે. ઋતુપ્રમાણે અનુકૂળ હવા મળી શકે એને માટે Ventilating apparatus રાખવામાં આવે છે.

આપણા દેશમાં પણ નાટકોનું બહુ માન હતું. નટ અને નટીનાં બહુ માન, ખ્યાતિ અને પ્રતિષ્ઠા હતાં. એમને અભિનય કળાનું શિક્ષણ આપવામાં યોગ્ય શિક્ષકની નિયુક્તિ થતી હતી. કાલિદાસના માલવિકાગ્નિમિત્ર નાટકથી ઉપર્યુક્ત હકીકતની સિદ્ધિ મળી આવે છે. હવે નાટકકળાનો પુનરુદ્ધાર થવા આવ્યો છે. મહારાષ્ટ્ર અને બંગાળામાં સારી સારી નાટક મણ્ડળીઓ છે અને એમાં સારાં સારાં નાટકો પણ ભજવાય છે. આશા છે કે ગુજરાતી નાટકોને માટે એક આદર્શ નાટક મણ્ડળી સ્થપાય અને ગુજરાતીમાં ઉચ્ચ શ્રેણિનાં નાટકો મળી આવે.





"મધુ-મંજરી"માં સુંદરી પુરુષ પાત્રમાં [પૃષ્ઠ ૨૨૦.



"મધુમંજરી"માં સુંદરી પુરુષ પાત્રમાં

હોતીજ નથી, અને પેઇન્ટ વડે ચહેરાનો ઉઠાવ બદલવાની કળા તેઓએ હાથ કરી નથી. એટલે લગભગ એકજ સ્ત્રી મુખાકૃતિ અનેક નાટકોમાં દેખા દે છે. સુકુમાર વયમાં મુગ્ધ બાળા બનાવવા તે સહેલા છે, પણ મોટી ઉમ્મરમા એ બાલા બનાવવા તે મુશ્કેલ છે, છતા તેમાં પણ સુંદરીએ પોતાની કલાનો ઘણો વિકાસ બનાવ્યો છે તેમા શક નથી.

પરંતુ પુરુષ પાત્ર તરીકે સુંદરીએ "ઉઠાવ"-ની બાબતમા વધારે ફત્તેહ મેળવી છે અને તેમાં 'સુંદરી'ને આ કલાના વિકાસ માટે ઘણા અવસરો મળ્યા છે. દાખલા તરીકે, સ્નેહ-સરિતામા "પરિમલ," સુધા-ચંદ્રમાં "રોશન" તથા "ઇન્સ્પેક્ટર" મંદુ-બસરીમાં "આત્મપ્રકાશ" અને "કમલાકર" આદિ વેશધારી પાઠોમા સુંદરીને "ઉઠાવ"ની બાબતમા પ્રગતિ કરવાની ઘણી તકો મળી છે, અને તે તકોનો તેણે અચ્છો ઉપયોગ કર્યો છે એ કોઈ પણ સૂક્ષ્મ અવલોકનકારને જણાયા વિના નહિ રહ્યું હોય.

સગીતની બાબતમાં "સુંદરી"ને કુદરતની બક્ષિસ છે. તેના ગળામા માર્દવ અને માધુર્ય છે, જો કે ગળાની વિપુલતા કંઈક ઓછી છે. સગીતની તાલીમ માટે તેને ઉસ્તાદ વાડીલાલની ઘણી મદદ મળી છે અને હજુ પણ એ વિષયમા પ્રગતિ કરવાની તેની ખંત જોતાં તે તેનીજ છે.

"સુંદરી"ની અભિનય કલા એકંદરે ઘણી સફલતા પામી છે. ખાસ કરીને રમતિયાળ, હસમુખા, તોફાની, શૃંગારી પાઠ તે આબાદ કરે છે. ગંભીર, કરુણ અને વૈરાગ્ય-પ્રધાન પાઠોમાં પણ જ્યારે તે પોતાનુ હૃદય હાલવે છે ત્યારે તે પ્રેક્ષકોને પીગળાવી શકે છે. કોઇ કોઈ વાર અતિ સૂક્ષ્મ અભિનયો તે બનાવી શકે છે. પણ તેના કરતા પણ તેની ખરી સફલતા તો ન્હાનાં પાત્રોને યથાર્થ અભિનયો બનાવવાની તેની કલામાં છે. ગમે તેવા ન્હાના અને અણુસમજુ સ્ત્રી પાત્રોમા અભિનયોથી ખરી પાત્રતા ઉત્પન્ન કરવામા "સુંદરી"નુ કામ ખરેખર ધન્યવાદને પાત્ર છે.

"સુંદરી" એ હવે એક નટ ઉપરાંત ડિરેક્ટર તરીકેની જવાબદારી પણ માથે લીધી છે, અને એટલું નિઃસંદેહ છે કે આ તેની કળા અને અનુભવનો તે ઘણો ઉપયોગ કરી શકશે. એ ઉપયોગ અત્યારથીજ તેણે કરવાનુ શરુ કર્યું છે તે "અસત્યના બંધન" માં તેણે આપેલી ઉત્તમ પ્રકારની તાલીમ ઉપરથી પ્રતીત થાય છે. છેવટે એટલુજ ઇચ્છીશું કે આ સુનંદા એક્ટરને આન્ટેગોના નવા નવા રૂપોમા પાઠ ભજાવવાને ઘણી તકો મળે.



# કરમાઈ કુમુદિની સરવરે, મુજ મનની મનમાં રહી ગઈ.

— o —

રાત્રિ હતી મધુ માસની મધુ શબ્દ કોકિલ કુજતી,
મધુરા મૃદુલ મલયાનિલે મધુ મંજરી એ ડોલતી,
વસંત જગને આંગણે વસંત ગૃહ કુંજે હતી,
વ્હાલમ તણી વ્હાલપ ભરી વસંત તો હું એ હતી
મધ્ય રાત્રિના આકાશ પટ પર ચંદ્રિકા હતી નીતરી,
મદ ઘેન પ્રિયજન નયનમાં હું પણ હતી આશા ભરી,
ઉર સિંધુ એ હીંચાવતા મમ પ્રાણમાં ભરતી હતી,
કૈં કૈં તરંગ જગાવતી વ્હાલમ નયનને નીરખતી

'શું વ્યોમ ચઢી મૃદુ ચંદ્રિકા બની નીરવ રજની મન હરૂં,
પ્રિયજન તણા ઉર સાગરે શફરી બની તરતી ફરૂં ?
પરિમલ બનુ એ જીવનની મહકાર કુંજની કોકિલા ?
વનલક્ષ્મી બની ગૃહઆંગણે શું ગાન ગાઉં વસંતના ?
મધુમાસ પાછો આવશે ? હું ક્યાં પ્રીતમ એ ક્યાં હશે ?
રે રે જીવનના સ્વપ્ન મધુરા ક્યાંક અધુરા રહી જશે,
ગિરિઝરણ મમ મમ સ્વપ્ન સમ આ શાંત રજની વહી જશે,
અસ્તાચળે પ્રિયવદન સમ આ ચંદ્ર હમણાં છુપશે"

કુસુમો ખીલ્યાં રજની વહી જ્યોત્સ્ના ગઈ ઉષા થઈ,
કરમાઈ કુમુદિની સરવરે, મુજ મનની મનમાં રહી ગઈ

—રઘુનાથ

## કરમાઇ કુમુદિની સરવરે.
## મુજ મનની મનમાં રહી ગઇ.

—— o ——

રાત્રિ હતી મધુ માસની મધુ શબ્દ કોકિલ કુંજતી
મધુરા મૃદુલ મલયાનિલે મધુ મંજરી ઓ ડોલતી
વસંત જગને આંગણે વસંત ગૃહ કુંજે હતી
વ્હાલમ તણી વ્હાલપ ભરી વસંત તો હુએ હતી
મધ્ય રાત્રિના આકાશ પર પર ચંદ્રિકા હતી નીતરી
મદ ઘેન પ્રિયજન નયનમાં હું પણ હતી આશા ભરી
ઉર સિંધુ એ હીંચાવતા મમ નાણુમાં ભરતી હતી
કૈં કૈં તરંગ જગાવતી વ્હાલમ નયનને નીરખતી.

શું વ્યોમ ચઢી મૃદ ચંદ્રિકા બની નીરવ રજની મન હરૂં
પ્રિયજન તણા ઉર સાગરે શફરી બની તરની ફરૂં ?
પરિમલ બનું એ જીવનની સહકાર કુંજની મ[illegible]ના ?
વનલક્ષ્મી બની ગૃહઆંગણે શું ગાન ગાઉં વસંતના ?
મધુમાસ પાછો આવશે ? હું ક્યાં નીતમ એ ક્યાં હશે ?
રે રે જીવનના સ્વપ્ન મધુરાં ક્યાંક અધુરાં રહી જશે
ગિરિઝરણું મમ મમ સ્વપ્ન સમ આ શાન્ત રજની વહી જશે
અસ્તાચળે પ્રિયવદન સમ આ ચંદ્ર હમણાં છુપશે

કુસુમો ખીલ્યા રજની વહી જ્યોત્સ્ના ગઈ ઉષા થઈ,
કરમાઈ કુમુદિની સરવરે મુજ મનની મનમાં રહી ગઈ

—રઘુનાથ

# આધુનિક ઐતિહાસિક નાટકો.

લેખક—રાજ્યરત્ન શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી,
જે પી એમ આર એ એસ



ઐતિહાસિક નાટકો જનસમાજ માટે ઘણાં ઉપયોગી અને શિક્ષણ આપનારાં છે, અને તેવાં નાટકોની જનસમાજની સંસ્કૃતિ માટે ખાસ જરૂર છે એ સ્પષ્ટ છે પરંતુ ઐતિહાસિક નાટકો રચવામાં અને ભજવવામાં મુખ્ય ઐતિહાસિક વ્યક્તિઓનાં ચરિત્રોમાં તેમના જીવનના પ્રસંગોમાં ફેરફાર કરીઓ અને તાણીતોડીને ખાસ પ્રસંગોને વિરૂપ બનાવવા અને લેખકે પોતાને મનમાનતી રીતે આ પ્રમાણે રચી એ ખરેખર ઘણું શોચનીય અને વાંધાભરેલ છે એથી જનસમાજ જે વડે ખરા ઇતિહાસથી વાકેફ નથી હોતી તે ઉંધે રસ્તે દોરવાનો પૂર્ણ સંભવ છે ઐતિહાસિક નાટક રચનારાઓએ અને ભજવનારાઓએ આ ભૂલવું જોઈતું નથી

આ ઉપરાંત હાલમાં એજ કંપનીએ બહાર પાડેલ 'રાજા સંભાજી' માં કરેલી ભૂલો ખરેખર અક્ષમ્યજ છે. શિવાજી જેવા મહાન, ધર્મધુરંધર, અને ન્યાયી નૃપતિએ પોતાના પુત્રને મરતી વખતે આપેલા શ્રાપનું દૃશ્ય, કોઇને પણ શિવાજીને ઉતારી પાડવા જેવું અને તે સ્થાને સંભાજીને ચડાવ્યા જેવું લાગ્યા વગર રહેશે નહિ. આ પ્રસંગ નાટકકારે ન દેખાડયો હોત અને ખરા ઇતિહાસને વળગીને સંભાજી શિવાજીના સ્વર્ગવાસ પછી રાયગઢનો કબજો લેછે તે વખતે પોતાની અપરમાતા સોયરાબાઇને ભીંતમાં જીવતી ચણાવી લઈ મારી નાંખે છે અને તે વખતે સોયરાબાઈ તેને શ્રાપ આપેછે એ દેખાવ વધારે આકર્ષક અને ઇતિહાસની નજરે ખરો થાત. શિવાજીના મૃત્યુ વખતે સંભાજી પરનાળા કિલ્લામાં કેદ હતો, જ્યારે શિવાજી રાયગઢમાં સ્વર્ગવાસ પામ્યા. વધારે શોચનીય તો એ બાબત છે કે તેજ દૃશ્યમાં શિવાજીનું શબ પડયુ છે ત્યાંજ તુલસીનો પ્રવેશ, સંભાજીનું તેના તરફ ખેંચાવું, અને શીર્કેના નાગનુ દૃશ્ય એ અસ્થાને અને નૈતિક દૃષ્ટિથી જોતાં ઘણું અયોગ્ય છે. કોઈ પણ પુત્ર પિતાના શબની હાજરીમાં આવું ઘોર કામ કરી શકેજ નહિ. સ્ત્રીમાં આસક્તિ અને મદ્યપાન એ બે વ્યસન સંભાજીમાં જબરજસ્ત હતાં અને તે તેનાં નાશનાં કારણ થયાં. પરંતુ તે સાથે જો લેખકે સંભાજીનું શુદ્ધ ક્ષત્રિયત્વ, વીરતા, સાહસિક છતાં ભોળા અને ઉમદા સ્વભાવને ધ્યાનમાં રાખ્યાં હોત તો જે પિશાચી કૃત્યનો અધિકારી તેને બનાવવામાં આવેલ છે તે ભૂલ ન થાત. પણ આ પ્રશ્નોનો વિચાર કરતાં તેનો હવાલો નાટકકાર પર રાખવાનું ઉપયોગનું નથી. નાટકકારો જોઇએ તે પુરુષનું નાટક લખી પોતાની કૃતિમાં વિશેષ રસ લાવવામાટે હાથમાંનાં પાત્રની જોઇએ તેવી દુર્દશા કરેછે. ઐતિ-હાસિક નાટકોમા તો આવા પ્રકાર પદેપદ થાય છે. તેમાં દુર્દૈવની વાત તો એ છે કે આપણી ગુર્જર ભાષામાં ઇતિહાસકાર કરતાં નાટક અને નવલકથાઓના કર્તાઓ આવી પદ્ધતિ ગ્રહણ કરવામાં મશગૂર છે; અને ઇતિહાસની ખરી બાજુને ઉલટાવી, ઉંધા અવળા પાટા બધાવે છે. આ નાટકમાં રાજા સંભાજીના સંબંધમાં તો આ પ્રકારનો વિશેષ ઉપયોગ થયો છે. નાટકકારે શિવાજીનો મૃત્યુ પ્રસગ અને સંભાજી પગે પડે છે ત્યાંજ ટેબ્લો કરી પડદો પાડયો હોત તો વધુ શોભત. તેમજ, સંભાજીના પુત્ર શાહુનો જન્મ શિવાજીનાં મૃત્યુનાં વર્ષમાં એટલે ઇ૦ સ૦ ૧૬૮૦ ના ડીસેમ્બરમાં થયોછે—શિવાજીના સ્વર્ગવાસ પછી લગભગ ૭ મહિને શાહુનો જન્મ થયો છે—તો શિવાજીના જીવન વખતમાં તેને દશથી બાર વર્ષનો દેખાડવામા આવ્યો છે તે ભૂલભરેલુ છે.

આ ઉપરાંત યેસુબાઇને તુલસીને પગે લગાડવામાં આવી છે અને તેને મદ્યપાન કરવાની જ્હેમ કરવામાં આવી છે. પણ લેખક ભૂલી જાયછે કે સંભાજી ગમે તેવો વિલાસી હતો છતાં યેસુબાઈ પ્રત્યે તેને અતિ માન અને પ્રેમ હતાં; અને તેણે યેસુબાઇનું આવી રીતનું અપમાન કોઇપણ વખતે કર્યું નથી. યેસુબાઇની મહત્તા અને યોગ્યતા સંભાજી બરાબર જાણતો હતો અને તેના પ્રત્યે તેને પૂર્ણ માન હતું. ક્યારે પણ તેનું અપમાન તેણે કર્યું નથી. તેણે તેને શબ્દથી કે વર્તણુકથી દુભાવ્યાનું ઉદાહરણ મળતું નથી. સ્ત્રીલંપટ થઈ તેણે તેના તરફ દુર્લક્ષ્ય કર્યું હશે તો પણ ક્યારે પણ તેનું તેણે અપમાન કર્યું નથી. ઉલટું અનેક વખતે તે તેની પાસે પોતાની ભૂલો કબુલ કરતો; પરંતુ વ્યસનનો નાદ અતિશય લાગ્યાથી તે પોતાની વર્તણુકપર કોઇ પણ પ્રકારનો દાબ રાખી શકતો નહિ. આ માટે શિક્કો મોર્તબ (રાજ્યાધિકાર) તેણે હમેશને માટે પોતાની માનીતી પત્ની યેસુબાઇના હાથમાં સોંપ્યા હતાં. તેને બદલે આ ઐતિહાસિક બાવ-

બદલે તેમને નુકસાન થવાનો ભય વધારે છે. નાટકકારને હાલના પ્રસંગો ભજવવાની ઉત્કંઠા હોય તો બેશક તે વિચાર સ્તુત્ય છે. પરંતુ તેમ કરવામાં તેણે નવલકથા કે કલ્પિત પાત્રોનો આધાર લેવો જોઇએ; પણ ઇતિહાસને છિન્નભિન્ન કરી, રૂપાન્તર કરી, હેતુ સાધવાનો પ્રયાસ કરવો ન જોઇએ. આવી જાતનાં પ્રસંગોચિત નાટકોનાં ઉદાહરણો ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની વગેરે પુષ્કળ આપી શકે તેમ છે અને એજ ધોરણ હિંદના નાટ્યકારો સ્વીકારે તે બહુ ઇચ્છવા જેવું છે. અમને લાગેછે કે હાલનાં ઐતિહાસિક નાટકોમાં જોવામાં આવતા જે દોષો ઉપર જણાવેલા છે તે કાંઇક આવાજ અંતર્ગત હેતુથી થાય છે. અમને નથી લાગતુ કે તેને માટે અજ્ઞાનતા જવાબદાર હોય. અને જાણ્યા છતાં તો કેવળ ઇરાદાપૂર્વક આવી જાતના દોષો ભજવવામાં આનંદ લેખાતો હોય તો તે બાબત સ્પષ્ટ રીતે નિંદ્ય છે એટલે તે સંબંધમાં વિશેષ લખવા જેવું કાંઈ રહેતું જ નથી.

નાટકના ગુણદોષો જોવા કે લખવા માટે આ લેખ લખાયો નથી. પરંતુ ઐતિહાસિક મહાન વ્યક્તિઓ વિષે નાટકકારે કરેલી ગંભીર ભૂલો જોઈ ઘણી દિલગીરી સાથે આ લેખ લખવાની ફરજ પડી છે. અને નાટકકારોનાં ધ્યાનપર આ વાત આવતાં તેઓ ખરો સુધારો કરશે તો ઇતિહાસ તથા જનસમાજને ઇન્સાફ આપ્યો કહેવાશે.





# આધુનિક નૃત્યકળા.

લેખક—રા. બાબુલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ.

**નૃત્યકળાની ઉત્પત્તિ.**

હિંદુ શાસ્ત્રકારોએ કળાના ચોસઠ ભેદ દર્શાવ્યા છે. તેમાં નૃત્યકળા પણ એક છે. મનુષ્યની સુખલાલસા નૃત્યકળાની ઉત્પત્તિનું મુખ્ય કારણ છે. અંગ સંચાલનથી સર્વ કોઇ પ્રાણીને સ્વાભાવિક આનંદ થાય છે. નૈસર્ગિક સૃષ્ટિનું અવલોકન કરશું તો માલમ પડશે કે મેઘનો ધ્વનિ સાંભળીને મયૂર નાચવા ઉત્સુક થાય છે. પરંતુ અંગ સંચાલનની વિશેષતા તો મયૂરમાં પણ નથી હોતી. સર્વ જીવધારીઓને છલંગ મારવામાં, કુદવામાં, દોડવા નાસવામાં સુખ–આનંદ અનુભવાય છે. પ્રાણધારીઓના શરીરમાં જે પ્રાણ–શક્તિ છે તે સદૈવ બહાર પડવાને ચેષ્ટા કરે છે. જ્યારે આ શક્તિ ક્ષીણ થઇ જાય છે ત્યારે શરીર નિસ્તેજ થઇ જાય છે અને ફરી ઉછાળા મારવાનો, કૂદવા નાસવાનો આનંદ થતો નથી. બાળકોમાં ક્રીડા કરવાનો જે ચાહ માલમ પડે છે તેનું કારણ પણ આજ છે. તેનું પ્રત્યેક અંગ ફરકતુંજ રહે છે. ચુપચાપ તો એક ક્ષણ પણ તેનાથી બેસીજ નહિ શકાય. આ પરથી સ્પષ્ટ માલમ પડશે કે મનુષ્યને અંગ સંચાલનમાં એક વિશેષ પ્રકારનું સુખ મળે છે. તેટલા માટે—સુખની વૃદ્ધિ માટે—નૃત્ય કળાની સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે.

**નૃત્યકળાની ઉન્નતિ.**

આર્ય પ્રજાએ કળા કૌશલ્યમાં જે ઉન્નતિ પ્રાપ્ત કરી છે તે ધાર્મિક ભાવનાની પ્રેરણાથીજ થઇ છે. નૃત્યકળાની ઉત્પત્તિ ભલે સ્વાભાવિક સુખલિપ્સાને કારણે થઇ હોય, પરંતુ તેની ઉન્નતિનું કારણ ધાર્મિક ભાવ છે. આજકાલ અસભ્ય જાતિઓમાં પણ નૃત્ય ધાર્મિક ઉત્સવના પ્રસંગપર થાય છે. હિંદુ જાતિમાં નૃત્યના પ્રચારના વિષયમાં જે કથા પ્રચલિત છે તેથી તેની ધાર્મિકતા સિદ્ધ થાય છે. એવું કહેવાય છે કે બ્રહ્માજીએ એક વાર સ્વરચિત એક નાટ્યપ્રયોગ રચ્યો. તે સમયે મહાદેવજી પણ તે પ્રયોગ જોવા ત્યાં ઉપસ્થિત થયા હતા. નાટકનો અભિનય પ્રયોગ જોઇને શ્રી ઉમાપતિ અતિ પ્રસન્ન થયા, પરંતુ પોતાના નૃત્યનો તેમાં સમાવેશ કરવાની તેમની તીવ્ર ઇચ્છા થઇ. સૃષ્ટિકાર પણ આમાં સંમત થયા. ત્યારે મહાદેવજીની આજ્ઞાથી તણ્ડુએ ભરત મુનિને નૃત્યના સર્વ ભેદ–પ્રકાર બતલાવ્યા. આ નૃત્ય તણ્ડુથી પ્રાપ્ત થવાથી તે નૃત્યનું નામ શાંકરનું તાણ્ડવ નૃત્ય પડ્યું.

અભિનય (Acting) દ્વારા નૃત્યનું વિરામ દેખાડવાને જે અંગ મરોડ થાય છે તેને રેચક કહે છે. તે ચાર પ્રકારના હોય છે—અર્થાત્ પાદરેચક કટિરેચક તૃતીય અને ચતુર્થ રેચ

મનિઓથી અતીત હોય છે તેને ઇંદ્રિયગ્રાહ્ય બનાવવામાં આવે છે. કલ્પના મૂર્તિમાન થઇ જાય છે.

**મિસ એલન અને સાલોમનું નૃત્ય.**

નૃત્યકળામાં આંતરભાવની મિસ એલનની ભારી પ્રસિદ્ધિ થઈ છે. તેણી પોતાના શરીર સંચાલનથી મનોગત ભાવ પ્રત્યક્ષ કરી બતાવે છે. તેણીનું કહેવું છે કે જેટલા જાતના વિલક્ષણ મનોભાવ હોય તેટલા વિલક્ષણ ભાવ શરીરના હાવ ભાવ મરોડથી અભિવ્યક્ત થઈ શકે છે. નૃત્યને આપણે નિરવ સંગીત કહી શકીએ. જેટલીક હાલની નાટકમંડળીઓ તેમના નાટ્ય પ્રયોગોમાં આ નિરવ સંગીત ઉતારે છે. આ જગાએ નટ સંગીત લલકારતો નથી પણ પ્રસંગનો ભાવ પોતાના નેત્રથી, અંગ મરોડથી અને બીજા હસ્તપાદાદિના હાવભાવથી પ્રેક્ષક ગણને દર્શાવે છે. આ પ્રયોગ સાધારણ પ્રેક્ષકસમૂહને સમજાવવા માટે તેજ વખત તેજ પ્રસંગનું ગાયન ગાય છે. આવા નૃત્યમાં નટ ઘણો કુશળ હોવો જોઈએ. મિસ એલનના કેટલાંક નૃત્યો સુપ્રસિદ્ધ છે. 'સાલોમની મનસૃષ્ટિ" (Vision of Salome)* નામનું તેણીનું નૃત્ય સર્વશ્રેષ્ઠ છે. બાઇબલમાં એક કથા છે. સાલોમ નામની એક યુવતિ હેરોડ નામના એક રાજાના દરબારમાં નૃત્ય કરવાને ગઇ હતી. પોતાના નૃત્યથી રાજાને પ્રસન્ન—મોહમગ્ન–કરીને તેણીએ જ્હોન ધી બૅપ્ટિસ્ટ નામના ધર્મ ગુરુનો તેની પ્રસન્નતાના બદલામાં રાજા પાસેથી પ્રાણદંડ લીધો. આ ધર્મગુરુ સદાચારી હતો. તેણે સાલોમના મોહ પાશમાં ફસાવાની ના પાડી ત્યારે સાલોમે તેનો નાશ આવી રીતે પોતાના નૃત્યકળાનિપુણતાથી રાજા પાસે કરાવ્યો. તદનંતર તેણીને અચાનક માલમ પડ્યું કે તેણીએ આવેશમાં કેટલું ભારી પાપ કર્મ કર્યું છે. તેણીએ અસહ્ય હૃદય વેદના અનુભવવા માંડી. શરીરથી ભિન્ન થયેલું જ્હોનનું મસ્તક પોતાના હસ્તદ્વયમાં લઈ, જે ઓષ્ઠ પર તેના ઉચ્ચારનો તેણી શક્તિમાન નહોતી થઈ તે ઓષ્ઠપર તેણીએ ચુંબન લીધું, અને પછી અલ્પ સમયમાં તેણીએ પ્રાણોત્સર્ગ કર્યો. આ કથાને મિસ એલને પોતાનાં નૃત્યકળા કૌશલ્યથી આબેહૂબ પ્રત્યક્ષ કરી બતાવી છે. સાલોમનું આ નૃત્ય હવે અતિ પ્રસિદ્ધ થઈ ચુક્યું છે. મિસ એલને આ નૃત્યથી ધન અને યશ બન્ને પ્રાપ્ત કર્યાં છે. અમેરિકા અને યુરોપના સર્વ દેશોમાં આ નૃત્ય લોકપ્રિય અને લોકપ્રશંસાને પાત્ર નિવડ્યું છે. મોટા મોટા નૃત્યકળાવિશારદોએ આ નૃત્યની ભારે પ્રશંસા કરી છે. એક સમાલોચક (Magazine) નો આવો અભિપ્રાય છે —

"Its orginality of conception, its intensity, its realism and the horror of its story are things not easily to be forgotten."

અર્થાત્ "આના ભાવની મૌલિકતા, તીવ્રતા, યથાર્થતા અને કથાની ભયોત્પાદકતા આ સર્વ એક વાર જોઇને તે મનમાંથી સહેલાઈ થકી ભૂસાઇ શકે તેવાં નથી."

હવે આપણે એક બીજી પ્રખ્યાત નર્તકીનું નૃત્યકળાનૈપુણ્ય જોઈએ. આ નર્તકીનું નામ

* મુંબઇના West End Cinema માં આ નૃત્યની ફીલ્મ આવી ગઇ છે.

# અમારૂં એ છે ભારતવર્ષ !

અમારૂં એ છે ભારતવર્ષ !
હિમાલય નિજ બાહુ પ્રસારી વરતાવે જયકાર;
કાલ અનાદિથી ઉપસ્થિત જાણે એ ભડવીર;
પ્રતાપી રક્ષક એ દુર્ધર્ષ;
અમારૂં એ છે ભારતવર્ષ !
પદતલને જે ચૂમી રહ્યા છે વિસ્તૃત જ્યાં દરિયાવ,
ક્ષણક્ષણમાં જ્યાં ભીષણ નિનાદે ઘૂમવે ગૌરવભાન;
મહેર ના દીપે એ આમર્ષ,
અમારૂં એ છે ભારતવર્ષ !
વાડી મનોહર નવપુષ્પોથી પમરી ભરે ઉચ્છ્વાસ,
ઉર ઉર એવો પલ્લવિત બનતું એ જૂનો ઉલ્લાસ.
બનાવો જૂનો એ નિષ્કર્ષ,
અમારૂં એ છે ભારતવર્ષ !
દિવ્ય પ્રભાથી ઝાંખાં કીધાં એ ક્યાં માનવદેશ ?
નન્દનકાનન લજ્જિત કીધાં એ ક્યાં અન્ય પ્રદેશ ?
પ્રકાશો ઉજ્જવલ એ અમ હર્ષ,
અમારૂં એ છે ભારતવર્ષ !
અનન્ત વૈભવના સંચયથી શોભાયા અગણિત;
વિવિધજ્ઞાનાગાર અક્ષયથી આર્યાવર્ત મણ્ડિત.
દીપે સૌન્દર્ય–વન–સંકર્ષ;
અમારૂં એ છે ભારતવર્ષ !
લુપ્ત ગરિમા મહિમા તોયે આત્મવિજય ટંકાર;
પ્રાચીન પ્રતિમા અંકિત ઉરપર, જૂનો છે સંચાર,
જગતનો શાશ્વત જે આદર્શ,
અમારૂં એ છે ભારતવર્ષ !
પયગમ્બર વીર ધન્યભૂમિ જે લોટું ત્યાં નિશદિન;
કર્મ સુજનતા, પ્રગટે પ્રભુતા, મીટ ન દૂર લગીર !

રાષ્ટ્રીય વિદ્યા મન્દિર
કરમસદ. } અંબાલાલ નૂ. શાહ



"અમારૂં એ છે ભારતવર્ષ

# રંગભૂમિનું કાર્યક્ષેત્ર.

---

લેખક—શ્રીયુત અંબાલાલ શંકરલાલ ઉપાધ્યાય,
બી. એ., એલએલ. બી.
'વિશ્વલીલા' ના લેખક



સાહિત્યસાગરના એક અપૂર્વ રત્ન—નાટકની કલાની દૃષ્ટિએ ચર્ચા કરવાની ઇચ્છા એજ રંગભૂમિના ઉત્કર્ષ માટે આનંદદાયક છે તેમાં વળી જ્યારે સાહિત્ય, કલા, અભિનય ઇત્યાદિ વિષયોની ચર્ચા એક ઉત્સુક નાટ્યકારે ઉપાડી લઈ સરસ્વતીની પૂજનમાં એક અણમૂલું પુષ્પ ધરાવવા ધાર્યું, તે વળી વધુ આનંદદાયક.

રંગભૂમિને આનંદના સ્થાન માટે ઘણા ઓળખે છે. કમાવાના સાધન તરીકે ઘણાની લાલચુ આંખ એના તરફ ટગર ટગર જોયા કરે છે. અનીતિના પાઠ ભણવાની શાળા તરીકે ઘણા એનો ઉપયોગ કરતા આવ્યા છે તો ઘણા નીતિ, ધર્મ, સમાજસેવા અને દેશભક્તિના સિદ્ધાન્તોની અમૃતાંજલિઓ પીવા આ ઉછરતા રસસાગર તરફ વળ્યા છે. કેટલાક વખત વીતાડવા કે શ્રમિત શરીરને આરામ આપવા આવનાર ઘણા એવા છે કે જે નિયમિત શનિવારે કે રવિવારે ત્યાં હાજર હોય તો ઘણા કોઈની ઉપજાવેલી ઇચ્છાએ બગાસાં ખાતા ખાતા પ્રેક્ષક વર્ગના એક ભાગમાં મજાથી પડ્યા હોય—એ સૌમાં કલાની દૃષ્ટિવાળા પણ કોઈ હશે ખરા. પરન્તુ ગુર્જર રંગભૂમિના મરુસ્થાનમાં જાહેર ચર્ચાનું એક પણ ઝરણું—સતત વહેતું નિર્મળ ઝરણું—ફૂટવા પામ્યું નથી. આ એકજ મહોદધિમાંથી સૌ સૌ પોતપોતાને ગમતાં રત્ન ઉપાડી જાય છે. રત્ન ભેગાં મોસમના મકા પણ ગોળ ઉપડતાં નથી. બ કવચ વગેરાય છે પરન્તુ આર્યસંસ્કૃતિના કનક શિખર પર જગતની આ રત્નરાશિ તરફ, સૌની દૃષ્ટિ હજુ મુગ્ધ વીંચાયલીજ રહી છે. ઘોર અંધારી રાત્રિએ વિષમની વિજળીના જેવી—કેટલાકની દૃષ્ટિ ઉઘડી ન ઉઘડી થઈ મીંચાઈ ગઈ હશે. કોઈ સ્થિર દૃષ્ટિએ મનોજ પોતાનો ચમત્કાર પણ દેખાડ્યો હશે. કોઈએ રોગનિદ્રામાંથી જગાડવા એક બે—સ્તુતિની ન સ્તુતિની વિવેચન હાક પણ મારી હશે, તો તે કદાચ વીરાર ઓફિસપર અર્ધી આંખ ઉઘાડી રાખી બગાસાં ખાતા માલિકના કાન સુધી પહોંચી પણ નહિ હોય.

આજ તે હાક હમેશ ગુર્જર રંગભૂમિના પૂજારીઓ પ્રચારકો ને પ્રેક્ષકો સાંભળ્યા કરે એવી ઇચ્છાનો આરંભ થયો છે. પુરાતન કળાની રસનિષ્પત્તિને પ્રધાન ગણી પાત્ર સર્જનાની પ્રવીણતાને ઉચ્ચસ્થાન આપનાર નાટકના હૃદય આલ્હાદક સૌધમંદિર તેમજ એક બે ઘડી આનંદના ગમે તેવા પણ સ્થૂલ સ્વરૂપને પોષનારા કે 'સ્ટેજ' પર દોડધામ મચાવી ફક્ત પેટ પકડી હસાવવામાંજ કૃતાર્થતા માનનારા નાટકના—કેવળ મોજ મઝાના આરામગૃહો—એ બન્નેની ચણતરની ચર્ચા કરવા સૌને આમંત્રણ કરવામાં આવ્યું છે. ભારતવર્ષના ગૂઢ ખજાનામાંથી

ચતુરાઈથી રત્નો શોધવા જેમ સૌને નોતર્યા છે તેમ દેશ પરદેશની રંગભૂમિના જીવનભૂત નાટકકારોની પ્રતિભાની વાનીઓને પીરસવા–પરખવા–ને પચાવવાને પણ નિમંત્રણ કર્યાં છે. ભરત મુનિથી માંડીને રસગંગાધરના પ્રણેતા જગન્નાથ પંડિતના, 'દૃષ્ટિએ જડ અને અવ્યવહારિક લેખાતા' નિયમોને કોદાળી લઇ ખોદી કાઢનાર નાટકકારો પરત્વે પણ રંગભૂમિ માનની દૃષ્ટિએ જોવા–વચન આપી ચુકી છે. તેમજ વિદેશી સંકલનાથી અભડાઇ જતા જરી પુરાણાના ભદ્રંભદ્રના તડવાળાઓને પણ યોગ્ય સન્માન કરવા રંગભૂમિ તૈયારજ છે. રંગભૂમિના પ્રચાલક એક હોવા છતાં ડિરેક્ટરે ડિરેક્ટર, લેખકે લેખક, નટે નટ કે પ્રેક્ષકે પ્રેક્ષક સૌના મતાંતરને માન્ય કરવા સજ્જનતા દર્શાવી છે. પ્રેક્ષકોની ભૂખ ભાંગવાની ભીષ્મ–પ્રતિજ્ઞા લેઇ ભિન્ન ભિન્ન ભાવતી ચીજો પીરસવાનો પરવાનો લઇ ફરનારા ગમે તો ગજવા તરફ દૃષ્ટિ રાખે–કે ગમે તો પેટ તરફ પક્ષ કરે–પણ સૌને અહિં યોગ્ય સન્માન જ મળવાના છે. પિટ ક્લાસની તાળીઓ માટે તરફડીયા મારતા ભલે લોકરુચિની લેખણ લઇ આવે, બે ચાર ગાળો કે કચરો મઝાના મેવાની ભલે હિમાયત કરે–પરંતુ સૌમાંથી ગુર્જર રંગભૂમિ હાલ છેક યૂરપ અમેરિકાના ખૂણે જવાની તસ્દી ન લે તો ભલે, પણ એકજ ઉદરે ઉછરેલી પોતાની સગી બેન સમી હિંદી, બંગાળી, કે મરાઠી રંગભૂમિની સાથે ટક્કર એમના યોગ્ય બને તો પણ સા-

ટૂંકમાં ગમે તે રીતે રંગભૂમિ આટલું તો કરી શકે–જે

દુનિયાના દર્પણની ગરજ સારવા ઉપરાંત ભવિષ્ય બતાવી તેને સુધારવા કરવાના ઉપાય બતાવનાર જાદુઇ–આયનો બને.

માનવ જીવનના ઉંડામાં ઉંડા તલસ્પર્શી બનાવો, તેનાં કારણો બતાવી માયાના રમકડાના હૃદયની ગહનતા માપી સમાજના સડાની શુદ્ધિ કરાવે

આત્મગૌરવ, પોતાનો તેમજ પારકાનો ઉદય, દુખીને વિસામો, સુખીને સહન કરવાની સદ્‌ભાવના, આર્ય સંસ્કૃતિના વિશાળ હિમાલયના એક એક શિખરોનું દર્શન–અને જ્યારે જોઇએ ત્યારે કર્તવ્યના પહાડ પાછળ કે દુખની ખીણને તળીયે પણ સતત વહેતી નિર્મળ–ગંગાના 'શાન્તિ નીર'નાં પાન કરાવે

બળતા, અથડાતા, પડતા, ને તણાઇ જતા આપણા આર્યબન્ધુઓની બાંય ઝાલે પ્રાણહીન કેવળ સૂકા–આર્યસંસ્કૃતિના ફક્ત હાડમાંસ રહેલા શરીરના ખોખામાં રસ, કસ, ને શૌર્ય ભરે—

છેવટે આર્ય નીતિ, આર્ય ભાવનાઓ, આર્ય બુદ્ધિ, આર્ય હૃદય, આર્ય સંસાર–આર્ય સંસ્કૃતિ અને આર્ય ધર્મ–સૌનું યથાર્થ દર્શન કરાવે

એ સોનેરી સોહામણા સમયની રાહ—શ્રદ્ધાથી જોતા રહીશું–ને રંગભૂમિના સ્નેહથી આદર સન્માન કર્યા કરીશું જે જોવા–આંખ વીંચીને પણ જોવા–ફ્રંટોફ્રંટ ટીકીટ ઑફિસ આગળ રૂપિયા ખણખણાવેછે, તે ગૃહસ્થો–એક બે ટીકીટનું મુલ 'અહીં આપણે શું જોઇએ છીએ' તે જાણવા ખરચતા અચકાશે નહિં ગરીબવર્ગ જેટલી આંખ ઉઘાડી–તાળી–સ્ટેજપર ટક્કર જોઈ રહેવાની ઉદારતા બતાવે છે, તેટલી આ 'રંગભૂમિ'ના કોઇના હાથમાં ફરતાં પાનાં તરફ જોઈ લેવાની ઉદારતા બતાવને પણ ખરા



હિન્દનુ 'બુલબુલ"
શ્રીમતી સરોજિની નાયડુ

# વસંતનો વિહાર.

[ ગઝલની ધૃનમાં ]

સુણાવી દે વસંત પ્હ્યારા
જીવનના મર્મ શા ન્યારા ?
મીઠું શું ગાન બુલબુલનું ?
ગુલાબે વા હસન તું શું ?

રૂપેરી ચંદ્રબિંદુ પર
થનથન નાચતી ઝાકળ ?
અગર છે શું સમીરનો સ્વર ?
વરેલીનો શું આશાવર ?

મધુર સ્વપ્નું કુમારીનું ?
હૃદયના રંગ નિરખનું શું ?
ઉઘડતી પાંખડી દિલની ?
સુરેખા શું કમલદલની ?

વસંતે શા છુપ્યા ભેદો ?
કહે ઋતુરાજ, દુલારે ઓ !
ઝર્યાં શાં હર્ષનાં જાદુ ?
પ્રભાતે ચેતના આ શું ?

સિંચ્યા સૌંદર્યમાં શા પ્રાણ ?
કર્યાં શાં સ્વર્ગ બંદિવાન ?
ખિલાવ્યાં પૃથ્વીનાં શાં ઉર ?
વિજયશ્રીનાં ભર્યાં શાં નૂર ?

— ઉમિદ વિભાકર.

[ શ્રીમતી સરોજિની નાયડુના " The Joy of Springtime "
નામના અંગ્રેજી કાવ્યપરથી ]



ચિત્તોડની વીરાગના

સતી પદ્મિની




**લેખક—સૌ. લીલાવતી.**


ચંદ્રમૌલીના તપસ્તેજ સરીખડા આર્ય સ્ત્રીઓના હૃદયતેજ પણ જગતને સર-.વા માટે અને સાત્વિક ક્રોધ જાગે ત્યારે સહારવા માટે છે. આર્ય સ્ત્રીઓના ચારિત્ર્યબલ પાવકમા પ્રજ્વલિત હોય છે. એમની હુંફથી આલમમા જીવન રેડાય છે. એમને કોઈ છેડે તો દાવાનલ સમી એમની પ્રચંડ શક્તિ આહુતિ માગે છે અને સ્વનો અને પરનો બંનેનો નાશ કરે છે.

સતી શબ્દમા રહેલો આદર્શ આર્યજીવનમા દૂરનું ધ્યેય નથી પણ દરરોજના જીવનક્રમની એક આવશ્યક વસ્તુ છે. સતીત્વ એ આર્યોને મન જીવન જેટલુંજ પવિત્ર અથવા એથીયે મોંઘુ અને અમોલ છે. સતીત્વના ઉપવનની રક્ષા અર્થે બાંધેલી વાડોમા ઝાંખરા વધી ગયા છે એ ખરૂ, પણ રાની પશુઓથી જેટલુ રક્ષણ આર્યસંસારમા થયુ છે તેટલુ પૃથ્વીની બીજી જાતિઓમા સુરક્ષિતપણે નથી થયુ.

કેટલાક દેશોમા સ્ત્રીનો વિકાસ ન્યૂન રૂપ ભોગની સામગ્રીઓ વધારવા અર્થે થાય છે. ભારતીય જીવનમા એ વિકાસ માનવજીવનના ઉંડાણમાં રહેલા સૂક્ષ્મ સત્વના સાક્ષાત્કાર અર્થે હોય છે. કોઈ દેશોમાં સુંદરીઓના સૌન્દર્ય દુનીઆની મહત્ત્વાકાંક્ષાઓ પ્રેરવાના કે તેમને પહોંચવાના સાધનરૂપ હોય છે. આપણા દેશમા એ સૌન્દર્યની જ્યોત અખંડ અને સુરક્ષિત રાખવાના ઉત્સાહમા પરાક્રમ અને સ્વાર્પણના શિક્ષણની શાલાઓરૂપ બને છે. કહીંક સૌન્દર્ય એ ઉપભોગ અર્થે હોય છે. આપણે ત્યા સૌન્દર્ય એ સામગ્રી નહીં, પણ વિભૂતિ છે.

ચીતોડની વીરાંગના પદ્મિનિની જીવનકથા એ આ બે આદર્શો કે દૃષ્ટિકોણના કલહની કથા છે. એક જાતિમા સૌન્દર્ય એ માલીકી અને ઉપભોગ અર્થે પ્રાપ્ત કરવુ એ પુરૂષત્વનો જન્મસિદ્ધ હક મનાતો. બીજી જાતિમા પ્રભુતાની પ્રસાદીરૂપ એ સૌન્દર્યની ઉજ્જ્વલતામા એક પણ ડાઘ ન લાગે એટલા ખાતર પ્રાણાર્પણ કરવું એ બીસાત વગરની વાત હતી. પ્રાણ બચાવવા એ નહીં પણ પ્રાણવાન થવુ એ મહત્ત્વનુ હતુ. એમના ગૌરવની ગાથા પ્રાણવાન થવાની એ તમન્નાથીજ અમર થઈ છે.

અસામાન્યતા કોઈ પણ વિશિષ્ટ ગુણની સાથે સંકળાયલી હોય છે. આદર્શની ખાતર મટી જવું કે મીટાવવું એ દરેક ઓજસ્વી આત્માનો સંકલ્પ હોય છે. સતીઓનાં સત્યવ્રત અને વીરોનાં દેહવિસર્જન એ બંનેની પાછળ એકજ જાતની મનોદશા ઘણુંખરૂં હોય છે. પદ્મિનિ પણ એવીજ એક અપૂર્વ સ્ત્રી હતી. ત્યાંના વીરોનાં જેમ પણ અક્ષય હતાં. વસુધરામાં એકત્રિત થયેલાં સર્વ સૌન્દર્યોના સારરૂપ સુકુમાર અને અદ્‌ભુત દેહલતાને અગ્નિમાં વિસર્જન કરતાં એ કંપી ન હતી. સમૃદ્ધિશાળી ચીતોડને સ્મશાન બનાવતા ત્યાંના કોઈ પણ વીરનો આત્મા ડગ્યો ન હતો.

સૌંદર્ય અને સતીત્વના સંગમ વિરલ હોય છે. અને તેથીજ એની કીર્તિકથાઓ કાલના પ્રવાહ જેટલી જુની હોય તો પણ નૂતન સ્વરૂપવતી સદાય રહે છે. રાષ્ટ્રના ભાવિનાં નિર્માણુ પણ એ નૂતનના ટકાવવા પરજ આધાર રાખેછે. પદ્મિનિની કથાની સુગંધ આજેય આપણને આકર્ષે છે. કારણ એ પણ એવા સંગમનીજ વિરલ કથા છે.

એ અપૂર્વ સુંદરીની છબિ દોરતાં આજે પણ આપણે કલ્પનાને થકવીએ છીએ. એની મોહકતાના વિચારે આજે પણ આપણે પ્રમત્ત બનીએ છીએ. હજારો યોધાઓને મૃત્યુની લેહ લગાડનાર એ મનોરમ સ્વરૂપવાળી જોગમાયા હજી આપણને વિસ્મિત કરે છે.

તે કેવી હશે? ભગવાન શંકરની ચંદ્રકલા સમી તે નમણી તોય અપ્રાપ્ય હશે કે બાલસૂર્ય સમી કુમળી પણ તેજસ્વી હશે? પુષ્પના પરાગ સમી તે મૃદુ અને મત્ત કરે તેવી હશે કે વનસ્પતિ સમી માદક અને ઉત્તેજિત કરે તેવી હશે? વીણા સમા તેના સ્વર આત્મામાં ઉતરી કે દિવ્ય આદેશ જગાડે તેવા હશે કે રણવાદ્યો સમા તેના સુર જંગમાં ઝંપલાવવાનુ જોમ ઉમેરે એવા હશે? સૌંદર્ય અને સંયોગોથી માત્ર અમર થયેલી એ અબલા હશે કે વીરોનાં દૈયાં ધ્રુજાવનાર એ કોઈ શક્તિ હશે?

અત્યાચાર કરવાને તત્પર થયેલા ભાન ભૂલેલા દુરાચારીને બૂલથાપ આપવાની યોજનાની વિધાયક એ હતી. આશાની છેલ્લી પાંખ કપાતાં સુધી દદનાથી ગદ જોનાર અને પરિણામની વિધાત્રી થનાર પણ એજ હતી. જિતેલાને પરાજિતની શરમ અને શિથિલતા અનુભવાવનાર એનીજ પ્રતાપી ચીતાના અવશેષ હતા જીવતાં કે મૃત્યુ પછી એ અજેય્યજ રહી છે.

તે માત્ર નિર્બલ અને નમાલી છતાં સૌંદર્યથીજ પૂજ્યથી પ્રતિમા હોય એમ માનવા કલ્પના ના પાડેછે. એકલું સૌંદર્ય પ્રેરેછે પણ ટકાવતું નથી. સૌંદર્યની મૂર્તિને યોદ્ધો માથચે છે પણ અંતકાલ લગી ઉપાસના કરવા તો જગદંબાને શરણેજ જાય છે. ખપ્પર ભરવા આવેલી મહામાયા સમી એ વધારે લાગે છે.

પણ એને એના સૌન્દર્યનો ગર્વ હશે કે નહીં? પોતાની શક્તિને માપવાની આકાંક્ષા હશે કે નહી? અલાઉદ્દીનને અરીસામાં દર્શન કરાવતાં એણે શણગાર સજ્યા હશે? એને છેતરી ભીમદેવને છોડાવતા એને સંતોષ અને અભિમાન નહીં થયાં હોય? સમ્રાટની આજ્ઞાકારેવી જેવા સર્જાયલી યાચનાઓને નીહાળતાં એ આત્મસંતોષ કે સન્માનપૂર્વક નિરસ્કારનું નહીં હશી હોય? ઉન્મત્ત પ્રણયી વિજેતા બની શોધવા આવશે ત્યારે ચીતાની રાખથી એનો ગર્વ કેવો ગળશે એ વિચારે એની આંખો નહી ચમકી હોય?

સર્જનશક્તિથી માનવીમાં અભિમાન વધે છે તેમ નાશ કરવાની કે કરાવવાની શક્તિથી પણ એક પ્રકારનો ઉન્માદ આવે છે. એના હૃદયની મહત્તાએ આ સર્વ નાશના કારણરૂપ પોતાને કલ્પી જાત પર ધિક્કાર વર્ષાવ્યો હશે પણ એમાંના એક ખૂણે એ મહાનાશની અધીશ્વરી પોતે છે એ વિચારે પ્રલયની યાદ આપતું સ્મિત પણ સ્ફુર્યું હશે. અને તેમજ—એ નાશના ઐશ્વર્યના ખ્યાલ-થીજ એક પાંપણનો પલકારો કર્યા વિના કે દુખના એક પણ નિશ્વાસથી મુખ કર-માવ્યા વિના એ પ્રસન્નમુખી મહામાયા ચીતા પર ચઢી હશે અને અન્યને ચઢવા આમન્ત્ર્યા હશે.

એ જાતનું અભિમાન આજે ગર્હ્ય અને અને તિરસ્કારપાત્ર ગણાય. ઋષિઓ અને આર્ય પ્રજાએ એ જાતના અભિમાનને રૂદ્ર સ્વરૂપમાં સંક્રાન્ત કર્યું. પ્રલયમાં પણ તાંડવ નૃત્ય કરે એ રૂદ્રની શક્તિ અને માયા. એના આરાધનાર માનવોયે નાશના નિધાનાજ બને છે અને તોયે તેમના તેજ ઝાંખા થતા નથી

પદ્મ સમી એ સુકુમાર છતાં એના ચિત્ત પરથી ભ્રમરના વૈભવની કથા તુષારબિંદુ માફક સરી જતી પવન સમી એ મનસ્વી હશે તેથીજ એના હૃદય ઉપર આધિપત્ય સ્થાપવું શક્ય ન હતું. એનો કોકિલકંઠ ચીતોડ શીવાય બીજાં આંબાવાડીઆં ગજવવા નાજ પાડતો. એના ખંજનની ચપલતાના ઓળા ઝીલવા તો રાણા ભીમદેવનો આવા-મજ સદ્‌ભાગી હતો

ચીતોડના દુર્ગ પરથી સખત બીડાયલા અધરપ્રવાલ પર લટકતા મોતીથી સુશોભિત, ચિન્તાતુર છતાં ગર્વભરી, યવનદળને દૃષ્ટિના તીરથી વિંધતી એ માનિનીનું ચિત્ર એનો વિચાર કરીએ ત્યારે આંખો આગળ આવીને નથી ઊભું થતું? એના ઝરૂખાની જાળીમાંથી એની નાનકડી દેહલતાનો પ્રતાપ મરવાના સજ્જ થયલા વીરોની વિદાયને દગડવાથી વધાવતી એ પદ્મિનીનું લાવણ્ય હજીયે એવું ને એવું પ્રફુલ્લ હોય એમ લાગે છે. છ શતકો કરતાંયે વધારે સમય વહી ગયો. બીજા અનેક શતકોના જળ એમને એમ વહી જશે પણ પદ્મિનીના યશસ્તોત્રો એમને એમ ગવાયાજ કરશે અને એની ભૂમિમાં અમર થયલા બાદલ અને ગોરાના પરાક્રમથી દ્વિગુણિત ઉત્સાહિત થયલી ચિતોડની વીર રાજપૂતસેનાના પરાક્રમ પણ તેટલાંજ ચિરંજીવ રહેશે



# ✥ અવલોકન. ✥

## ઉષા કુમારી.

એ નાટક મોરબી આર્ય સુબોધ નાટક મંડળીનું નવું નાટક છે. આ બેઉ કંપની તરફથી પ્રથમ અમદાવાદ મુકામે નાંખવામાં આવ્યો હતો. તે પછી તે ચારેક મહિના પર મુંબઈ ખાતે પહેલી વાર ભજવવામાં આવ્યો; ઉષાકુમારીના લેખક નડીઆદવાળા રા. રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટ્ટે આ પૂર્વે બુદ્ધદેવ, સૂર્યકુમારી અને છત્રવિજય ઈત્યાદિ ખેલો લખીને સારી પ્રસિદ્ધિ મેળવી છે.

"ઉષાકુમારી" નાટકની વસ્તુ, સાક્ષરશ્રી રણછોડભાઈ ઉદયરામના બાણાસુર મદમર્દન તથા પ્રેમાનન્દના ઓખાહરણ પરથી લેવાયલી લાગે છે; જો કે લેખકે એમાં પોતાની કે કંપનીની ઈચ્છા તથા જરૂરીઆત મુજબ કેટલાક નવા ફેરફારો કર્યા છે કે જે ફેરફારો અસલ વસ્તુ કરતાં વધારે સારી અસર નથી ઉત્પન્ન કરતા એમ કહેવું પડશે. એ ઉપરાંત કૉમિક (હાસ્ય પ્રયોગ) ની વસ્તુ તો, હાલમાં સહજ થઈ પડેલા નવા નાટ્ય નિયમ મુજબ (પછી તે સારો કે ખોટો ગમે ત્હેવો ગણાતો હો) તદ્દન નિરાળી લગભગ થીગડા જેવી–એટલે લેખની સાથે જેને કંઈજ સંબંધ નથી એવી લેવામાં આવી છે. એમ જણાવવામાં આવેછે કે, પ્રેક્ષકોની વૃત્તિને પોષવા ખાતર, લેખકો તેમજ કંપનીના માલીકો તથા ડીરેક્ટરોને ઈચ્છા કે અનિચ્છાએ આમ કરવું જ પડેછે; આ દલીલનું સત્ય અમારાથી હજુ સ્હમજાતું નથી. કારણ કે, ઉંચા પ્રકારના લેખક તથા ઉંચા પ્રકારના નટોની શક્તિઓનો યોગ થવા છતાં, જો આમ કરવું પડતું હોય તો આપણી એ પરિસ્થિતિ ખરેખર શોચનીય હોઈ તે માટે વધુ બળવાન પ્રયત્નો થવાની જરૂર છે. પ્રેક્ષકોની જિજ્ઞાસા તથા રમતવૃત્તિને આરામ અને આનંદ આપવામાટે નિર્માયલો હાસ્યરસ મુખ્ય વસ્તુની વિરૂદ્ધ કે તેથી સર્વથી અનબન્ધ ન થતાં ત્હેનો પોષક હોવાની જરૂર છે; આ ફરીયાદ એક બે શિષ્ટ લેખકોના અપવાદ સિવાય લગભગ ઘણાં ખરાં નાટકોના હાસ્યરસ માટે સામાન્ય હોવાથી અમુક લેખક કે અમુક કંપનીનો ત્હેમાં દોષ કાઢી શકાય એમ નથી. પરંતુ એ દોષમાંથી જો લેખક કે ડાયરેક્ટર બચે, તે સામાન્ય રીતે ગુજરાત પર અને ખાસ કરીને રંગભૂમિપર મહદ ઉપકાર કરી શકે. આ ખેલમાં આવતો હાસ્યરસ ઉક્ત દોષથી મુક્ત નથી. બલ્કે કેટલેક સ્થળે તો (લેખકના શબ્દો હશે કે નહિ તે અમે કહી શકતા નથી પરંતુ) કૉમિક ઍક્ટર તરીકે કામ કરનાર પાત્ર, પ્રેક્ષકગણને સંબોધીને એવા તો વધારા પડતી અને અમર્યાદ છૂટ લેછે, કે જે કોઈ સાંભળીને કોઈપણ ગૃહસ્થ સ્ત્રી પુરૂષને ગ્લાનિ ઉત્પન્ન થયા વિના ન રહે. ઉક્ત કૉમિક ઍક્ટર કામ કરવામાં ઘણો હુશિયાર નટ છે, અને તે આવા વધારે પડતા ભાવ ન ભજવે તોએ ચાલે એમ છે, પરતુ એ વાતની ત્હેને લેખક કે ડાયરેક્ટરે પ્રતીતિ કરાવવાની જરૂર છે. કારણ કે બીજી રીતે કુશળ કૉમિક ઍક્ટર તરીકે એ પાત્રનું કામ પ્રશંસાયુક્ત છે; "છે કોઈ ઉમેદવાર!" એ પ્રેક્ષકો પ્રત્યેનું ઉક્ત પાત્રનું વાંધાભર્યું સંબોધન જુઓ અને "કંઇ વ્હેમી! કંઇ વ્હેમી?" એ શબ્દોના મોહક ઉચ્ચારણ વખતે, એજ પાત્રના તદ્દન સ્વાભાવિક અને ઉંચા પ્રકારના ભાવ જુઓ તો ખરૂં કૉમિક કેવું જોઇએ? અને કુશળ નટ આ વિષયમાં પોતાની ઉચ્ચ શક્તિઓ વડે શું કામ

કરી શકે છે ત્હેનો યથાર્થ ખ્યાલ આવે. હલકી વૃત્તિના કૉમિક કે ચાળાથી ખેલ હાસ્યપ્રધાન થઈ જાયછે એટલુંજ નહિ પરન્તુ ખેલની મુખ્ય વસ્તુ, ઉદ્દેશ અને ત્હેની ખરી ખુબી પણ મારી જાય છે. એટલા માટે ગમે ત્હેતુ સારૂ કૉમિક હોય ત્હોએ તે ઉક્ત ખેલનો Sub--plot ઉપવસ્તુ છે એમ સહમજીને જ ત્હેની ગુથણી થવી જોઇએ, અને તે ભજવવામા પણ એ બાબતની પુરતી કાળજી એજ દૃષ્ટિએ રખાવી જોઇએ.

નાટકકારે પસંદ કરેલી વસ્તુમાથી નાટકનો મુખ્ય ઉદ્દેશ "બાણુ મદમર્દન" છે, એમ કહી શકાય. એજ વિષયના ઉંડાણમા ઉતરીએ તો એમાથી એવો પણ અર્થ નિકળી શકે કે, પુરુષાર્થ વડે કરીને કોઇપણ વ્યક્તિ દેવોના દેવને પણ હફાવે એવી મહતી શક્તિ પ્રાપ્ત કરી શકે છે. પરન્તુ તે સાથે એવા કષ્ટની પ્રાપ્ત કરેલી શક્તિનો સદુપયોગ ન કરતાં જો તે મદમા આવી જઇ તે વડે બીજાને હફાવવા કે હેરાન કરવાના મિથ્યા પ્રયત્નો કરે તો પ્રભુના કે કુદરતના ન્યાય મુજબ અન્તે સત્ય અને ધર્મનોજ જય થાય છે. શૃંગાર રસની ઉપવસ્તુમાથી આદર્શ પ્રેમલગ્નનો સાચો સદેશ મળી આવે છે. નવી વધારેલી વસ્તુમા શુદ્ધ થવાની તેલની કઢાની આવૃત્તિ તેમજ ઉષા ગાદી થાય છે એ મિહજલક્ષ ઇત્યાદિને પૃછે છે, એ દમયન્તીની વેલણાનુ અનુકરણ ન કર્યું હોત તો પ્રયોગ મિથ્યાનુકરણના દોષથી બચી જાત. પુરાણુ અને આખ્યાનોની દૃષ્ટિએ રચેલા કેટલાક ચમત્કારિક સુદર સીનો બુધ્ધિમા ન ઉતરે છતાં પ્રેક્ષકોને અદ્ભુત રસમા લીન કરી મૂકે છે.

નાટકની ગુથણી તથા રસની ખીલવણીની દૃષ્ટિએ લેખકે સારૂ કામ કર્યું છે એમા કઈ શક નથી. જ્યારે સાહિત્ય અને સગીતની દૃષ્ટિએ તો કવિનું કામ ઘણુંજ સરસ છે એમ કહ્યાવિના ચાલે એમ નથી. કૃતિના પ્રમાણમાં ભાષણ અને ગાયન કરનાર પાત્રોનું કામ કંઇક એકંદરે નરમ છે, છતાં પણ બાણાસુર, ઉષા, ચિત્રલેખા, અનિરૂધ્ધ, શ્રી કૃષ્ણ, નારદ ઇત્યાદિ મુખ્ય પાત્રોનું કામ ખોટું નથી. ઉષા, ચિત્રલેખા અને અનિરૂધ્ધ સારૂ કામ કરી જાય છે, એ પાત્રો જો વધારે કાળજી રાખે અને ત્હેમને સારી તક મળે તો હજુ ઘણા ખીલી શકે એમ છે.

આ નાટકમા કવિએ તૈયાર કરેલા સભાષણોમા બેતોનો પ્રયોગ સ્થળે સ્થળે વિશેષ જણાય છે, જોકે ત્હેની ભાષા સુદર અને ભાવ વાહક હોય છે પરન્તુ જ્યા જ્યાં સભાષણો આવે ત્યા ત્યાં ઉંચી કોટિનુ ગદ્ય લખાય એ પદ્ધતિ નાટકોના લેખકોએ વધારે ઉપયોગમા લેવાની જરૂર છે, સામાન્ય રીતે રા. વિભાકરના અપવાદ શિવાય નાટકના લગભગ તમામ લેખકો ગદ્યને બદલે બેતોમા બહુ લખે છે, નાટકના સભાષણોમા ગદ્યની જગાએ સચોટ અને ભાવવાહી ગદ્ય વાપરવાની પહેલ ભાઇશ્રી વિભાકરે કરી અને ત્હેમાં ત્હેમને સારો વિજય મળ્યો છે. એ ઉપરથી જણાશે કે જો સારૂ ગદ્ય લખવામા આવે, કે જે ખરેખર મુશ્કેલ છે– તો પ્રેક્ષકો ત્હેને જરૂર વધાવી લે

આ ખેલમા કેટલીક જુની તરજોની પુનરાવૃત્તિ થએલી છે છતા એ તરજો પ્રેક્ષકોનુ ધ્યાન ખેચ્યા વિના નથી રહેતી.

"આત્મત્યાગના અમોઘતનથી વિશ્વ વિમળ કરશે.'

× × ×

"ભારતભૂમિની સ્વતત્રતાના ધ્વજપટ ફરફરશે,"

"દેશ અમ સ્વતનના વરને"—આ ગાયનમા ભાવ તેમજ કાવ્ય ઉભય ઉચ્ચ કોટિના

## રાજા શંભાજી.

"આર્ય નૈતિક નાટક સમાજ" તરફથી આ ઐતિહાસિક પ્રયોગ હમણાંજ બહાર પડ્યો છે. શંભાજીનો ઇતિહાસ મશહૂર છે તેથી તેની વસ્તુની વિગતમાં અમે ઉતરવા ચાહતા નથી વળી, અન્ય સ્થળે અમારા આ અંકમાંજ શ્રીમાન્ પુરૂષોત્તમ વિશ્રામ માવજી તરફથી ઐતિહાસિક નાટકો સંબંધી જે લેખ અપાયેલ છે તેમા શંભાજીના ઇતિહાસ વિષે નિર્દેશ કરવામાં આવી ગયેલ છે એટલે તેની પુનરૂક્તિ કરવી જરૂરની નથી અમે એટલીજ આશા કરીએ છિએ કે ઐતિહાસિક નાટકોના લેખકો શ્રીમાન્ શેઠ પુરૂષોત્તમે કરેલી મર્મગ્રાહી સૂચનાઓ ધ્યાનમાં લેશે, અને તોજ આપણા ઇતિહાસને તેમજ રંગભૂમિને યથાર્થ ન્યાય આપી શકાશે

આટલી સૂચના પછી અમારે કહેવુ જોઇએ કે ઉક્ત કંપનીના માલેક રા. નકુભાઇએ હાલની લોકરૂચિને અનુસરીને શંભાજીનુ જે વસ્તુ તૈયાર કરાવ્યું છે તેમાં તેમને અણધારી સફળતા મળી છે. જો કે આ નાટક જુદા જુદા હાથથી ટુકડે ટુકડે લખાવવું પડ્યુ છે, છતાં તે બધા ટુકડાઓનો એકમેળ કરવામા રા. નકુભાઇએ જે જાત મહેનત ઉઠાવી છે તે ખરેખર એક નાટકના માલેકને માટે અભિનન્દનીય છે

શંભાજીનો મુખ્ય પાઠ ભજવનાર મિ. મોહન લાલાજી પોતાનુ કામ એટલા ઉત્તમ અને સૂક્ષ્મ અભિનયથી ભજવે છે કે તે મારનો અમારો મોહ અમે છુપાવી શકતા નથી તેવીજ રીતે મિ. મૂળજીનો શિવાજીનો **make-up** (ઉઠાવ અને પહેરવેશ) એ મહારાષ્ટ્રના શિરોમણિનો એટલો તો આબે હુબ ચિતાર આપેછે કે પ્રેક્ષકને ઘડીભર છત્રપતિના જીવન દર્શન થતા ન હોય એવું ભાન થઇ આવે છે. રાજારામનું કામ કરનાર ભાઈ શનિમાસ્તર પણ જે છટા અને શૌર્યથી પોતાનાં ભાષણો બોલી પ્રેક્ષકોની તાળીઓ મેળવે છે તે સર્વથા યોગ્યજ છે. અહિં અમારે એક સૂચના કરવી જોઇએ કે બ્હેનોમાંજ બધાં સંભાષણો ગોઠવવાની જે પ્રથા ગુર્જર રંગભૂમિ ઉપર ઘુસી છે તે ગુર્જર સાહિત્યને માનપ્રદ નથીજ.જ્યાં સુધી નાટકના લેખકો અસરકારક ગદ્ય લખવાની શક્તિ ખીલવશે નહી ત્યાંસુધી રંગભૂમિ ઉપર કદિ પણ ભાષાની સ્વાભાવિકતા કે વિચારોની વિપુલતા આવી શકશે નહિ.

કબજીનો હાસ્યનો પાઠ લેનાર ગ. વિઠ્ઠલદાસ તેની અચ્છી આવડત અને કળા આ પ્રયોગમાં પણ સંપૂર્ણ રીતે જાળવી રહેલ છે. તુલસીનુ પાત્ર પણ સારૂ આકર્ષણ કરી શકે છે. તેનો ઝીણો છતાં તીણો અવાજ અને તેનુ તાનમય સંગીત ઑડિયન્સના છેલ્લા ખુણા સુધી પહોંચી વળે છે. યશુબાઇનું કામ કરનાર ભાઈ છોટાલાલ પોતાનુ ગંભીર કામ ખરેખર બહુજ ભાવયુક્ત બનાવી શકે છે એ જોઇને અમને ભારે સંતોષ થયો છે સગુણાનો પાઠ લેનાર પતગિયુ આટલી મ્હોટી ઉમ્મરે પણ પ્રેક્ષકોને ઉચાનીચા કરે છે તે ખાતે તેને ધન્યવાદ ઘટે છે તેનો સ્ત્રીનો **Make-up** ઉઠાવ, હાવભાવ અને પહેરવેશ કોઈ પણ મહભ્ર નયનાવાળીને મ્હાત કરે તેવા છે. બાકી મટવાજી તો સ્ટેજપર દેખાતાજ હાસ્યના અવતાર જેવા લાગે છે એટલે તેને માટે કહેવુજ શુ ?

લશ્કરડપનો પહેલોજ પ્રવેશ અતિશય અસરકારક રીતે ભજવાય છે. તેવીજ રીતે શિવાજીના મૃત્યુનો પ્રસંગ ધ્યાન ખેંચનારો થઇ પડે છે ખાસ કરીને શંભાજીની વિહારવાટિકાના દૃશ્યમા શંભાજીના ક્ષણ ક્ષણ

નમુના તરીકે રજુ કરવામાં આવેલ છે. તેનાજ હાથે સનત્કુમાર ઉપર ખુની હુમલો થાય છે, ઇશ્વરચંદ્રની આર્યવિદ્યા ગુમ થાયછે, વિભૂતિનું યોગકૌસ્તુભ લુંટાયછે અને ગુરુગથી વિભૂતિ અને દોલતની સ્ત્રીમર્ડોચ ઉડાડવામાં આવેછે.

અજ્ઞાનની સુરંગના અકસ્માતથીજ દૌલત અને વિભૂતિ નિર્જન નિર્વાણ ટાપુમા ખેંચાઈ આવે છે. ત્યાં વિભૂતિના પ્રોત્સાહનથી દૌલતકુમાર પુરુષાર્થની પરાકાષ્ઠાએ પહોંચે છે અને યોગવિદ્યાની અદ્ભુત શક્તિ મેળવી યોગવિમાનદ્વારા નન્દનપુર ઉતરે છે. છેવટે દૌલતકુમારજ પુરુષાર્થની પરમ કસોટીમાં પ્રથમ પદ મેળવે છે અને બાર અબજ તેનેજ પાછા સુપ્રત થાય છે. છતાં એ પુરુષાર્થી નરવીર પોતાની પ્રિયતમા વિભૂતિના હાથેજ માતૃભૂમિને અર્થે અબજોના ન્યોછાવર કરાવે છે.

આ નાટકમાં જુદાં જુદાં કામ કરનાર પાત્રોમાં દુનીઆસુનો પાઠ ભજવનાર બાહોશ એલાડી પોતાના ઉત્તમ કાર્યથી પ્રેક્ષક વર્ગનું ખાસ ધ્યાન ખેંચે છે. ત્રિજ્યાબાળાનું કામ કરનાર છોકરો પણ ઘણાજ કુદરતી અભિનયથી કમાલ કરે છે. હાસ્યમાં બાદર એગડો અને કન્હૈયો અચ્છી રીતે ઝળકે છે. ગંભીર હાસ્યમા મૂળચંદ મામાએ આ નાટકથી નવું છતાં ઉંચું સ્થાન પ્રાપ્ત કર્યું છે, એમ કહેવુ જોઇશે.

વેઇટર, મિલીટરી ઑફિસર તથા પટનાના દરવેશ તરીકે પાઠ લેનાર મિસ્તર ભાઇશંકર પોતાનો દરેક પાઠ બહુજ આલ્હાદ રીતે ભજવે છે. સનત્કુમાર તરીકે કનુભાઈ, બ્રહ્માનંદ તરીકે માધવ, અને અમીધારા તરીકે રતિલાલને પ્રમાણમાં થોડું કામ મળેલુ છતાં પોતાના થોડા કામથી પણ તેઓએ ભાત પાડી છે. દૌલત કુમારનું કામ કરનાર મિ. ગોપાલ આ નાટકમાં ઘણીજ ઝીણવટથી અને અસરકારક રીતે કામ કરે છે.

અને " વિભૂતિ " સંબંધી તો અમે એટલુંજ કહીશું કે સુંદરીની કુદરતી શક્તિઓ તો આમાં પણ તરવરી આવે છે. તેમજ 'સુંદરી ' એ ડિરેક્ટર તરીકે કેટલાંક પાત્રોને જે તાલીમ આપી તૈયાર કર્યાં છે તે ખરેખર ઘણીજ સૂક્ષ્મ અને ઉંચા પ્રકારની છે, અને તેમાં ભાઈ જયશંકરની કુશલ અને મર્મગ્રાહી તાલીમ સંબંધી રા. વિભાકરે કરેલી તારીફ સર્વથા યોગ્ય નીવડી છે એમ કહ્યા વિના ચાલતું નથી. ખાસ કરીને ત્રિજ્યાબાળાને તથા કન્હૈયાને આટલા ભાવયુક્ત અભિનયો બનાવવામાં "સુંદરી" એ અવધિ કરી છે. તે ઉપરાંત નાચના એ ત્રણ રમ્ય પ્રસંગો તૈયાર કરી તેણે બનાવી આપ્યું છે કે નાચના ગ્રેજ્યુએટ-માસ્ટર તો ભાઈ જયશંકરજ હોઈ શકે. તેવીજ રીતે રા. વિભાકરની અનુપમ ભાષા શૈલી અને છટાને તેણે દુનીઆસુના મ્હોડામાં આમેહુબ ઉતારી છે તે એક બાજુથી ગુજરાતી ભાષાથી અપરિચિત મિસ્ટર એન્જીઅરની ગ્રહણશક્તિની કમાલ છે અને બીજી બાજુથી ડિરેક્ટર જયશંકરની ડિરેક્ટર તરીકેની કુશલતા અને સિદ્ધિ છે.

છેવટમાં ગાયનો સંબંધી એટલુંજ કહેવાનું કે તર્જો આપવામાં સંગીતશાસ્ત્રી ભાઈ વાડીલાલે પોતાની ઉચ્ચ શક્તિ ગ્રાન્ટરોડના વાતાવરણમાં પણ સંપૂર્ણ રીતે જાળવી રાખી છે એ ઓછું અભિનન્દનીય નથી, અને તે મધુર તર્જોને અનુરૂપ રા. વિભાકરની કવિતાઓ પણ એટલીજ મોહક બાનીમાં લખાયેલી છે. આ નાટક તૈયાર કરવામાં 'શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજે ' ઘણાજ બ્હોળા હાથથી ખર્ચ કરી નાટકને દીપાવવામાં ખામી રાખી નથી.

—વિદ્વાન.

આપ્યા પછી ત્હેની પાસ બીજી વખત વિષયની અયોગ્ય માગણી કરાવી છે તે ઠીક નથી. બીજા અને ત્રીજા અંકોમાં પ્રસગો તથા પાત્રોની ઠીક ખીલવણી થાય છે. કૉમિક ખેલની સાથે સંબંધ ધરાવતી વસ્તુ છે, અને સામાન્ય રીતે ઠીક જાય છે–એક બે અપવાદો સિવાય મર્યાદાનું ઉલ્લંઘન થતું નથી. જયદેવ ઉર્ફે સિદ્ધરાજ પોતાનું વ્યક્તિત્વ ઠીક બતાવે છે. બીજા અકનો છઠ્ઠો તેમજ આઠમો પ્રવેશ અને ત્રીજા અંકનો પહેલો તેમજ પાચમો પ્રવેશ ખાસ ધ્યાન ખેચે છે. સર્વ પ્રસંગોની એકંદર ખીલવણી ઠીક થાય છે અને રસલાલિત્ય જળવાઈ રહેછે. એકંદરે નાટક પરિણામપથ્ય છે.

ગાયન અને તરજોની દૃષ્ટિએ આ ખેલ સારો રંગ જમાવી શકે છે. કેટલાંક કાવ્યોની ભાવના સારી છે તથા કેટલાંકમા વિચારો અને અલકારો વિગેરેની નવીનતા છે. કવિએ "ગુજરાતની વાડી" વાળા બીજા ગાયનમાં ગુજરાત માટે ભવ્ય ભાવના રજુ કરી છે.

"દેવતરૂ ગુજરાત જગતનુ"

× × ×

"જેના પાને પાને લખાયા કર્મયોગના લેખ" ઈત્યાદિ પંક્તિઓ ગુજરાત સબધી ઉચ્ચ ભાવનાને પ્રકટ કરેછે. મીનળદેવીની રાજસભાનો પ્રથમ સીન તથા એ આખો પ્રવેશ ઠીક ધ્યાન ખેચે છે. વીરનુ ભૂષણ શુ? રાજ્યનુ બંધારણ શુ? ઈત્યાદિ પ્રશ્નો વાળી ચર્ચા ઉચિત રીતે આલેખાયલી છે

મીનળ તથા મુંજાલના પ્રથમ દર્શનવાળો પ્રવેશ ઠીક ભજવાયછે. બન્ને પાત્રો પોતાનું કામ ઘણુ સારૂ કરી જાય છે. મીનળના પ્રશ્નોત્તર ઠીક અપાવ્યા છે અને મુંજાલ પોતાના આત્મબળથી મીનળને ઠીક વશ કરેછે. બન્ને વચ્ચેના ભાષણમા આત્મતેજના હિમાયતી મુંજાલ જરાક ગરમ થઈ જાયછે તે ન થતાં સમુદ્ર માફક ગંભીર રહે તો કામ ઓર દીપી નિકળે.

મીનળદેવીને કવિએ પરદેશી સત્તા સાથે સરખાવી છે અને એ રીતે રાજ્યની ભાવનાનું આછું રેખાચિત્ર રજુ કર્યું છે.

હંસાને જેલમાં પુરી એ દ્વારા દેશસેવાર્થે મળેલી જેલને મહેલ ગણવાનો કવિએ સદેશ પ્રેર્યો છે. અને એજ પ્રસંગે પદવીના મોહને ધિક્કાર્યો છે. પ્રસન્ન અને ત્રિભુવનનાં પાત્રો પણ સરસ કામ કરી જાય છે.

—પરધુભાઈ વ્હાલાભાઈ શર્મા.

---

## પુસ્તકો.

—:o:—

**महाराज नन्दकुमार को फाँसी—**

મૂળ બગાળી લેખક, સ્વર્ગીય ચડીચરણ સેન; હિંદીમાં પ્રકાશક–પ્રતાપ પુસ્તકાલય, કાનપુર. મૂલ્ય રૂ. ૨॥, પૃષ્ઠ ૫૪૩.

સિરાજુદ્દૌલા સિહાસનથી દૂર થયા બાદ બગાલમા ઇસ્ટ ઇંડિયા કંપનીની નોકરશાહીએ બગાલમા કેવો સીતમ ગુજાર્યો હતો તે કમકમાટ ભરેલુ ચિત્ર આ ગ્રથમા આપવામાં આવેલ છે. મૂળ બગાળી ગ્રથનુ આ અસરકારક હિંદી બાનીમા ભાષાતર છે

---

**આણુમતિષ્ઠા—**

પ્રકાશક, 'નવજીવન પ્રકાશન મદિર' અમદાવાદ. મૂલ્ય ૭ આના. પૃષ્ઠ ૧૧૨

અસહકાર વિષેના ગાંધીજીનાં આ વ્યાખ્યાનોનો સમહ રાજ્યદ્વારી ચળવળમા જરા પણ

ગહેલાના મનોભાવો ખરેખર કોઈ પણ ઇચ્છિત અભિનેતા (Actor) ને પણ અનુકરણીય થઈ પડે તેવા છે.

રા. નકુભાઈએ આ નાટક પાછળ જે ગ્હેરો ખર્ચ અને ભારે જહેમત ઉઠાવેલ છે તે સર્વથા સફલ થયેલ છે એમાં શક નથી. આ નાટ્ય પ્રયોગ માટે રા. નકુભાઈને અમારે અવશ્ય અભિનંદન આપવાનું પ્રાપ્ત થાય છે.

— તંત્રી.

— —

### મીનળ-મુંજાલ.

આ ખેલના લેખક કવિ ન્હાનાલાલ પ્રભુભાઈએ અગાઉ એક બે નાટકો લખેલાં છે, પરંતુ તે આ ખેલ જેવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શક્યાં ન્હોતાં. આ ખેલમાં કવિ ન્હાનાલાલને અણધારી સફળતા મળી છે, ને માટે અમે એમને ખાસ અભિનન્દન આપીએ છીએ. ખેલની વસ્તુ કેટલેક અંશે ગુજરાતના પ્રાચીન ઇતિહાસ તથા રા. મુન્શીકૃત 'પાટણની પ્રભુતા' પરથી લેવામાં આવી છે. કવિએ એ વસ્તુમાં પોતાને ઠીક લાગ્યા તેવા સાંસારિક, ધાર્મિક અને રાજકીય વિષયોના સુધારા વધારા કર્યા છે, જે એક બે અપવાદો શિવાય પ્રેક્ષકોની રસવૃત્તિને ઠીક પોષી શકે છે. રાજકીય ચર્ચામાં લેખકે મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહના સિદ્ધાન્તોનો કેટલેક સ્થળે આશ્રય લીધો છે, જો કે કોઇ કોઇ પ્રસંગે તે મૂળ ઐતિહાસિક વસ્તુ સાથે બંધબેસતા થઈ પડતા નથી, છતાં કવિએ પોતાની વસ્તુ સંકલના એવી રીતે કરી છે કે, એ અનૌચિત્ય, પ્રેક્ષકોની રસવૃત્તિ કે નાટકના સન્દેશની આડે આવતુ નથી. આ સ્થળે એક વસ્તુ ખાસ વિચારવા જેવી છે તે એ છે કે ઐતિહાસિક વસ્તુ કે ઐતિહાસિક પાત્રો સંબંધમાં કોઈપણ નવલકથા કે નાટકનો લેખક ક્યાં સુધી અને કેવા પ્રકારની છુટ લઈ શકે ? મ્હારા નમ્ર મત પ્રમાણે દરેક લેખક કે કવિએ કોઇપણ ઇતિહાસ કે ઐતિહાસિક પાત્ર યા જીવનના કોઇપણ પ્રસંગને પસંદ કરી તે આલેખતી વખતે ત્હેના ઐતિહાસિક સત્યનું ઉલ્લંઘન નહિ કરવું જોઇએ. કોઇપણ નવલકથા કે નાટકકાર પોતાની નવલકથા કે નાટકને વધુ રસિક કે બોધક બનાવવા માટે ત્હેમાં બહુ તો નવા પ્રસંગો કે નવાં પાત્રોની વૃદ્ધિ કરી શકે. પરંતુ જુના પાત્રોના સ્વાભાવિક જીવનને ત્હેના ઐતિહાસિક જુના પ્રસંગોને ઉથલાવી નાંખવા ન જોઇએ. ઐતિહાસિક નવલકથા તેમજ નાટકોના ઘણાખરા લેખકો આવી નહિ લેવા યોગ્ય છુટ લે છે, અને મીનળ મુંજાલ પણ એ દોષમાંથી સર્વથા મુક્ત નથી. મુખ્ય વસ્તુનિર્દેશ સંબંધે આટલું કહ્યા પછી, જુદા જુદા પ્રસંગોથી કવિએ પ્રેક્ષકોને કયો સન્દેશો પહોંચાડવા ધાર્યો છે તે જોઇએ.

નાટકની મૂળ વસ્તુમાં વચ્ચે વચ્ચે અહિંસાત્મક અસહકારની ભાવના પણ રજુ કરવામાં આવી છે અને એમ કરીને કવિએ વર્તમાન ચળવળના સમર્થનમાં પોતાનો હિસ્સો આપ્યો છે. વસ્તુનિર્દેશ તથા વસ્તુસંકલનામાં કવિએ જેમ ઐતિહાસિક સ્વાતંત્ર્યની છુટ લીધી છે, તેવીજ રીતે પાત્ર નિરૂપણમાં—નાયક નાયિકા જેવાં મુખ્ય પાત્રોના સ્વાભાવિક જીવનમાં પણ એક બે સ્થળે ઐતિહાસિક સત્યને બાજુએ મૂકીને મીનળ-મુંજાલના ચારિત્ર્યમાં કવિએ ઐચ્છિક ફેરફાર કર્યો છે. મુંજાલનુ ઐતિહાસિક જીવન સ્વભાવે ચાણાક્યને કંઇક મળતું છે—જ્યારે ત્હેને મહાત્મા ગાંધીજીના જીવનના પ્રતિબિંબ રૂપે આલેખેલ છે; બીજી બાજુ મીનળદેવીએ મુંજાલને ભાઈ ગણવાનુ વચન

આપ્યા પછી હેની પાસ બીજી વખત વિષયની અયોગ્ય માગણી કરાવી છે તે ઠીક નથી. બીજા અને ત્રીજા અંકોમાં પ્રસગો તથા પાત્રોની ઠીક ખીલવણી થાય છે. કૉમિક ખેલની સાથે સંબંધ ધરાવતી વસ્તુ છે, અને સામાન્ય રીતે ઠીક જાય છે–એક બે અપવાદો સિવાય મર્યાદાનું ઉલ્લંઘન થતું નથી. જયદેવ ઉર્ફે સિદ્ધરાજ પોતાનું વ્યક્તિત્વ ઠીક બતાવે છે. બીજા અંકનો છઠ્ઠો તેમજ આઠમો પ્રવેશ અને ત્રીજા અંકનો પહેલો તેમજ પાંચમો પ્રવેશ ખાસ ધ્યાન ખેંચે છે. સર્વ પ્રસગોની એકંદર ખીલવણી ઠીક થાય છે અને રસલાલિત્ય જળવાઈ રહેછે. એકંદરે નાટક પરિણામપથ્ય છે.

ગાયન અને તરજોની દૃષ્ટિએ આ ખેલ સારો રમ જમાવી શકે છે. કેટલાંક કાવ્યોની ભાવના સારી છે તથા કેટલાંકમાં વિચારો અને અલંકારો વિગેરેની નવીનતા છે. કવિએ "ગુજરાતની વાડી" વાળા બીજા ગાયનમાં ગુજરાત માટે ભવ્ય ભાવના રજુ કરી છે.

"દેવનરૂ ગુર્જગત જગતનુ"

× × ×

"જેના પાને પાને લખાયા કર્મયોગના લેખ" ઈત્યાદિ પંક્તિઓ ગુજરાત સંબંધી ઉચ્ચ ભાવનાને પ્રકટ કરેછે. મીનળદેવીની રાજસભાનો પ્રથમ સીન તથા એ આખો પ્રવેશ ઠીક ધ્યાન ખેંચે છે. વીરનું ભૂષણ શું? રાજ્યનુ બધારણ શું? ઈત્યાદિ પ્રશ્નો વાળી ચર્ચા ઉચિત રીતે આલેખાયલી છે.

મીનળ તથા મુંજાલના પ્રથમ દર્શનવાળો પ્રવેશ ઠીક ભજવાયછે. બન્ને પાત્રો પોતાનું કામ ઘણુ સારુ કરી જાય છે. મીનળના પ્રશ્નોત્તર ઠીક અપાવ્યા છે અને મુંજાલ પોતાના આત્મબળથી મીનળને ઠીક વશ કરેછે. બન્ને વચ્ચેના સભાષણમાં આત્મતેજના હિમાયતી મુંજાલ જરાક ગરમ થઈ જાયછે તે ન થતાં સમુદ્ર માફક ગંભીર રહે તો કામ ઓર દીપી નિકળે.

મીનળદેવીને કવિએ પરદેશી સત્તા સાથે સરખાવી છે અને એ રીતે રાજ્યની ભાવનાનું આછું રેખાચિત્ર રજુ કર્યું છે.

હંસાને જેલમાં પુરી એ દ્વારા દેશસેવાર્થે મળેલી જેલને મહેલ ગણવાનો કવિએ સંદેશ પ્રેર્યો છે. અને એજ પ્રસંગે પદવીના મોહને ધિક્કાર્યો છે. પ્રસન્ન અને ત્રિભુવનનાં પાત્રો પણ સરસ કામ કરી જાય છે.

—પરશુભાઈ વ્હાલાભાઈ શર્મા.

---

## પુસ્તકો.

—:૦:—

**महाराज नन्दकुमार को फाँसी—**

મૂળ બંગાળી લેખક, સ્વર્ગીય ચંડીચરણ સેન; હિંદીમાં પ્રકાશક–પ્રતાપ પુસ્તકાલય, કાનપુર. મૂલ્ય રૂ. ૨ાા, પૃષ્ઠ ૫૪૩.

સિરાજુદૌલા સિંહાસનથી દૂર થયા બાદ બંગાલમાં ઈસ્ટ ઈંડિયા કંપનીની નોકરશાહીએ બંગાલમાં કેવો સીતમ ગુજાર્યો હતો તે કમકમાટ ભરેલું ચિત્ર આ ગ્રંથમાં આપવામાં આવેલ છે. મૂળ બંગાળી ગ્રંથનુ આ અસરકારક હિંદી બાનીમા ભાષાંતર છે.

---

**પ્રાણપ્રતિષ્ઠા—**

પ્રકાશક, 'નવજીવન પ્રકાશન મંદિર' અમદાવાદ. મૂલ્ય ૭ આના. પૃષ્ઠ ૧૧૨.

અમહકાર વિષેના ગાંધીજીનાં આ વ્યાખ્યાનોનો સગ્રહ રાજ્યદ્વારી ચળવળમાં જરા પણ

રસ લેનાર નરનારીઓને માટે અતિ મનનીય ગ્રંથ છે

---

**એક ધર્મ યુદ્ધ—**

પ્રકાશક, 'નવજીવન પ્રકાશન મંદિર,' લેખક—મહાદેવ હરિભાઇ દેશાઇ મૂલ્ય ૮ આના. પૃષ્ઠ ૧૪૫

અમદાવાદના મીલ મજુરોની લડતનો આ ઇતિહાસ છે, પ્રકાશક તેને 'ઇતિહાસે નહિ જોયેલા એક ધર્મયુદ્ધનો ઇતિહાસ' કહે છે તે સર્વથા યથાર્થ છે

---

**કારાવાસની કહાણી—**

(શ્રી અરવિન્દ ઘોષ રચિત), અનુવાદક, નરહરિ જ ત્રિવેદી પ્રકાશક, ગર્જીય સાહિત્ય કાર્યાલય, અમદાવાદ, તૃતીયાવૃત્તિ મૂલ્ય ૧૨ આના, પૃષ્ઠ ૧૭૯

શ્રી અરવિન્દ ઘોષની આ રાજ્યદ્વારી કહાણીઓમા એટનો મર્મગ્રાહી સભાર ભર્યો છે કે હિન્દનો રાજ્યદ્વારી ઇતિહાસ સમજવા ઇચ્છનારે તે વાચ્યેજ છુટકો છે

---

**કુરબાનીની કથાઓ—**

પ્રકાશક, સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર પૃષ્ઠ ૧૧૧

મહાત્માજીની જેલમા વિદાયગીરીના પ્રત્યેક ૧૮ મી તારીખના સ્મરણાર્થે પુજનમા આ પ્રકારના પુષ્પો ધરવાને "સૌરાષ્ટ્ર" ના સાહસિક પ્રકાશક મડળે નિરધાર્યુ છે, એ સુદર નિરધારને અમે સહૃદય આવકાર આપીએ છીએ કવિવર રવીન્દ્ર બાબુની આ પદ્યાત્મક કથાઓને 'સૌરાષ્ટ્ર' કાર્યાલયે બાકી ગુર્જર બાનીમા ઉતારીને ખરેખર ગુજરાતી સાહિત્યમા કિમતી ઉમેરા કર્યો છે

---

**ખેડાની લડત—**

લેખક, શકરલાલ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક, રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, અમદાવાદ મૂલ્ય ૧।। પૃષ્ઠ ૫૬૮.

સને ૧૯૧૭-૧૮ ની જગમશહુર ખેડાની લડતનો આ ઇતિહાસ ન લખાયો હત તો ખરેખર ગુજરાતના તેમજ હિન્દના ઇતિહાસનુ એક અગત્યનુ પ્રકરણ અધુરુમાજ રહી જાત. આ લડતનુ મજા ગેપનાર લેખક પોતેજ રોઇને અને લડતને પાર ઉતારનાર મહા માજી રોઇને આ ગ્રંથ ઘણો કિમતી બને છે

---

**નીલમ અને માણેક—**

આ ભાગ, લેખક, ગ ગોપાળજી કલ્યાણજી દેવનાવાકર, મુરાર્ઈ મ ય દર્શન એ ભાગના ૩ ર૧, આ ભાગના ૩ ૮.

આ સામાજિક નવલ કથા હિન્દર ગાર્ડનના જૂના અભિનાતા શ્રીયુત દેવલાડરના હાથથી ઘણા વખત થયા લખાયેલી છે આ કથા હિદુ સમાજનુ તાદશ ચિત્ર આપે છે અને ગુર્જર નવલ કથાના સાહિત્યમા ધ્યાન ખેચનારૂ સ્થાન રોકે છે

લેખકે ભાવા વગેરે સરળ અને જગ્યા વાપરી છે, તે કેટલાક હાલના નવલકથાકારો માટે અનુકરણીય છે નીલમ, માણેક, ગુણવની અને શાતનાના પાત્રો ખ જ ઝીણવટથી અને અસરકારક રીતે ચિતરાયા છે મોહીનૂર ફિલ્મ કપની આ નવલકથા સીનેમામા ઉતારનાર છે એ ખડુજ આવકારદાયક છે આ નવલ કથામા ઠેર ઠેર બહુ યોગ્ય ચિત્રો અપાયા છે એથી વાચકને વાર્તા [illegible] અને આપ્યક [illegible]

પડશે એમાં શક નથી. આ નવલકથાની ચાર પાંચ આવૃત્તિઓ થઈ છે એજ એની લોકપ્રિયતાની નિશાની છે.

---

### લાલન-વણઝારી—

લેખક, રા. ગોપાળજી દેલવાડાકર, મુબઈ મલ્ય રૂ. ૧॥; પૃષ્ઠ ૨૧૧.

આ સચિત્ર નવલકથા પણ ગ. દેલવાડાકરની એક સફલ કૃતિ છે. લાખા વણઝારાની દંતકથા અને એભલવાળાની ઐતિહાસિક કથા આમા ઓજાયેલી છે આ નવલકથામા મુખ્ય ભાગ એભલવાળાનો અને માંઇ નેરડીનો છે, જેનુ વૃત્તાન ગમમા ગામા સરસ રીતે અપાયેલ છે. 'ગ માડળીક' ના ખેલમા એભલવાળાનો પ્રસગ જ્યારે મકવામા આવ્યો ત્યારે ઉપસ્થિત થયેલી ચર્ચા વાચકની ધ્યાન બહાર નહિ હોય. અમારા સાભળવા પ્રમાણે કોહીનુર ફિલ્મ કંપની આ વાર્તા પણ પોતાની ફિલ્મમા ઉતારનાર છે— તે જરૂર પ્રેક્ષકોને રસપ્રદ થઈ પડશે.

---

### કુટસ્થાદેશ—

પ્રથમ પરિચ્છેદ, લેખક, કૃટસ્થ શ્રી. અક લેશ્વર. પ્રકાશક, હીરાલાલ તુળજારામ દેસાઈ, અંકલેશ્વર. મલ્ય રૂ ૨॥, પૃષ્ઠ ૪૭૮

આ તાત્વિક વિચારોથી ભરપુર ગ્રથ ખરેખર ભારે મનનીય છે જાણે શાસ્ત્રના સૂત્રો ન હોય તેમ લેખક મહાશયની વિચારધારા આખા પુસ્તકમા વહે છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષની મીમાસા સમજવા અર્થે આ અતિ કિમતી ગ્રથ છે

---

### માનવશાસ્ત્ર—

લેખક, ગિરધરલાલ ગોવિંદજી મહેતા, ફ્રેનૉલૉજિસ્ટ અને ફીઝીયોગ્નૉમિસ્ટ. કિં. રૂ. ૫, પૃષ્ઠ ૪૪૮.

મસ્તકવિદ્યા અને મુખસામુદ્રિક શાસ્ત્ર ઉપર ગુર્જર ભાષામાં આ અપૂર્વ ગ્રંથ છે. લગભગ ૨૦૦ સુદર ચિત્રોથી પુસ્તકના વિષયને ઘણીજ સરલતાથી સમજાવવામાં આવેલ છે. પશ્ચિમમાં મસ્તિષ્કવિદ્યા વિષેના ઇતિહાસનુ પણ લેખકે સુદર રીતે દિગ્દર્શન કરાવ્યુ છે જેને મનુષ્યની માનસિક શક્તિઓ ઓળખવાનો અભ્યાસ કરવાની ઇંતેજારી હોય તેઓને માટે આના કરતાં વધારે સરલ અને બોધપ્રદ ગ્રથ મળી શકશે નહિ. ગ. ગિરધરલાલે આ ગ્રથ રચવામાં જે પરિશ્રમ, ઉદ્યમ અને ધૈર્ય દાખવ્યા છે તે માટે અમે એમને હૃદયપૂર્વક અભિનદન આપીએ છિએ, અને આ પ્રકારના ઉચ્ચ કોટિના પ્રયત્નોથીજ ગુજરાતી સાહિત્ય ભડોળની ખરી ખીલવણી થઈ શકશે એમ અમારુ માનવુ છે

---

### કવિ-વાણી—

ભાગ ૧, ૨, ૩ પ્રકાશક, શ્રી વિલે પાર્લે સાહિત્ય સભા તરફથી—

મત્રી ગોકુળભાઈ દૌલતરામ ભટ્ટ, મુલ્ય ૩॥, ૫॥ અને ૬॥ આના

રાષ્ટ્રીય શાળાના ઉપયોગ માટે કાવ્યોના આ ત્રણ સગ્રહો પ્રકટ કરવામા આવેલ છે પહેલા ભાગમા દલપતરામ, બીજામા નમદ અને શામળ અને ત્રીજા ભાગમા પ્રેમાનદ તથા અર્વાચીન કવિઓના પદ્યો આપવામા આવ્યા છે એકદર ચુટણી ઘણી સારી છે, પરતુ અર્વાચીન કવિઓની ચુટણી હજુ વધારે વ્યાપક અને સારગ્રાહી થઇ શકત. વર્તમાન અનેક સુદર ગીતો અને કાવ્યોનો આમા

---

રસ લેનાર નરનારીઓને માટે અતિ મનનીય ગ્રંથ છે.

---

**એક ધર્મ યુદ્ધ—**

પ્રકાશક, ' નવજીવન પ્રકાશન મંદિર, ' લેખક—મહાદેવ હરિભાઇ દેશાઇ. મૂલ્ય ૮ આના. પૃષ્ઠ ૧૪૫.

અમદાવાદના મીલ મજુરોની લડતનો આ ઇતિહાસ છે; પ્રકાશક તેને ' ઇતિહાસે નહિ નોંધેલા એક ધર્મયુદ્ધનો ઇતિહાસ ' કહે છે તે સર્વથા યથાર્થ છે.

---

**કારાવાસની કહાણી—**

( શ્રી અરવિન્દ ઘોષ રચિત ); અનુવાદક, નવલરામ જ. ત્રિવેદી. પ્રકાશક, રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, અમદાવાદ; તૃતીયાવૃત્તિ; મૂલ્ય ૧૨ આના; પૃષ્ઠ ૧૭૮.

શ્રી અરવિન્દ ઘોષની આ રાજ્યદ્વારી કહાણીઓમાં એટલો મર્મગ્રાહી સંભાર ભર્યો છે કે હિન્દનો રાજ્યદ્વારી ઇતિહાસ સમજવા ઇચ્છનારે તે વાંચ્યેજ છુટકો છે.

---

**કુરબાનીની કથાઓ—**

પ્રકાશક, સૌરાષ્ટ્ર સાહિત્ય મંડળ, રાણપુર, પૃષ્ઠ ૧૧૧.

મહાત્માજીની જેલમાં વિદાયગીરીના પ્રત્યેક ૧૮ મી તારીખના સ્મરણાર્થે પૂજનમાં આ પ્રકારનાં પુષ્પો ધરવાને " સૌરાષ્ટ્ર " ના સાહસિક પ્રકાશક મંડળે નિરધાર્યું છે, એ સુંદર નિરધારને અમે સહૃદય આવકાર આપીએ છિએ. કવિવર રવીન્દ્ર બાબુની આ પદ્યાત્મક કથાઓને " સૌરાષ્ટ્ર " કાર્યાલયે બાંકી ગુર્જર બાનીમાં ઉતારીને ખરેખર ગુર્જરાની સાહિત્યમાં કિંમતી ઉમેરો કર્યો છે.

---

**ખેડાની લડત—**

લેખક, શંકરલાલ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક, રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, અમદાવાદ મૂલ્ય રૂ. ૧ાા, પૃષ્ઠ ૫૬૮.

સને ૧૯૧૭–૧૮ ની જગમશહૂર ખેડાની લડતનો આ ઇતિહાસ ન લખાયો હત તો ખરેખર ગુર્જરાતના તેમજ હિન્દના ઇતિહાસનું એક અવનવું પ્રકરણ અંધારામાંજ રહી જાત. આ લડતનું મૂળ રોપનાર લેખક પોતેજ હોઇને અને લડતને પાર ઉતારનાર મહાત્માજી હોઇને આ ગ્રંથ ઘણો કિંમતી બને છે.

---

**નીલમ અને માણેક—**

આઠ ભાગ; લેખક, રા. ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર, મુંબઇ. મૂલ્ય દરેક બે ભાગના રૂ. ૨ાા; આઠ ભાગના રૂ. ૮.

આ સામાજિક નવલ કથા હિન્દર ગાર્ડનના જૂના અભિજાત શ્રીયુત દેલવાડાકરના હાથથી ઘણા વખત થયાં લખાયેલી છે. આ કથા હિંદુ સમાજનું તાદશ ચિત્ર આપે છે. અને ગુર્જર નવલ કથાના સાહિત્યમાં ધ્યાન ખેંચનારૂં સ્થાન રોકે છે.

લેખકે ભાષા ઘણી સરલ અને ઘરગતુ વાપરી છે, તે કેટલાક હાલના નવલકથાકારો માટે અનુકરણીય છે. નીલમ, માણેક, ગુણવંતી અને શાંતનાના પાત્રો બહુજ ઝીણવટથી અને અસરકારક રીતે ચિતરાયાં છે. કોહીનૂર ફિલ્મ કંપની આ નવલકથા સીનેમામાં ઉતારનાર છે એ બહુજ આવકારદાયક છે. આ નવલ કથામાં ઠેર ઠેર બહુ યોગ્ય ચિત્રો અપાયાં છે; એટલે વાચકને વાર્તા બહુ રસમય અને આકર્ષક થઈ

પડશે એમાં શક નથી. આ નવલકથાની ચાર પાચ આવૃત્તિઓ થઈ છે એજ એની લોકપ્રિયતાની નિશાની છે.

---

**લાલન-વણજારી—**

લેખક, રા. ગોપાળજી દેલવાડાકર, મુબઈ મૂલ્ય રૂ. ૧॥; પૃષ્ઠ ૨૧૧.

આ સચિત્ર નવલકથા પણ રા. દેલવાડાકરની એક સફલ કૃતિ છે. લાખા વણઝારાની દંતકથા અને એભલવાળાની ઐતિહાસિક કથા આમાં યોજાયેલી છે આ નવલકથામા મુખ્ય ભાગ એભલવાળાનો અને માઇ નેરડીનો છે, જેનુ વૃત્તાત ગમમાગામાં સરસ રીતે અપાયેલ છે. 'રા માડળીક'ના ખેલમા એભલવાળાનો પ્રસગ જ્યારે મૂકવામાં આવ્યો ત્યારે ઉપસ્થિત થયેલી ચર્ચા વાચકોની ધ્યાન બહાર નહિ હોય અમારા સાંભળવા પ્રમાણે કોહીનૂર ફિલ્મ કંપની આ વાર્તા પણ પોતાની ફિલ્મમા ઉતારનાર છે— તે જરૂર પ્રેક્ષકોને રસપ્રદ થઈ પડશે.

---

**કૂટસ્થાદેશ—**

પ્રથમ પરિચ્છેદ લેખક, કૂટસ્થ શ્રી, અકલેશ્વર. પ્રકાશક હીરાલાલ તુળજારામ દેસાઈ, અંકલેશ્વર મૂલ્ય રૂ ૨॥, પૃષ્ઠ ૪૭૮

આ તાત્ત્વિક વિચારોથી ભરપુર ગ્રથ ખરેખર ભારે મનનીય છે જાણે શાસ્ત્રના સૂત્રો ન હોય તેમ લેખક મહાશયની વિચારધારા આખા પુસ્તકમા વહે છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષની મીમાંસા સમજવા અર્થે આ અતિ કિંમતી ગ્રથ છે

---

**માનવશાસ્ત્ર—**

લેખક, ગિરધરલાલ ગોવિંદજી મહેતા, ક્રેનોલૉજિસ્ટ અને ફીઝીયોગ્નૉમિસ્ટ. કિં. રૂ. ૫, પૃષ્ઠ ૪૪૮.

મસ્તકવિદ્યા અને મુખસામુદ્રિક શાસ્ત્ર ઉપર ગુર્જર ભાષામાં આ અપૂર્વ ગ્રંથ છે. લગભગ ૨૦૦ સુદર ચિત્રોથી પુસ્તકના વિષયને ઘણીજ સરલતાથી સમજાવવામાં આવેલ છે. પશ્ચિમમા મસ્તિષ્કવિદ્યા વિષેના ઇતિહાસનું પણ લેખકે સુદર રીતે દિગ્દર્શન કરાવ્યુ છે જેને મનુષ્યની માનસિક શક્તિઓ ઓળખવાનો અભ્યાસ કરવાની ઇંતેજારી હોય તેઓને માટે આના કરતા વધારે સરલ અને બોધપ્રદ ગ્રંથ મળી શકશે નહિ. રા. ગિરધરલાલે આ ગ્રથ રચવામા જે પરિશ્રમ, ઉદ્યમ અને ધૈર્ય દાખવ્યા છે તે માટે અમે એમને હૃદયપૂર્વક અભિનદન આપીએ છિએ, અને આ પ્રકારના ઉચ્ચ કોટિના પ્રયત્નોથીજ ગુજરાતી સાહિત્ય ભડોળની ખરી ખીલવણી થઈ શકશે એમ અમારૂ માનવુ છે

---

**કવિ-વાણી—**

ભાગ ૧, ૨, ૩ પ્રકાશક, શ્રી વિલે પાર્લે સાહિત્ય સભા તરફથી—

મત્રી ગોકુળભાઈ દૌલતરામ ભટ્ટ, મુલ્ય ૩॥, ૫॥ અને ૬॥ આના

રાષ્ટ્રીય શાળાના ઉપયોગ માટે કાવ્યોના આ ત્રણ સગ્રહો પ્રકટ કરવામા આવેલ છે. પહેલા ભાગમા દલપતરામ, બીજામા નર્મદ અને શામળ અને ત્રીજા ભાગમા પ્રેમાનદ તથા અર્વાચીન કવિઓના પદ્યો આપવામાં આવ્યા છે એકદરે ચુટણી ઘણી સારી છે, પરતુ અર્વાચીન કવિઓની ચુટણી હજુ વધારે વ્યાપક અને સારગ્રાહી થઇ શકત. વર્તમાન અનેક સુદર ગીતો અને કાવ્યોનો આમાં

સમાવેશ નથી. આશા છે કે ચોથા ભાગમાં અગર બીજી આવૃત્તિમાં એ ઉણપ પૂરવામાં આવશે. તે સિવાય પ્રયત્ન જરૂર અભિનંદનીય છે.

—તંત્રી.

---

**વનિતા વિશ્રામ રિપોર્ટ—સં. ૧૯૭૬–૭૭.**

વનિતા વિશ્રામની ત્રણ સંસ્થાઓ હાલ કામ કરી રહી છે; મુંબઇ, સુરત અને રાજકોટ ખાતે વનિતા વિશ્રામ ગુજરાતની વનિતાઓની સેવા બજાવી રહેલ છે. સને ૧૯૦૭ માં સુરત મુકામે આ સંસ્થાની સ્થાપના થઇ, જે સમયે સુરતનાં બે સ્ત્રીરત્નોએ પોતાનું સર્વસ્વ આ સંસ્થાને અર્પી દઇ સાચા સેવાધર્મની દિક્ષા લીધી હતી. રાજ્યપ્રકરણ અને બીજાં અનેક સામાજિક સંઘટ્ટનોના કોલાહલમાં આપણી કિંમની સંસ્થાઓ અને ચુપકીથી સમાજસેવા કરનારાં આપણાં નિસ્પૃહી સમાજસેવકોને આપણે ભૂલી ગયા છિએ અને ભૂલતા જઇએ છિએ. રખેને સ્વરાજ્ય હાંસલ કરવાને સમયે સ્વરાજ્ય ભોગવવાની તાકાત આપણે ખોઇ ન બેસીએ; તેટલા માટે અમારી અપીલ છે કે વનિતા વિશ્રામ જેવી પવિત્ર સંસ્થાઓને સાહાય્ય આપનાં આપણે ચુકી ન જઇએ.

—તંત્રી.

---

**સાભાર સ્વીકાર—**

ઉપર અવલોકાયેલાં પુસ્તકો ઉપરાંત જે અન્ય પુસ્તકો, છાપાંઓ વિગેરે અમને મોકલાવવામાં આવેલ છે તેની અમે ઉપકારપૂર્વક પહોંચ સ્વીકારીએ છિએ. સ્થળ સંકોચને લીધે તે બધાંની સમાલોચના અમે લઇ શક્યા નથી તે માટે માફી ચાહીએ છિએ; પરંતુ રહી ગયેલાં અવલોકનો આવતા અંકમાં લેવાને અમારાથી બનતું કરીશું.

—તંત્રી.

---





*V ctoria T . . . s M . cipal Hal Bo*



અનાથોના નાથ ! નિરાશ્રિતોના આધાર! કંગાલોના બેલી ! ડુબતાંઓના તારણહાર! શ્રીમાનો તો થઇ શકે જ—તેઓ થવાના જ, પણ ઉગરવાળાં સાધારણ સંપત્તિવાળાં પણ થઇ શકે છે

દેશ સેવાનો અનન્ય માર્ગ, સખાવતોનો ઉત્તમ ઉપયોગ, જોવો હોય તો કૃપા કરી એક જ વાર

# નડિયાદ હિન્દુ અનાથાશ્રમ પર નિઘા કરો.

દેશમાં લાચાર અનાથ બાળકો માટે આપની ન્હાની
મ્હોટી સખાવતો પ્રભુ પ્રીત્યર્થે
નીચેને મુકામે મોકલાવો

**મંત્રી—હિન્દુ અનાથાશ્રમ,**

**નડિયાદ.**




વર્ષ ૧.] વિક્રમાર્ક ૧૯૭૯, વૈશાખ. [ અંક ૩.

## જાગ્રત્ હિન્દ !

[ કવ્વાલીની ધૂનમાં ]

અહા ! શું હિન્દ જાગ્રત તું !
હતું મૃત્યુ નહિ તે શું ?
અરે, મીઠી હતી તે નિન્દ !
ભર્યું જીવન નવું ત્હેં હિન્દ !

મિચાયાં 'તાં કમલનયનો
નિરખવાને નવાં સ્વપ્નો;
જુએ તુજ વાટ જગત આખું,
ન હો મૃત્યુ કદિ, બાપુ !

કઈથી નૃત્ય કરજે તું,
બની સ્થિરચિત્ત ને બહાદુર;
થઈ સુખદાઈ ને સ્વાધીન,
બની ચેતન, બની રણશૂર

[પણ] કદિ આઝાદીના પંથે,
અશાન્તિમાં નહિ સરતી;
નહિ ચાંપીશ ધૂલિને પણ,
સુકોમલ પાદપંકજની.

ગયાં સુરરાજ્ય, ગયા સુપ્રકાશ,
જહિં લીધા'તા સુખના ધામ;
ગયાં એ સ્નેહ સમણાં, પ્રાણ!
વિધિનાં ના ફરે નિર્માણ.

તથાપિ એક અચલ સિદ્ધાંત,
મળે ઝરણાં સૌ સાગર શાન્ત;
ખરે તું ચેતના-સાગર,
ભર્યાં રત્નો ત્હેં રત્નાગર.

પ્રકાશો સત્ય રત્નો શુદ્ધ,
હરો આ સ્વપ્ન-વમળો જૂથ!
અગમ્ય અદ્વૈત એકજ તું,
વમે જ્યાં કર્મ-મોજાં સહુ.

ફરીને તું સચેતન થા,
લીલા અદ્ભુત બતાવી જા;
સુગો સ્વર્ગીય સુણાવી જા,
હિમાદ્રિ શાન્તિ ફાળી જા.

વરસજો તુજ પરે આશિષ,
મહાદેવીની હૃદયાધીશ!
મનુ, મુનિ, ઋષિવર, નાથ,
અહો ત્હારો પ્રતાપી હાથ.

વમળ સૌ સત્યની આગળ,
સમજવાં ઝાંઝવાનાં જળ;
તૃષા છીપી નહિ જાણી,
નહિ જ્યાં સત્યનાં પાણી.

તજી સ્વપ્નો મદ માયાનાં,
શરણ લે સ્નેહ સેવાનાં;
છોડાવી દે અસત્‌ના બંધ,
સનાતન સત્યના ધર રંગ.

—નૃસિંહ વિભાકર.

[સ્વામી વિવેકાનંદના "To the Awakened India" નામના કાવ્ય થી સૂચિત]




**"દુનિઆનાં છાપખાનાંઓ એક જમાના સૂધી બંધ રાખવાં"!**

દર પળે આખી દુનિઆના અસંખ્ય છાપખાનાઓમાંથી બહાર પડતા અઢળક સાહિત્ય ડુંગરોને ઉદ્દેશીને એક વાર એક મહાન્ વિચારકે એક અજબ ઉદ્ગાર કાઢેલ કેઃ—

"જગત્‌ની દારૂણ અવોગતિ અટકાવવાનો ફક્ત એક અને એક જ રામબાણ ઉપાય છે, અને તે એ કે આખી દુનિઆના તમામ છાપખાનાઓ એક જમાના સૂધી સદંતર બંધ રાખવા"!

સુજ્ઞ વાચક સહેજ સમજી શકશે કે આ અતિ વિચિત્ર અભિપ્રાયની પાછળ બહુજ ગંભીર વિચારશ્રેણિ છુપાયેલી છે. જેટલા વચનો છપાયા તેટલા બધા વેદવાક્ય-એ ભ્રમણાને જડમૂળથી ઉખેડી નાખનાર આ વિચાર કે એટલું જ નહિ પણ વર્તમાન જગત્ એકંદરે આત્મઘાતક અને ઉચ્છેદક વિચારોનો જ વિનિમય કરી રહેલ છે અને તે વિનિમય કરવામાં છાપખાનાઓ મરંથી અગ્ર ભાગ ભજવે છે એ વાતનો આમાં ગૂઢ નિર્દેશ છે અને જો દિન પ્રતિદિન અસંખ્ય પ્રેસોમાંથી પ્રકટ થતા સાહિત્યના ગંજાવર ઢગલાઓનું જરા પણ સૂક્ષ્મ પૃથક્કરણ કરશો તો તેમાંથી લાખો રીમનું લખાણ નિર્માલ્ય અગર નિરૂપયોગી લાગશે, અને લાખો રીમનું ચિતરામણ દુષ્ટ લાગણીઓને ઉશ્કેરનારૂં, નીચ કામનાઓ કરનારૂં, ક્રૂર આવેગોને પોષનારૂં અને હલકા રાગદ્વેષ ઉત્પન્ન કરનારૂં જણાયા વિના નહિ રહે

અલબત્ત, એ થોકબંધ છપાયેલા સાહિત્યમાંથી કદિ કદિ ઉન્નત આદર્શો, ગગનચુંબિ ભાવનાઓ અને સમસ્ત પ્રજાજીવનમાં પ્રાણ રેડનાર વિચારો પણ નજરે પડશે, પરંતુ તે જેમ અમાવાસ્યાની રાત્રિએ કોઇ

રનાં સંગીત અને મુદ્દા વગરના બકવાદ બંધ કરવાની બીજી શી જડીબુટ્ટી છે? ખરાબે ચડેલા વહાણો પાછા તરતાં કરવાનું બીજું શું સાધન છે? કાં તો આ જૂનું ખોળિયું છોડીને બિલકુલ નવેસરથી પુનર્જીવન, અગર તો કોઈ જાદુઈ શક્તિથી નવી દુનિયા, નવા જલનિધિ, નવી જીવનનૌકાની એકાએક ઉત્પત્તિ!

× × ×

**અસ્તવ્યસ્ત સમાજ.**

માનવીના જીવનમાં એક એવો સમય આવે છે કે જ્યારે સદંતર પરિવર્તન વગર તેની પ્રગતિ કેવળ અશક્ય થઈ પડે છે. તેમજ સમગ્ર સમાજ પણ જ્યારે સંપૂર્ણ અસ્તવ્યસ્ત દશામાં આવી પડે ત્યારે તે સમાજે પણ નવું ખોળિયું ધારણ કર્યે જ છૂટકો છે. વર્તમાન માનવ સમાજ પણ કંઈક એવી દશામાં સરી પડેલ છે એમ નથી લાગતું? જરા આસપાસ સૂક્ષ્મ નજર ફેંકશો તો અસ્તવ્યસ્તતાના ઓઘ વહેતા જોશો, ધર્મ, નીતિ, રાજ્યપ્રકરણ કે અર્થસાધનાના સર્વ પ્રદેશોમાં અસ્તવ્યસ્તતાની આંધી ચોમેર ફેલાયેલી જોશો, સાહિત્ય અને કલાની લગભગ પ્રત્યેક કૃતિ પર નિરંકુશ પાગલપણાની સ્પેશ્યલ સ્ટૅમ્પ જોશો. એટલું જ નહિ, પણ આ યુગની મોટામાં મોટી મશ્કરી જાણો છો કે? તેની અમર્યાદિત અવ્યવસ્થા, તેની અપાર બેપરવાઈ, તેની અમોઘ સ્વચ્છંદાઈ! અર્વાચીન એટલે અંધાધુંધી અને અસ્તવ્યસ્તતા! આ જમાનાની નાનામાં નાની વ્યક્તિથી માંડીને મહાન સામ્રાજ્યોનો જીવનપ્રવાહ તપાસી જશો તો સર્વત્ર ડોળાયેલા પાણી, સર્વત્ર તૂટેલા પુલો, સર્વત્ર ફૂટેલા બંધો દૃષ્ટિગોચર થશે. પ્રાચીન સમયનો સ્નાતક તો વર્ષાની બસ્તીમાં પણ માઝા નથી મૂકતો. પરંતુ વીસમી સદીના માનવીને તો નથી સ્પર્શતી કોઈ માઝાઓ કે મર્યાદાઓ, નથી અવરોધતા કોઈ સંયમ કે નિયમ, નથી બાંધતાં કોઈ બંધનો કે બેડીઓ. સર્વ ઋતુઓમાં, સર્વ પરિસ્થિતિઓમાં અર્વાચીન મનુષ્ય કાલમર્યાદિત બંધારણો અને શાસ્ત્રવિહિત સમાજરચનાઓથી પર છે.

× × ×

**અર્વાચીન નિરંકુશતા.**

અર્વાચીન માનવી નિયમબદ્ધ દુનિયાના બંધિયાર વાતાવરણમાં ગુંગળાઈ જાય છે, સ્વચ્છંદી સમાજના ઝંઝાવાતમાં જ તે પોતાનો પ્રાણવાયુ મેળવી શકે છે. આશ્રમ કે અધિકારની વ્યવસ્થા તેના મગજને બંધબેસતી નથી આવતી. સમાન હક્કો, સમાન અધિકાર, સમાન સ્વતંત્રતા, સમાન ગુલામી, એ તેની ફિલસુફી છે. તેથી જ ગઈ કાલના જંગલી પ્રદેશો આજે સ્વર્ગધામ તરીકે આદર પામે છે, તેથી જ પ્રાચીન આર્યતા અર્વાચીન અનાર્યતા સાથે ધૂળમાં રગદોળાય છે, તેથી જ આજે ધૂળમાં રગદોળાતા રાષ્ટ્રો કદાચ આવતી કાલે સંસ્કૃતિને શિખરે ચડીને બેસશે. વર્ણાશ્રમ તૂટ્યા તેમજ જીવનના આશ્રમ તૂટ્યા ને આ ફિલસુફીને આધારે નિરંકુશ સમાનતા જ્યાં લઈ જાય ત્યાં જવાને નવા યુગનો મનુષ્ય તૈયાર છે, પણ તેને તમારી વર્ણવ્યવસ્થા કે તમારા અધિકારભેદ છૂરીની માફક ભોંકાય છે. તેની દૃષ્ટિમાં અધિકાર અને અનધિકાર એવી કોઈ ચીજ નથી. એ જૂની સભ્યતાઓ, એ જૂના માનપાન, એ જૂના પૂજન-અર્ચનના તો તેણે ક્યારના ખંડેર કરી નાખ્યા છે. શ્રીકૃષ્ણચંદ્રને તે "મિસ્ટર કૃષ્ણ" નથી કહેતો તે તેની વિસ્મૃતિનું કારણ છે, નહિ

કે તેની બેદરકારીનું. "મહાત્મા ગાંધીજી"નું નામ તેણે કદિ પણ અંતરથી સ્વીકાર્યું નથીઃ અને તેથી જ્યારે પણ તક આવશે ત્યારે "મિસ્ટર ગાંધી" ને તેને અસલ સ્થાને મૂકવાનું તે ચૂકશે નહિ. આ યુગનો સુધરેલો માનવી મૂર્તિપૂજાનો કટ્ટો દુશ્મન છે તે આ સબબથી. મૂર્તિપૂજામાં અધિકાર ભેદની ગંધ છે; અધિકારની વાત આવી એટલે ઉચ્ચનીચનો સવાલ આવ્યો; તેથી પરિણામે વ્યવસ્થા અને બંધારણની માથાકૂટ નડવાની. અરાજકતા અને નિરંકુશતા જ્યાં આદર્શ હોય ત્યાં કાયદા કાનુનો, નીતિબંધનો, શાસ્ત્રની મર્યાદાઓ અને ધર્મની પાળો ન ફાવે.

× × ×

**સમાનતાનું સામ્રાજ્ય.**

તેટલા માટે જ આજે કોઇ પણ પ્લૅટફૉર્મ ઉપરથી કોઈ પણ માથાનો ફરેલ માનવી ખુદ ઇશ્વરનું પણ ટીખળ કરી શકે છે. તેથીજ આજે બારાખડી ઘૂંટતો કોઈ પણ વિવેકશૂન્ય ઉદ્ધત નિશાળીઓ કોઈ છાપાના તંત્રીસ્થાન પર ચ્હડી બેસીને દુનિઆના કોઇ પણ પ્રાતઃસ્મરણીય નામને ગાળો ભાંડી શકે છે. અને શા માટે નહિ? જ્યાં સમાનતાનું સામ્રાજ્ય છે, જ્યાં સમાન હક્કોના દુંદુભિનાદ થઈ રહ્યા છે, ત્યાં આ સ્વચ્છંદાઇ સામે કોણ અટકાયત કરી શકે? કોઇ પણ જમાનાના સમર્થમાં સમર્થ રાજ્યધારી નેતાઓએ ભલે એક મહાન્ રાજ્યબંધારણ રચવામાં પોતાનો જન્મારો વીતાવ્યો હોય, છતાં એ સમસ્ત વિચારસૃષ્ટિને એક ક્ષુદ્ર છાપખાનામાં કામ કરનાર પોરિયો કલમના એકજ લીસોટાથી એકજ કલાકમાં છિન્નભિન્ન કરી શકે છે. તમારા બાબુ ભગવાનદાસ કે દેશબંધુ ચિત્તરંજનદાસ ભલે અપરિમિત શ્રમથી રાત્રિની રાત્રિઓ ગાળીને સ્વરાજ્યની ગમે તેવી મહાન્ યોજના તૈયાર કરે, પણ એકજ પળમાં એક ભાગેલું તૂટેલું ટ્રેડલ મશીન એ મહાન્ યોજનાના ચૂરેચૂરા કરી શકે છે; અગર તો બાળાજ્ઞાન ધરાવતો કોઈ પણ નિરક્ષર કે અર્ધદગ્ધ તમામ પૂજ્ય મહાત્માએ અસીમ મહેનતથી તૈયાર કરેલી વ્યવસ્થાને આંખના એકજ પલકારામાં કોઈ પણ સભાપીઠ ઉપરથી દરિયાને તળિયે મોકલી શકે છે. તેજ રીતે શેક્સપિયર કે કાળિદાસ, બર્નાર્ડ શૉ કે રવિબાબુ જેવાની ભવ્ય કલ્પનાસૃષ્ટિને કોઇ પણ દીવાનો માનવી પોતાના એકજ પાગલ હાસ્યથી દયનીય બનાવવાની ધૃષ્ટતા કરી શકે છે.

× × ×

**મુક્તિ મૈયા કેમ દેખાતાં નથી?**

અને આ સ્થિતિને આપણે મુક્તિ કહીએ છિએ! આ સ્વતંત્રતા માટે આપણે અનિમિષ આંખીએ છિએ! આ અસ્તવ્યસ્તતામાંથી આપણે સમાજના મોક્ષની આશા રાખી રહ્યા છિએ! છતાં [illegible] હજુ કલ્પનાસૃષ્ટિમાં જ અદ્ધર કેમ ટીંગાઇ રહ્યા છે? રાષ્ટ્રીયતા હજુ મનોરથસૃષ્ટિમાં જ કેમ રમી રહી છે? કૌટુમ્બિક જીવન જીર્ણશીર્ણ કેમ થઈ રહ્યાં છે? આર્ય કુટુમ્બભાવના કદાચ મૂર્ખાઈભરેલી હશે, કુટુમ્બોના શંભુમેળાઓ કદાચ જંગલી હાલતની નિશાની હશે, છતાં આજે માત્ર બે માનવીઓ પણ કુટુમ્બનું રથચક્ર કેમ નહિ ચલાવી શકતાં હોય? બબ્બે માણસોનાં જોડલાંઓ પણ કેમ સંસારની મધ્યગાળમાં એક બીજાથી ફંટાઈ જતાં હશે? અને પ્રજાકીય બળવાઓ, સામુદાયિક બંડો તથા રાષ્ટ્રીય પરિવર્તનોના જ્વાળામુખીઓ ભભુકતા છતાં મુક્તિમૈયાનાં દર્શન કેમ થતા નહિ હોય? પ્રજાસંઘો અને રાષ્ટ્રમંડળોની કૉન્ફરન્સો ઉપર કૉન્ફરન્સો એકઠી મળે

છતાં દુનિયાને ખૂણે ખૂણે તાલભંગ અને બેસુરીલાપણું કેમ વ્યાપી રહેલ હશે ?

× × ×

**એક યુગનો યોગ શું મોંઘી કિમ્મત છે ?**

આ સર્વ પ્રશ્નોનો ઉત્તર એક જ હોઇ શકે. તે એ કે સમાજબંધારણનાં સપ્તક ચોક્સ કર્યા વગર સમાજવાદનાં વાજાં હમેશા બેસુરાં જ વાગશે. સમાજ-મન્દિરમાં જ્યાંસુધી પવિત્ર શાન્તિ અને ચેતનમયી વ્યવસ્થા વ્યાપી નથી ત્યાંસુધી સમાજના અધિષ્ઠાતા દેવ કોઈ કાળે ત્યાં પોતાની પધરામણી કરશે નહિ. પ્રભુને પધરાવવા જેવાં તમારાં દેવગૃહ તો બનાવો, પછી દેવને અર્પવાની આહુતિઓ તૈયાર કરો. એ દેવમન્દિરમાં સત્ય, સ્નેહ અને પવિત્રતાનું વાતાવરણ ઉત્પન્ન કરવામાં એક જમાના પર્યંત દુનિઆનાં તમામ ટ્રેડલ મશીનો બંધ રાખવાં પડે તો શી હરકત છે.? મુક્તિમૈયાનાં દર્શન કાજે એક યુગનો યોગ શુ બહુ મોંઘી કિમ્મત છે? એક યુગ સુધી નવો કાદવ ઉત્પન્ન ન કરીએ તો જ જમાનાઓ થયા ભેળા થયેલા કચરાના આ ડુંગરો ઠેકાણે પાડી શકીએ. અગર તો પરમાત્માની કૃપાથી સર્વ સાહિત્યસેવકોની લેખિનીમાં એવી કોઇ બીજ ઝબુકે કે જેથી અસત્ય અને અંધકારના જૂનાં જંગલો એકજ ક્ષણમાં ભસ્મીભૂત થાય !

—તંત્રી.

---

## ખાદી જીવનની જ્યોતિ.

ખાદી જીવનની જ્યોતિ છે, બસ જીગરે એ છે જાન;
દેહે સુરત છે સુરખી એ, સુખ સરલાં ત્યાં નિધાન.
—ખાદી૦

એ ધવલી નવલી ખાદી, છ સ્વરાજ્યની એ ગાદી,
હાં લગની લાગી જ્યાદી (૨), એના વિના નહિ શાદી (૨),
—બસ જીગરે એ છે જાન.
—ખાદી૦

બાદલમાં બીજલી ઝબકી, ચંદા અનેરી ચમકી,
સ્વર્ગીય ગંગા ઝળકી (૨), જયમ કામધેનુ મલકી (૨),
—બસ જીગરે એ છે જાન.
—ખાદી૦

નૃસિંહ વિભાકર.

# નાટ્ય–વાટિકા.

[ રાગ–સારંગ. ]

ગુર્જર ! નાટ્ય ભૂમિની વાટી નિરસ કરમાય છે રે,
તરવર અકળાય છે રે. ગુર્જર.

પુષ્પ ગુચ્છ તરૂ પર નવ થાએ.
પિયુષ રસ પિવા સુખી ધાએ,
ચંદા શિત અગ્નિ રસથી મલકાય છે રે, પવન રસ પાયછે રે. ગુર્જર.

કોકિલ નવ મિઠું ઉચ્ચારે,
ફળ વિણ ગાત્રો દીસાં ચારે,
તરૂ ફળ આવે ક્યારે ? કંઠ સુકાય છે રે, તૃષાથી મુઝાયછે રે. ગુર્જર.

વાડી વૃક્ષો ગીરીવર ભાળી,
સુંદર શિખરો દીસાં વાળી,
થાય હવે કેમ મ્હારૂં ? પ્રલય શું થાયછે રે. પવન બદલાયછે રે. ગુર્જર.

વાદળી સુંદર ગગને ધાએ,
મિશ્ર ગાન નાદો ઉચ્ચારે,
વિજ ચમકારે કદી તરૂવર દેખાયછે રે. શું વર્ષા થાયછે રે ? ગુર્જર.

આકાશે નભ મંડળ અટક્યું,
વ્યોમ તારલા સમ કંઇ છટક્યું,
માઘ–બાણ–ભવભૂતિ વર્ષા થાયછે રે, ત્યારે ચરાય છે રે ગુર્જર.

આ–રસ સિંચ્યા વિણ તરૂઓ,
મૃગ હરણોને ભૂખ્યાં વરૂઓ,
કાવ્ય પ્રસાદી કાલિદાસજ પાયછે રે. તે વિણ ન ચવાયછે રે. ગુર્જર.

—કવિ ચિત્રકાર પાદરા.




[ ત્રિઅંકી નાટક ]

લેખક—કવિ મહાશણીશંકર શર્મા, આચાર્ય, કન્યા ગુરૂકુલ, વડોદરા.

## અંક ૧ લો, પ્રવેશ ૩ જો.

[ ગતાંક પૃષ્ઠ ૨૦૮ થી ચાલુ ]

—:o:—

### નવીન પાત્રગણ.

**ઓરંગઝેબ**—દિલ્હીનો મોગલ બાદશાહ.
**દિલેરખાં**—મોગલ સેનાધિપતિ
**તહવ્વરખાં**—એક સેનાનાયક.
**પૃથ્વીસિંહ**—જોધપુરનો યુવરાજ.

સ્થળ—દિલ્હીમાં શહેનશાહી મહેલ.

**પ્રતિહારી**—[ નેપથ્યમાં નેકી પુકારે છે ] આસ્તે કદમ શહેનશાહે આલમ નિગાહ રખો મહેરબાન.

**ઉદેપુરી**—[ એકલી સ્વગત ] ઔરંગઝેબ આવેછે. તેને ઉશ્કેરવા કિયામતની વાદળી થઇને અત્યારે હું ગુમસુમ બેસું અને પછી મારા દુશ્મનો પર કડકડતા વિજળીશા ચચળ સ્ત્રીચરિત્ર અજમાવું. [ ભયંકર મુખમુદ્રા બનાવતી બેસેછે. ]

**ઓરંગઝેબ**—[ પ્રવેશી ] મુગલ સલ્તનત બેહસ્તની હુરી ઉદેપુરી !

**ઉદેપુરી**—જહન્નમમાં બળી તમારી ઉદેપુરી

**ઓરંગઝેબ**—શામાટે આ બુસ્તાનમાં આજે એકદમ વીજળી ?

**ઉદેપુરી**—અરેરે, હું એ શાહજાદા દારા શિકોહ પાછળ બળી કાં ન મરી કે જેથી મારે એ તરકડીની ગાળો ખાવી પડી !

**ઓરંગઝેબ**—કોની જીભમાપણ પર મોગલાઇ પાણીદાર તલવાર પડવાની થઇ કે જેણે તારા તરફ ઝેર ઝર્યાં મારી ઉદેપુરી પરી !

**ઉદેપુરી**—એ ધખધખતી દોઝખ આગશી ઉદેપુરની છોકરીને પરણી લાવતા જ્યારે એ કહેવાની મોગલાઈ પાણીદાર તલવાર પાણીની વગળ માફક અત્યાર સુધી એકાર બની રહેલ છે તો પછી શામાટે મારૂં નામ

તેઓની વફાદારીનો આવો તુડાઇભર્યો દુરૂપયોગ ન કરો. ભોળી ભક્તિથી સ્થપાએલા દબદ્દ હવે ભક્તનુ માથુ ફોડવાનો ચમત્કાર ન દેખાડવામાજ સાર. નહિ તો જેવુ આવાહન તેવુ વિસર્જન કરતા શી વાર?

**ઔરંગઝેબ**—રાઠોડ, હિન્દુપણાનુ આ ગુમાન? જાણોછો કે ઔરંગઝેબ ચટાન જેવો એક કટ્ટર મુસલમાન છે? દીનેઇસ્લામને આમ ફેલાવવા માટેજ તેની સલ્તનત અને જીંદગીનુ પ્રધાન કામ છે.

**દુર્ગાદાસ**—કદાચ તેમ હશે અને તેનો નીવેડો પણ બહુ જલદી આવી જશે કે ઇશ્વરીય-સ્વર્ગીય ધર્મસુગંધિ ચકકડ કડક ખડક નહિ પણ નમ્ર નરમ પવન થઇનેજ સરાનાય છે, હેવાનિયત ભરી ગજ્ય બળજોરીથી નહિ પણ ઇનસાનિયતભરી ફગાવ ફકીરીથીજ ફેલાનાય છે.

**મુકુન્દદાસ**—હજુર, સાચા મુસલમાનો માટે અમને જીગરી માન છે તેઓ અમારા દોસ્ત, ભાઈ દિલોજાન છે. પણ જનાબ, આપના જેવા કટ્ટર મુસલમાનથી દુનિયા અજાણ નથી. શાહજહાં જેવા ભલા બાપને ગાદી પરથી ઉતારી જન્મકેદ કરવો એ કયુ ઇસ્લામી ફરમાન છે? ખરા હકદાર ગાદી વારસ મ્હોટા ભાઇ દારા અને શુજા—મુરાદ જેવા ભોળા બિરાદરોને કતલ કરવામા પાક કુરાને શરીફનુ કયુ પ્રમાણ છે?

**ઔરંગઝેબ**—બસ, બસ, ઔરંગઝેબની સબુરીની પણ હદ હોઇ શકેછે

**દુર્ગાદાસ**—માફ કરો જહાંપનાહ. એ જરા બોલો છે બ.. જલદી ઉશ્કેરાઇ જાય છે

**ઔરંગઝેબ**—દુર્ગાદાસ, હુ તારી આખની શરમ ખાતર આ તારા બેઅદબ મકુંદને જતો કરૂ છુ નહિ તો આ જલદ મગજના તલવાર એના કરના પાસ બહુ જલદી [illegible]

**મુકુન્દદાસ**—એ તો માત્ર છત્રપતિ શિવાજીની સામેજ બિચારી મીનદડી થઇ જાયછે.

**ઔરંગઝેબ**—આહ, હવે હદ થાયછે.

**દુર્ગાદાસ**—ભાઇ, તુ હમણા અહીંથી જા

**મુકુન્દદાસ**—જરા હુ એમની બેઅદબ હદ તો જોઈ લેત. છતા તારા કહેવાથી જાઉંછુ દુર્ગાદાસ, પણ એક વાત, કેવળ એક વાત તો કહી સભળાવ્યા વિના મારા પગ નહિજ ઉપડી શકે, અને તે એ કે મહારાજ, આ અમર જેવા ખુશામતખોર, પોતાનાજ જાતભાઇ અને મુલકના દગાખોર ખાનખાનાના નિમકહલાલ કુત્તાને હાથે વિશ્વાસઘાતથી અમારા મહારાજા યશવંતસિંહનો ઘાત કરાવવામા પણ જણાઇ આવ્યુ છે આપનુ કટ્ટર ઇમાન [ જાયછે ]

**ઔરંગઝેબ**—બેઇમાન, તદ્દન બેઇમાન. શુ અમરને હાથે મે કરાવ્યો યશવંતનો ઘાત?

**અમરસિંહ**—બિલકુલ અપ્રમાણ. પુછો શાહજાદા અકબરને. યશવંતની સવારી શિકારે નીકળેલી અને અમારી પણ, ત્યા અમના પર જોર શોરથી બંદુક તાકના મારા બહાના ભાઇ પર વાગી ગઈ [ ગોદન ભાજવેછે ]

**ઔરંગઝેબ**—કદી નહિ કદી નહિ ખુદા વિના કોણ કોની જાન લઇ કે લઇ શકે છે?

**અમરસિંહ**—[ અકબરને ] કેમ સાહેબ, વાત કેવી ઘડી!

**અકબર**—અરે વાહ માન ગયા, ખુબ કરી.

**ઔરંગઝેબ**—જોયુ કે દુર્ગાદાસ મુકુંદની નાદાની? એને ખબર નથી કે શી ચીજ છે મારી મુસલમાની

**દુર્ગાદાસ**—હજુર મગર એ આપની એ ખાનદાની ના આપના કરમોમા માની

હમણાંજ પહેરીને આવ જોઉં કેવો દીપે છે? [ પૃથુ નમનપૂર્વક પોશાક લઇ અંદર જાયછે ] [ આપોઆપ ] ઝેરીલો પોશાક પહેરી લે અને થોડી ઘડી મરુની મૃગજળ સૃષ્ટિનો રાજા બની તારા બાપને જહન્નમમાં મળી લે. [ મુકિત પ્રવેશે છે ] પધારો પધારો જસવંતના રાણી સાહેબા! [ મુકિતની સાથે મુકુન્દદાસ વગેરે ચાર સૈનિકો સ્ત્રી વેશમા અને દુર્ગાદાસ મૂળ વેશમા આવી ઉભેછે ]

**મુક્તિ**—બંદગી, પિતા.

**ઔરંગઝેબ**—સુખી તો છો ના?

**મુક્તિ**—વાદળ વિનાની વિજળી, સુરતરુ વિનાની કલ્પવેલી અને નિર્મળ જળ વિનાની માછલી જેવી સુખી હોય તેવી હુ આપની રહેમ નિગાહથી સુખીજ છુ, છતા ગમે તેવા સોનાના પાંજરામા પણ પોતાનાં વન-વતન જેવુ સુખ પશુ પખી પણ ચાહતા નથી તો પછી જહાંપનાહે મને અહીં દિલ્લીમા શામાટે રોકી રાખી છે? કૃપા કરીને અમારા જોધ-પુર રાજ્યમા અમને હવે જવા દો.

**ઔરંગઝેબ**—જોધપુરમા જઇ શુ કરશો? આ દિલ્લીને પણ હવે તમારુ જ રાજ્ય સમજી લ્યોને એટલે ત્યાં કે અહીં કઇ જુદાઇજ ન ગણાય. બાકી મારા પરમ મિત્ર યશવંતસિંહના મૃત્યુબાદ તેના પુત્રો મોટી ઉમરના ન થાય ત્યા સુધી તેના આખા કુટુંબ ઉપર મારી પોતાની જાતિ નીગરાણી રાખવી અને મારા ફરજંદ જેવીજ મહેર બાની બતાવવી એવી મારી જિગરની લાગણી છે, અને તેથી તમને અહીંથી જુદા પાડવાનો મારો બિલકુલ ઇરાદો નથી

**દુર્ગાદાસ**—જહાંપનાહ અત્યાર સુધી આપની મહેરબાનીની અમે જેટલી તારીફ કરીએ તેટલી ઓછી છે અમે એજવાનો પણ મનો ચુકાવી આપી શકીએ તો ધન્ય છે માટે હવે તો અમારા મહારાણીની વિનતિને માન આપો

**મુક્તિ**—વળી મારો પૃથ્વીસિંહ હવે રાજ્ય કરવા લાયક થયો છે તો તેના પર કમળ પર સૂર્યની જેમ આપ દૂર બેઠે પણ મહેરબાની રાખશો એટલે બસ છે.

**પૃથ્વીસિંહ**—[ નવો પોશાક પહેરી પ્રવેશી ] માતા, માતા, પ્રણામ

**મુક્તિ**—બેટા, કલ્યાણ

**પૃથ્વીસિંહ**—શહનશાહે આ રાજ્ય-પોશાક પહેરાવી મને મહા માન આપ્યુ છે.

**મુક્તિ**—બાપુ, હવે તો શહનશાહેજ તારા પિતાનુ સ્થાન લીધુ છે

**ઔરંગઝેબ**—જરૂર, જરૂર. છતા હજુ મે વિશેષ શુ કીધુ છે?

**પૃથ્વીસિંહ**—ઓહ? પણ આ શુ? મારા રોમે રોમમા હજારો હોળીઓની જ્વાળાઓ ભભુકાય છે! જાણે સેંકડો સાપોની દાઢો ડખાય છે. મારા પ્રાણ સંકાય છે [ મૂર્છિત થતો જાયછે )

**મુક્તિ**—બેટા, બેટા, મારા કલેજાના ટુકડા!

**દુર્ગાદાસ**—મારા પ્રભુ, મારા માલિક!

**ઔરંગઝેબ**—મારા પુત્રોથી પણ અધિક!

**મુક્તિ**—બાપ, બોલ, બોલ. મારુ જિગર ચીરાય છે

**ઔરંગઝેબ**—હાય હાય બેટા, શુ થાય છે? જલદી જાઓ કોઈ વૈદ્યને બોલાવો, હકીમને બોલાવો અચાનક આ શી બલાય છે?

**પૃથ્વીસિંહ**—મારા જીવ જાયછે માતા, દુર્ગાદાસ, દગો, દ ગો ગ મ રા [ મૃત્યુ પામેછે ]

**ઔરંગઝેબ**—અરે! અંજામ તારી કુદરતનુ!

**મુક્તિ**—જુલમી! આ આ કુલ પર પાગલજ તે કેમ કીધુ?

મુજ આંખડીની દાબડીનું
રત્ન પણ ઝુંટી લીધું ?
દઉં શાપ તુજને શહનશાહ
"મુગલાઇ નષ્ટ થવાની આ,
ભીખારી માફક રઝળી રખડી
ખુરે મોતે મરીશ જ."

**ઔરંગઝેબ**—દુર્ગાદાસ, પણ આમાં મારો શો અપરાધ ?

**દુર્ગાદાસ**—ઔરંગઝેબ, તારી દયા-હીણી સહરાના રણજેવી આંખમાંથી તું માયાવી ઝાંઝવાંનાં આંસુ ન પાડ.

**ઔરંગઝેબ**—શું બોલે છે લબાડ ! તેં મને શું ધાર્યો છે ?

**દુર્ગાદાસ**—મેં તને બરાબર ઓળખ્યો છે. આ પોશાક ફેરવાળો છે. તું વીર નહિ પણ ડીચકારો છે.

**ઔરંગઝેબ**--ઝબાં સંભાળ ફિતુરી !

**દુર્ગાદાસ**--હવે આ તારી હેવાનિયત-ભરી મોગલાઇની સામે મારી ઇનસાનિયત ભરેલી ખુદાઈ છરી.

**ઔરંગઝેબ**--હજી હું આના અજિતના પણ પ્રાણ લેનાર.

**દુર્ગાદાસ**—અરે તે માગ માલિક ખાતર હું મારા પ્રાણ દેનાર.

**ઔરંગઝેબ**—તમારૂં જોધપુરનું રાજ્ય હું ખાલસા બરબાદ કરનાર.

**દુર્ગાદાસ**—વાર છે વાર. અમે અમારૂં એ સ્વરાજ્ય ગમે તે ભોગે જાળવનાર.

**ઔરંગઝેબ**—જશવંતની રાણી અને તેનો અજિત ગિરફતાર થનાર.

**દુર્ગાદાસ**—દુર્ગાદાસના દમમાં દમ રહેતે કોની મજાલ ?

**ઔરંગઝેબ**—દુર્ગાદાસના દમમાં દમ રહેતે કદાચ નહિ પણ તેને બેદમ બનાવી મારૂં ધાર્યું કરનાર.

**દુર્ગાદાસ**—દુર્ગાદાસને બેદમ બનાવના-રને હું જોઈ લેનાર.

**ઔરંગઝેબ**—આ અહંકાર ? અરે તહવ્વર, દિલેર, અમર, કરો આને ગિર-ફતાર.

**દુર્ગાદાસ**—તેને માટે પણ થઇ આવ્યો છું તૈયાર.

**તહવ્વર વગેરે**—હોશિયાર.

**દુર્ગાદાસ મુકુન્દદાસ વગેરે**--[ સ્રીવેશ કાઢી રિવૉલ્વર તાકી ] ખબરદાર.

**ઔરંગઝેબ વગેરે સર્વે**--યા ઇનશા અલ્લાહ.

ટેબલો.

---

## અંક ૧ લો, પ્રવેશ ૪ થો.

### નવીન પાત્ર.

**વિજયસિંહ**—એક રજપૂત નાયક.

**કાસમ**—યશવંતસિંહના પરિવારનો વફાદાર નોકર-મદદગાર.

**સ્થળ**—દિલ્હીમાં જોધપુરી કનારો.

**દુર્ગાદાસ**—[ મુક્તિ સાથે પ્રવેશી ] માતા, માતા, હવે તમારા બચાવની તજવીજ તૈયારી કરો. પુરૂષવેશ પહેરો અને કુમાર અજિત સાથે દિલ્હીમાંથી ચાલી નીકળો

**ભક્તિ**—[ અજિત સાથે ] શું છે ? શું છે ? બેટા !

**દુર્ગાદાસ**--મારવાડની આ મક્તિમય્યા તથા આ આપણા નવા ઉગતા શિશુ રાજાને

ઔરંગ-અધમાર એકદમ આવવા ઇચ્છે છે તેમની મામી મુરાદ એ બન્નેને સ્વર્ગમાં એ આર્યાવ્રતિથી પવિત્ર કરવાની છે હમણા મુગલ લશ્કર આ ઘરને ઘેરો ઘાલશે કોઇ પણ ઉપાયે મહારાણી અને અજિતને બચાવી લેવા પડશે.

મુક્તિ—આના બચાવની ફિકર ન કરો દુર્ગાદાસ ! ઉદેપુરની રજપૂતાણી, મહારાણા યશવંતસિંહની ધણિયાણી તલવાર લઇને બચવું કે આખર પોતાના સતી ધર્મ ખાતર મરવું પણ સારી રીતે જાણે છે પણ જોધપુર રાજ્યના આ એકજ બચેલા આખરી ફળને મારવા અધમના એક માત્ર તીપર આ મારા વાળ અજિતને કોઇ પણ જોખમે બચાવો

દુર્ગાદાસ—ઇટદેવ બસ અજિત આ,
મારવાડ ભગવાન,
અમે બચાવા તેમને
દેશ પ્રાણો જાન

ભક્તિ માતા કાસમને બોલાવો [ભક્તિ જાય છે ] વિજયસિંહ !

**વિજયસિંહ**—જી

દુર્ગાદાસ—એક મીઠાઇ ભરવા જેવો ટોપલો લઇ આવો [ વિજય જાયછે ]

કાસમ—[ પ્રવેશી ] મ હાર શું કર માન છે ?

દુર્ગાદાસ—કાસમ આસમાનના અનંત ઉંડાણ શા વિશ્વાસનું કામ છે

કાસમ—તો મને પ્રલય પણ એ ઉંડાણનો થાહ લેવા હામ ભરે કાસમ પાક મુસલમાન છે જેનું નમક ખાધું તેનો પક્ષ ખેંચનાર જાતી મારે છે

દુર્ગાદાસ આપણા બાળ રાજા અજિતની જીંદગી બચાવવાની છે મોગલસેના ઘડી બે ઘડીમાં તને છીનવી લેવા અહીં આવી પહોંચવાની છે

કાસમ—મારા માલિકની જાન તે મારૂં ખુદાઇ ઇમાન ઇમાન એજ સાચા મુસલમાનના પ્રાણ મુસલમાનના પ્રાણ જાય પણ ઇમાન ન જાય તો મસલ્લે - માન માલિકની જાન મારા ઇમાનની સાથે છે

[ વિજયસિંહ ટોપલો લઇને આવેછે ]

દુર્ગાદાસ—મને તારા પર મારા જેટલો વિશ્વાસ છે આ મીઠાઇના ટોપલામાં કુંવરને ગાદી ઉપર કપડું ઢાંકી લઇજા તું મુસલમાન છો તારા પર કોઇને શક નહિ આવે

કાસમ—પણ મારે જવું ક્યાં ?

દુર્ગાદાસ—મેવાડ કેસરી મહારાણા રાજસિંહને ત્યાં

કાસમ—રાજકુમારને દુધ પાવા જેટલી વ્યવસ્થા ?

ભક્તિ—હા ! ઔરંગઝેબે આપણી મિલકત જપ્ત કર્યા પછી તેના તરફથી જે આપણને જે સન્માન મળેછે તેનાથી આપણું ગુજરાન માંડ ચાલેછે એટલે દૂર કુંવરને લઇ જવા દુધ પાવા સુદ્ધા પણ રોકડ તો આપણી પાસે કંઈ નથી

દુર્ગાદાસ—રાણી એ જનીમના ડરથી આ દિલ્હી શહેરમાં આપણું કોઈ સગીખ પણ થવાનું નથી હજુ તો રાણી અને કુંવરને છેવટ સુધી બચાવવા લડવા આપણે આપણા અદીસોનું નાનું લશ્કર પણ નીભાવવાનું છે હરિ હરિ અણીના વખત આ ખરી મુશ્કેલી

કાસમ—તો આખર આપણા મદદ બેલી

શક્તિ—[ સાધુ વેશે પ્રવેશી ] મુંઝાઓ નહિ લો આ મહોરની થેલી

દુર્ગાદાસ આહા ! કૃપાળી કૃપાળી, માતુના કલ્પવેલી પ્રણામ મહારાજ

શક્તિ— આશીર્વાદ

મુક્તિ—મરતા પર અમૃત ધાર શો મહાન ઉપકાર

# વિશ્વ પરિવર્તન.
## અથવા
# વીશ વર્ષ પછીનું સ્પેશ્યાલિસ્ટ વિશ્વ.

[ લેખક—શ્રીયુત મણિલાલ મોહનલાલ પાદરાકર ]

" હું જાગ્યો અને મ્હેં જોયું કે જગત બદલાઇ ગયું છે ! "



હલો! અમો નામદારની સ્વારી, દબદબા સાથે—બાદશાહી રસાલા સહ વર્તમાન મુંબાઇના કિનારે આવી પુગી ૧૯૪૨ ના માર્ચ માસની તેરમી તારીખનું રળિયામણું પ્હોર! ગુલાબી થંડીવાળો મીઠો—પરિમલ ભર્યો વાયુ મારી સુસ્તી ઉડાડવા માટે ત્યાં તો "મુંબાઈ—બંદર" ની બુમ આખી સ્ટીમર પર પથરાઇ ગઈ. આફ્રિકાના યુગાન્ડા પ્રાંતમાંથી હું બરાબર વીશ વર્ષે પાછો ફર્યો, સ્ટીમર બારામાં આવી લાગતાંજ મ્હેં બહાર ડોકું કહાડી જોયું તો—યા અલ્લા! માશાઅલ્લા! પાક પરવરદિગાર! શું અજબ જેવો દેખાવ? ક્યાં વીશ વર્ષ પરનું શાંત—સાલસ—મુંબાઇ! ને ક્યાં આજનું ધાંધલીયું ગડબડીઉં મુંબાઇ? મ્હેં તો ધાર્યું કે આ દિલચસ્પ દેખાવ જોવા થોડો વખત સ્ટીમરમાંજ થોભું—પણ ઓ—નજા! આતો! કયું

ટીકીટ ખુટીને થઈ મુસાફરી પુરી રામા!
ખરચી ખુટીને થઈ ઇચ્છાઓ પુરી, રામા!

વાળી વાત થઇ. બધા મુસાફરો બચકા પોટલા ઉતારવા લાગ્યા. અને હમો નામદાર પણ; હમારી બાદશાહી રસાલો ને સામાન ઉતારવા જગતના કમનસીબે બંદર પર કોઇજ આવેલ નહિ, અમને પુષ્પપાનથી સત્કારવા હમારૂં આગમન તદ્દન ખાનગી હોવાને સબબે, કોઇજ હાજર નહિ! ખેર, એક ટ્રંક—એક હોલ્ડ—ઓલ—એક બેડીંગ—ને **અને મ્હારી ન્હાની લાલન!** એ હમારો રસાલો અને અસબાબ! છતાં પણ સેવકે **ત્રણ હમાલ રોકયા.** મોટા-માણસો કયારેય બખિલાઇ કરે છે? કપડાની ટ્રંક હલકી છતાં ત્રણેય હમાલોએ ટ્રંકને હાથ દીધા અને માંદા-હાડપિંજર જેવા માણસના જેટલીજ સંભાળથી ટ્રંક ઉતારી. શહેરમાં જવાની ઉતાવળ કરવા મન કહેવા લાગ્યું, અને તુર્તજ મ્હેં ત્રણે હમાલોને એક એક વસ્તુ જલદી ઉતારવાનો કૈસરી હુકમ ફર્માવ્યો. પણ, પણ, માય ગુડ ગૉડ! માત્ર ટ્રંકજ ગોકળગાયની ઝડપે ઉતારી—થંડે કલેજે ત્રણે જણ હમારી માટે સલામ કરી ઉભા! મેં ત્રણત્રણ વખત, ત્રણે હમાલોને મોટા બરાડા પાડી ફર્માવ્યું કે હોલ્ડ—ઓલ ને બેડીંગો ઉતારવા—પણ બધુના બાવલા જેવા ત્રણે ઉભાજ રહ્યા, મારા મીજાજ હવે ૧૦૧ પૉઇન્ટ પર જતા બુમ મારી "અરે! બહેરાઓ! દગડ સારખા ઉભા કશાના રહ્યા 'ની પેઠે ઉભા! બળકરવા ધ્યા!" પણ નહિ તે શચીનના ચાકરો ના ઉલટા ગર્જી પડયા "નહિ સાબ! હમારા કામ રોકાયા"! સેવક હવે ઝડપ નયા પાવર પર આવી લાગ્યો મહાશયો! ત્યારે આ સામાન

**શક્તિ**—એમા ઉપકાર શો ?
આચાર્ય—સાધુ દેશના
હિંદુ પ્રજાનુ ખાય છે,
ને સનાતન ધર્મ નામે
ધનધાન્યથી પોષાય છે.
તો જ્યે હિન્દુ પ્રજા-
સનાતન ધર્મ પર આફત પડે,
ધિક્ સાધુના ધન જન્મ,
ધર્મ-પ્રજાની ના આફત હરે.

**દુર્ગાદાસ**—ખરેખર. પણ અત્યારે તો,
લાખો કુસાધુ દેશમાહિ
હરામનું ખાના ફરે,
તજી જ્ઞાન, તપ, પરમાર્થ
સાધુ નામ બદનામ જ કરે.

**શક્તિ**—એ સાધુઓને ફોજમાં
જો ઘસડયા હોયે ખરે,
તો આપણા સ્વાતંત્ર્ય
રાજ્ય બધાય આપણને મળે.

**દુર્ગાદાસ**—મહારાજ, આજના આ કટોકટીના કેસરિયા પ્રસગમાથી અમે ઉગર્યા તો અમે તમોને કદી નહિ ભૂલવાના. તમારૂ કરજ ચક્રવર્તી વ્યાજ સાથે ચુકવવાના અને સાથે તમે જે કાંઈ ફરમાન કરશો તો તે પણ યથાશક્તિ બજાવી આપવાના એ મારો બોલ છે.

**શક્તિ**—એ તમારો ફરમાનવાળો છેલ્લો બોલ જ મને અણમોલ છે. પણ જો જો પછીથી ભૂલી કે ફરી ન જતા

**દુર્ગાદાસ**—તો શ્યો આ રાજપૂતી બોલ છે. હવે બસ ?

**શક્તિ**—ઇશ્વર તમને આપો આયુષ્યને યશ. [ સ્વ ] દુર્ગાદાસ, તારો પ્રેમ ફરીને મેળવવા માટે જ આ મારો ભેખ [ જાયછે ]

**દુર્ગાદાસ**—સુદર સાધુ ! સળગતા મારવાડ પર સુધાવર્ષણ સમાન તારો આ મહાન્ એસાન. બસ માતાજી, હવે કુવરને કાસમના હાથમા સોપો.

**મુક્તિ**—ભાઈ કાસમ, જોજે હો, ઔરંગઝેબ અને તું ધર્મમાં સમાન.

**કાસમ**—પણ હું કદી નહિ થઉં નમકહરામ.

**મુક્તિ**—છતાં મુસલમાને મુસલમાન મળતાં . .. ...

**કાસમ**—અમ્મા, મુસલમાન કે હિન્દુમાં સૌ સમાન નથી દરેક કોમમાં ભગવાન અને શયતાન બને હોય છે. અમરસિંહ જેવા હિન્દુ રજપૂત પણ છે અને આ ગરીબ શરીરમાં અમીર દેવતા દુર્ગાદાસ જેવા પણ. તેમ ઔરંગઝેબ જેવા મુસલમાન જ્યાં છે ત્યા આ કાસમ પણ તેના દીન અને ઇસલામનો ખરો ગુલામ છે. છતાં ધ્યાનમાં રાખો મારો આ બાળક, મારા માલીકના ગુલામનો પણ ગુલામ.

**દુર્ગાદાસ**—મુસલમાન તે આનુ નામ.

**કાસમ**—બિચારો મા વગરનો છે. અજિતને બદલે તે ભલે ઔરંગઝેબના હાથમા જઈ જેવો છે તેવો મુસલમાન થાય. અત્યારે તો મારૂ, એનુ અને તમારૂ સૌનુ એમાજ કલ્યાણ છે.

**મુકુન્દદાસ**—[ પ્રવેશી ] ભાઈ, ભાઈ, મોગલસેના આવતી જણાય છે.

**કાસમ**—બસ તો હવે લાવો એ બાલ આફતાબને

**મુક્તિ**—[ કાસમના હાથમા મૂકતી ] અજિત, મારા જીવન ! મારવાડની આશાઉષાના એક માત્ર કિરણ [ ચુમેછે ]

**દુર્ગાદાસ**—માતા, હવે મોહ છોડો

**મુક્તિ**—કાસમ, એક ખાસ વાત જો રસ્તામા પકડાઈ જવાનો વખત આવે તો તારા આ રાજકુમારના કલેજામાં છરી ભોંકી તેને હલાલ કરી નાખજે પણ જીવતેજીવ ધર્મભ્રષ્ટ થવા તેને ઔરંગઝેબને હવાલે ન સોંપજે.

આ પોઠે અગર એકાદ નીશાળમાં બે-ત્રણ ક્લાસ ભેગા બેસવાથી વિદ્યાર્થીઓની હો-હા મચી રહીછે! કેટલાક પ્રશ્નોત્તર પછી જણાયું કે આ દુકાનમાં ફક્ત છાતીનું માપજ લેવામાં આવેછે મી૦ આલફ્રાન્સો-ગેઝરીક છાતીના સ્પેશ્યાલીસ્ટ છે તે કપડાં શિવતા નથી બે રૂપિયા તે માપાચાર્યના ટેબલ પર હોમી-સેવકે મનના તેને શાલ-પામરી ઓરાડતા રસ્તો પકડ્યો.

હવે માપડું બદીવાનું રહ્યું ભારે નાસ! કાપડ બજાર પણ સ્પેશ્યાલિસ્ટ! જુદા જુદા બોર્ડ લાગેલા, 'ફક્ત પીળા કાપડના વહેપારી!' 'વશરામ-જીણાભાઈ ધોળી કીનારીના ધોતીઆ વેચનાર' 'નાતુ ઍન્ડ કો કાળા કાપડના વહેપારી' એવા એવા બોર્ડ વાંચી, કંટાળી છેવટે 'નારણ-જાદવ ઍન્ડ કો' માંથી કટકું કપડું ખરીદી એક દુકાનમાં પેસી તેના માલીક પાસે કપડું નાખી કોટ શિવવા જણાવ્યું

મી નારણજીએ નેણ ફેરવતા પુછ્યું-"માપનું ટીપ્પણ?"

મુગામુગા છાતીના માપનું ટીપ્પણ ધર્યું ત્યાતો પાછો તરારો થયો-'અ! અને બાહુનું માપ?'

મ્હે ગભરાઈ પુછ્યું -"એટલે?"

"એટલે? એટલે! મી કયાંથી આ યા? આતો થયું છાતીનું માપ! નહિ! નહિ! મીસ્ટર! અમે બાહુનું માપ નથી લેતા બાહુનું લાઇસેન્સ હમારી પાસે નથી એકાદ બાહુ વેતરનાર સ્પેશ્યાલીસ્ટ પાસેથી તે લઈ આવો!

મી એય જ્ઞાની ઍન્ડ કંપનીમાંથી માપ લેવરાવી-મી નારણજીને આપ્યું ને પુછ્યું કોટ ક્યારે મળશે?

'તમારે ક્યારે જોઇએ?" સવાલ થયો

મ્હે આંખો ખજવાળી કહ્યું-' બોકામાં મોડો બે દિવસમાં-જો બની શકે તો!'

દરજી હસી મારી સામે જોઇ-મારી સર્વે ક્રમનો બોલ્યો-એ દિવસ! બાપરે! મીસ્ટર તમે કઈ દુનીઆમાંથી આવ્યા જાઓ! સામેના ચન્દ્રમાર્તંડ હિંગતીને ત્યાં એકાદ ચહાનો સીગલ પી આવો, ત્યાં કોટ તયાર થશે. જુવો આ કાપડ ફાડયું એમ બોલ તાજ કાપડ ફાટવાનો અવાજ સંભળાયો

ચા! પી આવતાજ, દરજીએ કોટ ધરી કહ્યું-" સાહેબ! આપનો કોટ તૈયાર છે?

અજબ થઇ જતા કોટ હાથમાં લઇ જોતા-હત્ તેરીની! ફક્ત બાહુ અને અંગ પુરતુજ કાપડ ફાડેલું. કૉલર પણ કાપેલો નહિ મ્હે પુછ્યું ' આ શું?"

દરજી બોલ્યો-" હમે તો ફક્ત **બાંહ્ય અને અંગનાજ સ્પેશ્યાલીસ્ટ છીએ.** ગળું વેતરવું-કાપવું જોડવું એવું લાઇસેન્સ હમોને નથી ગળું કાપવાનો અને શીવવાનો ઇજારો પ્રખ્યાત ગળાકાપુ મી જેમેકૂ કૃનાડીઝ એમણે લીધેલોછે તે ગળા કાપવાના ઉસ્તાદ છે હાથ તો હમે ગમે તેના અને ગમે ત્યારે કાપી આપીએ પણ ગળા કાપવાનું કંટાળા ભર્યું કામ અમે નથી કરતા. તમે તદ્દન જંગલી પ્રદેશમાંથી આવ્યા જણાઓછો વેતરવું કાપવું-શિવવું એ સ્પેશ્યાલીસ્ટોના કામ છે અમે જવાબદાર ફક્ત બાહુ અને અંગનાજ તમારા હાથ લાંબા હોય તો થોડા ઘણા કોકટ કાઢી આપીએ કાપીકુપીને અંગ બરોબર કરી આપીએ પણ ગળાબળા કાપવાનું કામ આ દુકાનમાં થતુંજ નથી તે માટે એ ૬૬ ગળાકાપુ પાસે જાઓ

દરજીની નહિ-પણ ચોરની-ઠગારાની-કસાઇની દુકાન લાગે છે એમ બબડતા બબડતા આપેલું તો હાથ ઝાલી-અંગ તોડવા બદલનું બીલ ચુકવી-'થાન ભાઇ ચોપ્પ્ય' કરી બહાર પડ્યા રસ્તે વિચિત્ર પાટીમાં લાગેલા જણાયા —

" મસ્તામાં પોલકાં—ભયંકર કરકસર—અર્ધા વારમાં બે પોલકાં—પારસી સ્ત્રીઓ માટે ખાસ· ચંદુલાલ—પ્રેમચંદ—કરકસરીઆ "

*   *   *

" દારા શુક્રા મુરાદ ઍન્ડ કો. બુટની જંગી વખાર. ફક્ત ડાબા પગના બુટના મર્ચંટ "

×   ×   ×

છગનલાલ પી. દરજી. પ્રખ્યાત ખીમાકાતરઃ
ખીમા કાપવાનુ જંગી કારખાનું.
દીવસે અગર ભરબાંખરે રાત્રી—અપરાત્રિએ
૨૪ કલાક ખુલ્લું.
તમારાં માપ લાવો.
ઉભા ઉભા—બોલતાં બોલતાં. એકાંત અગર
ગર્દીમાં કામ બેમાલુમ.
૧૮૫૭ના જંગી પ્રદર્શનમાં ચાંદ મળ્યો છે.
હેડ ઑફીસઃ ચોર બજાર, મુંબઈ.
બ્રાંચ· ઢાકા, બંગાળ.

" ટી૦ દીનશાહ૦ શાહાની. વકીલ. વાદી પ્રતિવાદી બનેનાં મન જાણનાર "

" ઠે; આજા-કુસાજા મોહોલ્લા. ભાંખ-માર ગલી. મુંબાઇ. "

×   ×   ×

છેવટે ક્યાંક અગ—ક્યાંક ટૉનર—ક્યાક બાંલ્વ વેનરાની શીંગડી જેમ નેમ ગેરડી બગલમાં મારી આપણે તો ચાલ્યા ચાલ્યા—પણ બાપરે ! લોકો આમ મારા તરફ તાકી તાકીને શાના જોતા હશે ? તપાસતા વગર પાણી પાયે વધી ગયેલી દાઢી ઉપર હાથ ફરતા ભાન થયું કે હજામત કરાવવી જોઇએ. ચા આવો ! એક હેઅર કટિંગ સેલુનમાં મા—પણ કમબખ્ત નસીબ ચાર ડગલા આગળજ ! કોઈ કહે અમે ફક્ત કટ્ટમ કરીએ છીએ—તો કોઇ તો વાળજ કાપે—કોઈ જગની વાળ કાતરનાર તો કોઈ વાળ હોળી આપનાર ! હું છેવટે એક સુયોગ્ય દુકાનમાં દાખલ થઈ ગયો. ને ટોપી કાઢી ખુરશીપર બેસતાંજ મહામહેનતે-માથ-વેલી મુછોજ ગેબ ! બીજાજ ગયો ને ગાળ દેવા મુખવાળી ઉભો થવા જતાંજ—ચોટલી ગયેલી હજામના હાથમાં અને હોઠ કાતરની વચ્ચે. મુંગામુંગો આ ઑપરેશનમાંથી છુટી તેની દુકાન ધમધમાવતો બહાર જવા તૈયાર થતાંજ બીલ ફેંકી હજામે બહાર લગાવેલુ પાટીઉં બતાવ્યું. પાટીયા પર લખેલું—

ગ્રૅડરાવ—રૈરોજી—મિશાગ—નારિકચે
મિશ્રુક પંડિત.
( ચેચે બીશા વ ગેંડી કાઢલ્યા જાતીલ )

છેવટે કાન શાબીત રહી—ગળાને ધક્કો ન પહોંચે એવી ખાત્રી કરી આપણા રામ એક દુકાનમાં પહોંચ્યા. પણ અહીંનો અર્ધી દાઢી સાફ થતાંજ હજામે મને રજા આપી દીધી. આ મહુનવાળો ફક્ત ડાબા ગળાનોજ સ્પેશા-લીસ્ટ હતો.

પેટમાં કલકત્તા મેલ પસાર થવા લાગતાં, ખાણાવળમાં આવતાંજ મને જોઇ લાલન ગભરાઇ. સમય સુચક જવાબ દેવો ઠીક ધારી મ્હેં કહ્યું " લાલન ! ભેગોભેગો નાશક પંચ-વટી જોઇ આવવા વિચાર થતાં ૭—૫૩ ના વિમાનમાં જઈ ૧૨—૧૦ મા પાછો આવ્યો. પણ ત્યાં હજામો ઘણા ના—ના—કરેવા છતાં મુછો ઉતારી લીધી. કાંઇ નહિં. યાદગીરી રહેશે કેમ લાલન ? "

જમવાની તૈયારી કરવાની વર્દી આપવા હવે હુ નીચે ઉતર્યો—પણ એનું સત્યાનાશ જાય માલીકે જવાબ આપ્યો " સાહેબ ! આનો ફક્ત ઉતરવાનીજ ખાણાવળ છે જમ-વાની નહિ. "

છેવટે વિચાર કર્યો કે કોઈ નાટકશાળામાં-થીજ નાસ્તોપાણી કરી લેવા સહીસલામત છે. તેથી કોઈ નાટકશાળા પાવન કરવાનો વિચાર કરી લાલનને સાથે લીધી ( કારણ કે સ્ત્રીઓને વાસ્તે પુરુષોને માટે નાટકશાળાના દર-

વાજા બંધ હોય તો !), અને "આધુનિક નાટ્યકલાદર્શક નાટક કં. લિમિટેડ" નો "પૃથ્વીનાથ" નો ખેલ જોવા ઉપડી ગયા બાપરે ! થિયેટર પાસે કાંઈ ગીરદી ! જોનારા કરતા ખાણાપીણાના સ્પેશ્યાલિસ્ટોની ધમાલ જોઈનેજ અમારા મગજને તમ્મર આવી ! હજારો મનુષ્યો મોટરો અને વિમાનોમાથી ધડોધડ કુદી નીકળવા લાગ્યા, અને છેલ્લામા છેલ્લી ફેશનમા સહાયના સ્હેલાણી સ્ત્રીપુરુષો ડમોડમ નીકળી થિયેટરમા પ્રવેશવા લાગ્યા, જોતજોતામા ઑડિયન્સ ચીકાર થઇ ગયુ. છેલ્લે એક લાલ બત્તી (ડેન્જર સિગનલ જેવી) કુદી નીકળતાજ થિયેટર ફુદી પડે એવા ધડાકા સાથે ડ્રૉપ ચિરાયો.

અર્ધો ડઝન કરતા વધારે તાળીઓ પાડવાની, એક ડઝન કરતા વધારે વન્સમોર કરવાને, બે ડઝન કરતા વધારે હારતોરા અને ગજરા સ્ટેજ ઉપર ફેંકવાની, અગર તો પહેલા ત્રણ વર્ગ સિવાય બીજા કોઇને પણ ગાયનો સાથે પગના ધબાકાનો તાલ આપવાની, વિગેરે અનેક પ્રકારની મનાઈ કરનારી સૂચનાઓ આખા થિયેટરની તમામ ભીંતો ઉપર મોટા અક્ષરે હિંદી, ઉરદુ, ગુજરાતી, મરાઠી અને અંગ્રેજી એમ પાંચ ભાષામા દરેક પ્રેક્ષકની આંખમા પેસી જાય તેવી રીતે ચ્હોડવામા આવી હતી. આ સૂચનાઓની કિંમત સમજવાને માટે માથુ ખંજવાળતો હતો ત્યા તો નાટક શરુ થઈ ચૂકયુ.

આ નાટકનુ વસ્તુ કોઈ જૂની નવલકથા માંથી લેખક મહાશયે તફડાવી કરેલુ. મૂળના નવલકથાની પણ ઇતિહાસ શણગારેલી શૃંગારનો-હાસ્યરસ એક ત્રીજા કવિનો-શૃંગારરસ ચોથા કવિનો-પહેલા અંકના ગાયનો પાંચમા કવિના-બીજા અંકના ગાયનો છઠ્ઠા કવિના-ત્રીજા અંકનાં ગાયનો સાતમા કવિના ! ગદ્ય તો હજુ નહિ-એ તો આ નાટકની ખાસ સ્પેશ્યાલિટિ હતી. બધુ ભાષણ એનો-માંજ ઉતાર્યું હતુ. એનો લખનાર આઠમા કવિશિરોમણિ હતા, દુહાઓ લખનાર નવમા કવિ ભાસ્કર હતા, સોરઠાઓ જોડી આપનાર દશમા કવિકુલભૂષણ હતા, રેટીયાનુ થિગડુ મારી આપનાર અગિયારમા એક રેંટિયાકવિ હતા, બારમા કવિએ વીરરસનો જ્વાળામુખી પ્રગટાવ્યો હતો, અને તેરમા કવિએ જુદા જુદા કવિઓની કવિતાઓનો શંભુમેળો રજુ કર્યો હતો. આ પ્રમાણે આ નાટકમા એકડે તગડે તેર સ્પેશ્યાલિસ્ટ કવિઓની કહાણી હતી. તેમા પણ રસ અને પ્રાસ વિનાની ગાયનની ચીજો કદરૂપા ઍકટરો ગળાનો ખુરદો કરીને અને આતરડાનો અવતાર બગાડી નાખીને લલકારતા જોઈને અને છબ્બોક નિર્લજ્જ હાસ્યરસનો લહારો સાંભળી સાંભળીને આપણે થાકયા. તેથી પાસેની બીજી નાટકશાળામા "ખુને બરહક" ના ખેલમા ડોકિયુ કરવા જઈ પહોચ્યા ! પણ આ તો ઉલમાથી નીકળી પડયા ચૂલમા ! અહિં તો વળી ધડાકાને ભડાકા સાથે વાતવાતમા ખૂના મરકીજ ફેલાયલી. ત્રણ પ્રવેશમા ત્રીશ ખૂન તો થઇ ચૂકયા ! શો વીરરસ ! ચા આવ્યો ! પરવાર્યા ! બીજી ગીનીનુ સ્નાન કરી છેવટે અમો દંપતીએ "મગરી સંગીત નાટક મંડળી" મા પ્રવેશી બે ખુરશીઓ વિભૂષિત કરી !

પણ અહિં વળી ગાયનોમાજ કત્લેઆમ ! કરેલી ! રાગરાગણીના રાફડા ફાટયા ! એકેજ ગાયનમા સત્તા કલાક ખતમ ! અને તે ગાયન પણ જનાતિક ! ઇનશાન અલ્લા ! જગત્ પણ શુ સ્પેશ્યાલિસ્ટ થઇ ચૂકયુ છે !




[ "સૌરાષ્ટ્ર" ઑફિસ તરફથી ]

સમય–પ્રાતઃકાલ. સ્થળ–દિલ્હીનો શાહી દરબાર.

[ ઔરંગઝેબ સિંહાસન પર બેઠેલો છે. મીર જુમલા, શાયસ્તખાં વિ. સેનાધિપતિઓ એક બાજુ બેઠા છે. અમાત્યો, જયસિંહ અને અંગરક્ષકો બીજી બાજુ. સામે રાજા જસવંતસિંહ ઉભો છે. ]

જસવંત—જહાંપનાહ ! હું આવેલો તો હતો સુલતાન સુજાની સામેના યુદ્ધમાં આપને મદદ કરવા. પરંતુ આંહી આવ્યા પછી મારું મન પાછું હઠ્યું છે. હું આજે જ જોધપૂર જવા માગું છું.

ઔરંગ૦—મહારાજ જસવન્તસિંહ ! આપે નર્મદાની લડાઈમાં દારાનો પક્ષ લીધો હતો એથી મને માઠું લાગ્યું છે એમ ન માનતા. આપની રાજભક્તિની ખાત્રી મળ્યા પછી તો હું આપને મારા પોતાના જ માની લઈશ.

જસવંત૦—જસવંતસિંહ ઉપર આપની કૃપા ઉતરે કે આપનો ખોફ ઉતરે તેની મને લગારે ચિંતા નથી. અને આજે આપની પાસે આવ્યો છું તે પણ કાંઈ આપની દયાની ભીખ માગવા નથી આવ્યો.

ઔરંગ૦—તો પછી આપના આગમનનો હેતુ શું છે ?

જસવંત૦—હેતુ તો ફક્ત એટલું પૂછવાનો જ કે અમારા દયાળુ સમ્રાટ શાહજહાનને એવા કયા અપરાધે આપે કેદમાં પૂર્યા છે ? અને બીજું એ કે આપના પિતાની હયાતીમાં જ આપ સિંહાસને ચઢી બેઠા છો તે કયા અધિકારને બળે ?

ઔરંગઝેબ—એનો ખુલાસો શું મારે આપ મહારાજાને આપવો પડશે ?

જસવંત—આપવો ન આપવો એ આપની ઇચ્છા. મારું કામ તો માત્ર પૂછવાનું જ છે.

ઔરંગઝેબ—એમાં આપની મતલબ શું છે ?

જસવંતસિંહ—આપના ઉત્તર ઉપરથી જ અમારું ભાવિ આચરણ નક્કી થશે.

ઔરંગઝેબ—શું ? ધારો કે હું ખુલાસો ન આપું તો ?

જસવંત૦—તો સમજી લઈશ કે આપની પાસે ખુલાસો આપવા જેવું કાંઈ છે નહિ.

ઔરંગઝેબ—આપની મરજીમાં આવે તેમ સમજજો. મને એથી શું લાભ હાનિ થવાની હતી ? ઔરંગઝેબ એક માત્ર ખુદા સિવાય બીજા કોઈની પાસે ખુલાસા કરવા બંધાએલ નથી.

જસવંત—ઘણું સારું–તો પછી આપ ખુદાની પાસેજ ખુલાસો કરજો.

[ જવાની તૈયારી કરે છે ]

**ઓરંગ૦**—જરા ઠેરો, રાજા સાહેબ ! હું ખુલાસો ન કરૂં તો આપ શું કરો ?

**જસવંત**—એટલું જ કે સમ્રાટ શાહજાહાનને છોડાવવા બનતી કોશીશ કરીશ છોડાવી શકું કે નહિ એ જુદી વાત છે હું તો મારી ફરજ બજાવીશ

**ઔરંગ૦**—બંડ કરશો ?

**જસવંત**—બંડ ? સમ્રાટની ખાતર યુદ્ધ કરવું એને બંડ કહેવાય કે ? બંડ તો આપે કર્યું છે હું તો એ બંડખોરોને સજા કરવા માગું છું—જો બની શકે તો

**ઔરંગ૦**—રાજા સાહેબ, અત્યાર સુધી તો હું આપની હિંમતની જ કસોટી કરી રહ્યો હતો અત્યાર પહેલાં તો મેં માત્ર સાંભળ્યું હતું પણ આ પળે તો પ્રત્યક્ષ જોઈ રહ્યો છું કે આપ એક નિર્ભય નર છો મહારાજ ! ભારત-સમ્રાટ ઔરંગઝેબ જોધપુરના અધિપતિ જસવંતસિંહની દુશ્મનીથી નહિ ડરી જાય યુદ્ધ ક્ષેત્રમાં ફરી એક વાર ઔરંગઝેબની પિછાન કરવી હશે તો થઇ શકશે નર્મદા યુદ્ધની અંદર ઔરંગઝેબની પૂરેપૂરી પિછાન નથી થઇ જણાતી

**જસવંત**—નર્મદા યુદ્ધની વાત કરોછો જહાંપનાહ ? એ વિજયનું આપને ગુમાન થાય છે કે ? જસવંતસિંહે કેવળ દયાની ખાતર આપના એ થાક્યા પાક્યા સૈન્ય ઉપર હુમલો ન કર્યો નહિતર તો મ્હારી સેનાની એકજ ફુંકથી ઔરંગઝેબ અને એની સેના બંને ઉડી જાત—એટલી દયાના બદલામાં અમે ઔરંગઝેબ તરફથી આટલી કૃતઘ્નતાની ધારણા નહોતી રાખી દયા કરી એજ જસવંતનો અપરાધ કે ? એ વિજયનું ગુમાન કરોછો શહેનશાહ ?

**ઔરંગઝેબ**—મહારાજ જસવંતસિંહ ! ખબરદાર ! ઔરંગઝેબની ધીરજની પણ હદ હોઇ શકેછે ખબરદાર !

**જસવંત**—સમ્રાટ ! ડોળા કોની સામે કાઢોછો ? ડોળા ઘુરકાવીને તો આપ જયસિંહ જેવાને જ ડરાવી શકો—સમજી લેજો કે જસવંતસિંહની પ્રકૃતિ કોઇ અનેરા તત્વોનીજ બનેલી છે આપના લાલ ડોળા અને આપની તોપોના ધગધગતા ગોળા—એ બન્નેને જસવંતસિંહ એક સરખા જ તુચ્છ માનેછે

**મિરજુમલા**—રાજા સાહેબ ! આ તે કઇ જાતની બડાઇ !

**જસવંત૦**—ચુપ રહો મિરજુમલા. રાજાઓ રાજાઓ લડે ત્યારે વગડાના શિયાળીયા શું મ્હોં લઇને વચમાં આવી ઉભા રહેતા હશે ? હજી અમારા બન્નેમાંથી કોઇ નથી મર્યું તમારો વારો યુદ્ધને અંતે આવશે તમે અને આ શાયસ્તખાં.

**શાયસ્તખાં અને મિરજુમલા**—[ તરવાર કાઢી ] સાવધાન કાફર !

**શાયસ્તખાં**—હુકમ ફરમાવો જહાંપનાહ !

[ ઔરંગઝેબે તેને ઇશારો કરી અટકાવ્યો ]

**જસવંત**—ઠીક જોડી મળી છે એક તરફ મિરજુમલા ને બીજી તરફ શાયસ્તખાં—એક વજીર ને બીજો સેનાપતિ—બન્ને નિમકહરામ ! જેવા સ્વામી તેવા સેવક

**શાયસ્તખાં**—જહાંપનાહ-આ કાફરની શું આટલી બધી હિંમત કે ભારતના શહેનશાહની સામે—

**જસવંત**—કોણ ભારતનો શહેનશાહ ?

**શાયસ્તખાં**—ભારતનો શહેનશાહ પાદશાહ ગાઝી આલમગીર !

[ બુરખો ઓઢીને જહાનઆરા-ઔરંગઝેબની બહેન પ્રવેશ કરેછે ]

**જહાનઆરા**—જૂઠી વાત ! ભારતનો શહેનશાહ ઔરંગઝેબ ન હોય ભારતનો સમ્રાટ તો શહેનશાહ શાહજહાં

પરની અંદર શું ઈનિમાફ, ઈમાન ઈનિસા નિયત માનીની બધી ઉચ્ચ પ્રવૃત્તિઓ—એ બધા તણાઈ ગયા ? શું તે શું નીચ સ્વાર્થ—સિદ્ધિ જ મનુષ્યની ધર્મનીતિ બની બેઠી છે ? સેનાપતિઓ ! અમાત્યો ! સભાસદો ! હું જાણવા માગું છું કે સમ્રાટ શાહજહાંનની હયાતીમાં જ તેના નાલાયક પુત્ર ઔરંગઝેબને સિંહાસન પર બેસાડવાની તમે બધા શી રીતે હિંમત કરી શક્યા ?

**ઔરંગઝેબ** મ્હારી બહેન જો આટીથી ચાલી જવાનું ન માને તો સભાસદો ! તમે બધા બહાર ચાલ્યા જાઓ. સમ્રાટની કન્યાની અદબ સભાળો—

[ બધા બહાર જવા ઉઠે છે ]

**જહાંનારા**—મગૂર ! મારો હુકમ છે કે ઉભા રહો ! હું આટી તમારી સન્મુખ માત્ર રોવાણાં રોવા નથી આવી તેમ મારું કાંઇ દુઃખ સંભળાવવાને હું તમારી પાસે નથી આવી. હું એક નારી મારી લાજશરમ માન મર્યાદા અને પડદાની ઇજ્જત તમામ છોડીને આવી છું—તે કેવળ મ્હારા વૃદ્ધ બાપાની ખાતર—સાંભળો—

**સર્વે**—ફરમાવો !

**જહાંનારા**—હું એક વાર તમારી સન્મુખ પૂછવા આવી છું કે તમે તમારા તે વીર દયાળુ પ્રજાપ્રેમી શહેનશાહ શાહજહાંનને ચાહોછો કે આ ધૂર્ત પિતૃ દ્રોહી લૂટારા ઔરંગઝેબને ચાહોછો ? યાદ રાખજો કે ધર્મનો હજુ ધરતી પરથી લોપ નથી થયો. હજુ તે ચંદ્ર સૂર્ય ઉગે છે. હજુ પણ પિતાપુત્રના સંબંધ આબાદ છે અને શું એક દિવસમાં જ ને એક જણના પાપે જ એ બધું પલટાઇ જવાનું ? કદી નહિ ! મત્તા છું એની બની બ્હેની ગઈ છે કે તેની વિજય દુંદુભિ તપોવનની શાન્તિને પણ લૂંટી લે ? અધર્મનું જોર શું એટલે બધું ફાવીટુની ગયું છે કે તે સાતાના નારી નોવાણું રયતે સ્નેહ દયા ને ભક્તિની છાતી ઉપર થઈને ચાલી જાય ? કોઈ નહિ બાબે થાય ? બોલો બોલો શું તમને ઔરંગઝેબની બીક લાગેછે ? ઔરંગઝેબ તે કોણ ? એના બાવડામાં કેટલું બળ છે ? તમારું બળ એજ એનું બળ. તમારી મરજી હોય તો જ તે સિંહાસને બેસી રહી શકે. તમે ચાહો તો એને ત્યાંથી ઉપાડીને ગઢી ખાઇમાં ફેંકી દઈ શકો. જો સમ્રાટ શાહજહાન તમોને હજુરે હાલો હોય, એ સિદ્ધ હવે દઢ થયો માટે જ એને લાત મારવી, એવી તમારી ઇચ્છા ન હોય અને ખરેખર જો માણસ હો તો બધા એક અવાજે બોલો ‘જય સમ્રાટ શાહજહાંનનો જય !’ પછી જોઇ લેજો કે જોતજોતામાં ઔરંગઝેબના હાથમાંથી રાજ દંડ ગબડી પડશે.

**સર્વે**—જય સમ્રાટ શાહજહાનનો જય !

**જહાંનઆરા**—ધણું સારું —

**ઔરંગઝેબ**—[ સિંહાસન પરથી નીચે ઉતરીને ] ધણું સારું —તો પછી આ ક્ષણે જ હું સિંહાસન છોડી દઉં છું—સભાસદો ! પિતા શાહજહાં અત્યારે બિમાર છે, રાજ ચલાવવા અશક્ત છે. તેઓ જો રાજ ચલાવવા શક્તિમાન હોત તો મારે દક્ષિણ—પ્રદેશ છોડીને આંહી આવવાની કશી જરૂર ન હોતી. મેં સલ્તનતની લગામ બાદશાહ શાહજહાંના હાથમાંથી નથી લીધી. દારાના હાથમાંથી લીધી છે. પિતા તો અમનની માફક આગ્રાના રાજમહેલમાં આરામ કરે છે—તમો સહુની એવી ઇચ્છા હોય કે દારા રાજા થાય તો બોલો હું હમણાંજ દારાને બોલાવું. અરે દારા તો શું પણ જો કદી આ મહારાજ જસવંતસિંહ આ સિંહાસને બેસવા ચાહતા હોય જો તે અગર મહારાજા જયસિંહ અગર તો બીને હર કોઇ માણસ આ રાજ્યની જબરી જવાબદારીના તૈયાર હોય તો મને લગારે વાંધો નથી. આ તરફ દાર બીજી તરફ સુજા અને ત્રીજી

આગ્ર મુરાદ—એવા ત્રણ ત્રણ શત્રુઓને માથે રાખીને જો કોઇ સિંહાસને બેસવા માગતું હોય તો ભલે બેસે-માગ. મનમાં તો એમ ખાત્રી હતી કે હું આપ સહુની મંજુરી સાથે બહ્કે, આપ સહુની આજ્ઞાને લીધે હું ગાદી પર બેઠો છું—એમ ન માનતા કે આ સિંહાસન મને ઇનામ દાખલ મળ્યું છે. એ તો મને એક જાતની સજા છે. હું આજ સિંહાસન ઉપર નથી બેઠો, દાગના ઢગલા ઉપર બેઠો છું. ઉપરાંત, મારે મક્કે જવું હતું એ સુખ પણ મને ન મળ્યું. આપને જો એમ થતું હોય કે ભલે દારા સિંહાસને બેસે, અને હિન્દમાં અંધાધુંધી ને અધર્મ ફેલાય, તો હું હજુયે મક્કાની સફર પર જવા તૈયાર છું. એ તો મને પરમ સુખ જેવું છે. કહો—

[ સર્વે ચુપચાપ બેસી રહ્યા ]

ઔરંગઝેબ—લ્યો, આ મારો રાજમુકુટ હું તખ્તની પાસે મૂકું છું. હું આજ સિંહાસને બેઠો છું તે બાદશાહના નામની ખાતર અને તે પણ વધુ વખત માટે નહિ. સામ્રાજ્યમાં ફરી શાંતિ ફેલાવી, દારાના નિરંકુશ રાજતંત્રને ફરી વ્યવસ્થિત કરી, અને પછી આપ સહુ કહેશો તેના હાથમાં રાજ સોંપી હું મક્કે ચાલ્યો જઇશ. આહીં બેઠોબેઠો પણ હું મક્કા તરફજ જોઇ રહ્યો છું—મારા વિચારોમાં, મારાં સ્વપ્નાની અંદર ને મારા ધ્યાનમાં પણ હું એ મહાતીર્થ મક્કાનો જ જાપ જપી રહ્યો છું— આપ જો કહો તો આજે જ આ રાજની લગામ છોડી મક્કા ચાલ્યો જાઉં— મક્કા જવું એ તો મારા જીવનનું પરમ સૌભાગ્ય છે. મારી ફિકર ન કરતા- તમે તમારી જ સ્થિતિનો વિચાર કરી કહો કે તમારે જુલમ જોઇએ કે શાંતિનું રાજ્ય જોઇએ. કહી નાખો ! હવે આપ સહુની ઇચ્છા વિરુદ્ધ તો મારે આ રાજદંડ ન ખપે. બોલો, આપ ઇચ્છતા હો પણ અંટી રહીને મારાથી દારાનો જુલમ તો નહિ જ જોવાય. કહો, ચોખેચોખ્ખું કહો ! આપની શી મરજી છે ? ચાલ મહમદ, મક્કે જવાની તૈયારી કર. કહો, આપનો શું મન છે ?

સર્વે—જય, સમ્રાટ ઔરંગઝેબનો જય.

ઔરંગઝ—સારી વાત. આપ સહુનો ઇરાદો તો જાણી લીધો. હવે આપ બધા બહાર પધારો. મારી બહેનની, શાહજહાંની પુત્રીની—એ ઇજ્જત થાય તે યોગ્ય નહિ.

[ઔરંગઝેબ અને જહાનઆરા સિવાય બીજા બધા બહાર જાય છે. ]

જહાનઆરા—ઔરંગઝેબ !

ઔરંગ૦—બોલો બહેન !

જહાનઆરા—અદ્‌ભુત ! તારાં વખાણ કર્યા વિના મ્હારાથી રહેવાતું નથી. અત્યાર સુધી હું તારાથીમાં ચુપચાપ બની રહેલી. તારી પ્રપંચકલાનો તમાશો જોવામાં હું દિગ્મૂઢ થઈ ગઈ હતી. જ્યારે મને ભાન આવ્યું ત્યારે મને માલુમ પડયું કે તું આખી બાજી જીતી ગયો છે. બસ, અદ્‌ભુત !

ઔરંગ૦—હું ખુદાને નામે શપથ કરીને કહું છું કે જ્યાં સુધી હું સિંહાસને છું ત્યાં સુધી પિતાને કે તને લગારે દુ:ખ થવા નહિ દઉં.

જહાનઆરા—ફરી વાર કહું છું કે ખૂબ અદ્‌ભુત.

[ સુપ્રસિદ્ધ બંગાલી નાટકકાર દ્વિજેન્દ્રલાલ રાયના " શાહજહાં " નાટકમાંથી અનુવાદિત. ]

———:o ———



જહાનઆરા–જૂઠી વાત! ભારતનો શહેનશાહ ઔરંગઝેબ ન હોય

[ પૃષ્ઠ ૨૮૦ ]



' શેઠ પનાલાલના કામદાર તમે ? ' આ ચિઠ્ઠી છે '

[ પૃ ૨૮૭ ]

# હૃદય દર્શન.

લેખક—શ્રીયુત " ધુમકેતુ."



પ્રાણલાલ દિવાન એક ખુરશીમાં બેઠા બેઠા, સીગારના ધૂમાડા કાઢતા હતા, ને ઘડી ઘડીમાં દાદરા તરફ દૃષ્ટિ ફેરવતા હતા. વૃદ્ધ છતાં પણ જુવાન જેવા જણાતા લટ્ટ શરીરમા સમય પોતાના પ્રહાર લગાવી ચૂકયો હતોઃ ને તેથી દિવાનજીની ચકોર આંખમાં વૃદ્ધાવસ્થાની શિથિલતા આવી ગઈ હતી. ચહેરા પર એક બે કરચલીથી એની મસ્તાઇમા નરમાશની છાપ આવી હતી. દિવાનજીએ, સીગાર પૂરી કરી, ને છેલ્લી ફુંક લઈ, સીગારનો કકડો, બારી બહાર ફેંકવા ઉઠ્યા, તેટલામા જ દાદરા પર કોઇકના આવવાનો અવાજ થયો

નુપૂરના ઝકાર પાછળ તરતજ શબ્દનો રૂપાની ઘટડી જેવો, રણકાર આવ્યો.

'મામા ! ત્હમે બોલાવો છો ?'

'હા, હા, બેટા લક્ષ્મી ! આવ.'

પદર, સત્તર વર્ષની ફુમાદાર યુવતીએ ઓરડામા પ્રવેશ કર્યો. લક્ષ્મીના ચહેરામા લક્ષ્મી જેટલી જ ચચળતા હતી ને વિલાસપ્રિય સ્વભાવની નિશાની તરીકે, એની મસ્તી ભેર આખમા જરાક વધારે પડતુ પાણી હતુ

દિવાનજી ખુરસી પર બેઠા. ને સામેના કોચ પર લક્ષ્મી બેઠી

'લક્ષ્મી ! ત્હને એક વાત કરવી છે. તુ શિક્ષિત છો એટલે જીવનની ગભીરતા સમજી શકે છે. એક મ્હારી ઇચ્છા છે. તેં હવે શુ વિચાર કર્યો છે ?'

'શાનો મામા ?'

'સાંભળ. લલિતમોહન પર ત્હારૂં ધ્યાન ચોટે છે ?'

લક્ષ્મી શરમાઇને નીચુ જોઇ ગઇ. અંગુઠાથી ભોંય ખોતરવા લાગી. એના ચ્હેરા પર આછી સુરખી ફરી વળી. "જો બેટા ! શરમાવાનો વખત નથી. પણ સાંભળી લે. ત્હારૂં ચિત્ત કનૈયાલાલમાં ચોટયુ છે. પણ કનૈયાલાલ મૂર્ખ ને ઉડાઉ છે. એને મ્હે ફરનો સગો જાણી ખાનગી કારભારી રાખ્યો છે. બાકી એનામા વિલાસી સ્વભાવ સિવાય બીજો ગુણ નથી."

લક્ષ્મી સાભળી રહી. દિવાનજી આગળ વધ્યા 'જો બની શકે તો લલિતમોહન તરફ મન વાળજે. એ મ્હારો ભત્રીજો છે ને આ મિલ્કતનો કુલ માલીક છે. બસ હવે જા. આજથી પદરમે દિવસે જવાબ આપીશ ના ?'

લક્ષ્મીએ ઉચુ જોયુ. ને શરમને હટાવીને બોલી 'ને લલિતમોહન પર લક્ષ્ય ન ચોટે તો ?'

'તો ત્હને વીલમા પચીસ હજાર આપવાના લખ્યા છે તે જ છે, દિવાનજીએ જરાક કડક જવાબ વાળ્યો

લક્ષ્મી ઘેર ગઇ ત્યાં કનૈયો તેની રાહ જોતો હતો છેલ્લની ફેશનની આમરી, મોહક ચહેરો ને ખુશનુમા સ્વભાવ સ્ત્રીને જીતવાની ઘણી કળા કનૈયામાં હતી તે જરાક નીચો નમી, લળી લળીને સલામ કરી બોલ્યો

'પધારો! પધારો! આપને ક્યાંથી ધ્યાન હોય કે આ કનૈયો રાહ જૂએ છે!'

ઘણા દિવસના પરિચયથી કનૈયાલાલ આટલી છૂટ લેતો, ને શેઠ પન્નાલાલનો ખાનગી કારભારી હોવાથી, ને લક્ષ્મી શેઠની આશ્રિત જેવી હોવાથી, આટલી છૂટમાં લક્ષ્મી ભાગ્યે જ વાંધો ઉઠાવતી એનું મન આવા આવા રસભર્યા પ્રસંગમાંથી કનૈયા પર ઢળ્યું હતું આ નાટક આટલી સ્થિતિએ પહોંચ્યું ત્યાં રંગભૂમિ પર એક નવીન આવનારે પ્રવેશ કર્યો

'ઓહો'! કનૈયાલાલના હૃદયમાં ભીંસું રેડાયું, પણ મોઢેથી ખૂબ ભાવ દર્શાવતો બોલ્યો 'લલિતમોહન! તું ક્યારે આવ્યો?'

ધીમો મર્દાનગીભર્યો પણ ગૃહસ્થનો સ્વર આવ્યો 'મને જ રાત્રે'

લલિતમોહન દિલ્હીમાં હતો ને જાહેર કામમાં એટલો રસ લેતો કે આખું દિલ્હી એને ઓળખતું એની ડૉક્ટર તરીકેની ધીકતી કમાણી વધતી જતી હતી

પંદર દિવસ તો આંખના પલકારા જેમ વહી ગયા પંદર દિવસમાં લક્ષ્મી લલિતમોહનના પરિચયમાં પણ આવી એનો સ્વભાવ એવો ગંભીર કે લક્ષ્મી એ વાતાવરણમાં મુંઝાઈ જતી કનૈયાના રહેક ભર્યાં અવાજને સાંભળે ત્યારે જ આ ભારેખમ નગી મરતનામાં રસ રેડાય લલિતમોહનની દરેક વાતમાં લક્ષ્મી આનંદ પામતી એ ભાવ ગ્રહણ કરવા તત્પર નહોતી, પણ એ ભારેખમ પવનમાંથી છૂટકારાનો દમ ખેંચવા એક વાર કનૈયા તરફ ફરતી

એક વાર કનૈયાલાલે પોતાનો ખરો સ્વભાવ દર્શાવ્યો ને ત્યાર પછી લક્ષ્મી લલિતમોહન તરફ વધારે ને વધારે ખેંચાવા લાગી

વાદળ વાદળાંથી આકાશ છવાયું હતું ને વરસાદ હવે બે ઘડીમાં તૂટી પડશે એવી આશા હતી લલિતમોહન, એની મા, કલ્યાણ નાયક ને લક્ષ્મી સૌ સગડી પાસે ગપ્પાં હાંકતાં બેઠ હતાં. કનૈયાલાલ થોડે દૂર એક જૂની ખુરશીમાં પડ્યો પડ્યો હીંચકા ખાતો હતો તે વખતે અર્ધા ગાંડા જેવા એક ગરીબ માણસે પ્રવેશ કર્યો

'શેઠ પન્નાલાલના કામદાર તમે?' એણે કનૈયાલાલને પ્રશ્ન કર્યો.

'કેમ?'

'આ ચીઠ્ઠી છે'

કનૈયાએ ચીઠ્ઠી હાથમાં લઈ મોં કટાણું કર્યું મનમાં બોલ્યો વેઠ!

લક્ષ્મી આ ફારસ જોતી હતી તે હસતાં હસતાં બોલી 'શું છે કામદાર સાહેબ?'

કનૈયાલાલે એકદમ ઉત્તર વાળ્યો 'એ તો કામદારની ચીઠ્ઠી છે' એટલું બોલી લલિતમોહન તરફ હાથ કર્યો ને તેના તરફ ચીઠ્ઠી ફેંકી

લલિતમોહને ચીઠ્ઠી વાંચી કનૈયા તરફ જોયું 'કનૈયાલાલ! ત્હારી મશ્કરી ક્યારેક તો ગરીબને શાપ રૂપ બને છે!'

પેલો માણસ આજીજી કરીને બોલ્યો 'માબાપ! મ્હારો એકનો એક છોકરો માંદો છે જો આ વરસાદ પડશે, તો એ શરદીથી મરી જશે. જલ્દી ચાલો'

'હા હા સાચી વાત છે બિચારાની લલિતમોહન! એની મશ્કરી કરવામાં એની સાથે જ ન

લલિતમોહને તિરસ્કારથી કનૈયાલાલ સામે જોયું ને ગંભીર થઇને બોલ્યો. કનૈયાલાલ! જો આ માણસનું ઘર એકદમ મદદ ન આપવાની

જરૂર છે. એના ઘરમા મદવાડ છે શેઠે લખ્યુ છે કે આપણા નવા ડેનામા એના ઘરની પાસેમા પાસેનો ઓરડો–સામાન ભર્યો હોય તો તે ફેરવીને પણ–ખાલી કરો માટે તુ જા, જોખમનુ કામ છે' કનૈયાલાલ જવાબમા માત્ર હસ્યો 'વાહ વાહ ! આ ગરીબ માણસને ઠીક ઉઠા ભણાવે છે ? જોયુ ભાઇ દુનિઆ આમ જ ચાલે છે કે ? પોતે કામદાર છતા જવુ નથી માટે આ અજાણ્યા માણસને શા માટે કેમે ચડાવે છે ? કામદાર હોઉ તો આટલી વાર લાગે ખરી ?

લલિતમોહનનો પિત્તો ઉછળ્યો કનૈયાલાલ મશ્કરી કરી રહ્યો હતો ને પેલા ગરીબનો જીવ જતો હતો તે ઉભો થયો

કનૈયાલાલ ! ત્હારે જવુ છે ?'

'ના કામદાર સાહેબ !

પેલા ગરીબ માણસે ફરી આજીજી કરી ભાઇ ! ત્હમારામા કોણ કામદાર છે તે મને ખબર નથી મ્હારા જેવા અજાણ્યા માણસને કેમે ચડાવી હસવાનો વખત નથી વરસાદ આવ્યા પહેલા ઘેર ફેરવી શકુ તો છોકરા બચી જાય. બીજાના ઘરમા મ્હારુ છોકરુ ચોક્કસ ન્યુમોનીઆથી સપડાઇ જશે '

'હા બાપુ હા કનૈયાલાલે હાલકા જવાબ વાળ્યો જો આ કામદાર આવે !

લલિતમોહન એક પણ શબ્દ બોલ્યા વિના ચાલતો થયો તે બહાર ન નીકળ્યો ત્યા વરસાદ તૂટી પડ્યો રાત્રિના ઘાડા અધકારમા કનૈયાલાલનો હસવાનો અવાજ આવતો હતા

બીજે દિવસે લક્ષ્મીને ખબર પડી કે ત માણસનો છોકરો બે ત્રણ બીજામા વધારે રહેવાથી મૃત્યુ પામ્યા છે લક્ષ્મી ગભીર બની ગઈ તેણે કનૈયાને તેના ખરા સ્વરૂપમા જોયો કનૈયાને મન જીવન પણ જુગારની રમત હતી તે આજે ગભીર બની લલિતમોહન પાસે ઉભી હતી

લલિતમોહને તેના તરફ જોયુ લક્ષ્મી ! તુ આજે કેમ શાત છે ?

લક્ષ્મીના હૃદયમા તોફાન મચ્યુ હતુ આજે છેલ્લો દિવસ હતો કનૈયાલાલ મના રમા મળ્યો ત્યારે વિનાસની સાક્ષાત મૂર્તિ જેવો લક્ષ્મીનુ મન ડગાવી ગયો હતો નાજુક બાંધો મોહક ચ્હેરો ને પાન ચાવવાના રાતા હોઠમા અ થ્ય રસપ્રવાહ કપાળમા ઝીણી ગીલી છેલ્લી ફૅશનના બાલ ને આખમા જાદૂ જ ભભક નૈયાને કેમ છોડાય ? આ તરફ લલિતમોહનના સાદા વેશમા છુપા યેલો સુન્દર આત્મા પન્નાલાલનો વારસ ખરો ગૃહસ્થ ને લક્ષ્મીનો ગમે તેવો નિર્મળ સ્વભાવ તુમુલ યુદ્ધ જામ્યુ અતે લલિતમોહન તરફ જ મન ખેંચાયુ પણ લલિતમોહન જડો પુરુષ હતો રસિક મસ્ત નહિ

'લક્ષ્મી કેમ શાત છે ?

લક્ષ્મીએ અકથ્ય ભાવ દર્શાવતા તરવારની ધાર જેવા નેણ ચઢાવ્યા

જડો લલિતમોહન શાતિથી એક ડગલુ આગળ વધ્યો લક્ષ્મીનો હાથ પકડયો લક્ષ્મી કાંઈ બોલી નહિ

'લક્ષ્મી ! દીવાનજીએ શુ કીધુ છે ?

શુ કીધુ છે ' ખબર નહિ

ને ને મસ્તી કરી દોડી ગઈ

હવે કનૈયાલાલ નિરાશ થયો લક્ષ્મી હવે સામી મળી ત્યારે તેણે એક વાર રોકવા યત્ન કર્યા પણ એના રોષમા જ એ ચાલી ગઈ અતે તો લલિતમોહનનો વિવાહ પણ થયો

થોડા દિવસ પછી જ લલિતમોહનને અચાનક જવાનુ થયુ એક મોટા દેશી રાજ્ય કાશ્મીરની મુહુર મારવા જતા હતા

ત્યા ખરો ધર્મ,
ત્યા ખરી આબાદી
ત્યા દેવી સરસ્વતીનું ધામ—અને
ત્યા લક્ષ્મીજીનો વાસ
ક્યાથી સંભવે ?

રે, આ ફાની દુનિયાના
મોહ, માયા અને મદમાં
વિચરનાર મોહાંધ નરનારીઓ,
કહો કે 'સ્વદેશીવ્રત' ન ધારણ કર્યાથી
ભારતવર્ષની પ્રગતિના, રે,
ઇશ્વરના અણમોલા કાનૂનોનો
નથી કરતા તમો તિરસ્કાર,
શું નથી થતો તેમા દેશ પ્રતિ અત્યાચાર ?
માતૃભૂમિની ગરીબ ગાય જેવી
વંદનીય કાશીક્ષેત્રની સાળો ત્યજી,
મૅન્ચેસ્ટર ને ટૉકિયોની
મીલોને રળતી, સુંવાળા ને
સુકોમળ વસ્ત્રોમા વિભૂષિત થઇ
કહો—ત્વરાથી કહો—કે તેવા
વસ્ત્રોમા આચ્છાદિત થઇ
ફરવાનો—દેશની પ્રગતિના કાયદાને
તોડવાનો તમોને શો અધિકાર છે ?
પરંતુ યાદ રાખજો કે
ચિત્રગુપ્તને ચોપડે,
અભિન્ન આત્મના નભપટ
સ્થાપિત થયેલ દિવ્ય દફ્તરે
તમારા અત્યાચારની નોંધ
ક્યારની યે લેવાઈ ચુકાઇ છે
પરંતુ સબુર. જરા ધૈર્ય ધરો
અને વિચારો કે
માફ થઇ ન શકે એવા એ
દોષમાથી મુક્તિ મેળવવાનો
ઉપાય શો છે ?

એ સૂત્રનાં મંત્રોનો તે જપનાર છે.
તો તે જરૂર તમારી પ્રાર્થના
સાંભળશે—ને—માફી બક્ષશે.

ઉપાય એજ કે **મહાત્માને** પગલે ચાલો,
તેનાં કર્તવ્ય વિચારો
પશ્ચાતાપ કરો
કારણ કે પશ્ચાતાપની અગ્નિથી
પાપ પ્રજળશે અને પુણ્ય પ્રવર્તશે.
અને જ્યારે આમ થશે જ ત્યારે
પ્રભો ! તમારી દાદ સાંભળશે.
ત્યારે જ,
'વૃદ્ધ બાળકોને બદલે
બાર વર્ષના અભિમન્યુ પ્રગટશે.'
ત્યારે જ,
'દયાજનક ઉપદેશકોને સ્થાને
દ્રોણાચાર્યો જન્મશે.'
ત્યારે જ,
મુડદાની ભૂમિને (પ્રભો)
વીરભૂમિ કે સ્વર્ગભૂમિ બનાવશે,
અને ત્યારે જ પ્રભો, તમારી દાદ સાંભળશે કે
પ્રભો ! **'જેવું હતું તેવું પુનઃ ભારત બનાવી દે'**
ત્યારે જ, ભીષ્મ, હનુમાન અને લક્ષ્મણ જેવા
બ્રહ્મચાર્યો દર્શન દેશે
ત્યારે જ,
દેશ પ્રભુની ફુલવાડી જેવો થશે
અને ત્યારે જ સર્વની અનેરી પ્રાર્થના ફળશે કે
'પ્રભો ! જેવું હતુ તેવુ પુનઃ ભારત બનાવી દે
અમારા મિહને ગજવી અખિલ વિશ્વને ગજવી દે.'

—મગનલાલ પ્રાણુલાલ મહેતા.

છે. "જેવી રીતે મહાભારતમા આવેલી શકુન્તલાની લુખી વાર્તામા ઉચિત ફેરફારો કરી કાલિદાસે અભિજ્ઞાન શાકુન્તલનુ રસિક નાટક લખ્યુ છે, તેવી રીતે અમે પણ ઐતિહાસિક વાતમા યોગ્ય ફેરફારો કરી નાટકની રસિકતામા વધારો કર્યો છે' આમ કહી કાલિદાસના ફેરફારોનુ ટુકુ નિરૂપણ કરી કર્તા પછી કહે છે, "એવી રીતે અમે પણ પરાક્રમી પૌરવ યાને, ભારતનુ ગૌરવ એ નાટકમા ઐતિહાસિક પ્રસગોનો આશ્રય લીધો છે પણ જ્યા જ્યા જરૂર પડી ત્યા ઉચિત કાલ્પનિક ફેરફાર કર્યો છે.'

કાલિદાસ જે પન્થે ગયા તે પન્થે સહુકોઈ આપણે કોઇને અટકાવિયે એ અયોગ્ય જ કહેવાય કવિઓ નવી સૃષ્ટિના સ્રષ્ટાઓ રહ્યા, એટલે આપણે તેને નવી સૃષ્ટિ સરજતા અટકાવિયે એ પણ અણઘટતુ તો જરૂર જ, પણ તે હક્ક મેળવવા અથવા ભોગવવા દાવો કરનારે અધિકાર સિદ્ધ કરવો જોઇએ અને અધિકાર વિના કાલિદાસને જે સ્થાન અને સ્વતત્રતા સમાજે બક્ષી એ સ્થાન અને સ્વતત્રતા કોઇપણ માગે તો તે પ્રાગલ્ભ્ય–ધૃષ્ટતાની પરાકાષ્ઠા કહેવાય કાલિદાસ પોતે बलवदपि शिक्षितानामात्मन्य प्रत्ययं चेत બહુ ભણેલ હોય તો પણ મનને પોતા માટે તો શકા રહે જ એ મતના હતા અને રઘુવશ શરૂ કરતા તેને તો એમ જ લાગ્યુ હતુ કે ઉંચેથી ઉચા પુરુષથી લેવાય તેવા ફળ લેવા માટે ઉચો હાથ કરી લેવા તત્પર થયેલા વામન જેવો તો નહિ લાગુ–મન્દબુદ્ધિ હુ કવિ કીર્તિ લેવા જતા મશ્કરીનો વિષય તો નહિ બનુ ને ? પરતુ પરાક્રમી પૌરવના લેખકના ચિત્તમા કાલિદાસની નમ્રતાને સ્થાન હોય એમ લાગતુ નથી જે કોઇ નાટક લખે તે કાલિદાસ અને તેને કાલિદાસની તમામ છૂટ તથા હક્કો હોય જ એ ભ્રાન્તી લેખક

હોવાથી નાટકનો લેખક મન ઐતિહાસિક વસ્તુમા કેટલો ફેરફાર કરી શકે, કાલિદાસે કેટલા ફેરફાર કર્યા અને શ્રી સ્વામિનારાયણે કેટલા કર્યા અને બન્નેમા ફેરફાર કરવાની પરીક્ષામા કોણ વિશિષ્ટ નીવડે તે પહેલા તપાસી પછી આગળ વધવુ યોગ્ય ગણાય.

સર્વ શાસ્ત્રોનુ, કાવ્યોનુ, કલાઓનુ ધ્યેય સત્યાન્વેષણ, સત્યનિદર્શન, અને સત્યસપાદન છે. રસાયનશાસ્ત્રી જડ સૃષ્ટિના અનત સત્યોમાં રસ્યોપન્યો રહે છે, ધર્મશાસ્ત્રી અતઃકરણ પ્રવૃત્તિના અનત સત્યોનો વિચાર કરે છે, કાવ્ય અગર કલાશાસ્ત્રી સૌદર્યના અનેક સતોના દર્શન કરે છે અને તત્ત્વશાસ્ત્રી એ અનત સત્યોનુ એકરૂપત્ત્વ સપાદન કરે છે તદ્દન કલ્પનાસૃષ્ટિમાથી ઉપજાવી કાઢેલ કાવ્ય અગર કલાના ખડમા સૌદર્યના સત્ય સિદ્ધાતો તપાસી જોવા એ વાર્તિકકારની ફરજ છે, પરતુ જ્યા ઇતિહાસમિશ્રિત કલ્પના અને કલા જોવામા આવે ત્યા વાર્તિકકારની ફરજ અનેક ગણી વધે છે. ત્યા ઇતિહાસનુ સત્ય જળવાવુ જોઇએ એટલુ તો તેને માગવાનો હક્ક છે. સત્યની ક્ષતિ કરીને સારો હેતુ સધાતો હોય તોપણ તે ન સાધવો એ આપણો આર્યોનો અચળ નિયમ છે નીતિના સૂત્રમા એક કરતા કુલ મોટુ, કુલ કરતા જ્ઞાતિ મોટી જ્ઞાતિ કરતા દેશ મોટો, દેશ કરતા આત્મા મોટો અને સત્ય કરતા બીજો કોઇ પણ મોટો ધર્મ નથી એમ સીમાતન છે ઇતિહાસનુ મૂળ સત્ય જાળવ્યા પછી તેને ક્ષતિ ન પહોચે તે પ્રમાણે કલ્પના તેમા સૌદર્ય ભરે, ચેતન રેડે, રગ પુરે, તેજ કે સૌરભ પૂરે, અનેક જાતની કલાનુ નિરૂપણ કરે પણ જે મૂળ સત્ય તે અક્ષત રહેવુ જોઇએ અને જ્યા જ્યા કલ્પના અને કલાએ એ સત્ય ઉપર પોતાના વન્યન્તા વસ્ત્ર પહેરાવ્યા હોય ત્યા તેના ઉપર મનુષ્ય નજીક જઇ પરખવામા

મુક્યો છે અને તેઓએ બતાવ્યું છે કે અશ્વકેશની પત્નીએ મશકવતી પડ્યા પછી સિકંદરનો સંગ કર્યો અને તે સંગથી તેને પુત્ર થયો. **આ વાત બિલકુલ માની શકાય તેવી નથી. એક ભારતીય પતિપરાયણા નારી લાલચમાં લોભાઈ પોતાના શીલનું ખણ્ડન કરે એ બીલકુલ અસંભવનીય છે.** આર્યરમણી કલાવતી ઉપર મુકેલું અસત્ય કલંક અમે ધોઈ નાખ્યું છે." આ કલંક ધોઇ નાખવામાં કારણ ફક્ત લેખકની સદાશા ધરતા સિવાય બીજું અમોને દેખાતું નથી. ભારતવર્ષમાં કુલટાઓ નથી થઇ એવું તો નથી જ પણ ન હોઇ શકે એવું કહેવું એ પણ સત્ય વાત તરફ જાણીજોઇ આંખમીંચામણા કરવા જેવું છે, ભારતવર્ષની સમાજવ્યવસ્થા દોષવૈચિત્ર્ય વગેરે વિષે લોકસમાજને આડે માર્ગે દોરવા જેવું છે, અંબિકા, અંબાલિકા, તારા, કુંતા, માદ્રી વગેરેને સતી ગણતા, નિયોગને ધર્મ ગણતા શચિ સિંહાસન પ્રાપ્ય માનતા લોકસમાજનું વિપરીત દર્શન કરાવનારું થયું છે "યુરોપીય ગ્રન્થકારો બતાવેછે કે કલાવતીને વ્યભિચારોત્પન્ન બાળક હતો, તેને બદલે અમે નાટકની ઉચિતતા વધારવા કલાવતીના બાળકને અશ્વકેશના પુત્ર તરીકે દર્શાવ્યો છે કલાવતીને બાળક હશે કે નહિ અથવા કલાવતીએ સ્વત ભાગ લીધો હશે કે નહિ એ બાબતમાં ઉંડા ઉતરવાની આવશ્યકતા નથી અમે તે બીનાઓને કાલ્પનિક પ્રસંગો તરીકે દાખલ કરી છે પણ અમે એટલું તો ખાત્રી રાખીને કહીશું કે કલાવતીએ વિદેશીને હાથે પોતાના શીલનું ખણ્ડન થવા દીધું હતું એ માનવું બીનકુલ અસભ્યિત છે વિદેશી ઇતિહાસકારોએ ભારતની નરનારીઓની પ્રતિષ્ઠા ઘટાડવા અનેક વિકૃતિઓ કરી છે તેમાની આ બાબતને પણ એક અગમ્ય વિકૃતિ તરીકે આપણે ગણી લઇશું "

લેખકનો આર્ય નરનારીઓમાનો વિશ્વાસ અને શ્રદ્ધા, જાતિકુલાભિમાન અભિનન્દનીય છે, પણ આ સત્યવિપર્યયનો પ્રસંગ ઉપસ્થિત કરવાને બદલે ખરેખર સત્ય પ્રસંગ લીધો હોત તો જરૂર વધારે સારૂં થાત નાટકની ઉચિતતા કદાચ વધી હશે પણ ઐતિહાસિક સત્યનો હ્રાસ તો થયો છે જ, અને નાટક, કાવ્ય વગેરે લિખિત સાહિત્ય પ્રકાશન પામતા જનસમાજ સમસ્તને कान्ता तया उपदेश युजे અને સૌંદર્ય દર્શન માટે જ હોઇને જે વાચકો આ જાતના સત્યનો હ્રાસ ન સહન કરી શકે તેઓને તો કર્તાની આ કૃતિ ગમે તેટલી સુંદર હોય તોપણ ઇંગ્લખત ખુંચ્યા જ કરે અને સોનાની થાળીમાં જેમ લોઢાની મેખ ખુંચ્યા કરી સુવર્ણ સૌંદર્યનો સંપૂર્ણ ઉપભોગ ન લેવા દે તેમ કાવ્યનો રસાસ્વાદ લેવામાં હરકત પહોંચાડે મતલબ કર્તાના નાટકનો આ મહાન દોષ એના થોડાઘણા સૌંદર્યમાં પણ અનહદ રસક્ષતિ કરે છે. આ પુરૂવિક્રમના પ્રસંગને બદલે **ચંદ્રગુપ્ત મૌર્યે ગ્રીક** લોકોને **પંજાબ**માથી હાંકી કાઢ્યા, તે **સેલ્યુકસ નિકેટોર**ની પુત્રીને પરણ્યો તે પ્રસંગ, અથવા ગુપ્તવંશના ઉજ્જવળ પ્રસંગો લીધા હોત—ગોવીન્દગુપ્ત અને **સ્કંદગુપ્તે** હૂણ લોકોને **સિન્ધુ**ની પેલી પાર કાઢી મુક્યા અને તેમના યશસિદ્ધ પૂર્વજ **ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે શક** લોકોથી **હિન્દુસ્તાન**ને બચાવ્યો એ પ્રસંગો સત્યનું રક્ષણ કરત અને આ નાટકમાં ક્ષણે ક્ષણે **ભારત**ના વીરત્વની વાસ્તવિકતા રસમાં ક્ષતિ ઉપજાવ્યા કરે છે તે દૂર થાત.

એક ભયંકર હાડપીંજરની ભયંકરતા છુપાવી તે સુંદર છે એમ જનતા પાસે મનાવવા માટે તેને માથે કલ્પનાનું રેશમી વસ્ત્ર ઓઢાડી તેની સુંદરતા પર રાચનાર આ લેખકની કલાનું થોડું ઘણું દર્શન કરી આ સમાલોચના પૂરી કરીશું ... એ કુન્તનું

અનુકરણ છે, કુદરતનો નિર્માતા ઇશ્વર છે, કલાનો નિર્માતા મનુષ્ય છે. જ્યાં જ્યાં મનુષ્ય પોતાની કૃતિમાં કુદરતના નિર્માતા ઇશ્વર સાથે નજીકમાં નજીક પહોંચી શકે, તેની આપેલી શક્તિઓ વાપરી તેણે કૃપાથી આપેલા હક્ક અને અવકાશની રૂએ તેનો જ હરીફ બની શકે ત્યાં ત્યાં કલા ઉત્તમ પ્રકારની છે એમ કહેવાય. ઇશ્વરકૃતિમાં સર્વત્ર સૌન્દર્ય, ભવ્યતા છે અને રસચતુર આર્ય સાહિત્યકારોએ એ સૌન્દર્ય અને ભવ્યતાના નવ રૂપ સ્વીકાર્યાં છે અને જ્યા એ બન્ને સંતુલિત થઇ સૌમ્ય શાન્તિને પામ્યાં હોય છે ત્યાં દસમું રૂપ સ્વીકાર્યું છે. પરાક્રમી પૌરવમાં વીરરસ પ્રધાનપણે વિકાસ પામ્યો છે. પણ કૃત્રિમ ભાષાડમ્બરથી, અસબદ્ધ પ્રલાપોથી, અન્ય રસોની અસ્થાને ઉત્પત્તિથી તેની ક્ષતિ થાય છે. તદુપરાંત આધુનિક હિન્દુસ્તાનની માફક આ નાટક ભરતનાટ્યશાસ્ત્રનો અને ફ્રેન્ચ નાટ્યકલાનાં અંગોનો ખીચડો કરવા પામતું હોવાથી, પાટલુન, અંગરખુ અને હેટ પહેરેલા મુમ્બઇ આવેલા ગામડિયા જેવું લાગી તેના વીર રસના સ્વરૂપને હાસ્યમાં પરિવર્તન પમાડે છે.

કૃત્રિમ ભાષાડમ્બરનાં તો દૃષ્ટાન્ત પાને પાને ઉભરાય છે, અને જ્યારે એ આડંબરની ગ્રામ્ય કહેવતો અગર શબ્દો આવી જાય છે ત્યારે તો ખરેખર આ નાટક હાસ્યરસનુ નિદર્શન બને છે. તેનાં કાવ્યો બહુ જ ક્ષુદ્ર પ્રકારનાં છે, તેનો શૃંગાર અશ્લીલતાની મર્યાદાને સ્પર્શ કરે છે, તેની વસ્તુસંકલનામાં સ્વાભાવિક વિકાસ નથી. કમલની પાંખડી એક પછી એક મૃણાલ પર જ ખીલની આને તેમ ન ખીલતાં એક લાકડીના દાંડા પર રંગબેરંગી–ધોળા લાલ, નીલા પીળા, ધોળા કાળા વાદળી ચોંટાડ્યા હોય તેના જેવી વસ્તુસંકલના કલાનું નિદર્શન નથી. સહુથી મહાન દોષ પશ્ચિમની સંસ્કૃતિને જે ઘોર ગેરઇન્સાફ કરવામાં આવ્યો છે તે છે. મનુષ્ય સ્વભાવ સર્વત્ર સરખો છે અને જ્યાં ધર્મ અને નીતિનાં બન્ધનો તૂટી જાય છે ત્યાં પૂર્વ હો કે પશ્ચિમ–બધે ઠેકાણે એક સરખી આસુરી વૃત્તિ જ સ્ફુરે છે. મહાત્મા ગાંધી પણ એમ તો નથી જ કહેતા કે પશ્ચિમ તદ્દન દુષ્ટ છે, તદ્દન આસુરી છે, પશ્ચિમમાં કશું જ સારૂં નથી. વળી તે સમયમાં એશિયાટિકો અને યુરોપીય વચ્ચેનો હાલનો ભેદ, ગોરાકાળાની ભાવના, ખાદી, યુરોપીય સ્ત્રીઓનો લાવણ્યમોહ, નિશા એકપત્નીવ્રત માટે શશિગુપ્ત પાસે સરલાનું ખૂન કરાવે અને તદ્દેશીય સિકંદર રશના ઉપર બીજી સ્ત્રી બેસાડવા પ્રવૃત્ત થાય, રાજકુમારી ઇરાને આગળથી રાજ્યાભિષેકની ક્રિયાની સૂચના ન હોય અને તે છતાં કઇ પણ નગર કોલાહલ વિના, ઉદ્યાનમાં કંઇ પણ શિષ્ટાચાર વિના એ ક્રિયા થવા માટે અને જનાન્તિક ઉકેલી તે સુંદરીને નિયમાનુસાર તિલક કરવાની આજ્ઞા થાય, નિશા પોતાની વિષયલાલસા અને આકાંક્ષાનું દ્યોતક ગીત છડેચોક ગાય અને તે છતાં શશિગુપ્ત જાણે સાંભળે નહિ અને સરલાની આર્યોને કલંકરૂપ મનોદશા ઉપર લેખક અભિમાન માને, આ અને એવી બીજી બાબતો ઉપર કંઇ ઊહાપોહ કરવાની હાલ આવશ્યકતા નથી. આ નાટક શુદ્ધ અસહકારનું દ્યોતક નથી પણ સામાન્ય અને ઉતાવળા વર્ગમાં પશ્ચિમના તિરસ્કારમૂલક, સૌંદર્ય વિરોધક, કલાનિર્મૂલક અસહકારનો જે વિપર્યાસ પ્રચારિત થવા પામ્યો છે તેનું પ્રતિબિમ્બ છે એટલું કહી વિરામ પામવો ઠીક થશે.

# મૅકબેથ.

## કવિવર શેકસપીયરની અદ્વિતીય કરૂણાપ્રધાન કૃતિ.

[ લેખક—નૃસિંહ વિભાકર. ]



કવિવર શેકસપીયરના નામથી કોઇ દેશ કે કોઇ પ્રદેશ અજાણ નથી તેની ભવ્ય નાટ્યકૃતિઓના નામ સમગ્ર રસપ્રિય પ્રજાઓમા જાણીતા છે છતા તેના નાટકોનુ બારીક અવલોકન આપણે ત્યા બહુ થોડુ થયુ છે શેકસપીયરની ઉપરછલ્લી ઓળખ ઘણાઓને હશે કૉલેજમા શેક્સપીયરના એકાદ બે નાટકો અભ્યાસાર્થે અવલોકવાની તક ઘણા વિદ્યાર્થીઓને મળી હશે પરતુ તે સિવાય શેક્સપીયરને વધારે નિકટ રીતે જાણવાના અને સમજવાના પ્રયત્નો આપણા સાહિત્યમા બહુ થયા હોય એમ દેખાતુ નથી શેક્સપીયરના નાટકોના અનુવાદો થયા છે, ઉદૂં નાટક કપનીઓએ તે નાટકો ભજવ્યા પણ છે, પરતુ એ અનુવાદોમા એટલુ બધુ બહારનુ તત્ત્વ ભેળવવામા આવ્યુ છે કે તેમા મૂળ શેક્સપીયરની કૃતિ ભાગ્યે જ સાબૂત રહી શકી છે ખાસ કરીને ગુજરાતી ભાષામા તો હજુ શેક્સપીયરનો પરિચય સરખો પણ થયો નથી શેક્સપીયરની વાત તો અલગ રહી, પણ આપણા જ મહાન્ કવિઓનુ સ્મરણ રાખવાને આપણે શુ કર્યું છે? કાલિદાસ કે ભવભૂતિને આખુ ગુજરાત ઓળખે છે? વાલ્મીકિનુ રામાયણ પણ હવે કોને સમજાતુ હશે?

મહાભારતના ટુકડાઓ સિનેમાની ફિલ્મોમા અતિ બેડોળ હાલતમા આપણે નિરખીએ છીએ, પણ મહાભારતની સાચી ઓળખ કેટલાઓને હશે? આપણે ત્યા આપણા ઉત્તમ સાહિત્ય તરફ જેટલી બીનદરકારી છે તેટલી ભાગ્યે જ બીજા કોઈ દેશમા હશે.

પશ્ચિમમા બીજી ગમે તેટલી ઉણપો હશે, પરતુ પોતાના મહાન સાહિત્યકારો, કવિયો, કલાવિધાયકો અને વિજ્ઞાનશાસ્ત્રીઓની સ્મૃતિ જીવત રાખવામા પશ્ચિમની રસજ્ઞ પ્રજા જે અનન્ય ભક્તિ અને આદર બતાવે છે તે હિન્દને માટે તો ખાસ અનુકરણીય છે તેઓ શેક્સપીયરનુ નામ માત્ર ઉચ્ચારીને પોતાની કૃતકૃત્યતા માનતા નથી, પણ શેક્સપીયરના નાટકોનો આખી પ્રજાને ગાઢ પરિચય થઇ શકે તેવી રમસામગ્રી યોજીને ઇગ્લડની એ વરામૂર્તિ તરફ પોતાનુ ઋણ અદા કરે છે ઇગ્લડના મશહૂરમા મશહૂર નાટ્યવિધાયકોએ અને સાહિત્યકારોએ શેક્સપીયરને અમરત્વ આપવાને કાંઈ પણ પ્રયત્ન બાકી રાખ્યો નથી ગૅરિક, જે પી કેમ્બલ અને મિસીસ સિડન્સથી માંડીને સર હેનરી અરવિંગ, સર હર્બર્ટ ટ્રી મિસ એલન ટેરી, મિસ્ટર આર્થર બુર્શિયર મિસીસ બુર્શિયર, મિસ્ટર એફ આર બેન્સન મિસ્ટર મથેસન લગ અને મિસ નાર્સિસા ... વગેરે અનેક

જગતના રંગભૂમિના ઉપાસકોએ શેક્સપીયરની કૃતિઓને નવનવીન અને જીવંત રાખવામા પોતાની ઉત્તમ શક્તિનો ઉપયોગ કર્યો છે તેમાંયે વર્તમાન યુગમા લંડનની ચાર નાટકશાળાઓમાં—'હીઝ મૅજેસ્ટિઝ [His Majesty's], 'લાઇસિયમ' [Lyceum], " ઍડેલ્ફિ' [Adelphi] અને " ગૅરિક થિયેટર' [Garric Theatre] માં—શેક્સપીયરને જે ખ્યાતી અને માન મળ્યા છે તે ભાગ્યેજ કોઈ અન્ય સ્થળે કે સમયે મળ્યા હશે અને શેક્સપીયરની જે કૃતિઓને લીધે તેનું નામ આટલું જગમશહૂર થયું છે તેમા 'મૅકબેથ' નો હિસ્સો જેવો તેવો નથી ઇંગ્લંડના સૌથી શ્રેષ્ઠ અભિનેતાઓને 'મૅકબેથ" મા પોતાની ઉત્તમ અભિનયકળા બતાવવાના જે પ્રસંગો મળ્યા છે તેવા પ્રસંગો ભાગ્યેજ કોઇ બીજી કૃતિમા મળ્યા હશે અને તેથી જ અનેક સુવિખ્યાત પાત્રોનું 'મૅકબેથે" ધ્યાન ખેચ્યું છે

છેલ્લા પચીસ વર્ષ દરમિઆન 'મૅકબેથ' ના કરુણાપ્રધાન પ્રયોગમા કુશળમા કુશળ પાત્રો રંગભૂમિ ઉપર ઉતરી ચૂક્યા છે ઠેઠ સને ૧૮૮૮ થી નાટકની દુનિઆમા "મૅકબેથે' અગ્રસ્થાન રોક્યું છે જર્મનીમા મિસીસ પૅટ્રિક કૅમ્પબેલે ઈ સ. ૧૮૮૮ મા લેડી મૅકબેથનો પાઠ ભજવી ખુદ કૈસરનું અભિનંદન મેળવ્યું હતું એજ સાલમા લંડનના 'લાઇસિયમ' થિયેટરમા રૉબર્ટ ટેમરે મૅકડફનો પાઠ એવો આબાદ ભજવ્યો હતો અને મૅકડફની ધીરતા મર્દાની અને સહૃદયતા એટલી સરસ રીતે તેણે પોતાના પાઠમા ઉતારી હતી કે તે સમયે સમસ્ત પ્રેક્ષકગણમાં તેની પ્રશંસા થઈ રહી હતી ત્યારબાદ મિસ્ટર અને મિસીસ બુર્શિયર તરફથી સને ૧૯૦૬ મા શેક્સપીયરની જન્મભૂમિ સ્ટ્રૅટફર્ડ-ઑન ઍવનમાં જ " મૅકબેથ' ના પ્રયોગને પાછો જીવંત કરવામા આવ્યો હતો ત્યાના મેમોરિયલ થિયેટરમા ભજવાએલ મૅકબેથે એટલું તો આકર્ષણ કર્યું હતું કે મિ બુર્શિયરને તેની પુનરાવૃત્તિ ગૅરિક થિયેટરને અનેકવાર આપવી પડી હતી મિસ એલન ટેરી જેવી સુવિખ્યાત નટીએ પણ લેડી મૅકબેથનો પાઠ ભજવ્યા વગર પોતાની નાટ્યકળાની કૃતકૃત્યતા માની નથી

પરંતુ "મૅકબેથ' નો સર્વશ્રેષ્ઠ પ્રયોગ તો સને ૧૯૧૧ ના સપ્ટેમ્બરની ૫ મી તારીખે હીઝ મૅજેસ્ટીઝ થિયેટરમા સર હરબર્ટ ટ્રી તરફથી ભજવાએલ પ્રયોગમા જ સિદ્ધ થયો રંગભૂમિના શોખીનો જેટલા આ સમયે શેક્સપીયર તરફ આકર્ષાયા હતા તેટલા ભાગ્યે જ કોઈ વાર આકર્ષાયા હશે સર હરબર્ટ ટ્રીએ મૅકબેથને અમરત્વ આપવાને કોઇ ખર્ચ બાકી રાખ્યો નહોતો કોઈ સારૂ પાત્ર હાથથી જવા દીધું નહોતું, કોઈ સૂક્ષ્મ અભિનય તરફ બેદરકારી થવા દીધી નહોતી કોઇ પ્રસંગને જીવંત બનાવવામા એક પણ ઉણપ રહેવા દીધી નહોતી આ પ્રયોગમા સર હરબર્ટ ટ્રી 'મૅકબેથ' તરીકે મિ એડવર્ડ ઓનીલ રાજા 'ડંકન' તરીકે, મિસ વાયોલેટ વાનબ્રગ 'લેડી મૅકબેથ' તરીકે મિ આર્થર બુર્શિયર 'મૅકડફ' તરીકે મિસ વાઇટલા બર્સ્ટ 'લેડી મૅકડફ' તરીકે મિ બાસ્ટેં 'બૅન્કો' તરીકે, અને મિ. બૅસિલ ગિલ 'માલ્કમ' તરીકે જે કલા અને કુશળતા પોતાના ભિન્નભિન્ન પાઠોમા બતાવી શક્યા હતા તેવી કુશળતા અને કલા ભાગ્યે જ શેક્સપીયરની કોઈ પુનરાવૃત્તિમા દષ્ટિગોચર થઇ હશે

'મૅકબેથ' ના ઇતિહાસમા એવો કાંઈ અદ્વિતીય અને અપૂર્વ સંસ્કાર નથી છતા શેક્સપીયરે તે સાદા ઇતિહાસને કેટલો ચૈતન્યયુક્ત અને દિલ ઉશ્કેરનારો બનાવ્યો છે એજ તેની કલાની બલિહારી છે મૂળ મૅકબેથની

મિસ વાયોલેટ વાનબ્રગ લેડી મૅકબેથના પાઠમાં
—" મૅકબેથ."





સર હર્બર્ટ ટ્રી મૅકબેથના પાઠમાં
—" મૅકબેથ."

કથા ટુંકી છે. સ્કૉટલાન્ડના લગભગ જંગલી યુગની એ કહાણી છે. લગભગ ૯૦૦ વર્ષ પહેલાં મૅકબેથ સ્કૉટલાન્ડનો રાજા થવા પામ્યો હતો. તે વખતે ત્યાં વહેમ, ક્રૂરતા અને પશુવૃત્તિનું સામ્રાજ્ય હતું, છતાં એ જંગલી વાતાવરણમાં પણ બહાદૂરી, સ્વદેશ પ્રીતિ અને આત્મમાનના ઉચ્ચ ગુણોનું સન્માન હતું. મૅકબેથ પશુબળને આધારે રાજ્ય ચલાવી શક્યો હતો, છતાં તે સમયના હિસાબે તે ન્યાયશીલ હતો. સ્કૉટલાન્ડના ઉત્તર અને વેસ તરફના પ્રદેશો સાથે તેનું કાયમ યુદ્ધ ચાલતું. આને પરિણામે લગભગ ઈ.સ ૧૦૪૦ માં સ્કૉટલાન્ડમાં લોહીની નદીઓ ચાલી હતી. પરતુ મૅકબેથે કેવી રીતે સ્કૉટલાન્ડની ગાદી હાથ કરી એ પૂર્વ ઇતિહાસ જાણવાની જરૂર છે. સ્કૉટલાન્ડના રાજા માલ્કમના પછી તેની પુત્રીનો પુત્ર ડન્કન ગાદી ઉપર આવ્યો હતો. માલ્કમને બે પુત્રીઓ હતી–“ બિએટ્રિસ ” અને “ ડોઓડા. ” ડન્કન બિએટ્રિસનો પુત્ર હતો અને મૅકબેથ ડોઓડાનો પુત્ર હતો.

જ્યારે ડન્કન ગાદી ઉપર આવ્યો ત્યારે તેના રાજ્યમાં સર્વત્ર શાન્તિ હતી. આ શાન્તિને કારણે ડન્કન બેદરકાર રહ્યો, અને તેની બેદરકારીનો લાભ લઇ રાજ્યના અમીર ઉમરાવોએ માથું ઉચક્યું. આ અમીરોએ રાજ્યની રૈયતને ખૂબ રંજાડી અને લૂંટી આ પ્રમાણે વાતાવરણ ગરમ થતુ જ ચાલ્યું જ્યારે રાજા તરફથી “ મૅન્કો ” નામનો અમલદાર કર ઉઘરાવવા નીકળ્યો ત્યારે બંડખોરોએ તેનો જાન લેવા પ્રયત્ન કર્યો ત્યારથી યુદ્ધના બીજ ફરીથી રોપાયા જ્યારે બંન્નેને લાગેલા જખમો રુઝાયા ત્યારે તેણે રાજા ડન્કન પાસે દુશ્મનો સામે વેર લેવાની માગણી કરી. રાજાએ તે માગણી કબૂલ રાખી કે તુરત જ બંડખોરોએ બળવો જાહેર કર્યો. તે વખતે બંડખોરોને નાદાપ્ય આયર-

લાન્ડથી અનેક મદદગારો આવી મળ્યા અને એ ખુનખાર લડાઇમાં ડન્કનનું લશ્કર પરાજિત થયું. ડન્કન આ પરાજયથી ભયભીત થયો અને તેના સલાહકારોની સાહાય્ય માગી. છેવટે મૅકબેથે અને બૅન્કોએ બીડું ઝડપ્યું. બીડું ઝડપ્યું એટલું જ નહિ પરંતુ થોડા સમય તે બંનેની બહાદૂરીના પ્રતાપથી બંડખોરોને દાબી દેવામાં આવ્યા અને ડન્કનના રાજ્યમાં પાછી શાન્તિ પથરાઈ.

પરંતુ આ શાન્તિ લાંબો સમય ટકી શકી નહિ. કારણ કે થોડા જ વખતમાં નૉર્વેના રાજા સ્યુએનો જબ્બર લશ્કર સાથે ફાઇફના પ્રદેશ ઉપર ચ્હડી આવ્યો. ડન્કનને આ હુમલા સામે જબરદસ્ત તૈયારીઓ કરવી પડી. તેણે રાજ્યના લશ્કરના ત્રણ વિભાગો કરી મૅકબેથ, બૅન્કો તથા પોતાની સરદારી નીચે આ હુમલા સામે ઝઝુમાવ્યુ. આ યુદ્ધમાં ડન્કનની સખ્ત હાર થઈ અને ડન્કનને બર્થાના કિલ્લામાં આશ્રય લેવો પડયો. પરતુ સ્યુએનોના લશ્કરે કિલ્લાને ઘેરો ઘાલ્યો. અને એ આફતમાંથી બચવાને ડન્કનને એક પ્રપંચ રમવો પડયો. શત્રુને તાબે થવાનો ઢોંગ કરી તેણે શત્રુના લશ્કરને ખોરાક અને દારૂની ભેટ મોકલી. એ દારૂમા ઝેરી ઔષધ ભેળવવામા આવેલુ હોવાથી સ્યુએનોનુ આખુ લશ્કર ગાઢ નિદ્રામા પડયુ તુરત જ ડન્કને મૅકબેથને સંદેશો પહોંચાડ્યો. મૅકબેથે લશ્કર સાથે આવીને દુશ્મનના આખા લશ્કરને મરણશરણ કર્યુ. પરતુ સ્યુએનોના આ પરાજયનુ વેર લેવા ડેન્માર્ક લોકોનો બીજો એક કાફલો ચ્હડી આવ્યો. આ લશ્કર ઈંગ્લંડના રાજા કેન્યુટ તરફથી મોકલવામા આવ્યુ હતુ. આ વખત પણ મૅકબેથ અને બંન્નેએ આફતનુ વાદળ વિખેર્યુ. છેવટે ડેન્માર્ક અને સ્કૉટિશ પ્રજા વચ્ચે સમાધાના નામામાં ... આ નામામા પછી મૅકબેથ અને બૅન્કો

રાજા ડન્કનને ફૉરેસ મુકામે મળવા ઉપડ્યા. આ મુસાફરી દરમિઆન આ બને સરદારોને ત્રણ પિશાચણીઓ મળી, જેઓએ તે બંનેનાં ભવિષ્ય ભાખ્યાં. એ ભવિષ્ય એ હતુ કે મૅકબેથ સ્કૉટલાન્ડનો રાજા થશે, અને બૅન્કો જો કે પોતે રાજ્ય નહિ કરે તો પણ અનેક રાજાઓના વંશનો પિતામહ થશે.

આ પ્રસગથી શેક્સપીયરનો નાટ્યપ્રયોગ શરૂ થાય છે. પિશાચણીઓની ભવિષ્યવાણીથી મૅકબેથના હૃદયના ઉંડાણમા મહાત્ત્વાકાંક્ષાનો ધ્વનિ પ્રકટાય છે. જ્યારે મૅકબેથ બીજી વાર પિશાચણીઓને મળ્યો ત્યારે તેને કહેવામાં આવ્યુ હતુ કે સ્ત્રીનો જાયો કોઈ પણ પુરુષ તેનો પરાજય કરી નહિ શકે, માત્ર તેને એકજ જણ હરાવી શકશે અને તે જ્યારે "મહાન્ બર્નામ વુડ" ડન્સીનેઇનની ટેકરી ઉપર તેની સામે આવશે ત્યારે. અને આ ભવિષ્યવાણી સત્ય ઠરી. કારણ કે મૅકબેથનુ મૃત્યુ મૅકડફના હાથથી થયુ, અને મૅકડફ કોઇ સ્ત્રીજાયો નહોતો—તેની માતાની જીંદગી બચાવવાની ખાતર તેની માતાનુ પેટ ચીરીને તેનો જન્મ કરાવવામા આવ્યો હતો! "મહાન્ બર્નામ વુડ" મૅકબેથની સામે કેવી રીતે આવ્યો તે નાટકમા દર્શાવવામા આવ્યુ છે

મૅકબેથે સ્કૉટલાન્ડમા ૧૭ વર્ષ રાજ્ય કર્યું અને ઈ. સ. ૧૦૫૭ મા તેનો ઘાત થયો આ રાજ્ય મેળવવામા અને તે ટકાવી રાખવામા જ તેનુ જીવન ખર્ચાઈ ગયુ. જ્યારથી પિશાચણીઓની ભવિષ્યવાણી ઉચ્ચારાઈ ત્યારથી તેણે સ્કૉટલાન્ડનુ રાજ્ય હસ્તગત કરવામા પોતાની સર્વ શક્તિઓને એકત્રિત કરી. આ મહત્ત્વાકાક્ષાની સિદ્ધિ અર્થે તેને કેવા પ્રપંચો રમવા પડયા અને કેવી ક્રૂરતાઓ બનાવવી પડી તે ચિતરવામા શેક્સપીયરની પિછીએ કમાલ કરી છે.

મૅકબેથે જ્યારે આ ભવિષ્યવાણીની કહાણી પોતાની પત્ની લેડી મૅકબેથને કહી ત્યારે એ રાક્ષસણી સ્ત્રીએ પોતાના પતિના હૃદયમા કેવુ વિષ રેડયુ અને તેના ડગમગતા મહત્ત્વાત્મક મગજમા કેવા ખૂની વિચારો ભર્યા એ ચિતાર શેક્સપીયરે અજબ કુશળતાથી ચિતર્યો છે. ડન્કનનુ ખૂન કરીને જ રાજા થઈ શકાશે એ લેડી મૅકબેથનો ભયાનક પ્રસ્તાવ! કંપતે હૃદયે, ધ્રુજતે શરીરે મૅકબેથને એ પ્રસ્તાવ સ્વીકારવો પડે છે! એ પ્રસ્તાવનો અમલ કરવાની તક પણ શેક્સપીયર કેટલી સુંદર કુશલતાથી મેળવી આપે છે! રાજા ડન્કન પોતાના અમીર ઉમરાવોનો હરવખત અતિથિ બને છે તે આ વખત મૅકબેથના મહાલયમાં અતિથિ થઇને આવે છે. સાથે તેના પુત્રો માલ્કમ અને ડોનાલબેઇન છે. ડન્કન લેડી મૅકબેથના અતિ મોહક સ્વાગતથી હર્ષઘેલો થઈ જાય છે—રાત્રિ અહિંજ પસાર કરે છે— એરીકે નિદ્રામા તે જગતના પ્રપંચોને વિસરી જાય છે મધ્યરાત્રિએ જ્યારે સર્વત્ર શાન્તિ ફેલાઈ રહી છે, ત્યારે લેડી મૅકબેથ પોતાના પતિને ડન્કનનુ ખૂન કરવાને ઉશ્કેરી રહી છે. પ્રથમ તો ખુની કટાર સાથે આ રાક્ષસણી ડન્કનના શયનગૃહમા દાખલ થઈ કેવા સકલ્પવિકલ્પોમા ગોથા ખાય છે એ ક્રૂર મનુષ્ય સ્વભાવનુ પૃથક્કરણ કરવામા શેક્સપીયરે માનસ શાસ્ત્રનુ એક મુશ્કેલમાં મુશ્કેલ પાનુ ઉકેલી બતાવ્યુ છે

છેવટે આ નિષ્ઠુર હૃદયની ડાકિણ મૅકબેથ પાસે પાછી ફરે છે અને તેને આ કાળુ કામ કરવાને તીખી તલવારની ધાર જેવા શબ્દોથી કેવી રીતે પાનો ચ્હડાવે છે એ ચિત્ર દોરવામા શેક્સપીયરની કલાની અવધિ થાય છે. બિચારા મૅકબેથના નશીબો! એ મકસદો કેવા સાચા અને મર્મદારક! "પ્રથમ તો આપણે આજ ડન્કનની રૈયત નથી, પણ ડન્કન આપણો કુટુબી અને મિજમાન છે." "એ આજે



—'' મૅકબેથ '





મિસ વાયલા બૅર્ડ ' લેડી મૅકબેથ " ના પાઠમાં

—" મૅકબેથ."

# રંગભૂમિ.

લેખક—શ્રીયુત ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી. એ., એલએલ બી.

"ગુરોસ્તુ મૌનં વ્યાખ્યાનં શિષ્યાસ્તુ છિન્નસંશયા" આવી એક વેદાન્તની પ્રૌઢોક્તિ છે. 'રગભૂમિ' મા લખવાના ભાઈ વિભાકરના આગ્રહને આવો જ ઉત્તર આપવાનુ મને મન થઈ આવે છે પણ ફેર એટલો જ છે કે હુ 'ગુરુ' નથી અને ગુજરાતનો જનસમાજ "અસ્મદત્યતપ્રિય શિષ્યકોટિ પ્રવિષ્ટ" નથી એટલે એ પ્રૌઢોક્તિથી મારૂ કાર્ય સરે એમ નથી છતા જો ભાઇ વિભાકરનો આટલો બધો આગ્રહ ન હોત તો 'મૌન' જ સાચો જવાબ છે એવુ મને લાગ્યા વિના રહેતુ નથી

કારણ, જગત્ ઉપર જ 'રગભૂમિ'ની દૃષ્ટિ રાખનાર તત્ત્વદર્શનના ઉપાસકને રગભૂમિ ઉપર આ સિવાય બીજા કોઇપણ પ્રકારનુ વિવેચન શોભતુ નથી–સભવતુ નથી જગત્ વસ્તુતાએ મિથ્યા છતા–જગતને આગ્રહપૂર્વક મિથ્યા માન્યા છતા–બ્રહ્મવિદ્યાના ઉપાસકને વ્યવહારદૃષ્ટિ રાખવી પડે છે, વ્યવહારજીવનમા જગતને સદ્રૂપ માની વર્તવુ પડે છે રગભૂમિ વસ્તુતાએ આભાસરૂપ છતા, અને એ કેવળ આભાસ જ છે એમ માન્યા છતા, તે જનસમાજના જીવનવ્યવહાર ઉપર મ્રૂપ હોય તેવી જ અસર કરે છે કેટલાક સત્યશોધક બન્ધુઓ નાટકના અગ પ્રત્યગમા કઈ કઇ વસ્તુઓના ખરાખોટા સત્યરૂપે દર્શન કરે છે એટલુ જ નહી પણ કેટલાક કાચા મનના સ્ત્રી પુરૂષો નાટકના તખ્તા ઉપર ભજવાતા દૃશ્યોની સારી માઠી અસર પોતાના જીવનમા ઉતારવાનો આયાસપૂર્વક યત્ન કરેછે, કેટલાક ઉપર તો અનાયાસે જ તેની અસર થાય છે, 'રગભૂમિ' ઉપર પ્રકટ થતુ દૃશ્ય મિથ્યા છે, તેના મોહમા ન પડવુ જોઇએ, તેમા દેખાતા પ્રકટ, અપ્રકટ, સ્ફુટ, અસ્ફુટ સત્યોને કાલ્પનિક માનીને જ ચાલવુ જોઇએ અને ખરૂ સત્ય નાટકમા નહી પણ જગત્મા જોવુ જોઇએ, જગત્ના ઇતિહાસમાથી, જગત્ના વર્તમાનમાથી જગત્ના નાના મોટા પરિવર્તનોમાથી તારવી કાઢવુ જોઇએ એવો ઉપદેશ કરાવવો એ કલાના એક અનુપમ અગની અવજ્ઞા સમાન લેખાય છતા જો રગભૂમિ સત્યને તરછોડે છે, શ્રોતાજનોના પાશવરસનુ જ પરિપોષણ કરે છે, કલાના ઉત્તમ આદર્શોનો ત્યાગ કરે છે તે રગભૂમિને માટે 'અવજ્ઞા' વિના બીજુ શુ હોઈ શકે? આવી અવજ્ઞામાથી રગભૂમિને બચાવવી હોય તો તેનો એક જ માર્ગ છે અને તે એ કે એ રગભૂમિને 'સત્ય'ની અવાદી બનાવવી,

જીવનનુ સાચુ અનુકરણ નીવડે છે. તે દુખ-પ્રધાનતામાંથી મનુષ્યની લઘુતાનુ, પાશવ અંશની ત્યાજ્યતાનુ અને પોતાના આધ્યાત્મિક અંશની ગુરુતાનુ અને દૈવી અંશનુ દર્શન પ્રાપ્ત કરવાની પોતાનામાં અંતર્ગત રહેલી શક્તિનુ ભાન થાય છે આવો સુંદર પરિણામ જે ગૌરવથી જે ગંભીરતાથી અને જે અનિવાર્યતાથી દુખપ્રધાન અને દુખાન્ત નાટકોમા થાય છે તેવા ગૌરવ, ગંભીરતા અને અનિવાર્યતાનાં તત્ત્વો સુખાન્ત અથવા સુખપ્રધાન નાટકોમાથી પ્રાપ્ત નથી થતા, અને એટલા જ માટે શાકુન્તલ અને ઉત્તરરામ ચરિત જેવા કે રોમિયો અને જુલીયેટ, હેમ્લેટ, લીયર અને ઑથેલો જેવાં નાટક વધારે લોકપ્રિય, વધારે રસિક અને વધારે પ્રશંસાપાત્ર ગણાયા છે દુખ મનુષ્યને પવિત્ર બનાવે છે, દુખાન્ત નાટક મનુષ્યને સત્યનું અને સુખનું સાચું સ્વરૂપ સમજાવી શકે છે. માનવજીવનનુ મોટામાં મોટુ ફળ પરમાત્મ દર્શન છે નાટક એ માનવજીવનનું અનુકરણ છે તો તેની પણ પરમાત્મદર્શનમાં જ સફલતા છે. જે નાટકમાં પરમાત્મદર્શન થતું હોય તે નાટક સાર અને ગ્રાહ્ય-જેમાં ચોમેર માયાનુ જ દર્શન હોય, માયાનુ જ આકર્ષણ હોય, માયાના મોહની સસાર જીવનમા મનુષ્યવ્યક્તિઓને જણાતી ખામીઓ પુરવાનો જેમાં યત્ન હોય, સસારરસની પરાકાષ્ઠાએ પહોચવાની જ જેમા ભાવના હોય તે નાટકો 'રામનામ' વિનાના આભૂષણની પેઠે અમને ત્યાજ્ય લાગે.





# ઈરાનમાં રંગભૂમિ.

લેખક—શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ., એલએલ બી.



અરબસ્તાન, ઈરાન વગેરે ઈસ્લામી ધર્મ પાળનારા પ્રદેશોમાં નાટક, નાટકશાળા, રંગભૂમિ આદિ મોજમઝાના સાધનો જે અર્થમાં આપણે સમજીએ છીએ તે અર્થમા હસ્તી ધરાવતા નથી. ઈસ્લામમાં તેને વર્જ્ય ગણ્યાં છે. શ્રાવ્ય કે દૃશ્ય કોઇપણ રૂપમા નાટક નજરે પડતાં નથી, ઇરાનના જૂના સાહિત્યમા નાટકનું એકે પુસ્તક જડતુ નથી, પરંતુ નવા સાહિત્યમા છેક તેમ નથી. તેનુ કારણ કે ઇરાનીઓનો ખાનદાની વર્ગ, ઇરાનના અમીર ઉમરાવો પોતાના કુટુંબીઓને કેળવણી આપવા યુરોપ મોકલે છે, ઈસ્તાંબુલ, બર્લીન, પારીસ, લંડન વગેરે જગાએ ઘણા ઇરાનીઓ જોવામા આવે છે, પારીસ માટે તથા ફ્રેંચ ભાષા માટે એમને ઘણું આકર્ષણ રહે છે. યુરોપના આ સઘળા શહેરો (ઇસ્તાંબુલ બાદ કરતા) ની નાટકશાળાઓ વિલાસના મુખ્ય સાધન પૂરા પાડે છે। અને તેથી એવા શહેરોમાં રહેતા ઇરાનના વતનીઓ જ્યારે પોતાને દેશ પાછા ફરે છે, ત્યારે કુદરતી રીતે નાટકને માટે કાંઇક લાગણી પોતાની સાથે લેતા જાય છે. તુર્કી ભાષામાં કેટલાંએક નાટક લખાએલાં છે, અને તેનાં સ્વાભાવિક રીતે ફારસીમાં ભાષાંતર થયાં છે. વઝીર ઉલ્-લન કુરાન નામે એક બહુજ રમુજી નાટકનુ ભાષાંતર કેટલાએક વરસ પર જોએલું આ લેખકને સાંભરે છે. ફારસી ભાષા જાણનારા તેમજ ઇરાનના વતનીઓ પણ એ ભાષાંતર બહુ હોંસથી વાચતા, કારણ તે વખતે ફારસી સાહિત્યમાં એ એક નવીન તત્ત્વ દાખલ થએલુ ગણાતુ. છતાં પણ દૃશ્ય નાટક તરીકે એનો ઉપયોગ કરવાનુ કોઇના ખ્યાલમા પણ આવતુ નહિ

જે ધાર્મિક આદેશ દૃશ્ય નાટક વર્જ્ય બનાવે છે તે જ ધાર્મિક આદેશ જ્યારે ધાર્મિક બનાવો જોડે જે તે નાટક કાંઇ પણ સબંધમાત્ર નામનો હોય તો પણ—રાખતુ હોય તો તેને અબાધિત ગણે છે આવી જાતના નાટકો ઇરાનમા તેમ જ બીજા કેટલાક મુસલમાની ધર્મ પાળતા દેશોમા ભજવાય છે પણ નથી તેને માટે રંગભૂમિનુ પાકુ બાંધેલુ મકાન જોઇતુ કે નથી કેળવાએલા "એક્ટર" જોઇતા ગમે ત્યા ગોઠવેલા ચાર પાંચીઆની



લખ્નૌનો સુપ્રસિદ્ધ 'ઇમામ બારા".

શ્રીયુત પુરુષોત્તમ વિશ્રામ માવજી.]

[પૃષ્ઠ ૩૧૯.



મોહર્રમનો ઉત્સવ

શ્રીયુત પુરુષોત્તમ વિશ્રામ સંગ્રહ. ]

[પૃષ્ઠ ૩૨૮.

બની ગયા હુસેન તથા તેના કુટુંબીઓને પાણી વગર તરસાવી તરસાવી મારી નાખ્યા તથા તે ઉપરાંત સ્ત્રીઓ તથા ન્હાના ન્હાના બાળકો પર જે સિતમ ગુજારવામા આવ્યો, તેનો આબેહુબ ચિતાર આ નાટકમા રજુ કરવામા આવે છે આ નાટકના દેખાવને તાઝીયા કહેવામા આવે છે ગજ્જરગમારે હાકેમોની હકુમતમા શહેરના શ્રીમંતો તરફથી ગામડાના મુખીઓ તરફથી મોહર્રમમા ઇમામ હુસેનના તાઝીઆ" કરવામા આવે છે એ 'તાઝીઆ" માટે લાકડાનુ તખ્ત (સ્ટેજ કે પ્લેટફાર્મ) બનાવના શ્રોતાજનોને બેસવાની સગવડ કરી આપના માટે મ્હોટા મ્હોટા તબુ ઉભા કરવામા અને એક્ટરો ને તેમના પાર્ટ" શીખવવા માટે ઘણા દિવસ પહેલા તૈયારીઓ કરવામા આવે છે જેમ આપણામા કથા કરતી વખતે વ્યાસને ઉચે વ્યાસપીઠ પર બેસાડવામા આવે છે તેમ એક મુલ્લાને એ તખ્તના એક ખૂણાપર એ ઉચી મીંદીનાગી બેઠક આપવામા એ કથા કહેવા-રોઝેખાની કરવા-માટે આવે છે તે મેમ્બર પર બેસી સ્ત્રીપુરુષના ભેગા મળેના સમુદાય સમક્ષ હુસન હુસેન પર ગુજરેના સિતમની કથા દસ દહાડા સુધી એ મુલ્લા નાખે છે તેમા જ્યારે જ્યારે હસન કે હુસેનના નામ તના મ્હોડામાથી નીકળે છે ત્યારે ત્યારે એ સમુદાય અય હુસન વય હુસેન અય હસેન જાન" એ શબ્દો બોલી છાતી કુટી માતમ (શોક) કરવા મડી જાય છે જાણે એ શોરબકોર કમતી પડતો હોય તેમ કેટલાએક બીજા બાહુતી માણસો રોવામા આવે છે તેમનુ કામ જેવા એ નામ લેવામા આવે કે તરત પોતાની ખુલ્લી છાતી પર મુઠ્ઠીઓ મારી યા છાતી ચીરી તેમાથી લોહી નીકળે ત્યા સુધી એ નામ રોવા તા રહેવાનુ હોય છે કેટલાએક તો વળી ભાર આંગળો નહિ તેના વડે પોતાના ખભા ઉપરના

જાય છે એ માતમ પુરી થતા મુલ્લા વ્યાસપીઠ પરથી ઉતરી જાય છે, અને 'એક્ટરો પોતાનુ કામ કરવાનુ શરૂ કરે છે હુસેનની જોડે એનો ભાઇ અબ્બાસ એની બ્હેનો બેન મને કુલસુમ એની સ્ત્રી શહેરબાનુ એનો બની તે કાસમ (હુસેનનો છોકરા) એની છોકરીઓ ફાતમા ને રૂખીયા એના છોકરા અલી અસ્ગર અલીઅકબર ને ઝેનઉલ આબેદીન તથા નોકર ચાકર વગેરેનો સમૂહ હતો છે તે એઓને દસમે દહાડે હુસેનની કતલ થઇ ત્યા સુધી એમાના દરેક પર અતીશય સિતમ ગુજરેલો એ દસે દિવસના બનાવ દરરોજ જેમ બનતા ગયા તેમ બતાવવામા આવે છે દરેક દિવસને લગતા એક્ટરો પોતાના 'પાર્ટ'ને લાયક કપડા વગેરે પહેરી શ્રોતૃ સમુદાયની વચમા ગલી જેવો ખુલ્લો રસ્તો રાખ્યા હોય છે તે રસ્તે થઇ 'પ્લેટફાર્મ પર ચઢી પોત પોતાનો વેશ ભજવી બતાવે છે સ્ત્રીઓનો પાર્ટ ઘણુ ખરુ દાઢીવાળા પુરુષો કરે છે પણ મ્હોડાપર બુરખા નાખેલા હોય છે એટલે પકડાઇ આવવાની ધાસ્તી રહેતી નથી કાસમ માત્ર દસ વરસનો છોકરો હતો અલીઅકબર અઢાર વરસનો હતા અલીઅસ્ગર ને ઝેનઉલ આબેદીન તો છેક ન્હાના હતા ફાતમા ને રૂખીયા પણ નાની હતીઓ એથી એના નાની ઉમરના એક્ટરોના પાર્ટ મધુરા ને મધુર અવાજવાળા ન્હાના ન્હાના છોકરાઓને આપવામા આવે છે યઝીદ ને શિમના પાટ જુવાન માણસો લે છે ને તેઓ ખુબ ભપકાબંધ કપડા બખ્તર વગેરે પહેરી એવી મારી ફીને રાતનો વેશ ભજવે છે કે ઘણી વખત તો નાટક જોના ભૂલી જાય છે કે એ એક્ટરો ખરા યઝીદને શિમ નથી ? ને તેથી હુસન જેવા પાક માણસને તરફ કરનાર તેમ ન જ ગણી તેમના મોરકેરો કરી નાખે છે

બીન બીની પડદા વગેરે દિવસે એ

" રંગભૂમિ " પર હોતુ નથી, દરેક " સીન " પૂરો થતાં ઍક્ટરો જતા રહે છે, ને તેમની પાછળ, ઘોડા, ઉંટ, શબને લઇ જવાની ઠાઠડી ( જનાઝો ) અને ઠાઠડી પર મરણ પામેલા માણસોનાં બનાવટી શબ વગેરેનો લાંબો રસાલો દાખલ થાય છે, તે વખતે નગારાં, નોબત વાજાં વગેરે વગાડી એટલો શોરબકોર કરી મૂકવામાં આવે છે કે કાને પડયું સંભળાય નહિ, વળી તે વખતે પેલા છાતી કુટનારાઓનું કામ તો ચાલતુંજ હોય છે, લોકો રડવા ને ડુસકાં ભરવા માંડે છે, એટલામાં વળી બીજો " સીન " ચાલુ થાય છે.

આમાના ઘણા દેખાવો જે મુસલમાન ન હોય તેના મન પર પણ ઘણી અસર કરે છે. અલીઅકબરનું પાણી પાણી કરતાં મરવું, તે વખતે હુસેન તેની તરસ મટાડવા પોતાની જીભ તેની જીભપર ફેરવે છે તે દેખાવ, અલ્પ વયના કાસમનું તેની ભત્રીજી જોડે રણાંગણમાં લગ્ન ને પછી તેનુ તીરોથી વીંધાઇ જવું, * ઝૈનબનો વિલાપ, તાવવાળી સકીનાનું તરસથી તરફડવું, શહેરબાનુનું પોતાના માંદા છોકરા ઝૈનુલઆબેદીનને એકલો મુકી ન્હાસી છૂટવું, વઝીદની હઝરત મહમ્મદના કુટુંબ પ્રત્યે બેશરમ વર્તણુક, એવા એવા બનાવો એવી મચોટ રીતે બતાવવામા આવે છે કે જોનારને સીન, સીનરી કે પડદાની ખોટ લેશ માત્ર પણ લાગતી નથી.

કરબલાના કરૂણારસીક અહવાલ બાદ કેટલાક હાસ્યજનક દેખાવો પણ બતાવવામા આવે છે, પણ તે બધુ પણ આજ ધારીપર કરવામાં આવે છે.

ઇરાનમા આવી જાતની રંગભૂમિ છે. એ રંગભૂમિનુ દર્શન હિંદુસ્તાનમાં પણ જ્યાંજ્યાં શીયા મુસલમાનો વસે છે ત્યા ત્યાં થાય છે. જે જગાએ એ " તાજીઆ " આપણા દેશમાં બનાવવામાં આવે છે તેને " ઇમામ બાડા " ( ઇમામવાડો ) કહે છે. લખનૌનો ઇમામ વાડો એ હિંદુસ્તાનનું નાક છે. મુંબઇના ઇમામવાડામાં પણ આશુરાના દસ દિવસ આ નાટક ભજવાય છે, અને તેથી ઇરાનમાં એ દસ દીવસ કેવો ભયંકર વિલાપ ચાલતો હશે તેનો, એ દૃશ્ય જોનારને, કંઇક ખ્યાલ આવી શકે છે.

આપણે ત્યાં " તાબુત " બનાવે છે તે ખરી રીતે હુસન, હુસેનની કબરની નકલ છે. અને એ તાબુત આગળ જે ગાયન ગાવામાં આવે છે તે ગાયન એટલે " મરસીયા, " તે એ પવિત્ર ઇમામોને સંબંધે રચેલાં શોકગીતો છે. પરંતુ નિરક્ષર ને અજ્ઞાન માણસોને હાથે જે એક દુનિઆના ઇતિહાસનો મહાન કરૂણારસીક ને શોકજનક બનાવ છે તેને માત્ર જંગલી માણસોમાં જોવામાં આવતા હાસ્યજનક દેખાવોનું રૂપ આપી દેવામાં આવ્યુ છે. દાખલા તરીકે, તાબુતના " વાઘ " માટે ઇસ્લામના કયા કાનૂનમાં મંજૂરી છે ? ઇરાનમાં શોકની નિશાની તરીકે સર્વત્ર કાળુ જોવામા આવે છે. કપડાં કાળાં, વાવટા કાળા, ઘુમ્મટ કાળા, પાઘડી કાળી. આપણે ત્યાં તાબુત આગળ " મરસીઆ " ગાનારી સ્ત્રીઓ,–મોટે ભાગે નાયકણીઓ–શુદ્ધ સફેદ વસ્ત્રો પહેરી નીકળે છે એ " મરસીયા " જે ભાવથી ગાવામાં આવે છે, તે ભાવ સમજવામા આવે, જે ઉચ્ચ ભાષામા એ રચવામાં આવે છે તે ભાષા સમજવામા આવે તો " તાબુત " ની ભાવના વિષે આપણામા જે ગેરસમજ છે તે ઘણે ભાગે દૂર થાય, કારણ ઇરાનની રંગભૂમિની મતલબ ને એ મરસીયાની મતલબ એક જ છે હઝરત મહમ્મદના પૌત્રોને દુખે દુખી થવુ.

* એને લગતો ઉર્દૂમા એક મરસીયો છે કે જે ઘણી વખત તાબુતો આગળ ગાવામા આવે છે
" બચ્ચા પ્યાસા હુવા થા બીચારા, ઉસકુ ઝાલમને તીરોમેં ના'ક,
ઉસકે હલકે પે કારી ઝખમ હૈ, જો દેખ હાય રે, કાસમ બના ક્યા-જમે "



## મયૂરનો મુગટ.



મયૂર હો ! મુગટ તણો ગો મરોડ !
બાંકો બિરાજે જગતમનોહર
મજરીનો તુજ મ્હોડ: મયૂર હો !
નીલો છબીલો અજબ સલૂણો
ગોભે શિખાનો છોડ મયૂર હો !
ગતિડોલનથી ડોલે કુતુકભર્યો
નખરાં કરતો કોડ મયૂર હો !
ઋતુઋતુમાં નિત્ય પૂજે પ્રભુજી
કલગીના તુજ કોડ:
મયૂર હો ! મુગટ તણો ગો મરોડ !

— ન્હાનાલાલ દલપતરામ કવિ



બાલ ગંધર્વ.

# "બાલગંધર્વ" ઉર્ફે નારાયણ શ્રીપાદ રાજહંસ.

લેખક—શ્રીયુત શંકર રામકૃષ્ણ ખોપકર બી. એ

જેના ભાવગર્ભ અભિનય અને કોમલ સંગીતથી સર્વ મહાગષ્ટ્ર ચકિત થઇ ગયેલ છે: તે બાલગધર્વનો જન્મ શકે ૧૮૧૦ ઇ૦ સ૦ ૧૮૮૮ માં થયો હતો.

બાલગંધર્વના પિતા રા. શ્રીપાદરાવ સરકારી ઇરીગેશન ખાતામાં નોકર હતા; તેઓ જાતે યજુર્વેદી બ્રાહ્મણ હતા. સાધારણ સ્થિતિમાં છતાં તેઓ ઘણા ધર્મશીલ, શ્રદ્ધાળુ અને સદાચારી હતા, અને તેમના અને તેમની પત્નીના આ ગુણો બાલગધર્વમાં બચપણથીજ આવેલા છે. શ્રીપાદરાવને સિતાર વગાડવાનો શોખ હતો અને ધર્મપર સગીત ભજન તેઓ કરતા અને ગાયનવિદ્યાનો પ્રથમ પાઠ બાલગધર્વને તેમની પાસેથી જ મળ્યો.

સરકારી નોકરો એટલે એક સ્થળથી બીજે સ્થળ બદલી તો જાણે વિધાતાએ જ લખી આપેલી. શ્રીપાદરાવની બદલી માલેગાવ થઈ અને શિક્ષણાર્થે બાલગધર્વને તેમના ફુવાને ત્યાં ખાનદેશ જીલ્હામાં જળગામ ખાતે રાખવામાં આવ્યા. ફુવા એક નામાંકિત વકીલ હતા અને વળી મ્યુનીસીપાલીટીના ચેરમન પણ હતા, તેઓ ગાયન તથા નાટ્ય કલાના શોખીન હતા જેથી તે વખતના નામાંકિત નટોના જલસાઓ એમને ત્યાં થતા. બાલગધર્વને એ જલસાઓથી અને નાટકો જોવાથી રંગભૂમિના રસનો આસ્વાદ અનાયાસેજ થયો. અત્યત પ્રેમળ અને સાત્વિક સ્વભાવથી બાલગધર્વ કુમારાવસ્થાથી તે આજ દિનપર્યંત સર્વને પ્રિયજ થયેલા છે.

મહિબૂબખાન નામના એક સુપ્રસિદ્ધ દિલ્હીના ગવૈયા બાલગધર્વના ગાયન શિક્ષક થાય. તેમની પાસે ત્રણ વરસ રહી એમણે શાસ્ત્રોક્ત સગીતવિદ્યાનુ અધ્યયન કર્યું. થોડાજ વખતમા એમને પુણ્યગ્રામનિવાસી રસિકવરોની આગળ પોતાના ગાયન ચાતુર્યની પરીક્ષા આપવાનો પ્રસંગ આવ્યો. મર્મજ્ઞતામાં પંકાયલા પુનાના ચિકિત્સકોની કઠિન કસોટીમાંથી બાલગધર્વ ઉત્તમ રીતે પસાર થયા અને તેમની તરફથી તેમને બાલગધર્વ એ અર્થપૂર્ણ પદવી મળી. શ્રીમાન્ લોકમાન્યજીએ પોતાના એક લેખમાં એજ પદવીથીજ એમને સબોધ્યા. પદવી કાયમ થઇ અને મહારાષ્ટ્ર જનતા એમનું જન્મનામ ભૂલી ગઇ. બાલગંધર્વ એ નામથીજ એમને ઓળખવા લાગી.

શ્રીમાન રાજર્ષિ કોલ્હાપુરાધીશની ગુણગ્રાહકતાથી બાલગધર્વને મહારાષ્ટ્રની પ્રસિદ્ધ કિર્લોસ્કર નાટક મંડળીના માલેકની સાથે પરિચય થયો. કૌટુમ્બિક સ્થિતિ ચિંતાજનક હોવાથી કુટુંબ પોષણનો ભાર બાલ્યાવસ્થામાંથીજ બાલગધર્વ ઉપર આવી પડ્યો. માતાપિતાની અનુજ્ઞા લઇ બાલગંધર્વ કિર્લોસ્કર નાટકમંડળીમાં જોડાયા અને મહારાષ્ટ્રીય આદ્ય નાટકાચાર્ય અણ્ણાસાહેબ કિર્લોસ્કરની અદ્વિતીય કલમથી લખાયનાં સર્વ નાટકોમાંની નાયિકાની ભૂમિકાનુ અત્યત કઠિન કામ એમણે ઉત્તમ રીતે કરી બતલાવી રસિક દુનિયાને રસ રગનુ પાન કરાવ્યુ છે.

શ્રીમાન્ મહારાજ ગાયકવાડ, શ્રીમાન્ અલીજા બહાદુર શિંદે સરકાર આદિ નરેન્દ્રોની મદદ અને રાષ્ટ્રીય મહાનુભૂતિથી આજે "બાલગધર્વ" ગધર્વ નાટક મડળીના માલેક થયેલા છે.

કેવળ પૌરાણિક પ્રસગોના કઠિનતર ભાવોના પાઠ પચાસેક વર્ષ ઉપર મહારાષ્ટ્ર રગભૂમિપર ભજવાતા રસમય મધુર સગીત અગર મનોવૃત્તિને તલ્લીન કરે તેવા અભિનય એ બનેની ગેરહાજરીને લીધે તત્કાલીન રગભૂમિનુ સ્વરૂપ કંઇક વિકટ અને કંઇક



બાલગંધર્વ "માનાપમાન" માં ભામિની



બાલ ગંધર્વ "મૃચ્છકટિક" માં "વસંતસેના."

હાસ્યાસ્પદ જ લાગતું. શ્રીયુત અણ્ણાસાહેબ કીર્તિકરે એ સુકા પૌરાણિક પ્રસંગોમાં કાવ્ય માધુરી મૂકી અને ભાઉરાવ કોલ્હટકર વગેરે નટોનાં દિલખુશ ગાયન અને રમણીય અભિનયથી રંગભૂમિમાં રસ નિર્માણ થવા લાગ્યો. સમાજની હાનિકારક રૂઢિઓનું સમાલોચન શ્રીયુત દેવલેએ ઘણી માર્મિકતાથી શારદા નાટકમાં કર્યું. સંસ્કૃત નાટકોના પ્રાકૃત ભાષાંતરમાં મહારાજા શુદ્રકનું મૃચ્છકટિક રસજ્ઞોને આજે પણ આકર્ષે છે. આ બન્ને પ્રયોગોમાં બાલગંધર્વે સર્વાંગસુંદર ગાયન અને અભિનયથી મહારાષ્ટ્રની રસિક પ્રજાને પ્રિય અને આદરણીય થઈ મહારાષ્ટ્ર રંગભૂમિની અનુપમ સેવા બજાવી છે.

લોકમાન્ય પત્રના અધિપતિ શ્રીમાન્ ખાડીલકરે કીચક વધ નામનો ગદ્યમય લેખ લખી ચાલુ જમાનાના રાજકીય વિષયોનો મહારાષ્ટ્ર રંગભૂમિ ઉપર પ્રવેશ કરાવ્યો. સ્વભાવથીજ રાજકારણની ચિંતા કરનારી મહારાષ્ટ્રની પ્રજાને એ નાટક ઘણુંજ પ્રિય થઇ પડ્યું. પણ મુંબઇ સરકારની અવકૃપાથી કીચક વધ અલોપ થઇ ગયો. શ્રીયુત ખાડીલકરે સગીત નાટકના ક્ષેત્રમાં પ્રવેશ કરી મહારાષ્ટ્રની રાજકારણ પ્રત્યેની પ્રીતિને વધારવાનો પ્રયત્ન આરંભ્યો અને તેમના તે પ્રયત્નમાં બાલગંધર્વની મદદથી તેમને સંપૂર્ણ યશ મળ્યો એમ કહી શકાય. પ્રૌઢાવસ્થામાં પ્રવેશ થઇ ગયેલી મુગ્ધ યુવતીના ઋજુ, શાલીન અને પ્રેમળ ભાવનાઓના સમયાનુચિત અભિનયમાં સૌમ્ય અને પવિત્ર શૃંગારરસ ભરી બાલગંધર્વે મહારાષ્ટ્ર ભગિનીમાં કંઇક નાવીન્ય તો જરૂર ઉપજાવ્યું છે. તરુણોની રસીલી દૃષ્ટિને એ નાવીન્યમાં રમણીયતા તો લાગેજ. નીતિજ્ઞોની દૃષ્ટિથી પણ બાલગંધર્વ પોષાક, ટાપટીપ, સંગીત અને અભિનયમાં વઠેલપણાના દોષમાંથી બિલકૂલ બચી જઇ રસિક મહારાષ્ટ્ર રંગભૂમિને ભૂષણપ્રદ થઇ પડેલ છે એમાં સંદેહ નથી.

ગુજરાતીની "સુંદરી" ગમે તેવી નજરમાન હોય પણ એક ઉચ્ચ કોટિની આર્ય સ્ત્રીની મર્યાદા અને લજ્જા તેનામાં ભાગ્યેજ દેખાયછે, ત્યારે બાલગંધર્વમાં આર્યતા અને ગંભીરતા તેના અંગે અંગમાં તરવરી રહેછે સંગીતમાં પણ બાલગંધર્વની જોડીમાં ગુજરાતી રંગભૂમિનું કોઈ પણ પાત્ર ઉભી નહી જ શકે. "સુંદરી" હમણાં હમણાં આલાપ અને તાન મારવાના પ્રયત્નો કરેછે તે ગુજરાતી રંગભૂમિ માટે બહુ આવકારદાયક છે, પરંતુ જ્યારે બાલગંધર્વનાં ઉચ્ચ ગાન સાથે "સુંદરી" નું ઉપરછલ્લું સંગીત સરખાવીએ છીએ ત્યારે જમીન આસમાનનો ફેર લાગ્યા વિના રહેતો નથી. બાલગંધર્વને ગમે તેવું ઉસ્તાદી સંગીત ગાવામાં પણ શ્રમ પડતો નથી અને તેના ચ્હેરામાં કોઇ પ્રકારની વિકૃતિઓ દેખાતી નથી; ત્યારે "સુંદરી" ઉસ્તાદી સંગીતમાં બિલકૂલ થાકી જાયછે અને તેના ચહેરા ઉપર અનેક કરચલીઓ પડી જાયછે, છતાં તેનો અવાજ પૂરો સંભળાતો નથી, તેમજ તેના અભિનયો ચાલુ પ્રસંગના ભાવોને વ્યક્ત કરવાને બદલે કોઇ બીજાક્લાસના સામાન્ય ગાયકના હાથની ચેષ્ટાઓ જેવા લાગી જાયછે.

પરંતુ બાલગંધર્વની આ શ્રેષ્ઠતા કુદરતનીજ બક્ષિસ છે. એના કંઠમાં મીઠાશ અને કોમલતા કુદરતેજ ભરી દીધી છે. તેના ગાનમાં જે વિવિધતા અને સુદરતા આપણે જોઇએ છિએ તે કોઇ ગાયકથી શીખી શીખાય તેમ નથી. ગંધર્વ ગમે તેટલાં ઉચાં તાનો લે છે છતાં તેમાં કદિ પણ કર્કશતા દાખલ થતી નથી. શાસ્ત્રીય રીતે ગાવું, રાગ કે તાલના દોષોમાંથી બિલકૂલ મુક્ત રહેવું, છતાં રંગભૂમિને અનુકૂલ માધુર્ય અને સુરેલપણું લઇ આવવું, અને આ બધું કાંઇ પણ શ્રમ કે પ્રયત્ન વગર જલપ્રવાહ સરતો હોય તેમ સરી પડે,—એ ઇશ્વરદત્ત યોજના નહીં તો બીજનું શું?




[ લેખક—રાજ્યરત્ન શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે. પી. એમ. આર. એ. એમ. ]

## સંગીત અને નાટ્ય.

પ્રાચીન મહર્ષિઓએ, જોવાની અને સાંભળવાની ઇંદ્રિયો વડે મન જે જાણી શકે છે એ ધોરણને અનુસરીને સંગીતના બે ભાગ પાડેલા છે. દૃશ્ય સંગીત. અને શ્રાવ્ય સંગીત. સંગીતના જે ભાગને સાંભળવાની ઇંદ્રિયથી જાણી શકાય છે તેને શ્રાવ્ય સંગીત કહેવામાં આવે છે, જેવા કે, ગળામાંથી ગાવાતું સંગીત અને વાદ્યોનું સંગીત સંગીતનો બીજો ભાગ જે રંગભૂમિ ઉપર ભજવી બતાવવામાં આવે છે અને જે જોવાની ઇંદ્રિયથી જાણી શકાય છે, તેને દૃશ્ય સંગીત કહેવામાં આવે છે, જેમ કે ' નૃત્ય ' ' નાટક ' વિગેરે. આ પ્રમાણે ' દૃશ્ય સંગીત ' માં ' નૃત્ય ' અને ' નાટક ' બન્નેનો સમાવેશ થાય છે તો પણ આ લેખમાં ગેરસમજુતી અને ભૂલ ન થાય એટલા માટે ' દૃશ્ય સંગીત ' નો અર્થ ' નાટક ' જ સમજવાનો છે. ' દૃશ્ય સંગીત ' માં પાત્રો બીજાનું રૂપ લઇને ' નાટક ' ભજવી બતાવે છે તેથી ' દૃશ્ય સંગીત ' ને ' રૂપક ' પણ કહેવામાં આવે છે. યોગ્ય પોશાકો સાથે રંગ ભૂમિપર ઉચ્ચ અને નીચ પાત્રો પોતાનો ભાગ ભજવે તેને ' અભિનય ' કહેવામાં આવે છે. +

અંગચેષ્ટા, વાણી, પોશાક અને મનોભાવ—આ ચાર જાતની અભિનય કલા છે, અને વસ્તુની ભિન્નતા પ્રમાણે રૂપક દશ જાતનું છે, (૧) નાટક, (૨) પ્રકરણ, (૩) સમવકાર, (૪) ઇહામૃગ, (૫) ડિમ, (૬) વ્યાયોગ, (૭) અંક, (૮) પ્રહસન. (૯) ભાણ, (૧૦) વીથી †

ઉપર વર્ણવેલા વિભાગોમાં જે નાટકોનો સમાવેશ નથી થતો તે નાટકોને ' ઉપરૂપક ' કહેવામાં આવે છે ઉપરૂપક અઢાર છે, (૧) નાટિકા, (૨) ત્રોટક, (૩) ગોષ્ઠી, (૪) સટ્ટક, (૫) નાટ્યરાસક, (૬) પ્રસ્થાન, (૭) ઉલ્લાપ્ય, (૮) કાવ્ય, (૯) પ્રેક્ષણ (૧૦) રાસક, (૧૧) સંલાપક, (૧૨) શ્રીગદિત (૧૩) શિલ્પક, (૧૪) વિલાસિકા, (૧૫) દુર્મલ્લિકા,

---

* રાજા સર સુરીન્દ્ર મોહન ટાગોરના ' Hindu Drama ' નો અનુવાદ

\+ सङ्गीत द्विविध प्रोक्त दृश्यं श्राव्य च सूरिभि ।
दृश्य तत्राभिनेयं तत् रूपारोपात्तु रूपकम् ॥

† भवेदभिनयोऽवस्थानुकार स चतुर्विध ।
आङ्गिको वाचिकश्चैवमाहार्य्य सात्त्विकस्तथा ।
नाटक सप्रकरणमङ्को व्यायोग एव च ।
भाण समवकारश्च वीथी प्रहसन डिमः ।
ईहामृगश्च विज्ञेयो दशमे नाट्यलक्षणे ॥

(૧૬) પ્રકરણી, (૧૭) હલ્લીશ, અને (૧૮) ભાણિકા †

'નટ' શબ્દમાંથી ઉત્પન્ન થયેલ 'નાટ્ય'– જેનો અર્થ પ્રવીણ નટોથી ભજવી બતાવાતું નાટક થાય છે–તેના સંગીત શાસ્ત્રીઓએ બે વિભાગ પાડેલા છે, માર્ગ અને દેશી. બ્રહ્મા જે નાટકો શોધતા હતા અને જે તેણે મહાદેવ અને પાર્વતી પાસેથી તપ કરી મેળવ્યાં તે નાટકો 'માર્ગ નાટ્ય'ના નામથી ઓળખાય છે. આ માર્ગ નાટ્યો વીશ જાતનાં છે, (૧) નાટક (૨) પ્રકરણ, (૩) ભાણ, (૪) પ્રહસન, (૫) ડિમ, (૬) વ્યાયોગ, (૭) સમવકાર, (૮) વીથી, (૯) અંક, (૧૦) ઇહામૃગ, (૧૧) નાટિકા, (૧૨) પ્રાકવિકા, (૧૩) ભાણિકા, (૧૪) હસિકા, (૧૫) વિયોગિનિ, (૧૬) ડિપિકા, (૧૭) કલેત્સાહતરા, (૧૮) ચિત્રા, (૧૯) જુગુપ્સિતા, (૨૦) વિચિત્રાર્થા પહેલા દસ મહાદેવ પાસેથી અને બીજા પાર્વતી પાસેથી બ્રહ્માએ મેળવ્યા મૃત્યુ લોકના મનુષ્યોમાં ચાલતાં નાટકોને 'દેશી નાટ્યો' નામ આપવામાં આવે છે. દંતિલ અને બીજાઓ દેશી નાટ્યોને સોળ જાતના કરે છે, (૧) સટ્ટક, (૨) ત્રોટક, (૩) ગોષ્ઠી, (૪) વૃન્દક, (૫) શિલ્પક, (૬) પ્રેંખણ, (૭) સંલાપક, (૮) હલ્લીશ, (૯) રાસક, (૧૦) શ્રીગદિત, (૧૧) મિલુકી, (૧૨) દુમ્મકી, (૧૩) સજ્જિત, (૧૪) પરિવર્તક, (૧૫) મૂર્તિ, (૧૬) પ્રહેલિકા +

---

† नाटिका त्रोटकं गोष्ठी सट्टक नाट्यरासकम् ।
प्रस्थानोल्लाप्यकाव्यानि प्रेक्षण रासक तथा ॥
सलापकं श्रीगदितं शिल्पकञ्च विलासिका ।
दुर्मल्लिका प्रकरणी हल्लीशो भाणिकेति च ॥
अष्टादश प्राहुरुपरूपकाणि मनीषिण ।
विना विशेष सर्वेषा लक्ष्म नाटकवन्मतम् ॥
नटस्यातिप्रवीणस्य कर्मत्वान्नाट्यमुच्यते ।
मार्गदेशीति नाट्यस्य भेदद्वयमुदीरितम् ॥
ब्रह्मणायत्तपस्तप्त्वा मार्गितं शिवयो पुर ।
मार्गनाट्यञ्च तत्प्रागुक्तस्तच्च विंशतिचोच्यते ॥
नाटकञ्च प्रकरण भाणं प्रहसन डिम ।
व्यायोगसमवकारौ वीथ्यङ्केहामृगा इति ॥
दशकाले दर्शितानि भाषितानि कपर्दिना ॥
नाटिकाप्राकपिका च भाणिका हसिका तथा ।
वियोगिनी च डिपिका कलेत्साहतरा पुन ॥
चित्रा जुगुप्सिता चैव विचित्रार्थेति दुर्गया ।
एव मार्गं नाट्यमुक्तं शिवाभ्या ब्रह्मणे पुरा ॥
दान्तलादिभिरुक्तानि देशी नाट्यानि षोडश ॥
सट्टक त्रोटक गोष्ठी वृन्दकश्च तत परम् ।
शिल्पक प्रेङ्खण संलापक चेति तत परम् ॥
हल्लीशरासकाश्रुक्तावेव श्रीगदितं तथा ।
मिलुकी दुम्बका चैव सज्जितं परिवर्तकम् ।
मूर्ति प्रहेलिका चेति षोडशोक्तानि सूरिभि ॥

# રંગભૂમિની રચના.

રૂપકો અને ઉપરૂપકો ભજવી બતાવવામાં રંગભૂમિ (Stage) અને સભામંડપ ખાસ અગત્યના હોવાથી અહીં પહેલા તેમનું વર્ણન આપીશું.

કોહલ અને બીજા લેખકો પ્રમાણે રંગભૂમિનો પાયો નાખવાની ક્રિયા, જમીન પવિત્ર કરીને અને બીજી ધાર્મિક ક્રિયાઓ કરીને થવી જોઇએ. આ ક્રિયા કરવા માટે શુભ દિવસ અને શુભ ઘડી પહેલેથી નક્કી કરી રાખવા જોઇએ, અને પાયો નાખવાની ક્રિયા કરનારે ત્રણ દહાડા અપવાસ કરી પવિત્ર થવું જોઇએ. રંગભૂમિના સ્તંભો સુવર્ણ, કાથો, કટાળા, (Jack tree) અથવા તો લાલ ચંદનના હોવા જોઇએ, અને તેમના ટોચનો ભાગ જાડો, લીસો, અને બની શકે તેટલો પોકળ હોવો જોઇએ. સ્તંભોની સ્થાપના કરતી વખતે નીચેનો મંત્ર બોલવો જોઇએ—" હે સ્તંભ! જેવા હિમાલય સુમેરુ, અને મહેન્દ્ર પર્વતો પૃથ્વીપર મજબૂત અને અચળ થઇ ઉભા છે તેવો તું પણ અચળ રહેજે." સ્તંભનો ત્રીજો ભાગ જમીનની અંદર દાટવો જોઇએ અને ખોદેલી જગા રેતી અને એવા બીજા પદાર્થોથી સારી રીતે ભરી દેવી જોઇએ. થોડા લેખકો એવા અભિપ્રાયના છે કે શાસ્ત્રમાં રંગભૂમિની ઉંચાઈ, લંબાઈ અને પહોળાઈ માટે કંઈ નિયમો આપેલા નથી, પરંતુ ભજવી બતાવનારની જરૂરીયાત અને સગવડ જળવાય એવડી રંગભૂમિ બાંધવી જોઇએ. બીજા લેખકો એમ પ્રતિપાદન કરે છે કે લંબાઇ અને પહોળાઈ દરેક વીશ ધન (૩૦ ફીટ) હોવી જોઇએ રંગભૂમિની મધ્યમાં એક સ્તંભ આવવો ન જોઇએ રંગભૂમિના મોઢાનો ભાગ (proscenium) લાકડાનો બાંધવો જોઇએ તેને કળશો, પતાકા, પુતળીઓ, ફુલની માળા, ગવાક્ષો અને તોરણોથી સારી રીતે શણગારવો જોઇએ રંગભૂમિનો અર્ધો ભાગ ઢંકેલ અને લીસો એવો જોઇએ. રંગભૂમિનું 'સ્થલ' (platform) લપસણું ન હોવું જોઇએ, કારણ કે તેથી નટોના પગ લપસી જાય 'નેપથ્ય' (Green room) રંગભૂમિના પશ્ચિમે આવવો જોઇએ અને આખી જગાનો એક તૃતીયાંશ ભાગ તેમાં રોકાવો જોઇએ *

---

* कोहलाद्युक्तमार्गेण शालानिर्माणमाचरेत् ।
तस्मादुद्धृत्य बाहुल्यभीत्या किंचिन्मयोच्यते ॥
भूशुद्धिवास्तुकर्मादि कृत्वा भित्तिं प्रयोजयेत् ।
भित्तिकर्मादि निर्वर्त्य स्तम्भानां स्थापनं भवेत् ॥
शुभे दिने सानुकूले स्थिरनक्षत्रलग्नयोः ।
स्तम्भानां स्थापनं कुर्यात् त्रिरात्रोपोषितो गुरुः ॥
शुद्धाः स्युः खादिराः स्वर्णाः पानसा रक्तचन्दनाः ।
अग्रं यथोक्तशुषिरं स्थूलाग्रं श्लक्ष्णपिच्छिलम् ॥
यथाचलो गुरुर्मेरुर्हिमवांश्च यथाचलः ।
यथा गिरिर्महेन्द्रश्च तथा त्वमचलो भव ॥
एवं मन्त्रं समुच्चार्य स्थापयेत् स्तंभमग्रणम् ।
स्तम्भे यावत्तृतीयांशं तदर्धं निखनेद्भुवि ॥
तेषां मूलानि यत्नेन सिकताभिः प्रपूरयेत् ।
विदध्याद्दैर्घ्यविस्तारौ तत्रनाट्यानुसारतः ॥

## યવનિકા—પડદો.

નાટક શરૂ થયા પહેલા અને એ કોની વચમા રંગભૂમિને પ્રેક્ષકોની દૃષ્ટિથી ઢાંકી રાખનાર ચિત્રોવાળો પડદો ' યવનિકા ' કહેવાય છે. સુંદર, પણ બારીક અને ઘટ્ટ કપડાનો તે બનેલો હોવો જોઇએ. દરેક અંક અને દરેક દૃશ્ય ( સીન ) પછી દૃશ્યો બદલાવવા જોઇએ, તેથી પડદો, નાટકની અંદર આવતા જુદા જુદા ' રસ ' ( રસ ) પ્રમાણે બદલાવો જોઇએ. શ્વેત યવનિકા શૃંગારને માટે યોગ્ય છે, પીળી યવનિકા વીરરસ માટે, ધુમાડાના રંગ જેવી કરૂણારસ માટે; નીલ ( Blue ) ભયાનક માટે, ધુમાડા જેવી મેલી બીભત્સ માટે, અને લાલ યવનિકા રૌદ્ર રસને યોગ્ય છે. કેટલાક લેખકો એવા મતના છે કે ઉગતા સૂર્યના રંગના પડદા બધા રસને યોગ્ય થશે. આધુનિક નાટકકારો બધા આ મતના છે. પ્રાચીન રંગભૂમિમાં યવનિકા બે ભાગની બનાવવામા આવતી અને હાલની માફક ગરેડીથી ઉપાડી લેવામા આવતી ન હતી. પરંતુ બે સુંદર અને જુવાન સ્ત્રીઓ તેને પિટાણી લઈ જતી. ¹

## સભા.

રંગભૂમિની પૂર્વ બાજુનો ભાગ રાજા અથવા સભાના અગ્રણી માટે જુદો રાખવો જોઇએ. રાજા સંગીતમા નિપુણ, કળારસિક, સારો ટીકાકાર, ગુણની કદર કરનાર, આનંદી સ્વભાવનો અને રસાસ્વાદ જાણનાર હોવો જોઇએ. બ્રાહ્મણોને દક્ષિણ બાજુએ બેસાડવા અને રાજાની સવારીના માણસોને રંગભૂમિની નજીક ઉત્તર દિશાએ બેસાડવા. દૂર છેડાઓપર, ચોબદારો, ભાટો, કળા નાટક સમજનારાઓ અને રાજાના અંગરક્ષકોને બેસાડવા. હથિયારબંધ અજાણ્યા માણસો, નાસ્તિકો, દુર્ગુણી લોકો અને સનાતન ધર્મના સિદ્ધાન્તોને ન માનનારાઓને નાટ્યગૃહમા દાખલ કરવા નહિ, તેમજ સાદા અને અણસમજુ, બેકદર લોકોને પણ દાખલ કરવા નહિ. કારણ કે

---

हस्तविंशतिविस्तारा रङ्गभूमिर्मनोहरा ॥
शालामध्ये न कर्तव्यं स्तम्भसंस्थापनं बुधैः ॥
कुर्यादुपरिभागन्तु दारुद्रढिमिरावृतम् ॥
गवाक्षैर्विविधैश्चित्रैः शालाभञ्जिभिरन्वितम् ।
कलशैश्च पताकाभिर्विशालैस्तोरणैरपि ॥
ऊर्ध्वो भागो युतः कार्यः पुष्पमाल्यैरलंकृतैः ।
अधोभागः कुट्टिमः स्यात् मुवर्णाभः परिष्कृतः ॥
नातिश्लक्ष्णं स्थलं कुर्यात् पादः स्खलति चेत्तया ।
धाम्नस्तृतीयभागेन नेपथ्यं पश्चिमां दिशि ।
कारयेदत्र पात्राणां वेषाणां स्थापनादिकं ॥
चारया यवनिका तत्र नीरन्ध्रा सूक्ष्मवाससा ।
धार्या सुरूपनारीभ्यां तत्तत्पात्रप्रवेशने ॥
शुभ्रवर्णा च शृंगारे पीता वीरे प्रशस्यते ।
धूम्रवर्णा च करुणे कर्तव्या कोपनाद्दते ॥
हास्ये विचित्रा कर्तव्या नीलवर्णा भयानके ।
बीभत्सके धूमला स्यात् रौद्रे रक्ता प्रशस्यते ॥
अद्भुते कृष्णवर्णा स्यादेतत् प्राचानसम्मतम् ।
अरुणापि च सर्वत्र धार्या यवनिका बुधैः ॥

તેઓ નાટકમાં ખેલ પરિપૂર્ણ કરે છે અને તેની અસર જમાવે છે. જે લોકો આનંદી સ્વભાવના, પરીક્ષા કરવાને શક્તિમાન, આચારવાન, ધૈર્યવાન, અભ્યાસી, ગર્વરહિત અને નાટ્યપ્રયોગ અને અલંકારો સમજનારા અને તેમાં આનંદ લેનાર છે અને આખું નવીન સમજનારા છે, તે લોકો જ સભામંડપમાં બેસવાને લાયક છે.

## નાટકનાં પાત્રોનાં નામ.

નાટકનાં પાત્રોનાં નામ જેમ તેમ નહીં પાડવાં પરંતુ પાત્રોની યોગ્યતા પ્રમાણે પાડવાં જોઈએ. રાજાનું નામ વીરરસપ્રધાન હોવું જોઈએ. બ્રાહ્મણનું નામ તેની શાખા અને ગોત્રવાચક અને બ્રાહ્મણ સ્ત્રીનું નામ એકજ ગોત્રવાચક હોવું જોઈએ. વણિકનું નામ, ધન, અર્થ, પાણિ (હાથ) સૂચક અને છેડે 'દત્ત' અંતવાળું હોવું જોઈએ. દેવતાઓનાં નામ, તેઓ જે ખાસ નામથી ઓળખાતા હોય, તે જ હોવાં જોઈએ. અને તેમને છેડે અમુક 'દેવ' શબ્દ આવવો જ જોઈએ. મોટા પ્રસિદ્ધ રાક્ષસોનાં નામો બનતા સુધી ગર્વપ્રધાન હોવાં જોઈએ, અને સાધારણ રાક્ષસોનાં નામ રક્ત, મેદ, માંસ, વસા, શોણિત વિગેરે શબ્દોવાળાં હોવાં જોઈએ. યક્ષોનાં નામની શરૂઆતમાં 'રત્ન' શબ્દ અને ગંધર્વોનાં નામને છેડે 'રથ' શબ્દ આવવો જોઈએ. વેશ્યાનાં નામને 'દત્તા, સેના, અને મિત્રા' લાગવાં જોઈએ. વિદૂષકનું નામ પુષ્પ અથવા હાસ્યસૂચક શબ્દોમય હોવું જોઈએ. 'ચેટી' અથવા દાસીઓનાં નામ લતા અથવા કુસુમ અર્થવાળા શબ્દોમય પાડવાં જોઈએ, અને વિશ્વાસુ સખીઓનાં નામ 'રત્ન, આનન્દા, સુશીલા, પ્રિયંવદા' વિગેરે શબ્દોમય હોવાં જોઈએ. નાયિકાઓના નામમાં 'લતા, પુષ્પ, નદી, તારા' વિગેરે શબ્દો આવવા જોઈએ. અને રાણીઓના નામ 'વિજય, સ્થાન, રમણીય' વિગેરે સૂચક હોવાં જોઈએ. બીજાં પાત્રોનાં નામ વિષે બીજા કંઈ ખાસ નિયમો નથી. તેઓનાં નામ તેમની જાતિ અથવા ધંધા પ્રમાણે મધુર અથવા કઠોર હોવાં જોઈએ.

## પાત્રોનો વેશ.

પાત્રોનો વેશ ત્રણ જાતનો હોવો જોઈએ: (૧) શ્વેત, (૨) વિચિત્ર (રંગબેરંગી) અને (૩) (મલિન) ભક્તો, સ્ત્રીઓ, અમાત્યો, કંચુકીઓ, બ્રાહ્મણો, સિદ્ધ પુરુષો, અને ધાર્મિક ક્રિયા કરાવનાર આચાર્યોએ શ્વેત પોશાક ધારણ કરવો જોઈએ. વિચિત્ર, રંગબેરંગી વેશ દેવ, દાનવ, ગાન્ધર્વ, અસુર, યક્ષ અને રાક્ષસ માટે છે. મલિન પોશાક દારૂડિયાઓ, ગાંડા, હલકા નોકરો, પર્વતવાસીઓ, ચોર, અને કેદીઓને યોગ્ય છે પરંતુ દેશ, કાલ, વય, આબરૂ અને ધંધાનુસાર વેશ પરિધાન કરવો જોઈએ.

## સ્ત્રી પાત્રો.

સ્ત્રીઓ અને પુરુષોને (૧) ઉત્તમ, (૨) મધ્યમ, અને (૩) અધમ એમ ત્રણ જાતના કહેલાં છે અને આ ત્રણના પણ ઘણા પેટા ભાગ છે.

નાટકોમાં સ્ત્રીઓના ચાર વર્ગો પાડેલા છે. (૧) દિવ્યા અથવા સ્વર્ગની સ્ત્રીઓ, અથવા અપ્સરાઓ, (૨) નૃપપત્ની અથવા રાણીઓ; (૩) કુલસ્ત્રીઓ અથવા આબરૂદાર ગૃહસ્થોની સ્ત્રીઓ; (૪) ગણિકા અથવા વેશ્યાઓ. સ્ત્રીઓના વળી નીચે પ્રમાણે પણ ભાગ પાડેલા છે, 'ધીરા'

(પતિ અથવા પ્રેમીની જે સ્ત્રી અદેખાઈ કરે છે પરંતુ તેની હાજરીમાં ગુસ્સાને પ્રગટ થવા દેતી નથી તે સ્ત્રી), 'લલિતા (આનંદ અને મોજશોખને ચાહવાવાળી) 'ઉદાત્તા' (ઉમદા સ્વભાવની મહત્ત્વાકાંક્ષાયુક્ત અને ઉદાર) અને 'નિભૃતા (સાદી અને એકાંતપ્રિય) સ્વર્ગની સ્ત્રીઓ, રાણીઓ, અને રાજસ્ત્રીઓ ઉપર કહેલા બધા અથવા એમ ના એક વર્ગની હોઈ શકે. કુલસ્ત્રીઓ ઉદાત્તા અને નિભૃતા જાતિની જ હોઈ શકે અને ગણિકાઓ અને શિલ્પકામ કરનારી સ્ત્રીઓ ઉદાત્તા અને લલિતા જાતિની હોવી જોઇએ 'દૂતી' અથવા 'પ્રેષ્યા' 'સખીર્ણા' (ઉપર કહેલા બધા ગુણોવાળી) હોવી જોઇએ

સ્ત્રીઓના 'સ્વીયા પરકીયા અને સાધારણીયા' એવા વળી ત્રણ ભેદ છે સ્વીયા જાતિની સ્ત્રીઓ શરમાળ ભોળી, પતિવ્રતા અને ઘરકામમા જ ગુંથાયેલી રહેતી હોવી જોઇએ સ્વીયાના વળી ત્રણ પ્રકાર છે (૧) મુગ્ધા, (૨) મધ્યા અને (૩) પ્રગલ્ભા

**મુગ્ધા.**

કુમળી જુવાનીવાળી સ્ત્રી મુગ્ધા કહેવાય છે તે રતિથી વિમુખ અને ક્રોધમા શાંત રહે છે

**મધ્યા**

જેની યુવાની સંપૂર્ણ ખીલી નીકળી છે તે સ્ત્રી મધ્યા કહેવાય છે તે કામેચ્છાયુક્ત પતિ સાથે બોલવામા જરા પ્રગલ્ભ પરંતુ હજુ લજ્જાવાન્ હોય છે

**પ્રગલ્ભા.**

આધેડ વયની, ભરપૂર યૌવનથી મદમસ્ત, કામકળામા પ્રવીણ અને પતિસેવાપરાયણ સ્ત્રી પ્રગલ્ભા કહેવાય છે

પરકીયાના બે પ્રકાર છે કન્યકા અને પરોઢા

(૧) યૌવનદશામા પ્રવેશ કરતી અતિશય લજ્જાયુક્ત અને અવિવાહિતા છોકરીઓ કન્યકા કહેવાય છે

(૨) પોતાના પરિણિત પતિ છતા પરપુરુષો સાથે વ્યભિચાર આચરતી અને તદ્દન લજ્જાવિહીન સ્ત્રીઓ પરોઢા (અન્યોઢા) કહેવાય છે તેઓ ખાસ કરીને યાત્રા વિગેરે ઉત્સવ દિનોમા જાહેર જગાઓમા ભટકતી માલુમ પડે છે

વેશ્યા સ્ત્રીઓને સાધારણીયા કહેવામા આવે છે તેઓ સ્વભાવે શાંત અને કળાઓમા પ્રવીણ હોય છે નિર્ગુણ પુરુષ માટે તેમને તિરસ્કાર નથી હોતો, ગુણવાન વાસ્તે માન નથી હોતુ તેઓ તો માત્ર પૈસાદાર પુરુષ તરફ બહારનો કૃત્રિમ પ્રેમ દાખવે છે, તેઓ પોતાની માતા અથવા રક્ષકોની સહાયથી તેઓમા સાચો પ્રેમ રાખનાર પણ ગરીબ પ્રેમીઓને કાઢી કાઢે છે અને શ્રીમંતોના આશ્રય હેઠળ રહે છે તેઓને ચોર મૂર્ખ ધૂર્ત કાવત્રાબાજ અને અચાનક સંપત્તિ પામેલા પુરુષો પ્રિય હોય છે કોઈ કોઈ વખત વેશ્યાઓ કામાસક્ત દશામા તેઓના પ્રેમીઓ પર સાચો પ્રેમ રાખે છે પરંતુ વિશુદ્ધ પ્રેમનુ ખરું સુખ તેઓ કોઈ દહાડો આપી શકતી નથી

સ્વીયા પરકીયા અને સાધારણીયા નાયિકાઓના તેઓની જુદી જુદી અવસ્થા પ્રમાણે નીચે પ્રમાણે આઠ ભેદ છે – (૧) સ્વાધીનભર્તૃકા (૨) વાસકસજ્જા (૩) વિરહોત્કંઠિતા (૪) ખંડિતા (૫) કલહાન્તરિતા, (૬) વિપ્રલબ્ધા, (૭) પ્રોષિતપ્રિયા, (૮) અભિસારિકા

# નવયુગ–ઉષા !

નવયુગ–ઉષા આવતી !
દિશદિશભરી નવજીવનની નવચેતના પ્રગટાવતી–નવયુગ

દિલદિલ મહિં નવભાવના,
નવગીતમાં જ ઉતારતી;
રગરગ ઝલક આ યુગની,
લાલી ખરે પ્રસરાવતી.–નવયુગ

નિજ તેજ નવલાં નાખતી,
એ તીમિર ઘોર હઠાવતી;
જગવી જગાવી જગતને,
આલમ બધી જ જગાડતી.–નવયુગ

જાગો ઉઠો–તત્પર બનો,
સન્દેશ એવા લાવતી;
વાયુ લહરની લ્હેરમાં,
પયગામ નવલા આપતી.–નવયુગ

રામ–લક્ષ્મણ તેજ ફેરી,
ભારત મહિં લઇ આવતી;
પ્રભુ બુદ્ધ ને શ્રી કૃષ્ણની,
લીલા ખરી સહમજાવતી.–નવયુગ

સ્વરાજ્ય શુભ રવિરાજની,
દિલ આરતી ઉતારતી;
હિંદુ મુસલમીન એકતાની,
બાંગ નિત્ય પુકારતી.–નવયુગ

પ્રાચિન પુરાણી ભૂમિમાં,
ફરી દેવલોક વસાવતી;
એ ધન્ય ભારત ભાગ્યકુંજે,
જગત દિવ્ય બતાવતી.–નવયુગ

—ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

* એક દિન એવો આવશે                    ના રાગ

# જીવન–રંગભૂમિનાં કેટલાંક દશ્યો

લેખ —શ્રીયુત વીરભદ્રરામ મહેતા
અમ ગી મી ગી પી અમ ગી [ ન ન ]



સમાના ૭ દિવસ લક્ષ્મીપૂજન રીને થાકેલા શરીરને અને મનને આરામ અને આનંદની તાજગી દિવસે જરૂર પડે છે એ સ્વાભાવિક છે નવાઇની વાત તો એ છે કે ૯જીએ જુની પદ્ધતિ પર ચાલતી પેઢીઓને આ જરૂર ૮ર રવિવારે નહિ પરંતુ ૮ર અમાસે જણાય છે આપણા હિંદુ દી નાઇઓના આયુષ્યની દરીના નબાણુ સાથે આને કેવો અને કેટલો નિકટનો સંબંધ હશે તાકે ? એ પ્રશ્ન વિચારવા જેવો છે તો પણ ઘણા લોકો નિરારે આનંદ અને આ ામની આ ધના કરે છે એમ તા ૯થા વિના ચાલે નહિ મુસાફિરીઓનો આ ચેપ અમને પણ લાગ્યા છે અને અમે પણ ચાણીચાર નાનકા મ ર મ ૮ ક રેલ્વેમેદાન પર ચ ાઇ કરીએ છીએ

આવી એક ગ ાઇને પ્રસંગે એક બે દશ્યા દીઠાં તેમણે મારા મન પર ન ભૂંસાય એવી ાપ પાડી છે

અમે નડીઆદ આગળ આવ્યા ત્યારે ત્યા પ્લેટ ાી ઉતા ઓનું ટોળું ઉભું હતું ામાન તથા ઝોઝ એના ચ મા ચ ાલેનો એક વૃદ્ધ ઈ પેક્ટર વિશ્રામસ્થાન પર ગાડીઓની આવજા સુચવતા પાટીઉ મારેલ છે તે જેનું વિશ્વાસપાત્ર છે તેનો ચોરેટ સ્વર ઝુંમો પા ડીને વ્યવસ્થા રી પ્રસન્નપાર આપતો હતો મીરગામ તરફ જનારા ઉતારૂઓની સાધારણ રીતે હાલ છે તે ગ્તા આ ૮ વધારે ગીરદી હતી ચાર નંબરની ગમ આવી તે ઇન્સ્પેક્ટ માસ્તરના ક્રમથી ૭ નંબરની થઈ ગઈ વીરગામ ની ઝુંમો પ ના હજુએ જ્યાં સ્તાપર જમ ુનારી થાય છે ત્યા એ નેવાને અ ને ોડ કે તેમ એ બાજુ જનારા ઉતારૂઓ જગા મેળવવાને ધસ્યા! સારે નસીબે અમે ઠામ નજીક જ ઉભા હતા એટલે અમા ેન ૫ યુ નહિ પરંતુ એ નાજીો એક ગેરલાભ એ થયો કે અધીરા ઉતારૂઓના ધક્કા થી ા અમારા પ યા તે વખતની ઝુમરા સ ના ૭ ત્યારે ૯જીએ ક ર્ગ ક ા છે! ૯મારી સાથે જ એક અંગ્રેજ જો ૯તુ તેની પણ આસાર જેવી જ હ્લા થઈ પરંતુ અમને જગા તરત મળી ઈ લગભગ મધ્ય ભાગની મે બે ઠો પર ૯મો ચાર મો ાઇ ગયા! ભાગની મેટ ા મ્થી જ પા રી મ ાનુઓ અને સ ધુઓથી ભરાઇ ગઈ અને પા ળ પ ! લજે માટે એ ના િમ્ર ૯ના મા મા હિંદુ ભાઇઓ અને મુસલમાન િગ મે ૫ ુ હતા

એ મે મિનિટ તા મને ૫ યુ સમજાય

નહિ ! પછી ટ્રામ ચાલી એટલે ઠઠ્ઠા મશ્કરી અને વાર્તાલાપ શરૂ થયાં.

સીંગવાળાની બૂમ સાંભળીને અમારા ડાબા હાથના પાટીઆ પરની બાનુઓના મોમાં પાણી છુટયાં હતાં પરંતુ સીંગ વેચનારની કે વેચાતી લેનારની વૃત્તિ કાકા ટળીને ભત્રીજા થવાની ન હતી એટલે સીંગ લેવાઇ નહિ, અને એ મહાકાર્ય સંકેલાયું નહિ તેથી બાનુઓ નિરાશ થઈ ગઈ.

કંડકટર આવ્યો, અને શિરસ્તા મુજબ ' ટિકિટ ' કરીને કહયું. બાનુઓની સાથે બુઢ્ઢો હતો. તેણે કન્ડકટરના હાથમાં બે પૈસા મૂકયા અને કહયુ " દો પૈસેકી સીંગ દો. "

કન્ડકટરના પૂર્વજોની પેશ્વાઇ ગઈ ન હોત તો આજ અહિં શું રંગ જામતે તે કહેવાય નહિ, એટલો તેને ક્રોધ ચઢ્યો ' પરંતુ તેણે તે શમાવ્યો.

એટલામાં પાછળથી આવના બેચાર જણના સામટા અટ્ટહાસ્યે મ્હારૂં લક્ષ્ય ખેંચ્યું જુના જમાનાના કોઇ માણેકજી શેઠની નવા જમાનાના ડાહ્યા અને લાયક જુવાનો ટોળ કરતા હતા !

અમારી આગળ અંગ્રેજ જોડું બેઠું હતુ તે પણ વાત કરતુ હતુ, પરંતુ તેના શબ્દો અમારા કાન સાથે અથડાતા નહોતા

છેક આગળની બેઠક ઉપર બે ત્રણ બાનુઓ બેએક યુવકો અને એક અધેડ ઉમ્મરના ગૃહસ્થ બેઠા હતા તેઓ કોઇ બાનુને હીસ્ટીરીઆનો રોગ લાગુ પડયો હતો તેની વાત કરતા હતા તે અમારાથી સ્પષ્ટ સમજાતી હતી. ત્યાં વકતૃત્વ અને અભિનયનો ઠીક યોગ જામ્યો હતો

ઠાકુરદ્વાર આગળ ટ્રામ અટકી ત્યારે પૂર્વોકત નાટ્યના કેટલાક પાત્રો ઉતરી પડ્યા અને બે મંત્રોનો અર્ધ્ય નિશ્વાસ ખેચ્યો !

પરંતુ ચેર પહોચ્યના પૂર્વે એક બીજુ દૃશ્ય જોવાનુ આજ કાંઇ નિર્માણ હોય એવું જણાયુ પાછળ ખૂબ ઉતારૂઓ ચઢી આવ્યા હતા. તેમાં એક વૃદ્ધ મુસલમાન અર્ધો આંધળો વાંસના દંડનો ટેકો લઇને બારણા આગળ ઉભો હતો. તેની પૂંઠે એક પાતળો હિંદુ યુવક આવતો હતો. તેણે કાળો કોટ અને કાળી લોડીઘાટી ટોપી પહેરી હતી. વૃદ્ધ અપંગ મુસલમાનને તેણે ધક્કો માર્યો, તેનો દંડ ઝૂંટવી લીધો અને ટ્રામના પાટા પર ફેંકી દીધો, અને આગળ એક જગા ખાલી હતી ત્યાં રણભૂમિ પર વિજયશ્રીને વરી પાછા ફરતા કોઇ વીર નાયકની માફક ટટાર છાતી કાઢીને બેઠો. વૃદ્ધ અપંગે 'ખુદા તેરા ભલા કરે' એવો આશીર્વાદ આપ્યો તે તેણે સાંભળ્યો નહિ જ હોય, કેમકે તેણે મહા સામ્રાજ્ય જીત્યું હોય એવું તેની આંખો અને મુખમુદ્રા સુચવતી હતી. આવા પ્રસંગોએ માનવીની ઘણી શક્તિઓ મ્હેર મારી જાય છે ! વૃદ્ધની લાકડીના બે ટુકડા થઇ ગયા કંડકટરે મર્દને ઉતારી પાડ્યા. આ વૃદ્ધને ઘણી આજીજી માંભળી હૃદય પીગળ્યું તેથી ખુણામાં ઉભો રહેવા દીધો, અને ટ્રામને આગળ ચલાવવા ઘંટ કર્યો

એટલામાં ઇન્સ્પેકટર આવ્યા અને ગાડીને થભાવી. કાયદાનો આ અનાદર તેમની દૃષ્ટિએ અસહ્ય હતો વૃદ્ધની દશાનો તેને ખ્યાલ ન હતો એમ નહિ, પરંતુ કાયદો તે કાયદો–કાયદામાં અપવાદ કેમ થાય ! કાયદાના પાલનમાએ દયાને સ્થાન છે એ સુંદર સૂત્ર મુશ્કિલ અમલદારો અને ન્યાયાધીશો વખતે ભુલી જાય છે નો આ સિપાઇ અંગ્રેજી શાળામાંથી ભૂલા પડીને ઇન્સ્પેકટર સાહેબ બનેલા સજ્જનને તે ક્યાંથી યાદ રહે ! વૃદ્ધને તેણે ઉતાર્યો

આર્યજીવન, આર્યસંસ્કૃતિની ધર્મબુદ્ધિના જે પ્રત્યક્ષ પાઠ પેલા સહૃદય તરુણે અમને આપ્યા તેના પર મનન કરવાનો વખત મળે ત્યાં પૂર્વે તો પ્રાર્થના સમાજનું મંદિર આવી પહોચ્યું

ઉતરતા ઉતરતા આ બીજા દૃશ્યના નાયક ઉપર છેલ્લી દૃષ્ટિ કરી લીધી, પરંતુ પશ્ચાત્તાપની રેખાઓ હજુ ત્યાં દેખાતી ન હતી !

# અજબ કો બાલા.

( ગાન )

અજબ કો બાલા દીઠી, બાલા દીઠી.
એની અંતરની આશ ના અણદીઠી, સખિ!
મુખ મલકે ને મોનવાણી મીઠી,
          અજબ કો બાલા દીઠી, બાલા દીઠી.

ઉર-ઉરમાં સુવાસ-લાભ પ્રેરે, સખિ!
એના ગુંજારવ મન્દ મન્દ લ્હેરે,
          અજબ કો બાલા દીઠી, બાલા દીઠી.

ઊંચે આભલે શરદચંદ્ર જાગે, સખિ!
તોયે મુખડાની જ્યોત એની માગે,
          અજબ કો બાલા દીઠી, બાલા દીઠી.

વનવનની જ્યાં વેલડી ત્યાં ઘૂમે, સખિ!
કોક ઉજળી લતા પનોતી ચૂમે,
          અજબ કો બાલા દીઠી, બાલા દીઠી.

કેવો આત્માનો છોડ એ ઉછારે, સખિ!
ધીમે ધીમે ફૂલફૂલને પમારે,
          અજબ કો બાલા દીઠી, બાલા દીઠી.

કાળી કાળી એ કોયલડી આંખે, સખિ!
એનાં ઉરનો તો પંથ એથી લાંબે,
          અજબ કો બાલા દીઠી, બાલા દીઠી.

કેવાં હસ્તમાંહે કમલપત્ર ખેલે, સખિ!
ભાળી નયનાં નિજ ગોચર તો મેલે,
          અજબ કો બાલા દીઠી, બાલા દીઠી.

નીચે ઢળતાં શાં નેન હૈક ખોળે, સખિ!
હાથ આવે ના આંસુડાને ટોળે,
          અજબ કો બાલા દીઠી. બાલા દીઠી

—કૃષ્ણદાસ ગોવિંદજી આસર.

# કવિ નથુરામ સુંદરજી શુકલનું

## શોક જનક મૃત્યુ.

---

ગુર્જર રંગભૂમિના એક સાચા ઉપાસક કવિ નથુરામ સુંદરજી શુકલના ખેદજનક મૃત્યુ સમાચાર આપતાં અમને અત્યંત શોક થાય છે. આ એપ્રિલના ત્રીજા અઠવાડિયામાંજ તેઓ પોતાના વતન વાંકાનેરમાં નીસરણીએથી પડી જતા વિદેહ થયા. તેમના અકાળ મૃત્યુથી આખી ગુજરાતી આલમે ગુર્જર ગિરાનો એક અનન્ય ભક્ત ગુમાવ્યો છે. કવિ નથુરામનો જન્મ સંવત ૧૯૧૮ મા થયો હતો. અવસાન સમયે તેમનું વય ૬૧ વર્ષનું હતું.



રાજ કવિ નથુરામ સુંદરજી શુકલ.

જન્મ સં ૧૯૧  અવસાન ૨૮ મી એપ્રિલ ૧૯૨૩

નવા જમાનાની કેળવણીની પ્રસાદી લીધા વગર જગતની જે વિરલ વ્યક્તિઓએ પોતાની નૈસર્ગિક શક્તિથી પ્રતિભા પાડી છે તેઓમાના કવિ નથુરામ એક હતા. પોરબંદર, ભાવનગર અને વાંકાનેરના રાજકવિ તરીકે કાઠિયાવાડમાં તેમણે ઘણી સારી પ્રતિષ્ઠા સંપાદન કરી હતી. ગુર્જર સાહિત્ય માટે એમની સતત ભાવનાથી તેઓ ઘણો સાહિત્યભંડાર ગુર્જરી ગિરાને ચરણે ધરી ગયા છે. ખાસ કરીને ગુર્જર રંગભૂમિના પૂજનઅર્ચન તેમના જેટલા ભાગ્યે જ કોઇ લેખકે કર્યા હશે તેમનું લગભગ ૨૦ નાટકોની પરંપરા ગુજરાતી ભાષાને અર્પી છે. 'કુમુદ ચંદ્ર,' "રાજયોગી,' 'માધવ કામકુન્દલા," "મિત્ર મંગલ,' 'દાન કન્યા" આદિ પ્રયોગોથી કાઠિયાવાડનું નાટ્ય જગતની ભાગ્યે જ અજાણ્યું હશે પરંતુ મુંબઈ નગરીને ઘેલી બનાવનાર "સૌભાગ્ય સુંદરી" ની કૃતિ પણ કવિ નથુરામની જ હતી તે કદાચ મુંબઈ વિસરી ગયું હોય એમ દેખાય છે. પરંતુ "ગેહરી" અને 'ગમ્મી ના

નાટકો તો હજુ તેમની યાદગીરી જાગતી રહ્યા છે એ જાણીને અમને પરમ સંતોષ થાય છે પણ જેમ મુંબઈ 'સાનાય સુંદરી' પાઠશાળા ઘેલુ હતુ તેમ રસિક વર્ગ પરના સૌરાષ્ટ્ર તેના કુમુદચંદ્ર અને માધવ મુકુન્દના પાઠથી દીવાનુ હતુ અમારી બાલ્યાવસ્થામા રંગભૂમિ માટે જરાએ અમને મોહ ઉપજ્યો હોય તો તે કવિ નથુરામના નાટકોએ જ

નાટક સિવાય પણ કવિ નથુરામે ઘણુ લખ્યુ છે અનેક હિંદી અને ગુજરાતી ભજનોની પ્રસાદી તેણે આપી છે તેમનો એક જ ગુજરાતી 'કાવ્ય સંગ્રહ' ૪૮૬ પાનાનો જૂથ છે ઉપરાંત રાજનીતિના કેટલાક ગ્રંથો અને વિરહાલાપોના પણ કેટલાક પુસ્તકો તેમણે લખેલા છે 'પ્રતાપ પ્રતિજ્ઞા' 'કૃષ્ણમાન-લીલા' 'શૃંગાર-સરોજ' વિગેરે એમનો સાહિત્યભંડાર પણ ધ્યાન ખેંચનારો છે પરંતુ તેમનો સર્વોત્તમ ગ્રંથ તો તેમનુ 'નાટ્યશાસ્ત્ર' છે ભરતનાટ્યશાસ્ત્રનો ગુજરાતી વાચકોને પ્રથમ પરિચય કરાવનાર કવિ નથુરામ જ હતા એમની એ કૃતિ માટે શાસ્ત્રી હાથીભાઈ સાક્ષર કેશવ હર્ષદ ધ્રુવ કવિ ન્હાનાલાલ શાસ્ત્રી શંકરલાલ આદિ અનેક વિદ્વાનોએ એમની ભારે તારીફ કરી છે હજુ તો અમે પણ 'રંગભૂમિ' માટે એમની પ્રસાદી મેળવવાની તજવીજમા હતા પરંતુ તે પહેલા તો તેમનો અચાનક દેહવિલય થયો પરમાત્મા એ સ્વાત્માને અખંડ શાન્તિ આપો!

—તંત્રી



યુરોપને ત્રણ જમાના સુધી મસ્ત બનાવી દીધું હતું. અમને આજ દિન ૨૨ વર્ષ પછી પણ અભિમાન થાય છે કે જ્યારે અમે સરાહને તેના ૬૮ મા જન્મોત્સવને દિને લંડનની રંગભૂમિ ઉપર જોઈ ત્યારે તેણે ૭૦ થી ૭૫ વર્ષની ડોસીનો પાઠ એવા ચાતુર્ય અને મોહક અભિનયથી જીવતો બનાવ્યો હતો કે તે વખતે તેના ટળી ગયેલ પગનું ભાન ભૂલાયું હતું. સરાહ દર મહિને લગભગ અઢળક ડૉલર કમાતી પરંતુ તે કમાણીનો મોટો ભાગ તો નિરાધાર અને અપંગ ગરીબોમાં જ ખર્ચાઈ જતો. ગરીબોના તેના તરફથી ધનની અને પુષ્પોની વૃષ્ટિઓ થતી. આવી શ્રીમંતાઈ અને આવી ઉદારતા, આવી કલાનિપુણતા અને આવી નટદક્ષતા, કદી કોઈ કલાકારના જીવનમાં નોંધાઈ નથી.

સરાહ જન્મથી જ ઉર્મિલ થયેલી નટી હતી. ૧૯ મી સદીના યુગપલટાની તે મૂર્તિમતી રંગભૂમિ હતી. પશ્ચિમની નાટ્યકલાના ત્રણ જમાનાના ઇતિહાસની એ નોંધપોથી હતી. નાટકના તખ્તા ઉપર વિજય મેળવવા માટે જે જે ચમત્કારિક શક્તિઓ જોઈએ તે કુદરતે તેણીને ઉદાર હાથે આપી હતી. તેથી જ જગમશહૂર ફ્રેન્ચ કથાકાર વિક્ટર હ્યુગો અને ડુમાસ જેવાની અદ્વિતીય કૃતિઓને ઉજ્જવળ કરનાર સરાહ એક જ હતી. અને ૧૮૯૯ મા તેણીએ 'સરાહ બર્નહાર્ડ થિયેટર' સ્થાપ્યું ત્યારે તો યુરોપના તખ્તા ઉપર સરાહની જોડ જડતી નહોતી. ૧૯૦૬ ના ડિસેમ્બર સુધીમાં તો તે કુલ ૧૧૨ પાઠ ભજવી ચૂકી હતી, જેમાંના ૩૮ પ્રયોગો તેણે પોતે જ ઉપજાવી કહાડ્યા હતા. એ વર્ષે જ આખી દુનિયાના ખૂણેખૂણામાંથી સરાહ ઉપર અભિનંદનોના વરસાદ વરસ્યા. ત્યાર પછી તો સરાહે એક આખો જમાનો અપૂર્વ વિજયપરંપરાથી ઝળહળ ભરી દીધો. તે ઉપરાંત શિલ્પ અને ચિત્રકામમાં પણ સરાહે ઘણા વિજયો મેળવ્યા હતા. ખરે, આ જીવનમાં કંઈ ખુદાઈ નૂર હતું! આ રમ્ય આત્મામાં કંઈ દૈવતાઈ હાથ હતો! આપણી પ્રાર્થના છે કે એ રંગભૂમિની ઉપાસક ઉપર સ્વર્ગના દેવદેવીઓના આશિર્વાદ ઉતરો અને "સ્વર્ગીય સરાહ" ના કલાગર્વિષ્ટ આત્માને ચિરકાળ શાન્તિ મળો!

—તંત્રી



મારી કૃતિઓ મરી નહિ જાય એની મને ખાત્રી છે મારા કનૈયાલાલ ( એમના ચિરંજીવી ) ની જવાબદારી તમે જ હળવી કરી શકશો "

આવી બધી મમતા અને કૃપાના પાત્ર અમે બની શક્યા તે અમારું પરમ સદ્ભાગ્ય જ અને તેથી એ મમતાળુ વડીલને ભરે ૮૯ વર્ષની વયે પણ ગુમાવતા અમારી આંખમાંથી અશ્રુબિંદુઓ ટપકી પડે તો વાચક અમારી અનુભૂતિની લાગણીઓને ક્ષમા આપશે વિદ્યાપ્રિયતા અમે ઘણે સ્થળે જોઈ છે, પરંતુ આ પ્રાન્તમાં તો સ્વર્ગસ્થની જોડી અમે જોઈ નથી યુરપમાં વિદ્યા માટે ઉત્કટ પ્રેમ ધરાવનારી જે અદ્વિતીય વ્યક્તિઓ વિષે આપણે સાંભળીએ છીએ તેમાંનો આ એક અણમોલો નમુનો ગુજરાતને આંગણે અવતર્યો હતો તેમાં સંદેહ નથી " રંગભૂમિ " માટે એમનો પહેલો લેખ લેવા અમે વહેલી પ્રભાતે એમની પાસે ગયેલ ત્યારે પુસ્તકો, કાગળીયાઓ, મૅન્યુસ્ક્રિપ્ટો આદિથી વિંટળાયેલી એ સાહિત્યમૂર્તિએ કહ્યું " તમારું આજ સવારનું વચન મેં પાળ્યું છે, હો ! રાતે બાર વાગ્યા સુધી લખ્યું છે અને સવારે ચાર વાગ્યે ઉઠીને લખવા માંડ્યું છે " અમારે પ્રત્યુત્તરમાં સાનંદાશ્ચર્ય થઈને ઉપકાર સાથે વંદન જ કરવાનું હતું અને એ પ્રમાણેનું વંદન આજે પણ સમગ્ર ગુજરાતે એ સાહિત્યયોગીની પવિત્ર સ્મૃતિને કરવાનું છે, એમની ઉદ્યમશીલ જીંદગીની એક પણ ઘડી એમણે વ્યર્થ જવા દીધી નથી નોકરી, વ્યાપાર, આદિ અનેક પ્રવૃત્તિઓમાં એમણે સાહિત્યને કદિ વિસાર્યું નથી અને છતાં ૮૯ મે વર્ષ તેઓ કહેતા કે મ્હારે હજુ ઘણું લખી નાખવાનું છે રખેને મ્હારી આદરેલી પ્રવૃત્તિઓ અધૂરી રહે ! "

એમણે ગુજરાતને ચરણે શું શું ધર્યું તેની એક ટૂંકી જ નોંધ લઈ લઈએ પ્રથમ તો " બુદ્ધિ પ્રકાશ ના તંત્રી તરીકે અનેક નિબંધો અને કાવ્યોની ભેટ એમણે ગુજરાતને ધરી ત્યાર બાદ નાટ્યસાહિત્ય પ્રતિ એમની અવિરત પ્રવૃત્તિ ચાલી ' લલિતા દુઃખ દર્શક ' નામની એમની પ્રથમ નાટ્યકૃતિ સંવત ૧૯૨૨ માં એટલે કે આજથી ૫૭ વર્ષ પહેલાં પ્રકટ થઈ ત્યાર પછી જયકુમારી વિજય નાટક સને ૧૮૬૧ માં આગળનું બહાર પડયું ત્યાર બાદ ' નલદમયંતી " માલવિકાગ્નિમિત્ર, " રત્નાવલી ' ' બાણાસુર મદમર્દન " ' મદાલસા અને ઋતુધ્વજ, " નિન્દાશૃંગારનિષેધક રૂપક ' ' પ્રેમરાય અને ચારુમતી ' વિગેરેની પરંપરા ચાલી ઉપરાંત ' રણપિંગળના ' ના પાંચ ભાગ, લઘુસિદ્ધાન્ત કૌમુદી ' નું ગુજરાતી ભાષામાં વિવેચન ' યૂરોપિયનોનો પૂર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર ' —૫ ભાગ, વિગેરે અનેક મનનીય અને કિંમતી ગ્રંથોનો ભંડાર સ્વર્ગસ્થ ગુર્જર સાહિત્યને આપી ગયા છે નિન્દાશૃંગારની ઝાટકણી કાઢનારા એમના ૭ નાટકો હજુ છપાયા નથી રસસાહિત્ય અને અલંકાર વિષે પણ એમના લેખો હજુ અપ્રસિદ્ધ રહ્યા છે ઐતિહાસિક સાહિત્ય પણ એમણે પુષ્કળ લખ્યું છે જે હજુ પ્રકાશમાં આવ્યું નથી. એમની સર્વ કૃતિઓમાં શોધન, ચિંતન અને વ્યવસ્થા સ્પષ્ટ તરવરી આવે છે સને ૧૯૧૨ માં વડોદરામાં મળેલી ચોથી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે એમના ભાષણમાં વિચારોની અપૂર્વતા, ઉત્સાહની વીજળી અને ગુર્જર સાહિત્ય તરફ અનન્ય પ્રીતિ ઠેરઠેર દૃષ્ટિગોચર થાયછે

સાહિત્ય માટે એમની લગની વિષે સૌ સસ્થાઓની એટલી બધી શ્રદ્ધા હતી કે બધી જવાબદાર સાહિત્યપ્રવૃત્તિ એમને સોપવાનુ સૌને મન થતુ. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ "બુદ્ધિપ્રકાશ" નુ તંત્રીપદ એમને વર્ષો પહેલા સોપેલુ. ફાર્બસ સાહેબના રચેલા ગુજરાતના ઇતિહાસની રાસમાળાનુ ભાષાંતર પણ એમને જ સોપવામા આવ્યુ હતુ, અને તે કામ એમણે કેટલા ઉત્સાહથી ઉપાડી લીધુ હતુ તે ગુર્જર ગિરાના ઉપાસકોથી અજાણ્યુ નહિ જ હોય એમણે કચ્છનુ દીવાનપદ માત્ર ૧૯૦૨ થી ૧૯૦૪ સુધી જ શોભાવ્યુ, છતા તે દરમિયાન પણ પોતાની એકનિષ્ઠતા, વ્યવહારનિપુણતા અને રાજ્યદ્વારી કુનેહથી તેમણે કચ્છ રાજ્યની તેમજ પ્રજાની અનુપમ સેવા બજાવી, તેમ જ પોતાની પરમ પ્રિય સાહિત્યપ્રવૃત્તિને પણ દિનપ્રતિદિન વિકસિત કરી એક વિજ્ઞાનશાસ્ત્રીને મગરૂર બનાવે તેવી શોધખોળવૃત્તિ એમના અણુઅણુમા હતી કોઇ પણ હકીકતની સપૂર્ણ તપાસ અને શોધ પોતે જાતે કર્યા વગર તેનો સાહિત્યમા ઉપયોગ તેઓ કદિ ન કરતા એટલુ જ નહિ પરતુ પોતાના છપાતા લેખોના પ્રૂફો પણ પોતાને હાથે જ સુધારતા અમને હજુ પણ યાદ છે કે "રગભૂમિ" મા આવતા પોતાના લેખના પ્રૂફો તેમના હાથથી સુધરાવવા માટે અમને કેટલી ચિંતાભરી સૂચના કરતા અમારી નમ્ર નાટ્યકૃતિઓ પણ અમને એમના સગાથમા લઇને જોવાની એમની ભારે આતુરતા હતી કારણ કે તેઓ કહેતા કે, "મ્હારે તો તમારી પાસેથી તમારા નાટકની ખુબીઓ અને ખામીઓ સમજવી છે લેખકની અગવડો અને મર્યાદાઓ સમજ્યા વગર અભિપ્રાયો આપી બેસવા એ તો અન્યાય કહેવાય." આટલી ચોકસાઇ અને આટલી ઉદારતા કોઇ વિરલ સાહિત્ય સેવક જ બતાવી શકે.

સાહિત્યનુ એવુ કોઈ અગ ભાગ્યેજ હશે કે જે સ્વર્ગસ્થના હાથથી અણખેડયુ રહી ગયુ હોય નાટ્યશાસ્ત્ર, નવલકથા ઇતિહાસ, કાવ્ય, રસ, અલકાર અને નિબધો એ સર્વ દિશામા એમની વ્યાપક બુદ્ધિ અને સર્જનશકિત કામ કરી રહી હતી. હિદી, મરાઠી, સસ્કૃત, કચ્છી, આગ્લ અને ગુર્જર ગિરાના ભડારો ઠેઠ જીવનની છેલ્લી ઘડી સુધી તેઓ ઉકેલી રહ્યા હતા આ બધા સ્મરણોનુ જૂથ જ્યારે આપણા મન આગળ ખડુ થાય છે ત્યારે એમ જ થઈ આવે છે કે સદ્ગત પૂજ્ય રણછોડભાઇનુ સ્થાન ગુર્જર સાહિત્યસૃષ્ટિમા કદિ પૂરાવાનુ નથી એ કર્મયોગી આત્માને પરમ શાન્તિ ત્યારે જ મળે કે જ્યારે ગુજર સાહિત્યના ઉપાસકો ગુજર ગિરાને એટલી બધી સમૃદ્ધ બનાવે કે જેથી દુનિઆની ગૌરવભરી બૃહદ્ ભાષાઓમા ગુજર ગિરવાણુ મગરૂર સ્થાન પ્રાપ્ત કરે. અર્ધા સૈકાના એમના સાહિત્યયજ્ઞનો અને એમની તપશ્ચર્યાનો એજ મનોરથ હતો અને પરમાત્મન્ એમનો એ મહાન્ મનોરથ પૂર્ણ કરી સગસ્વતીમૈયાના એ સાચાના ઉપાસકને ચિરંજીવ શાન્તિ આપો એટલી જ અભ્યર્થના

—તંત્રી.

# યો ગ ભ્ર ષ્ટા

એ નેત્ર ક્યાં આજ ગયાં છુપાઈ, એ રમ્ય મૂર્તિ ગઈ ક્યાં સરીને ?
ક્યાં મુગ્ધ એ શીલવતી સમાઈ ? એ પુષ્પ ખીલ્યા વિન શું સુકાયું ? ૧

વૃથા બધા પંડિત એ વદે છે, સ્ત્રીની નહિ કિમ્મત એ કરે છે;
ખરૂં કહ્યું સામલ એ ભટે છે; રત્નોતણી ખાણ ખરેજ એ છે. ૨

જ્યારે પડે છે નર એકલો ત્યાં, કાન્તા વિના સાન્ત્વન કોણ દેશે ?
શરીરના તેમ મનોજ દર્દો, હરિણાક્ષી વિન કોણ હરી શકે એ ? ૩

નથી નકામી ઘડી એ પ્રભુયે, જગત્ ખરે એ વિન શૂન્ય લાગે.
જે કાંઈ છે શોભન આ ધરામાં, તે તે બધું નારી વિષે રહ્યું છે. ૪

દયા તણો નિર્ઝર ત્યાં વહે છે, લજ્જા સમુદ્રે હયિના ડુબે છે;
ઉપકાર નીચે દબાયલી એ, સર્વસ્વ દેતાં કદિ ના ચુકે છે. ૫

માધુર્ય આવું મળી શકે ક્યાં ? આનંદ આ કોણ લુંટી શકે હા !
દીઠું નથી જ્યાં સુધી એ સખા તેં, તારા બધા ફોકટ સાવ ફાંફાં ! ૬

એ કાચની પૂતળી દીર્ઘ કેશી, શ્રદ્ધા અને માર્દવથી ભરેલી,
કુલાંગના એ હતી યોગભ્રષ્ટા, એના ગુણોનો ભરાય ગીતા ! ૭

વધુ નહિ મિત્ર લખી શકીશ, એણે મને બોધ અપૂર્વ દીધો;
વન્ધ્યા નથી આ વિપુલા ધરિત્રી, રત્નો ઘણાં કાદવમાં ઉગે છે ! ૮

—ડૉક્ટર જીવનલાલ દુર્લભ ધ્રુવ.

* The white Girl નામના અંગ્રેજી કાવ્યપરથી

# યશોદા.*

( લેખક—શ્રીયુત મણિશંકર ભગવાનજી જોશી. )



મેં જગ નેરા અગાડીને કહ્યું— “ કૃષ્ણલાલ, આ બાલીશતા છોડી દે, નહિતો માથે હાથ મૂકી રોવું પડશે ” કિશોરીલાલે પણ મોંનો ભાવ બદલી ઉત્તર આપ્યો કે— “ એ રોવું તે આવા રમવા કરતા હજાર દરજ્જે સારૂ ”

“ તો શું તેં અન્ય વિવાહ કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધો છે ? ’

‘ હા, બેશક જરૂર કરી લીધો છે ’

‘ આ સ્ત્રીથી તમને એટલો વૈરાગ્ય કેમ આવી ગયો છે ? ’

‘ તે બહુ જ ભલી છે માટે બહુ જ વિદ્યાવતી છે માટે બહુ જ સૌન્દર્યવતી છે માટે અને બહુ જ નિરોગી છે માટે ’

કૃષ્ણલાલ તું મૂર્ખ શિરોમણિ છો આપણી સ્ત્રીને ભલી બનાવવી વિદ્યાવતી બનાવવી સુન્દરી બનાવવી એ ઘણું ખરું આપણા હાથમાં છે કદાપિ જો તે મૂઢ હોય તો તેની મૂઢતા દૂર કરવાનો પ્રયત્ન શા માટે નથી કરતો ? કદાપિ જો તે કદ્રુપી હોય તો તેમાં તેનો શો અપરાધ ? અને રૂપ–એનો બહારની સુન્દરતા છે તેનું હૃદય તો જો કેટલું સુન્દર છે ? અરે જે રૂપ ઉપર તું મરી ફીટે છે તે મિથ્યા છે પાણીનો પરપોટો છે આકાશની ચાંદની છે જોતા જોતા ન જાણે ક્યાંક અદૃશ્ય થઇ જશે ચેહરા ઉપર કરચલી પડી જશે તે સુંદરતા તરફ ધ્યાન કર જે મરણ પર્યન્ત પણ તારો સાથ કરે જો તે બીમાર રહે છે તો તેનો ઔષધોપચાર કેમ કરતો નથી ? ”

( ૨ )

કૃષ્ણલાલ મારો સહાધ્યાયી છે તેના વિવાહને આજ બે વર્ષ વ્યતીત થઈ ગયા છે વિવાહ પહેલા તેણે જે જે મનસુબા બાંધ્યા હતા—હવામાં કિલ્લા બાંધ્યા હતા—તે સર્વ આ સમયે વ્યર્થ ગયા કન્યાની પસંદગીમાં સનાતન લીકી કન્યા ગોરી છે કે કાળી, મોટી છે કે પાતળી ભણેલ છે કે અભણ એ સર્વ જાણવાની દરકાર કરી નહિ વડિલો સમક્ષ મોટું ખોલવાનું સાહસ તેનાથી થઈ શક્તુ નહિ તેઓ જેમ કહેતા તેમ મંત્ર મુગ્ધની માફક તે કર્યા કરતો વિવાહ પૂર્ણ થયા નવ-વિવાહિતા યશોદાને લઇને તે કન કતા આવતો રહ્યો ત્યાં તેને યશોદા તરફ એકદમ તિરસ્કાર થઈ ગયો યશોદા ભણેલ નથી તેને ન સ્વરૂપવાન કહી શકાય ન કરૂપા

સર્વત્ર ત્રણ ત્રણ વિભૂતિઓની ત્રિપુટિઓ જ બની રહે છે: સીતા–લવ–કુશ; શકુન્તલા પત્રલેખનમાં પણ શકુન્તલા–પ્રિયવદા–અનસૂયાની ત્રિપુટિ; વેણુ, રાધા અને કૃષ્ણની ત્રિપુટિ, પાંડવ–કૌરવ–અને કૃષ્ણ; પયગમ્બર ઈસુ અને કૃષ્ણ; મહાવીર–બુદ્ધ અને કૃષ્ણ, રામ–ક્રાઈસ્ટ અને કૃષ્ણ:—સૌની ત્રિપુટિ !

સતી શિરોમણિ દેવીઓ ત્રણ–સીતા—સાવિત્રી–સુકન્યા; પ્રેમમૂર્તિઓ ત્રણ–રાધા–રુકિમણી–શકુંતલા; કન્યાઓમાં વીરગર્ભા ત્રણ–કુંતી–તારા–મન્દોદરી, આદર્શ ઋષિપત્નીઓ ત્રણ–અહલ્યા–અનસૂયા–અરૂંધતી, મુખ્ય સુરાંગનાઓ ત્રણ–રંભા–મેનકા–ઉર્વશી, અને મેનકાના સ્મરણની સાથે યાદ કરીએ એ ત્રીપુટી વિશ્વામિત્ર–મેનકા–શકુન્તલા ! સંસારની ત્રણ ગતિ–ભવ–વિભવ–પરાભવ. દેહીની ત્રણ દશા–જરા–મરણ–મોક્ષ, ત્રણ ઈશ્વર–બ્રહ્મા–વિષ્ણુ–મહેશ, ત્રણ યુગ વિત્યા–સત્ય–ત્રેતા–દ્વાપર; ત્રણ સમલ અવસ્થા–જાગૃત–સ્વપ્ન–સુષુપ્તિ

સંસારના ત્રણ સંસ્કૃતિ પ્રદેશ–એશિયા–અમેરિકા–યુરપ, ભારત વર્ષ પણ ત્રિકોણ; પર્વતોમાં ત્રણ દર્શનીયપૂજ્ય–વિંધ્ય–ચિત્રકૂટ–હિમાલય; ત્રણ ધર્મધારાવહિ–નર્મદા–ગંગા–ગોદાવરી, ત્રણ પુણ્યારણ્ય–નૈમિષ–દંડક–પંચવટી, ભારતનાં ત્રણ પ્રાચીન વિદ્યાપીઠ–નાલંદ–તક્ષશિલા–વાણારસી, બૌદ્ધોના ત્રણ તીર્થ–બૌદ્ધગયા–સારનાથ–કપિલવસ્તુ, જૈનોના ત્રણ પવિત્ર તીર્થ શત્રુંજય–સમેદશિખર–ગિરનાર, યુનાનના ત્રણ ફીલોસોફર–સુક્રાત–સુકરાત–અફલાતુન, ભારતના ત્રણ સમ્રાટ–ચંદ્રગુપ્ત–અશોક–કનિષ્ક, ભારતીય મહા ચિકીત્સક ત્રણ–ચરક–સુશ્રુત–વાગ્ભટ્ટ. ત્રણ ધર્મનેતા–રૂષભ–મહાવીર–બુદ્ધ. સોગલ ગીયામતના ત્રણ હિન્દુસ્તંભ–માનસિંહ–બીરબલ–ટોડરમલ !

ભારતના ત્રણ આંગ્લ હિતૈષી–હ્યુમ–હેનરી કોટન–વેડરબર્ન; ત્રણ પારસી નેતાઓ–દાદાભાઇ–ફીરોઝશાહ–વાચ્છા; થિયૉસૉફિસ્ટ ત્રિપુટિ બેસન્ટ–વાડીયા–ઍરન્ડેઇલ; બેસન્ટ–લેડબીટર–ભગવાનદાસ: મહારાષ્ટ્રની ત્રણ મહા વિભૂતિઓ–રાનડે–તિલક–ગોખલે; બંગાલના કીર્તિસ્તંભ ત્રણ–રવિન્દ્ર–જગદીશ–અરવિંદ, પૂજ્ય હિન્દુ ત્રિપુટિ–મહાત્મા–લોકમાન્ય–માલવીયા, મુસ્લીમ ત્રિપુટિઓ–શૌકત–મહમદ–અજમલ; કીચલુ–ખત્રી—શૌકત, અન્સારી અજમલ–આઝાદ

પદ લાલિત્ય નિપૂણ ત્રણ સંસ્કૃત કવિ–જયદેવ–જગન્નાથ–દંડી: હિન્દી પ્રેમી ત્રણ મુસલમીન કવિરત્ન–કબીર–રહિમ–રસખાની: હિન્દી સાહિત્યાકાશમાં ત્રણ સૂર્ય–સુર–તુલસી–કેશવ: ગુર્જર સાહિત્ય સેવકોની પણ ત્રિપુટિઓ–દલપત–નર્મદ–નરસિં, ગોવર્ધન–મણિલાલ–કેશવ હર્ષદ: વાઘજી–ડાહ્યાભાઈ–નથુરામ: ગુજરાતના લલિત કલાધર લેખકો–ન્હાનાલાલ–વિભાકર–લલિત; હિન્દી સાહિત્ય મંડળના ત્રણ હંસ–પુષ્પી–પદ્માકર–પદ્મનેસ. હિન્દી સાહિત્યોદ્યાનમાં ચમન ખીલાવનાર–ભૂષણ–ભિખારી–ભારતેન્દુ

પ્રિય પાઠકો પલ ભર પોતાના હૃદયના ઊંડી આંખ ખોલી–અગ મરોડી જુઓ પ્રેમસંસારમાં પણ ત્રણ ત્રણ નંગ વિલસી રહ્યા છે. પ્રેમ–પ્રેમી–પ્રેયસી માતા–પિતા–પુત્ર. પાદરીકરની કલમથી આલેખાયલા ત્રણ પ્રેમગ્રંથ–પ્રણયમંજરી–સાકી–નવજીવન

નિત્યકર્મ ત્રણ–શૌચ–સ્નાન–પ્રભુ પૂજન: પ્રભુ પૂજનમાં આસન ત્રણ સિદ્ધાસન–પદ્મા-

# અવલોકન.

અવલોકનકાર—તંત્રી

**હિન્દી રાષ્ટ્રીય કૉન્ગ્રેસનો ઇતિહાસ**— કિ. રૂ. ૫ પૃષ્ઠ, રૉયલ આઠ પેજી, ૩૪૬

અનુવાદકો—**જયકૃષ્ણ નાગરદાસ વર્મા,** બી. એ., એલ એલ. બી , બાર–ઍટ–લૉ. **" ભાનુ–ચન્દ્ર. "**

પ્રકાશક–**વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કર,** માલીક, લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટીંગ પ્રેસ–**વડોદરા.**

અનુવાદકો નિવેદનમાં જણાવે છે તેમ **How India Wrought for Freedom** નામના અંગ્રેજી પુસ્તકનો આ અનુવાદ છે. અનુવાદ છે છતાં ભાષાની સ્વાભાવિકતા અને તેજસ્વિતા બહુજ અચ્છી રીતે જળવાઈ રહેલ છે. હિન્દી રાષ્ટ્રીય કૉન્ગ્રેસનો આવો વિગતવાર અને અર્થગંભીર ઇતિહાસ ગુર્જર ગિરામાં આ પ્રથમ જ છે. પહેલી ૨૯ કૉન્ગ્રેસની બેઠકોનો ઇતિહાસ આ પુસ્તકમાં સમાવેશ પામે છે. બાકીનો વર્તમાન ઇતિહાસ બીજા પુસ્તકમાં આપવાને અનુવાદકોએ વચન આપ્યું છે. હિન્દની પ્રજાકીય પ્રગતિમાં જરા પણ રસ લેનાર ગુર્જર વાચકને આ ગ્રન્થ અતિ મનનીય અને ઉપયોગી થઈ પડશે. રાષ્ટ્રીય સાહિત્ય સંગ્રહનાર કોઈ પણ ખાનગી કે જાહેર પુસ્તકશાળા આ પુસ્તક વગર ઉણી જ રહેશે.

---

**મહાત્મા ગાંધીજીનું જીવન**–કિ . ૪, પૃષ્ઠ ૩૪૫.

લેખકો—**જયકૃષ્ણ નાગરદાસ વર્મા,** બી એ., એલ એલ. બી., બાર–ઍટ–લૉ, એમ એમ. ની. [ લંડન ] અને ' ભાનુ–ચન્દ્ર. "

પ્રકાશક–**વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કર,** માલીક, લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટીંગ પ્રેસ–**વડોદરા.**

મહાત્માશ્રીનાં અનેક જીવનચરિતો બહાર પડી ચૂકયાં છે. પરતુ આટલી બધી વિગતોથી ભરપૂર અને આટલી તટસ્થતાથી એમની જીવનકલાને આલેખતું ચરિત તો આ પહેલુ જ છે. કદાચ આ ગ્રન્થમાં ગાંધીજી માટે જે ફિદાગીરી જે ભાષામાં પ્રદર્શિત થતી જોવાને આપણે ટેવાયેલા છીએ તે પ્રદર્શિત થયેલી ન પણ દેખાય. છતાં લેખકોની મહાત્મા તરફની પૂજ્યબુદ્ધી તો પાને પાને દેખાશે. અભિપ્રાયોમાં અતિશયતા નથી, છતાં ઔચિત્ય ઘણું છે. એ કર્મવીર મહાત્માના આત્મસ્પર્શથી ધવાયેલા શિષ્યોની આ નિવાપાંજલિ નથી., છતાં એમના પ્રતિ અનન્ય આદર ધરાવનાર બુદ્ધિશાલી નવજુવાનોની નમ્ર પુષ્પાંજલિ છે; અને તેથી તે ઓછી કિમતી નથી.

પરતુ ગાંધીજીની જીવનકલા આલેખનાર કોઈ પણ લેખક એમની વિદ્યુત્ સમી પ્રગતિ સાથે સગાથ કરી શકે તેમ નથી. એ અદ્ભુત વ્યક્તિના જીવનનું આજે નવુ પ્રકરણ લખો અને આવતી કાલે તે જૂનુ **Out of date** થઈ ગયેલુ જણાશે ગાંધીજીની એકેક ઘડી એકેક યુગનો ઇતિહાસ સમેટી લે છે. અને તેથી અમને લાગે છે કે શ્રીયુત વર્મા તથા " ભાનુ–ચન્દ્ર " ને આ આવૃત્તિથી વીસામો મળનાર નથી. દર વર્ષે નવા પ્રકરણો ઉમેરવા જ પડશે. છતાં આજ દિન સુધીનો એ જગપ્રસિદ્ધ વૃત્તાન્ત જાણવાને માટે આના કરતાં વધારે સરસ ગ્રન્થની અમે ભલામણ કરી શકતા નથી.

નગીરના નિગનનાર રસભર જીવન એક શૉ સૌરાષ્ટ્ર અને ગુજરાતને જાણુનાની બહુ જ રૂરતી એ જરૂર શ કલ્યાણજી નાઇએ પૂરી પાડી એ ઘણો આનન્દદાયક અક સ્માત્ છે અને આ જીવનચરિત સૌરાષ્ટ્ર ર્યાનય એકર ન કરે તો બીજુ કાણ કરે ? કરવાના કર્તવ્યોમ માગદ્દ કાનાનય બાગે જ ચૂ છે એ પરમ મતોષની વાત છે

———o———

**મહિલા સસાર**—[ આય સ્ત્રીઓની માસારિક સ્થિતિનુ ચિત્ર ]

રચનાર—ડૉ **રખમાબાઈ** એમ ડી

પ્રમુખ સ્ત્રી સુબોધિની સભા " રાજ કોટ તથા સૌ **માણેકબાઈ મહાનજી કવિ,**

વ્યવસ્થાપ સ્ત્રી સુબોધિની સભા રાજકોટ પૃષ્ઠ ૮૬

રાજકોટમા સને ૧૮૧૩ ની સાલથી સ્ત્રી સુબોધિની સભા નામની સસ્થા ચાલે છે ત સભામા થયેલા કેટલાક ભાષ ણોનો આ સગ્રહ છે મહિલાઓ વિષે જેઓને વિચાર કરવાનો છે તેઓએ આ સગ્રહમાના વિચારો અવશ્ય વિચારી જવા જેવા છે અનમત્ત તમા કેટલાક એવા પણ પ્રકરણ છે કે જે ચચસ્પદ લાગે પરતુ ચચાસ્પદ વિશેષ આમ વિચારણીય છે જેના કે એકત્ર કુટુબથી થતી દુદશા ઓઝલ પડદાનો અત્યાચાર વિગેરે આ બને સન્નારી બહેનો રાજ કોટની મહિલાઓ માટે જે પ્રશસનીય શ્રમ ઉઠાવી રહેલ છે તને અમે સપૂણ કૃતજ્ઞ ઇચ્છીએ છિએ

———o———

**टाल्स्टाय के सिद्धान्त**—મૂલ્ય ? ૧। પૃ૦ ૨૫

लखक—श्रीयुत जनादन भ' राम र

प्रकाशक—शिवनारायण मिश्र

प्रताप पुस्तकालय **कानपुर**

આ હિન્દી ગ્રન્થમા રશિયાના મહાન્ ઋષિ સુદ્દ ટૉલ્સ્ટૉયનુ જીવનચરિત ઘણીજ અમરકારક બાનીમા આપવામા આવ્યુ છે જે મહાન્ તત્ત્વચિંત ની ઉન્નત ભાવનાઓ આજે મહા મા ગાધી આચારમા ઉતારી રહ્યા છે તેના જીવનન રહસ્ય સમજવાની આવ શ્યકતા અનિવાય છે શરૂ ટ ટૉલ્સ્ટૉયનુ સમગ્ર જીવન રાજ્ય અને સમાજની ક્રૂર તાઓ નિદયતાઓ અને અધાધુધી સામે એક પ્રચડ બડ સમાન હતુ અન્યાય અને અસત્ય અત્યાચાર અને લશ્કરી બળ એ સવની સામે એનુ જીદગીભરનુ દુશ્મનાવ હતુ અમદકાર અને શા ત અવરોધનો એ આદ્ય પ્રણેતા અને વિચાર હતા ઇસુ ખ્રિસ્તનો એ પરમ પવિત્ર બદો હતો આ પ્રતાપી જીવનકથા શ્રીયુત જનાદને ઘણીજ જોરદાર હિ દી ભાષામા અને ઘણીજ રસભર રીતથી આલેખી છે જેનુ એક વાર અધ્યયન કરવાને અમે ગુજરાતના તમામ નરનારીઓને આગ્રહ પૂર્વક આમ ત્રીએ છિએ

———o———

**वहिष्कृत-भारत**—મૂલ્ય ૪ આના પૃષ્ઠ ૪૧

सम्पादकता—श्रीयुत चम्पालाल जौहरी [ सुधाकर ]

प्रकाशक—शिवनारायण मिश्र वैद्य

प्रताप पुस्तकालय कानपुर

अस्पृश्यता हमारा राष्ट्रीय पाप है "—ગાંધીજીના આ ચિ રસ્મરણીય સૂત્ર ઉપર આ

ન્હાનું પુસ્તક રચાયું છે. મૂળ મરાઠી "મનોરંજન" માં પ્રકટ થયેલ એક લેખનો આમાં આધાર છે. અંત્યજોની ઉત્પત્તિ અને એ ઉત્પત્તિમાંથી આ દશા શી રીતે પ્રાપ્ત થઇ તેની સૂક્ષ્મ પરીક્ષા આ લેખમાં કરવામાં આવેલ છે. કેટલાક ઉપયોગી આંકડાઓ અને વિગતોને કારણે પુસ્તક ખાસ મનનીય થઈ પડે છે.

—:o:—

**નીતિધર્મ અને સર્વોદય; શિવદયાળની શોધ; મારો જેલનો અનુભવ; ઇજીપ્તનો ઉદ્ધારક; મૂરખરાજ.**

[ગાંધી ગ્રંથમાળા, મણકા ૧, ૨, ૩, ૪, ૫]

લખનાર-**મહાત્મા ગાંધી.**

પ્રકાશક-**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.**

મૂલ્ય અનુક્રમે ૮, ૨, ૮ અને ૬ આના.

ગાંધીજીએ આફ્રિકામાં લખેલાં આ મનનીય પુસ્તકો ફરીથી પ્રકટ કરવાની સુરતના ગાંડીવ સાહિત્ય મંદિરની સુંદર પ્રવૃત્તિને અમે સહૃદય આવકાર આપીએ છીએ.

—:o:—

**હિન્દ કેમ પાયમાલ થયું ?**

["આટલું તો જાણજો"—ભાગ બીજો.]

સંગ્રાહક-**નરહરિ દ્વારકાદાસ પરીખ.**

પ્રકાશક-**નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ.**

મૂલ્ય ૮ આના, પૃષ્ઠ ૧૫૮

"આટલું તો જાણજો" ની સમાલોચના અમે ઉપર લીધી છે, તેનો આ બીજો ભાગ છે. આ ભાગની વિશેષતા એ છે કે આમાંના જુદા જુદા લેખો જુદા જુદા લેખકો પાસે ખાસ લખાવવામાં આવેલ છે. શ્રીયુત મહાદેવ દેશાઇ, છગનભાઇ જોશી, પ્રભુદાસ ગાંધી, મોહનલાલ પંડ્યા, કાલેલકર અને સગડ વાલાના લેખોનો આ સંગ્રહ છે. હિન્દની આર્થિક સ્થિતિ વિષે રોમેશચંદ્ર દત્ત, દાદાભાઈ નવરોજજી અને વિલ્યમ ડિગબીએ જે આબેહૂબ ચિતાર અસરકારક બાનીમાં આપેલ છે તેનો કંઈક ખ્યાલ ગુર્જર ગિરામાં આપવાનું માન કોઇ ગ્રંથને ઘટતું હોય તો તે આ ન્હાના પુસ્તકને છે. આ દિશામાં રા. પરીખનો પ્રયત્ન ખરેખર સંગીન અને તલસ્પર્શી છે.

—:o:—

**સ્વદેશીનો ઘેરો.**

[વિદેશી કાપડ સામેની ચોકીનું સ્વરૂપ]

પ્રકાશક-**નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ.**

મૂલ્ય ૪ાા આના, પૃષ્ઠ ૬૭.

"આદર્શ ચોકીદાર" અબ્બાસ તૈયબજી સાહેબની પ્રસ્તાવના સાથે જુદા જુદા વિચારકોનો સ્વદેશી વિષે અભિપ્રાય-સંગ્રહ આ ન્હાનકડા પુસ્તકમાં સંગ્રહવામાં આવેલ છે. પરદેશી કાપડની વપરાસ સામે અને સ્વદેશીની તરફેણમાં આથી વધારે મજબૂત સમજાવટ, આથી વધારે જોરદાર દલીલો કે આથી વધારે વ્યવસ્થાપૂર્ણ પ્રોગ્રામ ભાગ્યેજ બીજા કોઈ ન્હાના પુસ્તકમાં મળે.

—:o:—

**એશિયાનું કલંક યાને કોરીયાની કથા.**

પૃષ્ઠ ૧૦૪

લેખક-**ઝવેરચંદ મેઘાણી.**

પ્રકાશક-**સૌરાષ્ટ્ર સાહિત્ય મન્દિર,** રાણપુર.

"સૌરાષ્ટ્ર" ના તંત્રિરાજ રા. અમૃતલાલ દલપતભાઇ શેઠની ફાંકડી પ્રસ્તાવના સાથે રા. મેઘાણીએ પોતાની દિલચસ્પ બાનીમાં કોરીયાનો જે રસભર અને ગેમાંચ ખડા કરનારો ઇતિહાસ વર્ણવ્યો છે તે કદિ

**રાજર્ષિ ભર્તૃહરી** [ સચિત્ર ]
લેખક, **માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક,**
ગોપીપુરા, સુરત.
કિં ૮ આના

**રેલ્વે કાયદા**—ભાગ ૧, ૨, ૩.
લેખક, **જીવરાજ ગોકલદાસ નેણુસી.**

**સ્વામિભક્ત સુરપાળ**—[ સ્ત્રીપાત્ર વગરનું વીરરસપૂર્ણ નાટક, કિં. ૩ આના ]
લેખક, **માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક,**
સુરત.

**પુનર્જન્મ યાને ભમાવેલો મખ્ખીચુસ**-
[ એક અંકી પ્રહસન ]
મૂળ લેખક, **દ્વિજેન્દ્રલાલ રૉય.**
અનુવાદક, **કનૈયાલાલ ફકીરભાઇ મહેતા,**
ભરૂચ.

**બાળક** [ ત્રિમાસિક ]—પોષ ૧૯૭૯;
પુ. ૧. ભા. ૧
તંત્રી—**ભીખાભાઈ પુરૂષોત્તમ વ્યાસ.**

**મોઢ માર્તણ્ડ**—જાન્યુઆરી ૧૯૨૩
પ્રકાશક અને અધિપતિ—**પ્રભાશંકર જયશંકર પાઠક,** મુંબઈ

**શ્રી મહુડા ઉદ્યોગશાળાનો પ્રથમ વાર્ષિક અહેવાલ.**
પ્રકાશક—**શિવજી દેવશી** તથા **કુંવરજી રાજપાળ.**

**અલ-કમાલ** [ ઇસ્લામી માસિક ]—માર્ચ અને એપ્રિલ ૧૯૨૩ પુ ૧ અંક ૧ અને ૨
માલેક અને અધિપતિ—**ઝકરીયા કમ્માકલ પટેલ;** નાગરેરી સ્ટ્રીટ મુંબઈ
લવાજમ રૂ ૪-૬-૦ છુટક નકલ ૮ આના

**ક્ષત્રિય**—વર્ષ ૧ લુ અંક ૧ લો ચૈત્ર ૧૯૭૯
તંત્રી—કિશનસિંહ ગોવિંદસિંહ, વડોદરા

**નવ-યુગ**—ફાગણ ૧૯૭૯, પુ. ૧. અ. ૧.
સંપાદક—**કસનજી મણિભાઈ દેસાઈ.**
પ્રકાશક—**મહમદઅલ્લી તૈયબઅલ્લી,**
સુરત

**ધર્મ જીવન**—[ સચિત્ર માસિક ]—વર્ષ ૧ લુ અં ૧, ૨, ૩, ૪.
તંત્રી—**નર્મદાશંકર બાળાશંકર પંડ્યા.**
પ્રકાશક—**પ્રભુજી લલ્લુભાઈ દેશાઈ.**
વ્યવસ્થાપક—ધાર્મિક આશ્રમ, **અંકલેશ્વર.**
લવાજમ રૂ ૨.

**ભાગ્યોદય**—ફેબ્રુઆરી ૧૯૨૩, તંત્રી અને પ્રકાશક, **જેઠાલાલ દેવશંકર દવે,**
અમદાવાદ.

**ઉદીચ્ય યુવક**—ચૈત્ર ૧૯૭૯, પુ ૧. અં. ૧.
તંત્રી—**સુરજરામ મંછારામ ભટ્ટ.**
પ્રકાશક—ગણપતિશંકર નારાયણજી દેસાઈ.
સેક્રેટરી—**ધી યંગ ઔદીચ્ય એસોસિએશન, મુંબઇ.**

**સ્વધર્મજાગૃતિ**—ફાગુન, ચૈત્ર ૧૯૭૯,
વર્ષ ૬ અં ૬ અને ૭
તંત્રી—મહાત્માશ્રી **ભાસ્કર ગણેશ,** વડોદરા
પ્રકાશક—**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા,**
શાહીબાગ, અમદાવાદ
લવાજમ રૂ ૩ ટપાલ સાથે

**નવચેતન**—માર્ચ એપ્રિલ ૧૯૨૩.
અધિપતિ—**ચાંપસી વિઠુલદાસ ઉદ્દેશી,**
૬ કુપર લેઇન, કલકત્તા

**ગુજરાત**—ચૈત્ર ૧૯૭૯ પુ ૩ અ ૧
છુટક રૂ ૧ લવાજમ રૂ ૮.

**યુગધર્મ**—ચૈત્ર ૧૯૭૯ પુ ૨ અ ૧
લવાજમ રૂ ૬, છુટક નકલ ૧૦ આના

The Cape Indian—Vol. I. Nos 9 and 10;
Feb. and March 1923
72, Hanover Stret. CAPE TOWN.

સ્ત્રીબોધ-માર્ચ અને એપ્રીલ ૧૯૨૩.
તંત્રીઓ-બાઈ પૂતળીબાઈ કાબ્રાજી
તથા કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.

સમાલોચક-માર્ચ ૧૯૨૩.
પાકશાસ્ત્ર-લેખક-ગં. સ્વ. લલિતાગૌરી
શામરાવ તથા ગં. સ્વ વિમલાગૌરી
મગનલાલ, નડિઆદ કિં. રૂ. ૩.

સમાજબન્ધુ-વર્ષ ૧. અંક ૧-૩-૪.
તંત્રી-રમણલાલ ચુનીલાલ ચીનાઈ,
સુરત.
વાર્ષિક લવાજમ રૂ. ૧॥.

પુરૂષાર્થ-ફાલ્ગુન તથા ચૈત્ર ૧૯૭૯ પુ. ૧.
અંક ૩ તથા ૪.
તંત્રી-ફુલચંદ કસ્તુરચંદ શાહ, ગણપુર.
વાર્ષિક લવાજમ રૂ. ૧॥.

પ્રભા-સચિત્ર હિન્દી માસિક-એપ્રિલ ૧૯૨૩.
વર્ષ ૪. ખંડ ૧. લવાજમ રૂ. ૫.
સંપાદક-શ્રીકૃષ્ણદત્ત પાલીવાલ, એમ.એ.
પ્રકાશક-પ્રતાપ પુસ્તકાલય, કાનપુર.

શ્રીશારદા-હિન્દી માસિક-જાન્યુઆરી તથા
ફેબ્રુઆરી ૧૯૨૩. વર્ષ ૩. ખંડ ૧, ૨.
લવાજમ રૂ. ૫.
સંપાદક-દ્વારકાદાસ મિશ્ર.
પ્રકાશક-રાષ્ટ્રીય હિન્દી-મન્દિર, જબલપુર.





*Victoria Terminus & Municipal Hall, Bombay*

---



---



---

---

Printed and Published at J[illegible] Art Printing Works [illegible] Bazargate Bombay by Girja Shankar [illegible]

RANCHORDAS V MEHTA,



શ્રાવણ ૧૯૭૭

— ० —

વર્ષ ૧ અંક ૪

આધિપતિ અને તંત્રી—નૃસિંહ વિભાકર
બી એ એલ એલ બી બૅરિસ્ટર-ઍટ-લૉ
મુદ્રક તથા પ્રકાશક—જોશી બ્રધર્સ
૭૯ બજારગેટ, કોટ મુંબઈ

ત્રિમાસિક

— ० —

લવાજમ
વાર્ષિક રૂ ૭
છુટક રૂ ૨


KAMINIA-OIL's
IS A GIFT FROM THE GODDESS OF BEAUTY
Used by all nationalities for
Preserving & Beautifying the Hair

બાદશાહી સેન્ટ

# ઑટો દીલ બહાર

( રજીસ્ટર્ડ )




ચમેલી, મોગરો, જુઇ વગેરે ઉત્તમ પ્રકારના ફુલોની સુગંધીનુ બનાવવામા આવ્યુ છે કપડા અથવા રૂમાલ ઉપર લગાડતાની સાથે દીલને પ્રફુલિત કરનારી સુગંધ આસપાસ ફેલાઈ રહે છે આ અત્તરને વીરે સારે અવસરે, માગલીક પ્રસંગે મંદીર જતી વખતે સુગ જનો આસપાસની હવા શુદ્ધ સુગંધીત બનાવવા માટે ઑટો દીલ બહાર વાપરે છે તમો પણ આ બાદશાહી અત્તર વાપરો

કીંમત અડધા આઉંસની

બાટલી રૂ ૨–૦–૦

" ૦ ઔંસની રૂ ૧–૪–૦

" એક ડ્રામની

બાટલી । ૦–૧૨–૦

" અડધા ડ્રામની

બાટલી રૂ ૦–૮–૦

બહારગામથી મગાવનારાને વી પી. ખર્ચ ૦–૫–૦ જુદો પડશે

તમારા નજદીકના દુકાનદારો પાસેથી ખરીદતી વખતે 'ઑટો દીલ બહાર' નામ વાચીને સીલબંધ બાટલી ખરીદજો, નહિ તો ભળતુ જ આપી દેશે

સોલ એજન્ટ

## ધી ઍંગ્લો ઈન્ડીયન ડ્રગ ઍન્ડ કેમીકલ કું.

૧૫૫ જુમા મસજીદ મુંબઈ





અનાથોના નાથ! નિરાધારોના આધાર! દીનોના બેલી! દુખીઆંઓના બાન્ધવ! ઓમાંનો તો થ. ગરૂ જ—તેઓ થવાના જ, પણ છગ-ન્યાળાં માંબાનુ મેપ લિવાળાં પણ થ. ગરૂ છે.

દેશ સેવાનો અનન્ય માર્ગ, સખાવતોનો ઉત્તમ ઉપયોગ. જોવો હોય તો કૃપા કરી એક જ વાર

# નડિયાદ હિન્દુ અનાથાશ્રમ પર નિઘા કરો.

દેશમાં લાચાર અનાથ બાળકો માટે આપની ન્હાની મ્હોટી સખાવતો પ્રભુ પ્રીત્યર્થે નીચેને મુકામે મોકલાવો

મંત્રી—હિન્દુ અનાથાશ્રમ,

નડિયાદ.

# યુગધર્મ કાર્યાલયનાં પુસ્તકો.

| | | રૂ આ પા |
|---|---|---|
| અસહકાર | મહાત્મા ગાંધીજીના તમામ સુંદર લેખોનો સંગ્રહ પૃ૦ આશરે ૯૦૦ | ૨–૮–૦ |
| મુકુલ | બાળકોની બાળકોએ લખેલી વાતો પૃ૦ ૧૬૦ | ૦–૮–૦ |
| કાળાપાણીની કથા | કાળાપાણીની તમામ કથાઓનો સંગ્રહ પૃ૦ આશરે ૩૦૦ | ૧–૪–૦ |
| કારાવાસની કહાણી | શ્રી અરવિન્દ ઘોષની કાળાપાણીની કહાણી, તેમના લેખો અને ભાષણોનો સંગ્રહ પૃ૦ આશરે ૨૦૦ | ૦–૧૨–૦ |
| રાષ્ટ્રગીત | બીજી આવૃત્તિ તમામ સુંદર રાષ્ટ્રગીતોનો સંગ્રહ પૃ૦ ૨૦૦ | ૦–૧૨–૦ |
| ખેડાની લડત | પૃ૦ આશરે ૬૦૦ | ૧–૮–૦ |
| યરવડા મંદિરમાં મહાત્મા ગાંધીજી | પૃષ્ઠ આશરે ૩૦૦ કિંમત આશરે (છપાય છે) | ૧–૪–૦ |
| યુગધર્મ માસિક | વાર્ષિક લવાજમ | ૬–૦–૦ |
| યુગધર્મ ગ્રંથમાળા | | ૬–૦–૦ |

## અમારા એજન્ટો.

૧ વર્ધમાન એન્ડ સન્સ. ૧, પાયધુની, મુંબઈ

૨ કરાંચી બુક સ્ટૉલ–જોડીઆ બજાર, કરાંચી તથા મુંબઈ, સુરત, વડોદરા, અમદાવાદ વગેરે સ્થળોના તમામ પ્રસિદ્ધ બુકસેલરો

પુસ્તકો મંગાવવા માટે લખો—

ભદ્ર પાસે
અમદાવાદ

વ્યવસ્થાપક,
યુગધર્મ કાર્યાલય.

# અનુક્રમ.

# ઝરીના હેર ઑઇલ.

ગુલાબની સુગંધથી
બહેક બહેક થતું
**ઝરીના**
રેડરોઝ હેર ઑઇલ

---

મોતેરી રંગ અને મોગરાની મીઠી ખુશબોથી
ભભકતુ
**ઝરીના**
જૅસ્મીન હેર ટૉનીક

---

ગુલાબના સફેદ ફૂલોની
દિલબાગ સુગંધી ફેલાવતુ
**ઝરીના**
વ્હાઈટરોઝ હેર ઑઇલ

---

પસંદ કરેલા ઉંચા કોકોનટ
માંથી બનાવેલ ગુલાબની
ખુશબોવાળુ
**ઝરીના**
કોકોનટ હેર ઑઇલ

---

મીઠી સુવાસથી દિલને
મોહ પમાડતુ
**ઝરીના**
ઑટો વ્હાઈટ વાયોલેટ
હેર ઑઇલ

---

ખરતા બાલોને અટકાવી
બાલોને મદદ વધારનારી
સ્પેશ્યલ દવાની બનાવટનુ
**ઝરીના**
કેંથારીડીન ટૉનિક હેર
ઑઇલ



ઝરીના હેર ઑઇલ.

ઉત્તમ શાસ્ત્રીય બનાવટ છે બાલને ચકચકીત નું વાળા રેશમ જેવા બનાવે છે
ખરતા બાલોને અટકાવે છે. ગરમ ઋતુમાં પણ સુગંધમય ફુલવાડીની
મીઠી ઠંડી ખુશબોથી દિલ રંજન કરે છે

એકલા બનાવનાર **માડન સન્સ ઍન્ડ કું.**

કેમિસ્ટસ. ફોર્ટ માર્કેટ—મુંબઈ.

રંગભૂમિ

વર્ષ ૧.] વિક્રમાર્ક ૧૯૭૯, શ્રાવણ. [અંક ૪.

# મહોત્સવ.

"મનુષ્ય સ્વભાવેજ ઉત્સવપ્રિય છે એમ કાલિદાસે યથાર્થજ કહ્યું છે દુઃખમય સંસારયાત્રા થોડી પણ સુખમય બનાવવા માટે અને ઐહિક વાતોમાં રચીપચી રહેલા મનને થોડી ઘણી પણ પારમાર્થિક દુનિઆની શાન્તિ આપવાને માટે ધાર્મિક મહોત્સવ જેવું એકે સાધન નથી. પરંતુ, પારકા લોકથી કેદ થયેલી પ્રજાને ઉલ્લાસ અને આનન્દના દિવસો દૃષ્ટિએજ પડતા નથી.

અધિકાર પારકા હાથમાં; રાજલક્ષ્મી પણ પારકાને વરેલી, એટલે આનન્દોત્સવ તેઓએજ ઉજવવાના; મોજમઝા તેઓએજ મ્હાલવાની; આપણા ભાગ્યમાં તો ગટરની આગળ ઉભા રહી તેઓના તરફ વીલે મોઢે ટગર ટગર જોવાનુંજ રહ્યુ ! કેદીની માફક આખો દિવસ વૈતરૂં કરવું, અંગ ઢાંકવા પૂરતાં ગમે તેવાં ચીથરાં મેળવીને પહેરવાં, હાડકાં અને ચામડાંનો મેળ ટકાવી રાખવા પૂરતું અનાજ પેટને પૂરૂં પાડવું, અને પ્રાતઃકાળ થતાં આગલા દિવસના પાઠ પાછા ઘુંટવાનું શરૂ કરવું-આ પ્રમાણે કારાગૃહની કહાણી આપણે ત્યાં જમાનાપર્યંત ચાલી રહી છે !

દૃષ્ટાંત તરીકે આપણા ઉત્કટ ઉત્સાહનું પર્વ એટલે દશેરા. આજે એ પર્વ નિર્માલ્યવત્ થઇ ગયું છે. પ્રાચીન મર્દાનગીની કથાઓનું સ્મરણ કરાવી આંખો-

માંથી અશ્રુબિંદુ સરાવે એવી પ્રેરણા અને એવો ઉત્સાહ આપનારૂં પર્વ આજે ઉલટાનું ઉદ્વેગજનક થઇ પડે છે. દશેરા ઘણે અંશે આપણા રાજકીય મહોત્સવનું પર્વ હતું, અને તેથીજ આપણા સ્વાતંત્ર્યની સાથે એ પર્વને પણ આપણે ગુમાવી બેઠા.

વ્યાપારી વર્ગના આનન્દોત્સવનો અવસર તે દીવાળી પરંતુ આપણો વ્યાપાર ડુબ્યો એટલે એજ પર્વ પણ આપણને પોકળ અને ઉલ્લાસ વગરનું લાગવા માંડયું છે. મંગલાગૌરીને દિને વનસ્પતિના મ્હોટા ઢગલા ઉપર ફેલો મ્હડાથી ઝીરમા કરવાનો ન્હાની બાળાઓનો રિવાજ છે, તેજ પ્રમાણે ચોખાનો મ્હોટો ઢગલો કરી તેના ઉપર રૂપિયા મૂકી લક્ષ્મીદેવી માની તેની પૂજા કરવાનું આપણા શ્રીમાનોના નસીબમાં હવે રહ્યું છે. આ પ્રમાણે રાજકીય અને આર્થિક વિષયોમાં પારકાંઓએ બલાત્કારથી આપણે ગળે વૈરાગ્યનું દોરડું બેરવેલું છે, એટલે આપણી વર્તમાન પરિસ્થિતિમાં આપણે ભાગ્યેજ રાજકીય અગર આર્થિક આબાદીને લગતા મહોત્સવો ઉજવી શકિયે તેમ છિએ. તેથી એ બધી ખામીનો બદલો ધાર્મિક મહોત્સવને સમયેજ આપણે વાળવો રહ્યો.

× × ×

જે પ્રજાને વરસમાં આઠ દશ દિવસ પણ આનંદ લેવાની સંધિ સાંપડતી નથી, જે પ્રજાને ભક્તિપૂર્વક પોતાના ઇષ્ટદેવનાં ભજન ગાવાનું અને તેમાં તલ્લીન થવાનું મળી શકતું નથી, જે પ્રજાને ગુલામીભરેલી સંસારયાત્રાની હાડમારી ઘડીભર ફેંકી દઇને મહત્વાકાંક્ષા અને અભિનિવેશથી, હૃદયને હુલસલાવી મૂકે એવો જોસ્સાભરી કથાઓ શ્રવણ કરવાનું અને તેવાં દશ્યો પોતાની નજર આગળ ખડાં કરવાનું લલાટે લખાયું નથી તે પ્રજા સર્વ પ્રકારે વળમાં મળી છે એમ સમજવું. બંદિવાનો કરતાં આપણો સંસાર કંઇક જૂદો છે, ગુલામોથી પણ નીચ કોટિના આપણે નથી, એમ સિદ્ધ કરવું હોય તો મનુષ્યના આત્મામાં રહેલી નૈસર્ગિક ઉત્સવપ્રીતિને આપણે જરા ઉત્તેજવી જોઇએ.

× × ×

આપણી ધર્મબુદ્ધિ જાગ્રત રહે, આપણી રાજકીય અને નૈતિક ભાવનાઓ પ્રબળ રહે, આપણી રાષ્ટ્રીયતાની જ્યોત હરહમેશ ઝગહુળતી રહે, એ ઉદ્દેશથીજ આપણા વડવાઓએ આ ઉત્સવોની યોજના કરેલી છે. ત્યારે આ અતિ ઉત્કૃષ્ટ સાર્વજનિક સંસ્થાને ઉંધી વાળવાનું પાપ શું આપણા શિક્ષિત વર્ગને શિરે નથી? ઉત્સવો માટે તમામ સામગ્રીની વ્યવસ્થા આપણા પૂર્વજોએ કરી આપેલી છતાં લોકોની ધર્મબુદ્ધિ જાગ્રત કરવાનું કાર્ય પણ આપણો કેળવાયેલો વર્ગ ન કરી શકે તો તેઓ નિરર્થક છવ્યા છે એમ કહેવું જોઇએ."

—[ લોકમાન્ય તિલક ]




**એવું શું હતું શ્રીકૃષ્ણના માનવ દેહમાં ?**

પ્રતિદિન એનો એજ સૂર્ય ઉગેછે, છતા એ પુરાતન પ્રકાશ જગતને હમેશા નવુ તેજ, નવુ ચેતન, અર્પેછે ઈશ્વરી વિભૂતિનો જ્યા જ્યા તનખો છે ત્યા ત્યા આવીજ ચમત્કૃતિ છે નહિતર પાચ હજાર વર્ષ થયા પ્રત્યેક વર્ષે એ "ગોપીજનપ્રિય"નુ સ્મરણ શી રીતે કરોડો માનવીઓના અતરમા નવો પ્રાણ ભરતુ હશે ? શી રીતે યુગો વીત્યા છતા એ મોહનમૂર્તિની રસજ્યોત અસખ્ય ભારતવાસીઓની જીવન જ્યોતમા પ્રતિદિન પ્રકાશ પૂરી રહી હશે ? એવુ શુ એ માનવ દેહમા હતુ કે જે અન્ય મહાપુરુષોમા નહોતુ ?

**અદ્ભુત પરાક્રમ ?**

અદ્ભુત પરાક્રમ ? — નહિજ, અનેરા પરાક્રમની કહાણીઓ તો માનવ ઇતિહાસને પાને પાને લખાયેલી છે, છતા એમાની કઈ પ્રતાપશાળી વ્યક્તિએ સપ્તલોક અને સપ્ત પાતાળના અધકાર દૂર કર્યા ?

**અપૂર્વ બુદ્ધિકૌશલ ?**

ત્યારે શુ અપૂર્વ બુદ્ધિકૌશલ એજ એ જગદ્ગુરુની પ્રભુતા હતી ?—એ પણ નહિ મનુષ્યના જ્ઞાનચક્ષુઓને આજે નાચે તેવુ જાજરમાન બુદ્ધિકૌશલ તો અનેક જગમશહૂર સિતારાઓએ દાખવેલુ છે, પરતુ માત્ર બુદ્ધિના સુકાન વડે કોઇ મુસાફર બરમાગ

કલિયુગમાં પહેલી વાર સિદ્ધ કરી સુદામાના તાદુલ, વિદુરની ભાજી, દ્રૌપદીનુ શાકું આતિથ્ય અને ગોપગોપીઓનાં સરલ સ્વાગત, નેહથી સ્વીકારનાર એ ગોપીજનવલ્લભના હૃદયમર્મ કોણુ સમજી નહિ શકે? સર્વ આભૂષણોમા વનમાલાજ જેને પરમ પ્રિય હતી; સર્વ દુન્યવી જાહોજલાલીમાં ગોકુલ અને વૃન્દાવન જ જેને લોહચુંબકની માફક ખેચી રહ્યાં હતા, સર્વ સ્નેહીઓ, જ્ઞાનીઓ અને તપસ્વિઓ કરતા પણ જેને સાદા, સરલ, ગોપગોપીઓનાં ભક્ત હૃદયોજ પ્યારા હતા, તે બંસીધરના જાદુ કોણુ કળી નહિ શકે?

× × ×

**“દીનન દુઃખ-હરણુ દેવ”**

પરંતુ જેમ સાચુ જીવનની શ્રેષ્ઠતા સ્થાપવામા શ્રીકૃષ્ણની સાત્વિક સુગંધિ સર્વત્ર બહેક બહેક થઈ રહી હતી તેમ દુષ્ટ રાક્ષસી રોહોને પૃથ્વી પરથી દૂર કરવામા તેના અમોઘ બલ અને પરાક્રમથી જગત્ આશ્ચર્યચકિત થઇ રહ્યુ હતુ. જ્યા જ્યા ક્રૂરતા, પાપ અને જુલ્મ દેખાયાં, જ્યા જ્યા ગરીબડી પ્રજાની વેદનાના આર્તનાદ સભળાયા, ત્યા ત્યા એ ગરીબનિવાજ—એ “દીનનદુઃખહરણુ દેવ” હાજર થયા અને જૂલ્મગારોના ચૂરા કર્યા. આ એકજ મહાવ્યક્તિએ મથુરાના ક્રૂર કંસને મ્હાત કર્યો, મગધદેશના મગરૂર જરાસંધના અહંકારને ચૂર્ણ કર્યો, વિદર્ભદેશના શિશુપાલના સમ્રાટ્—પદને જડમૂળથી ઉખેડી નાખ્યુ, જલાશયની સલામતીમા નાચનાર વિષમય કાલિનાગને નાથ્યો, દ્વારિકા ઉપર આક્રમણુ કરનાર કાલયવનને ભસ્મીભૂત કર્યો, પાપીઓના પાપી નર્કાસુરને અગ્નિને સ્વાધીન કર્યો, અને દિલ્હીના મદોન્મત્ત સમ્રાટ્ મેગેશ્વરનો મદ ઉતાર્યો

× × ×

અને આ સર્વ વિજયો મેળવ્યા છતા એ યોગેશ્વરને દુનિયાદારી **સંસારથી અસ્પૃષ્ટ.** સાથે કાંઇ લેવાદેવા નહિ! જળ ઉપર પ્રફુલ્લતુ કમળ જેમ જળથી અસ્પૃષ્ટ તેમ સંસાર—સાગરના મોજાઓ ઉપર નાચતો એ નટવર સંસારથી અસ્પૃષ્ટ! મલ્લકુસ્તીઓ લડનારો એ મલ્લરાજ જ્યારે તેની મધુર બંસરી સાથે એકતાન બને ત્યારે સમગ્ર સૃષ્ટિ તેના પાદપંકજને ચૂમે! કુરૂક્ષેત્રના દારુણ રણક્ષેત્ર ઉપર પણ ગાંડીવધારી અર્જુનને એ મહા તત્ત્વદર્શી સારથિ આંખની મીટમા સર્વ શાસ્ત્રોનુ સંદોહન ખેચી અદ્‌ભુત તત્ત્વદર્શન કરાવી દે!

× × ×

**ક્યાં એ શિખરે સ્થિતિ! ક્યાં ખીણોનો અંધકાર!**

અહા! ક્યાં એ નરશ્રેષ્ઠની શિખરે સ્થિતિ—અને ક્યા ઉંડી ખીણોના અંધકારમા નીચે ગબડી પડેલા વર્તમાન મનુષ્ય—જંતુઓ! ક્યા એ અસામાન્ય સ્વાર્થત્યાગ અને અલૌકિક તત્ત્વદર્શન—અને ક્યા આ જમાનાના સ્વાર્થ, દંભ અને પ્રપંચ! ક્યા એ અથાગ પ્રજાપ્રેમ અને સુમધુર સૌજન્યના અમૂટ વશીકરણ—અને ક્યા આધુનિક સમયના ઉદ્ધત નેતૃત્વ અને ક્ષુદ્ર કીર્તિના મોહ! ક્યા એ અલૌકિક ધર્મશ્રદ્ધા અને ઉચ્ચ નીતિભાવના—અને ક્યા આ યુગના છલકપટ અને અસત્ય! ક્યા એ અજેય પરાક્રમ અને અડગ નિશ્ચયબલ—અને ક્યા આ જમાનાની નામર્દાઈ ભરેલી ધકામુકીઓ!

જ્ઞાનીઓ અને બુદ્ધિમાનો સમાજના સ્તંભો થવાને બદલે સમાજને લૂટનાર ધાડપાડુઓનીજ ગરજ મારશે.

× × ×

**લોકકલ્યાણ અને સાહિત્ય-પરિષદ્**

ગુજરાત આ દશામાંથી બચે એવી પ્રાર્થના કયો સ્વદેશ-પ્રેમી નહિ કરે ? ગુર્જર ભૂમિનું સાક્ષર જીવન લોકકલ્યાણની ખાતર જીવાય એવો મનોરથ કયા સાચા સાહિત્યસેવકનો નહિ હોય ? વસ્તુતઃ આવાજ કંઈક મનોરથથી ગુજરાતી સાહિત્ય પરિષદ્ના પાયાઓ નંખાયા હતા એ મનોરથની સિદ્ધિ તો જ્યારે થાય ત્યારે સાચી પરતુ તે મૂળ હેતુ ન વિસરાય એટલી ચેતવણી પરિષદ્ના ચાલકોને આપવી પડેછે. આગામી પરિષદ્ વિષે ચર્ચાઓ શરૂ થઇ ચૂકી છે. પરંતુ ગૌણ વાતોમાં કાલક્ષેપ ન થાય અને મુખ્ય મુદ્દો ભૂલી ન જવાય. આપણે ત્યાં લગભગ નિયમ થઇ ગયો છે કે જે વખતે જે વ્યક્તિઓનાં વાજાં વગાડીએ છિએ તે વખતે તેના સિવાય આપણે બીજી તમામ દુનિઆનું ભાન ભૂલી જઇએ છિએ. પરિષદ્ના પ્રમુખ સંબંધી મત આપીએ છિએ ત્યારે તે વખતની આપણી પસંદગીની વ્યક્તિને આપણે કોઇ પણ હિસાબે અદ્વિતીય સાબીત કરી દેવાની મહા ધમાલમાં પડીએ છિએ. બીજે વર્ષે એ મહાવ્યક્તિને બાદ કરીને બીજી વ્યક્તિઓનાં નામ સૂચવવાના હોય છે ત્યારે એ મહાવ્યક્તિ જીવેછે કે કેમ તેનું સ્મરણ પણ આપણને રહેતુ નથી ગુજરાતી સમાજની પસંદગીઓ અને નાપસંદગીઓ એટલી તીક્ષ્ણ અને એટલા વેગથી બદલાતી દેખાય છે કે આજે દેવ તરીકે પૂજાતો મનુષ્ય આવતી કાલે શયતાનોની દુનિઆમા ગબડી પડેછે, અને ગઇ કાલનો કોઇમો આજે નર–રત્ન તરીકે છાપામાં બિરાજે છે ! અત્યુક્તિ ભરેલી પ્રશંસાઓ અને દ્વેષથી રંગાયેલી અતિશયતા ભરેલી ટીકાઓ એ વર્તમાન ગુજરાતની ખામિયત થઇ પડી છે. જો આ અતિશયતામાંથી ગુજરાત મુક્ત નહિ થાય તો સાહિત્ય પરિષદો કે સાહિત્ય સંસદોથી ગુજરાતી આલમનાં અજ્ઞાન ચૂર્ણ થાય અગર તો ગુર્જર સંસ્કૃતિનો વિજયધ્વજ કયાંય પણ કાયમ સ્થપાય એ આશા આકાશપુષ્પવત્ છે.

× × ×

**સાહિત્ય યજ્ઞ.**

તેથી પરિષદ્ના કાર્યક્રમમાં વ્યક્તિઓ ગૌણ છે અને કાર્યસિદ્ધિ મુખ્ય છે એ હકીકત ધ્યાનમાં રાખવાને અમે સર્વ સાહિત્યવિલાસીઓને વિનવીએ છિએ. આ દૃષ્ટિ રખાશે તોજ વ્યક્તિઓના ગુણદોષની વ્યર્થ ચર્ચામાં શકિત અને સમયનો ભોગ આપતાં આપણે બચીશું. સાહિત્ય પરિષદ્ એક હાથે ચાલી શકવાની નથી. તેમાં અનેક સ્વદેશ–પ્રેમીઓની સાહાય્ય આવશ્યક છે. પરતુ માત્ર સાક્ષરોના સમાગમથી જ અને ભાઇચારો થવાથીજ આપણુ દારિદ્ય ફીટે એ કેવલ ભ્રાન્તિ છે જ્યાંસુધી સાહિત્યના ખરા મીમાંસકો, ગુજરાતના બુદ્ધિશાલી વિચારકો અને સમર્થ લેખકો અને વકતાઓ કર્તવ્યનિષ્ઠાથી આપણા સાહિત્ય-યજ્ઞમા નહિ જોડાય ત્યા સુધી માત્ર એક બીજાની ઓળખાણથી અને પરસ્પર પ્રશંસાથી સાહિત્યયજ્ઞની ખરી સિદ્ધિ થવાની નથી.

સાહિત્ય યજ્ઞ મોજશોખ માટે નથી પરતુ મુકિત માટે છે એ ન ભૂલાય. સાહિત્યની ખાતર સહિત્ય–એ વિભ્રમ છે, જીવનની ખાતર સાહિત્ય છે, પ્રજાના પ્રાણવાદનની ખાતર સાહિત્યનું રૂધિર વહે તોજ તેનો ઉપ-

યોગ છે, નહિતર તે વ્યર્થ છે. આગામી સાહિત્ય પરિષદ્ આ દૃષ્ટિબિંદુ નજરમાં રાખશે તો પરિષદ્‌ની સર્વવાદીમાં કંઈક પ્રાણ આવશે નહિતર પરિષદ્ નિર્જીવ પ્રદર્શનોમાંના એક નમુના કરતાં વધારે ફલદાયી થઈ શકશે નહિ. ભાવનગરના ઉત્સાહી કાર્યવાહકોને અમે નિરુત્સાહ કરવા નથી ચાહતા; એટલુંજ નહિ પણ સાહિત્ય પરિષદમાં સમગ્ર ગુજરાતના પ્રગતજીવનના પાયાઓ રચી શકાય એટલે સુધી અમારો આશાવાદ છે. પરંતુ તે આશા ત્યારેજ બર આવે કે જ્યારે સાહિત્ય અને જીવન વચ્ચેના સંબંધ બરાબર સમજાય અને નિરર્થક વાણીના વિલાસને બદલે શબ્દબ્રહ્મના યજ્ઞ રચાય.

—તંત્રી.

---

# સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્.

## પત્રિકા નં. ૩

સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદની કારોબારી મંડળની સમગ્ર સભા તા. ૨૯–૭–૨૩ રવિવારને રોજ ભાવનગર મુકામે રાવબહાદુર ત્રિભુવનદાસ કાળિદાસ ત્રિવેદીના પ્રમુખપણા નીચે ભરાતાં, તેમાં નીચે પ્રમાણે ઠરાવ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

"તા. ૫–૧૧–૨૨ ને રોજ ભરાયેલી ભાવનગરની જાહેર સભાએ સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ આવતા અક્ટોબર માસમાં ભરવાનો ઠરાવ કર્યો હતો પરંતુ ત્યાર પછી અનિવાર્ય સંયોગો ઉપસ્થિત થતાં, તે સમયે પરિષદ્ ભરવાનું અનુકૂળ નહિ હોવાથી, આ સભા ઠરાવ કરે છે કે સદરહુ પરિષદ્ આવતા અક્ટોબરને બદલે ઈ. સ. ૧૯૨૪ ના ઈસ્ટરના તહેવારોમાં ભરવી, અને સાક્ષરોને પોતાના નિબંધો આવતા જાન્યુઆરીની ૧૫ મી તારીખ પહેલાં મોકલાવવાની વિનંતિ કરવી." તા. ૨૯–૭–૨૩ રવિવાર, ભાવનગર

માનશંકર પીતાંબરદાસ મહેતા
રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક.
} મંત્રીઓ

# આપની રહમ.



લેખક-સ્વ. ઠાકોરશ્રી સુરસિંહજી.

[ "કલાપી"નું એક અપ્રસિદ્ધ કાવ્ય ]

[ ગઝલ. ]

મિટ્ટી હતો, તે આપનો બંદા બનાવ્યો-શી રહમ !
માગી ગુલામી આપની, બક્ષી મહોબત-શી રહમ !

આવ્યો અહીં હો દોસ્તદારીનો લઈ દાવો સદા;
ખોમા દક ગાસે જગાડે નિંદમાંથી એ રહમ !

એવી હુકમબક્ષી કરીને શું સતાવો રોજ રોજ ?
છે દિલ્લગી પ્યારી, મગર ક્યાં હું અને આ રહમ ?

મેંદી બનાવી આપ માટે, તે લગાવો હો મને,
શાને જબરજસ્તી કરે આ પેર ધોવાને રહમ?

આ આપને જોઈ લજાતાં બાગનાં મ્હારાં ગુલો;
જે ખૂંચતાં કદમે ચડાવે તે શિરે માને રહમ?

હું ચૂમવા જાતો કદમ, ત્યાં આપ આવો બેસવા
ગુસ્સો કરું છું. આખરે તો આપની લગતી રહમ?

ના પેર ચૂમ્યા આપના, ના પેરમાં લેટ્યો જરા;
પૂરી મુરાદો તો થવા દો! માનશું તે એ રહમ!

ના માનતા તો ના કહું, જે જે બનાવો તે બનું;
તો એ કદમના ચાર બોસા આપશે શું ના રહમ?

હું જેમ આ ઘડતો ગયો, આપે બડાવ્યો તેમ તેમ;
જ્યાં જ્યાં પડું ત્યાં ઝીલવા હાજર ખડી છે આ રહમ!

મ્હારે સિતારે જોઈ આ તીખા બન્યા છે દુશ્મનો;
ગાફેલ છું હું, એ બન્યો આ આપની જાણી રહમ!

ચોરી ન છૂપે આપની, છાની મહોબત ના રહે;
જાણી ગયું આલમ બધી તે ના જવા દેજો રહમ!

આવો, ચડાવી છે મુન્ધેર આ આપનો આપે ગુલામ,
તો મેહમાની જીન્વાયે! એટલી માગું રહમ!

જ્યાં જ્યાં ચડાવો ત્યાં ચડું છું હાથ હાથે લેઈને;
એ હાથ છૂટી ના જવાને કદમબકદમ હોજો રહમ!

નીરની સાથે ચડે છે નીરનાં ખીલી ફુલો,
ના ઉતરાતું નીર સાથે: નીરને છાજે રહમ!

લાખો ગુનાહોઓમાં છતાં છું આપનો ને આપથી;
લાજે જગમાં, માગું છતાં-આબાદ હોજો આ રહમ!

૨૭ ૧૨ ૯૯

# વર-દેવી.

---

ખાદી ! ખાદી ! ખાદી ! તારી સાથે સાદી !
રંગ રસિલી રૂપ રૂપાળી ભર રત્ન નવ ઉર ખાદી !
તારી સાથે સાદી.
દેશની સ્વતંત્રતા વર-દેવી !

નવલી ધવલી પતિત-પાવની મધુરામૃત મુખ વદની !
મધુર-મધુરી હરણુ-હરિણી હર-શિર-ગંગ વહિની !
સરગતા સુન્દરતા વાંસલડી !

ચન્દા ચેતન ચાંદલીયાના રૂપ-મણિ સાડી વરતી !
તનખ-તારલા તરતા ગગને ગૂંથણી ઑર સુહવતી !
કુદરતી કનકપાત્ર ભર વાડી !

સત્ય સનાતન બ્રહ્મ તત્ત્વના પીયૂષ-પાન પાયિની !
અક્ષોભિની સ્વર્ગસરિતા પુણ્ય-દાન દાયિની !
સ્વર્ગને સૌમ્ય સગેવર જન્મી !

પ્રણય-કુંજની પ્રણય-વાટમાં પ્રણય-પ્રભા ઉભરાતી !
પ્રણય પંખીના પાંપણુ-ભીના પ્રણયાશિષ તું દેતી !
પ્રણયની કેકા કર કોયલડી !

કનક મોતી મુક્તાફળ વરતી અખિલ ત્રિભુવન ધાત્રી !
સ્વતંત્રતા માટે ભારતજન પૂજા કરતાં તારી !
દેશની સ્વતંત્રતા વર-દેવી !

"નવજીવન" ઓફિસ
અમદાવાદ }

—મોહિનીચન્દ્ર.

" તે ત્યા નીલાછમ ખેતરમા, આરસમા કોતરેલી મૂર્તિ હોય
તેવી ગભીર અને પ્રશાન્ત ઉભી હતી '



પૃ ૮૦



# સિકન્દરા.

[ લેખક—શ્રીયુત મણિશંકર ભગવાનજી જોશી. ]

———×:×———



અકબર, તમારું દર્શન ક્યાં છે? ચાલો જ્યાં તમે શયન કર્યું છે, ત્યાં તમારા ચરણ નીચે બેસીને શાસન અને જાતિ-સંગઠનના ગુરૂમંત્ર લઇએ.

પરન્તુ, ઇતિહાસવેત્તા કહે છે કે સિકન્દરામાં તમારી કબર નીચે કંઈ પણ નથી. ઔરંગઝેબના સમયમાં જાટોએ તમારાં હાડકાં લુંટી લીધાં. અમારે તે માન્ય નથી. ભલે તેઓ કંઇ પણ કહે. અમારે તમારા સ્થૂલ શરીરની કાંઇ આવશ્યકતા નથી. તમારો આત્મા તે સાદા સંગેમરમરની ચારે બાજુ રમી રહ્યો છે. અમારે તેજ જોઇએ છીએ. તો ચાલો ત્યાં જઇને તમારા શાસન-મંત્ર શિખવાનો પ્રયત્ન કરીએ.

સિકન્દરા હું પહોંચી ગયો. સન્ધ્યાનો સમય હતો. સર્વત્ર ઘોર અન્ધકાર વ્યાપી ગયો હતો. કોઇ અમને રોકવાવાળું નહોતું. સમ્રાટ અકબરના દરબારમાં, તેની આજ્ઞા પણ લીધા સિવાય પહોંચી ગયો.

વાહ શું સાદાઇ છે? તમારી ઓળખાણ માટે ફક્ત મલમલની ચાદર ઉપર-'જલાલુદ્દીન અકબર' એવું નામ ભરેલ છે. ત્યાં નકશીકામ બીલકુલ નથી. શું કામ ન હોવું જોઇએ? મુગલ રાજ્યના અધિષ્ઠાતા માટે તો એ જોઇએજ.

શાહજહાનનું સ્મરણ થયું. ત્યાં કેવો દમામ છે? તમારા પૌત્ર કરતાં તો તમારે ચઢીયાતું શયનગૃહ જોઇતું હતું. તમારી એટલી રિદ્ધિ-સિદ્ધિ ક્યાં! પરન્તુ તમારે માટે એ યોગ્ય હતું,

તમારી પાસેથી મારે શું શિખવું? ગુપ્ત રાજ્યના પતન પછી ભારતને એક હજાર વર્ષોની યાતના ભોગવ્યા બાદ એવું સૌભાગ્ય પ્રાપ્ત થયું કે જેથી તે એક છત્ર નીચે પુન ઐક્યનો અનુભવ કરે એ શું તમે એછું કર્યું '

પરન્તુ તેમ નહિં. એમ તો અલાઉદ્દીનનો રાજ્ય-વિસ્તાર તમારી કરતાં અધિક હતો. પરન્તુ તમે એવા રાજનીતિ-શાસ્ત્રના તત્વને કાર્ય-સ્વરૂપમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો કે જેનો

તે સમયના રાજનીતિજ્ઞોને ગર્વને પણ ખ્યાલ નહોતો.

તમારી એ સમજણ નહોતી કે જે તમારી નીતિ હતી તે દ્વારા તમે એક ભારતીય જાતિને ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા તમે શું ? તે સમય કોઈપણ સમજતુ નહોતુ. પશ્ચિમમા તેનુ બીજારોપણ થઈ ગયું હતુ. પરન્તુ ધાર્મિક વિદ્વેષની આગ એટલી પ્રચંડતાથી પ્રજ્વલિત થઈ ગઈ હતી કે લોક જાતીયતાના તત્ત્વને બીલકુલ સમજતા પણ નહોતા. તમારા સમયમાં બે રાજ્ય એવાં થયા જે જાતીયતાના તત્ત્વને સમજતાં હતા. ઇલિઝાબેથે ઇંગ્લંડમાં અને ચોથા હેનરીએ ફ્રાન્સમા આ જાતીયતાના અંકુરને પોતાની નીતિથી અવશ્ય પોષ્યા

તમારા તત્ત્વને સમજવાવાળા કોણ્યા હતા ? દુર્ભાગ્યે તમે બાદશાહ થયા તમારે તો એક એક નવ ધર્મના અધિષ્ઠાતા થવુ જોઈતુ હતુ. તમોને જે જાણી શક્યા તેની ગણતરી ખુશામતીઓમા છે જેઓ નહિ સમજ્યા તેઓએ પોતાની બેસમજ કલમદ્વારા તમારા ઉજ્જવલ મુખને ધૂમ્ર રંગ્યુ છે લોકો તમને હજુ પણ સમજ્યા નહિ. તમને [illegible] પર કાફિર સમજ્યો અહિં આવી તમારા ચરણો નીચે બેસીને એણે તમારી તરફ એવી ભક્તિનો અનુભવ કર્યો કે જેણે મરણ પર્યંત પોતાની કલમને તમારે માટે અર્પણ કરી દીધી

શું તમને હવે પણ લોક સમજે છે ? નહિ તો શું પ્રતાપ કે માનસિંહનો તિરસ્કાર કરવાથી હિન્દુ પ્રેક્ષકો હર્ષ પામતા અથવા ભાગ્યા મુસલમાન તમને કાફિર કહેતા ? નહિં, હજુ હિન્દુ હિન્દુ છે અને મુસલમાન મુસલમાન છે. એકને આપણે ત્યાં ભારતીય કહેવામા સંકોચ થાય છે.

મહાત્મા ગાંધીજી ચાહે તે કહે, વિદ્વેષ હજુ બાકી છે. વિદ્વેષ ત્યારે કમી થશે જ્યારે તમારી નીતિ પુનઃ ફેલાશે

સિક્રીના ખાડામાં સૌ દુઃખના [illegible] છે. તમારા વંશજે એવું સમજ્યા કે તમારા શયન માટે એક વિશાલ ભવન બનાવીને તે તમારી સ્મૃતિ જાગૃત રાખશે. પરન્તુ તેની આવશ્યકતા નહોતી. શું આપના દાનનુ શાસન સંબંધિ તત્ત્વ તમારી યાદ નથી દેતું ?

અમે સિકંદરાના મકબરામાંથી નિકળ્યા. આ સમય સંસારમાં તમારી અતિ આવશ્યકતા છે. તે વિશ્વ-પ્રેમના સંદેશાને ફરીને સંભળાવો જે તમે એકવાર જુમામસજીદની સામે આપની બેસમજ પ્રજાને સંભળાવી ચૂક્યા છો

હે પરમાત્મા તને પ્રત્યેક મંદિરમાં લોક ઢુંઢતા ફરે છે, પરન્તુ તમે સર્વત્ર વિરાજમાન છો–હિન્દુના મંદિરમા, મુસલમાનની મસજીદમા, ઈશાઈના દેવળમા.

અમને આશા છે કે આપસના કલેશથી પીડિત પ્રજા તમારા આ સંદેશને સાંભળી શાન્તિ પ્રાપ્ત કરે. અસ્તુ.

—[ હિન્દી ઉપરથી સૂચિત ]

# રંગભૂમિ ત્હને સ્વાગત !

——×~×——

સાહિત્ય સાગર ઘુમવતો !
રસ ડોળને ઉછાળતો !
મ્હેમાન મોંઘેરો ખડો !
        આ ગુર્જરીને બારણે !

યોગિ–કવિ–પ્રેમી–પરે !
પ્રભુ ભક્ત સાચેર ને શૂરો !
બનો નગની નરનો !
        આવે અજબ સભાગણે !

કેવા મીઠા લય ગ્રતો !
જામ સ્વરી મીઠી બજાવતો !
અમૃતકૂપે ભરી આવતો !
        મુનિ ભક્ત ભાવ પ્રમાણે !

આદર્શ દિવ્ય કલા તણો !
નવરંગ નવલા નાટ્યનો !
એ "રંગભૂમિ" નો દીવડો !
        ગુજરાત ત્હારા બારણે !

મ્હેમાન ! નિશદિન આવજે !
ગુજરાતને ગજાવજે !
તુજ જાદુ જનદ ચલાવજે !
        જગત્રિવિધ તાપ નિવારજે !

સ્વાગત ! મીઠા મ્હેમાન ઓ !
મણિમય ભરી તમ જામ ઓ !
પાજે યશ મે ભાન દો !
        જનતા મનમને પાણે

—પાદરાકર.

# બ્રહ્મ—બંસરી.

———×-×———

વાગે બ્રહ્મ—બંસરી,
શ્યામની હો ! વાગે બ્રહ્મ—બંસરી

વીંધે વીંધે હો !
ઉડે શા બ્રહ્મ—પવન
શ્યામની હો વાગે બ્રહ્મ—બંસરી

રેલે રેલે હો !
પિયૂષ-ઝરણાં અથાગ
શ્યામની હો વાગે બ્રહ્મ—બંસરી

ઉડે ઉડે હો !
ભાર્ગવિ-ફુવારા અપાર,
શ્યામની હો વાગે બ્રહ્મ—બંસરી

ગાયે ગાયે હો !
ગીતા તણો રસ—સાર,
શ્યામની હો વાગે બ્રહ્મ—બંસરી

છીપે છીપે હો !
આત્મન્ તૃષા આ વાર,
શ્યામની હો વાગે બ્રહ્મ—બંસરી

એને એને હો !
પ્રકૃતિ—પુરુષ રસ—તાર,
શ્યામની હો વાગે બ્રહ્મ—બંસરી

કૃષ્ણલાલ રાજવૈદ્ય.

# કાલિદાસ અને ભવભૂતિ.

[ લેખક-શ્રીયુત મણિલાલ મોહનલાલ પાદરાકર ]



કવિ! એ આ અખિલ વિશ્વમાં કુદરતી મહાન્ શક્તિ છે. કવિ આ સંસારમાં કુદરતનો પાઠવેલ દિવ્ય દૂત છે. તે આ જગતમાં મનુષ્યોના હૃદયમાં ઉત્સાહ ઉત્પન્ન કરીને નવજીવન સંચાર કરવા માટે, નીચ અને દુરાચારિઓને ઉચ્ચ અને સચ્ચારિત્ર બનાવવા માટે, ડરપોક અને મહાપુરુષોના ગુણગાન સંભળાવવાને માટે દિવ્ય લોકમાંથી મોકલવામાં આવે છે.

ઘણા કવિઓ એવા હોય છે કે જેઓ માત્ર પોતાનાજ દેશના અને પોતાનાજ સમયના કવિ કહેવાઈ શકે છે, અને એવા કવિઓ બહુજ જલદી ભૂલી જવાય છે. તેમના નામ વિશ્વમાન્ય કવિઓની ગણનામાં આવી શકતાં નથી પણ થોડા એવા પણ કવિઓ થાય છે કે જેઓ માત્ર પોતાનાજ દેશના અગર સમયનાજ નહિં પણ સર્વ દેશના અને સર્વ સમયના મનુષ્યોના હૃદયમાં આદર અને આસન પ્રાપ્ત કરે છે એવા કવિ વિશ્વકવિના નામથી પૂજાય છે તેમની કીર્તિ સદા અચળ રહે છે, તેઓ સદા સૂર્યસમાન પ્રકાશી રહે છે; અને તેમના પ્રકાશથી સર્વ સમયના મનુષ્યો પોતપોતાના આત્મામાં તે દિવ્યજ્યોતિ મેળવે છે. તેઓ અખિલવિશ્વમાં મનુષ્યોનું બહુમૂલ્ય ધન છે. સેકસપીયર અને મિલ્ટન. વર્જિલ અને ડાન્ટે એવાજ વિશ્વમાન્ય કવિઓ થઈ ગયા.

ભારતના ગૌરવ સદૃશ અને દેવી સરસ્વતીના કૃપાપાત્ર કવિકુલમુકુટમણિ શ્રીમાન્ મહા કવિ કાલિદાસ અને ભવભૂતિ એવીજ વિશ્વકવિની કોટિમાં બિરાજે છે. કવિ તરીકેજ નહિ પણ મહાન ઉચ્ચકોટિના સંસ્કારી અદ્ભુત નાટ્યકાર તરીકે પણ તેમનું સ્થાન ઉચ્ચ છે.

સંસ્કૃત સાહિત્યોદ્યાનમાં કાલિદાસ અને ભવભૂતિ કવિતા રૂપી શાખાના એકજ સ્થાનનાં બે મનોહર પુષ્પ છે. બન્ને પોતાના સહજ સૌંદર્યથી કાવ્યરસિકોને મોહિત કરનાર છે. બન્ને પોતાના દિવ્ય સુવાસને દૂરદૂર ફેલાવી, કાવ્યરસલોલુપ ભ્રમરોને પોતાની તરફ આકર્ષી લે છે. જે ભ્રમર લાલિત્યભર મધુર સુરભિ પસંદ કરે છે, તે આ ઉભય પુષ્પ પૈકી પ્રથમ પુષ્પ પર પ્રેમમગ્ન બને છે, પરંતુ જે ભીરાગ સાથે કરુણ અને ગંભીર

મીમાંસાની કોટીમાં આવતી પડે છે. ગાયન અને મીમાંસાનો લાભ જ્યાં સુધી કાનથી અને-ભવ ચખાય નહિં, ત્યાં સુધી તે ગાનાની નીચે જઈ શકવાનોજ નહિં. તેજ રીતે જ્યાં સુધી કાવ્યરસરસિકજન તે કાવ્યનો ધ્યાન પૂર્વક વિચાર ન કરે ત્યાં સુધી ભવભૂતિનાં ક્લિષ્ટ કાવ્યનું રસાસ્વાદન કરી નહિ શકે. કાલિદાસની પ્રસાદપૂર્ણ કવિતાના દર્શનથી માલમ પડે છે કે, તેને માટે જરાપણ મગજ કસવાની જરૂર પડતી નથી. કાલિદાસ લહેર આવી કે કલમ પકડીને વાપરેજ ગયેલ છે. પણ ભવભૂતિની શ્રમસાધ્ય-શૈલી ઉપરથી જણાય છે કે તે અક્ષરે અક્ષરને આગળ વધીને છે. તેણે બહુ વિચારીને કર્યા છે અને લખ્યું છે

## ભાષા.

ભાષાના સબંધમાં પણ બેઉ કવિઓ એક બીજાથી તદ્દન ભિન્ન છે ભવભૂતિએ ભાષાને પોતાને વશ કરી હતી, અને એમ માલમ પડે છે કે, તે ભાષા તેના સામે હાથ જોડીને ઉભી રહેલી હતી. તે જેવો ચાહે તેવો ભાષાનો ઉપયોગ કરી શકતો હતો. ભવભૂતિની ભાષામાં વધારે ખુબી તો એ છે કે, તે રસને અનુકૂળ ભાષા લખી શકતો હતો. તે જે રસનું વર્ણન કરતો હોય છે, તે રસ તેની ભાષામાંથી ટપકે છે. ભવભૂતિની રસાનુકૂલતાના થોડાક ઉદાહરણ આપણે તપાસીયે.

यथेन्दावानन्दं व्रजति समुपोढकुमुदिनी
तथैवास्मिन् दृष्टिर्मम कलहकाम
पुनरयम् ।
झणत्कारक्रू क्वणितगुरुगुञ्जद्गुरुधनु-
र्धृतप्रेमाबाहुर्विकचविकरालोल्बण
रसः ॥

આ એકજ શ્લોકમાં બે પ્રકારની ભાષાનો પ્રયોગ કરવામાં આવ્યો છે પ્રથમ અર્ધા ભાગમાં મધુર શબ્દોનું ગુંથન કર્યું છે, કારણકે તેમાં પ્રેમ અને શાંતિ રસનું વર્ણન કરવું છે. પરંતુ બીજા અર્ધા ભાગમાં વીરરસ ઉભરાય છે, અને તેથી કરીને તેમાં તે રસને અનુકૂળ એવા જોરદાર અને કઠણ કઠ્ઠુ શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

ज्याजिह्वयावलयितोत्कटकोटिदंष्ट्र-
मुद्गारि घोरघनघर्घरघोषमेतत् ।
ग्रासप्रसक्तहसदन्तकवक्त्रयन्त्र-
जृम्भाविडम्बिविकटोदरमस्तु चापम् ॥
झणज्झणितकङ्कणक्वणितकिङ्किणीकं
धनुर्ध्वनद्गुरुगुणाटनीकृतकराल
कोलाहलम् ।
वितत्य किरतोः शरानविरतस्फुर
च्चूडयो-
र्विचित्रमभिवर्द्धते भुवनभीममायो-
धनम् ॥

ઉક્ત શ્લોકના પ્રત્યેક શબ્દમાં વીરરસ ટપકી રહ્યો છે. તે વાંચનારજ વાંચનારના મનમાં, હૃદયમાં, રોમેરોમમાં વીરરસનો સંચાર થતા માટેછે તે વાંચનારજ જાણે એમ અનુભવાય છે કે, યુદ્ધ આપણી સામેજ ચાલી રહ્યું છે, અને ધનુષ્યના ટંકાર, અને બાણોના સુસવાટ, આપણે આપણા કાને શ્રવણ કરી રહ્યા છીએ કવિજન રસને તે આપણી હૃદયભૂમિમાં મૂર્તિમંત કરી દે છે.

કાલિદાસની ભાષામાં તેમ નથી કાલિદાસની ભાષા તો સદાય કોમળ અને મધુર રહેવાની ગમે તો વીરરસનું વર્ણન હોય કે ગમે તો શૃંગાર રસનું વર્ણન હોય કે કરુણા રસનું વર્ણન હોય, પણ તેની ભાષા તો સદાય, કોમળતા, માદક, માધુર્યથીજ ભરેલી રહેવાની રસમૂર્તિ કાલિદાસથી જોર પણ, પ્રખરપણું, મદનજ થઈ શકતું નહતું. તેનું ચાલે તો યુદ્ધમાં પણ તે તો પુષ્પનીજ

### ભાવદર્શન.

હૃદયના ભિન્ન ભિન્ન ભાવો અને વિચારોને શબ્દદ્વારા પ્રગટ કરવામાં કાલિદાસ નિ:સંદેહ ભવભૂતિથી ઘણાજ ચઢી ગયા છે. કાલિદાસ શૃંગાર, કરૂણ અને વાત્સલ્ય આદિ ભાવોને ભવભૂતિ કરતાં વધારે સારી રીતે સમજે છે. શકુંતલાના ચોથા અંકમાં કે જેમાં કણ્વઋષિના આશ્રમમાંથી શકુંતલાને વિદાય થવાનું વર્ણન છે, તેમાં ખરેખર કાલિદાસે પોતાની કવિત્વ શક્તિની પરાકાષ્ઠા બતાવી છે એમ કહેવામાં અતિશયોક્તિ ગણાશે નહિંજ. કોઈ પણ મનુષ્ય એવો નહિં હોય કે પુરૂં નાટક તો બાજૂએ રહ્યું પણ માત્ર શકુંતલાનો ચતુર્થાંક વાંચીનેજ, કવિની પ્રતિભા અને કલ્પનાશક્તિ પર, પ્રકૃતિપ્રેમ પર તથા તેના-મનુષ્ય હૃદયના ગૂઢ ભાવોના જ્ઞાનપર મુગ્ધ-આફ્રીન ન થાય.

કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે, ભવભૂતિ કરૂણપ્રધાન વર્ણનમાં કાલિદાસથી ચઢી જાયછે પણ જો આપણે જનશ્રુતિને જગ બાજૂ પર મુકીને વિચારપૂર્વક તપાસીયે તો માલુમ પડશે કે કાલિદાસ કરૂણારસ પ્રધાન વર્ણનમાં ભવભૂતિથી ચઢેછે. ભવભૂતિ જે રસ લખવા માંડે છે, તેનો અંત કરી દે છે. તે કેટલાક બાબતમાં વર્ણન કરતી વખતે પોતે પોતાને પણ વિસરી જાય છે. જે રસનું વર્ણન તે કરેછે તે વર્ણન જોઇએ તે કરતાં પણ વધારે પડતું હોય છે. આથી કરીને "ઉત્તરરામ ચરિત્રમાં" ભવભૂતિએ જો કે કરૂણારસની નદીઓ વહેવડાવી છે તો પણ "શકુંતલા" ના ચોથા અંકમાં જેવો કરૂણારસ રેલાઈ રહ્યો છે તેવું કરૂણાજનક અને પ્રભાવશાળી વર્ણન તેમાં નથી. કણ્વનો આશ્રમ છોડીને પતિગૃહે સિધાવતી શકુંતલાનો વિલાપ, સખિઓ અને આશ્રમના મૃગો સાથેનું તેનું પ્રેમ પ્રદર્શન, પોતાને હાથે સિંચન કરેલી લતાઓ અને વૃક્ષો પાસેથી રડતાં રડતાં લેવાતી વિદાય, તપસ્વી-વનવાસી કણ્વમુનિનું, શકુંતલાના વિયોગથી દુખી થવું, ઇત્યાદિ કરૂણા રસનું આદર્શ ઉત્કૃષ્ટ વર્ણન છે, અને તેનાથીજ તો આ અંકની આટલી ખ્યાતી છે.

કાલિદાસ જે રસ અથવા જે ભાવ થોડા શબ્દોમાં કહેવાની શક્તિ છે તેને ભવભૂતિ ઘણા શબ્દોમાં અને અતિશયતાથી કહી શકે છે. ભવભૂતિના પાત્રો કરૂણારસના આવેશમાં આવી જઇને અત્યધિક વિલાપ કરેછે, જ્યારે કાલિદાસના પાત્રો બે ચાર આંસુ ટપકાવીને અને થોડીક પર્યાપ્તક વાતો કહીને ચુપ થઈ જાય છે. પણ કાલિદાસના આ બે ચાર આંસુઓથી જે અસર થાય છે, તે ભવભૂતિના વિસ્તૃત વિલાપથી થતી નથી.

### કલ્પના.

કાલિદાસની કલ્પનાશક્તિ બહુજ ઉચ્ચ કોટિની છે અને વળી તેજ પુન ઉંચે ઉડેછે. કાલિદાસ પોતાના કાવ્યોને ઉપમા આદિ અલંકારોથી વિભૂષિત કરવામાં બહુજ નિપુણછે. અન્ય કવિઓમાં કાલિદાસની ઉપમાઓનું દર્શન થવું મુસ્કેલ છે. ભવભૂતિ કલ્પના સૃષ્ટિમાં એટલો ઉંચે ઉડી શક્તોજ નથી. મનોભાવ અને પ્રાકૃતિક દૃશ્યોના વર્ણનમાં ભવભૂતિ ઉપમા-ઉત્પ્રેક્ષા આદિ અલંકારોનો બહુ ઉપયોગ કરતો નથી. હા! ભવભૂતિના નાટકમાં કાલિદાસની ઉપમાઓને યાદ દેવરાવે તેવી બેચાર ઉપમાઓ મળે ખરી. ભવભૂતિ જે રસ યા ભાવનું વર્ણન કરવા બેસે છે તેમાં તે એટલો બધો તન્મય થઈ જાયછે કે પોતાના શબ્દચિત્રને અલંકારોથી શણગારવાનું તેને ભાન પણ રહેતું નથી.

### શૃંગાર.

કાલિદાસનો શૃંગારરસ વાસનાજનિત વિકારોથી ઉત્પન્ન થાયછે અને એક બે વાર

સ્ત્રીઓની સ્મરણ, વકતૃત્વ અને વિવેચનની શક્તિઓ માટે કદી કદી કોઇ પ્રગલ્ભ પુરૂષોએ શંકા દર્શાવવાની ધૃષ્ટતા કરી છે તેથી સર્વ સમયે અને સ્થળે એનુ નિરસન કરવાની જવાબદારી મ્હારી એકલીની છે એવી તીવ્ર ધર્મબુદ્ધિ ન રાખુ. અમારે વિષે દુનિયાએ બાંધેલા અપ્રિય અભિપ્રાયો એ સ્હાજરે પાછા ફરે ત્યારે જણાવવાની પ્હેલી તક ન લઉં એ દુનિયા સાથે દિવસ ગાળીને આવ્યા એટલે દુનિયાએ એ વિષયમા ઘટતુ કર્યુ જ હશે એમ માનુ તો ખોટી નહિ ઠરૂ પુરૂષો ગૃહમંદિરમા સમભાવની અપેક્ષા રાખે છે માટેજ સ્હાજરે જેમ બને તેમ વ્હેલા પાછા આવે છે એ ન ભૂલુ કોઇ ઉપયોગની કે ઉપહારની વસ્તુ લાવ્યા હોય તો તે માટે તરતજ અસંતોષ ન જણાવુ. એ વસ્તુ લેવા જવામા સમય અને દ્રવ્યના વ્યય કરતાયે એ વિષે કેટલી ચિન્તા કરી હશે, એની પસંદગીમા કેટલી દુકાનો ફર્યા હશે એ કલ્પના કરવાનો પ્રયાસ કરૂ મ્હારી વિવેચન શક્તિનો સંપૂર્ણ ઉપયોગ કર્યા પછીયે જો દુર્ભાગ્યે એવો અભિપ્રાય બંધાય કે આણેલી વસ્તુ નકામી છે કે એથી વધારે સારી મળે છે તો એ મત કોઇ વધારે અનુકૂળ સમયે, એ આનંદી મનોદશામા હોય ત્યારે જણાવુ મ્હારા ધોરણો ઉંચા હોય કે નહિ ત્હોયે ત્હેની સારી બાજુ જોઇ oh how lovely-કેવુ મઝ્ઝ છે એ કહેવાની ઉદારતા પણ દેખાડુ.

પ્રમાણમા મ્હને વધારે અવકાશ મળવાનો સંભવ હોવાથી મ્હારા ચિત્તતરંગો—moods-ને બની શકે તો સમભમા રાખી ત્હેમની મનોવૃત્તિને અનુકૂલ થવાનો પ્રયત્ન કરૂ. એ મેઘદૂત વાચવાનુ કહે ત્યારે હુ ફરવા જવાનો આગ્રહ ન કરૂ અને એ સીને મામા જવા ઉત્સુક હોય તો કેકારવ વાચવાનુ સૂચન ન કરૂ, અથવા સમાધાન એવા ચાતુર્યથી કરૂ કે બન્નેની વૃત્તિ સંતોષાય. બધીજ બાબતમા એમને નમતુ આપવાનો સિદ્ધાંત સંગીન નથી તેમ સતત વિરોધ કે અસહકાર પણ ઇષ્ટ નથી. પુરૂષોનીજ ઘડેલી દુનિયામા મ્હારે સદા રહેવુ પડે છે એ ફરિયાદ કરવાને બદલે મ્હારી દુનિયા એવી સરસ્ફ્રી અને આકર્ષક બનાવુ કે ત્હેમા ભળતા ત્હેમને સ્વામરૂધન ન થાય પણ ધન્યભાગ્યની લાગણી સ્ફુરે

પુરૂષોમા શારીરિક બલ વિશેષ હોવાથી તે મત્તાના શોખીન હોય છે અને તે શોખ પ્રકટ રીતે ભોગવવામા આનંદ અનુભવે છે પરતુ એ શોખ નસ્કારી હોય તો સુકુમારતાનુ પૂજન કરવામા કૃતકૃત્યતા માને છે એ ન ભૂલુ. સ્ત્રીઓ મનોમનમા ઉતરતી નથી, પ્રકૃતિથીજ દૃઢ અને આગ્રહી હોય છે એ સત્યનો સાક્ષાત્કાર કરવા માટે પુરૂષોને દૃષ્ટાંતોની જરૂર નથી હોતી, સ્થૂલ દૃષ્ટિવાળા પુરૂષોને પણ એ જ્ઞાન સહજ હોય છે એટલે મ્હનેય જો મત્તાનો શોખ હોય તો તે અપ્રકટ રીતે ભોગવુ મ્હારી સત્તા જરા દૃઢતાથી પ્રકટ કરવા જતા સ્હામા પક્ષમા સુષુપ્ત તત્ત્વો ઉત્તેજિત બની મેદાનમા પડશે, રોઇટર કે એસોસીએટેડ પ્રેસમા વિશ્વવ્યાપ્ત પ્રતિનિધિઓ તાર વિનાના સંદેશાઓ—Wireless-થી જગતને એ હકીકત જણાવશે, સ્હવારમા વર્તમાનપત્રોમા બ્હાર પડેલા સમાચાર મ્હાજના પત્રો શોધિત વર્ધિત સ્વરૂપમા પ્રસિદ્ધ કરશે, માસિકો એમાથી સારસંચય કરતા પોતાની પ્રામાણિક નોંધ લખશે અને Review of Reviews અને હિમાલિયા શિખર ઉપરથી દૃષ્ટિપાત કરતા પોતાના તટસ્થ અભિપ્રાયો જણાવશે એ સર્વ સંભવો, મ્હારા હક્ક સાબીત કરવા જતા, દૃષ્ટિમાથી દૂર ન રાખુ.

સ્ત્રીઓને નિયમિતતા સાથે સમ્બન્ધ નથી, સમયની મર્યાદાઓનુ જ્ઞાન નથી, એ પુરૂષ-

અશ્લીલ પણ બની જાયછે તેમનો શૃંગારરસ એટલો પવિત્ર પણ નથી. પરંતુ ભવભૂતિ પ્રાયઃ પવિત્ર શૃંગારરસનુંજ વર્ણન કરેછે. ભવભૂતિ અશ્લીલતાથી દૂર નાસેછે. ભવભૂતિનાથી વધારે પવિત્ર રસનું વર્ણન કરનાર કોઇ કવિ થયો પણ નથી. રસ અને વર્ણનની પવિત્રતાને લીધે તો ભવભૂતિનું "ઉત્તરરામચરિત" નાટક આટલું સુપ્રસિદ્ધ છે.

પાત્રાલોચન.

ભવભૂતિનાં પાત્ર તે આદર્શ પાત્ર છે. સામાન્ય કે મહાન સર્વ પાત્રો સાધારણ મનુષ્યોને માટે તો આદર્શજ છે. તે આદર્શના ઉચ્ચ શિખર પરથી કદાપિ નીચે પડતો નથી. રામ આદર્શ પતિ અને આદર્શ રાજા છે. સીતા આદર્શ પત્ની ને આદર્શ સ્ત્રી છે. વસિષ્ઠ આદર્શ ગુરૂ અને આદર્શ વિદ્વાન છે. નીચ પાત્ર દુર્મુખ આદિ પણ આદર્શ દૂત છે. પરંતુ કાલિદાસના પાત્રો સાધારણ મનુષ્યો જેવાજ છે અને તેઓ સાધારણ મનુષ્ય જેવાજ કામ કરેછે, ને પોતાના ભાવો પ્રકટ કરેછે. કાલિદાસનો દુષ્યંત એક સાધારણ રાજા સમાન અને શકુન્તલા એક સાધારણ સ્ત્રી સમાન છે.

ઉપસંહાર.

ભવભૂતિના નાટક જેટલા વાંચવામાં રુચિકર છે, તેટલા રંગભૂમિ પર જોવામાં નથી. ભવભૂતિના નાટકોનાં શ્રાવ્ય કાવ્યો માટે પણ એમજ કહેવું પડે. પરંતુ કાલિદાસના નાટકોની સુન્દરતા રંગભૂમિ પર જોવાથી પણ વધુ સુન્દર લાગેછે. તેથી તેમાં [illegible] દૃશ્યમાન થાય છે. ખરૂં કહીએ તો કાલિદાસના નાટકો દૃશ્ય કાવ્યો તરીકે ભવભૂતિના નાટકો કરતાં અનેકગણી વધારે સારી અસર કરે છે.

આ લેખમાં કાલિદાસ અને ભવભૂતિના તુલનાત્મક-દૃષ્ટિએ ગુણો પ્રકટ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. સંસ્કૃત ભાષાના આ બેઉ વિશ્વવિખ્યાત કવિરત્નોના સંબંધમાં ઉચિત લાગ્યું તે વિવેકી વાચકના કરકમળમાં સાદર કર્યું છે. કાલિદાસ ને ભવભૂતિના જોડાનો કોઇ બીજો કવિ થયો નથી. એટલુંજ નહિ પણ સંસ્કૃત ભાષાના પરમોત્કૃષ્ટ કવિઓમાં આ બેઉ કવિઓનીજ ગણના થાય છે. આ ઉભય કવિઓની પ્રતિભા જેટલી ઉત્કૃષ્ટ હતી, તેટલોજ ભાષા પરનો તેમનો કાબુ પણ અસાધારણ હતો. સરળતા-પ્રૌઢતા-રસિકતા-કોમળતા-આદિ જે મહાકવિઓના ગુણ ગણવા જોઇએ તે સંપૂર્ણપણે આ બેઉ કવિઓની કલ્પના અને રચનામાં દૃષ્ટિગોચર થાય છે. એકમાં કોઇ અંશે ન્યૂન તો બીજામાં કોઇ અંશે વધારે. પણ જે અપૂર્વ કવિત્વ શક્તિ, કાવ્યરસનું ભરપૂરપણું, અને નૂતન બનાવોનું દૃશ્ય સાક્ષાત્કાર કરવાની અતિ ચમત્કારિક અને મોહક કળા એ બે કવિઓમાં જેવી ઝળકી ઉઠતી હતી, તેવી ચમત્કૃતિ ચમકાવનારો કોઇ કાલિદાસ અગર ભવભૂતિ ભાવિમાં ઉત્પન્ન થાય ત્યારે ખરો.

ધન્ય છે તે દેશ અને ભૂમિ કે જે કાલિદાસ અને ભવભૂતિ જેવા અદ્વિતીય કવિરત્નો ઉત્પન્ન કરી ગઇ. ભરતભૂમિ હજી તેવા કવિઓથી રહિત થઇ નથી, કારણ કે અદ્યાપિ, તે મહાકવિઓના નામનો વિજય ડંકો કરતા તેમના ગરવા ગ્રંથો ભારતવર્ષમાં વિદ્યમાન છે.

એવી દિવ્ય વિભૂતિઓને કોટિ કોટિ વંદન !



# જો હું સ્ત્રી હોત તો ?

[ લેખક—શ્રીયુત સન્મુખભાઈ ઝવેરભાઈ પંડ્યા, બી એ. ]

—————× ×—————



મ્હારા અભિનયકલાના શોખને કારણે ઉપજીવિકાનું સાધન બનાવવો પડ્યો હોત અથવા વિધિના કોઈ વિચિત્ર સંકેતથી ગુજરાતી રંગભૂમિ ઉપર મૂકાયો હોત તો આ પ્રશ્નથી હું મનાયે દૂર, દૂર, સુદૂર જ રહેત. રંગભૂમિ ઉપર સ્ત્રી-પાત્ર બની ઉતરવાના હાસ્યજનક—અને કરૂણાજનક પણ—પરિણામો મ્હેં એટલાં બધા જોયાં છે કે જો હું સ્ત્રી હોત તોજ સ્ત્રી-પાત્ર રૂપે રજુ થાત, અન્યથા નહિ.

પરંતુ જીવનની સાચી રંગભૂમિના સવાદમય નિર્વાહ માટે આ પ્રશ્નનો વિચાર ઘણાયે પુરૂષોને સહજ સ્ફુરતો હશે, પીડતો પણ હશે. સમાન હક્કના સિદ્ધાંતો વિકસતા જાય છે અથવા વિનયકથનને સત્યની સાથે બરાબર ધરાવીએ તો ઉગ્ર સ્વરૂપ ધારણ કરતા જાય છે અને અડખોર સ્ત્રીત્વ પુરૂષોની ચક્રવર્તી સત્તાનો પરાજય કરવા કટિબદ્ધ બને છે એ વખતે વ્યૂહરચનાના નિયમો પ્રમાણે સીધો હુમલો કરવો એ ભૂલ છે. એમના દલમાં પરોક્ષ રીતે ભળી જઈ સૂચનથી, માર્ગદર્શનથી કંઈ સિદ્ધ થઈ શકતું હોય તો શ્રીપજનના અપરાધી બનવાનું આળ નહિ આવે, એ સુકુમાર અબલા જાતિ સ્હામે અકોમલ શસ્ત્રોનો ઉપયોગ કરવાનો આક્ષેપ નહિ આવે અને વીરતાના ભૂષણને પણ કલંક નહિ લાગે.

જો હું સ્ત્રી હોત તો—જો હું પુરૂષ હોત તો—એ પ્રશ્નના નિર્ણયો કલ્પનામાં કરવા રહેલા છે પણ જાતિસ્વભાવ બદલી વ્યવહારમાં ઉતારવા લગભગ અશક્ય છે. વ્યવહારમા ઉતરે એ ઇષ્ટ પણ નથી કારણ કે તેથી જાતિની અપૂર્ણતાઓ અને આકર્ષણ ઓછા થવાનો સંભવ ઉપસ્થિત થાય છે અને લગ્નજીવનની અનાવશ્યકતા પ્રતીત થવાનો ભય સ્હામો આવે છે પરંતુ એટલા માટે કલ્પનામા નિર્ણયો કરવાની મઝા અને વ્યથા ન ભોગવવી એમ કંઇ પ્રાપ્ત થતું નથી.

પુરૂષ તરીખે હું મ્હારી જાતિને સંપૂર્ણ માનતો નથી. જો હું સ્ત્રી હોત તો પણ એ જાતિને સંપૂર્ણ ન માનત. ઇ સ. પૂર્વે પતિઓ દેવ જેવા હશે પરંતુ આ યુગમાં હું મ્હારા પતિને મનુષ્ય ગણું છું એ માન્યતા લગ્નદીક્ષા લેતા પ્હેલા

સ્ત્રીઓની સ્મરણ વક્તૃત્વ અને વિવેચનની શકિતઓ માટે કદી કદી કોઇ પ્રગલ્ભ પુરુષોએ શંકા દર્શાવવાની ધૃષ્ટતા કરી છે તેથી રૂન સમયે અને સ્થળે એનુ નિરસન કરવાની જવાબદારી મ્હારી એ લીની છે એવી તીવ્ર ધર્મબુદ્ધિ ન રાખુ હમારે વિષે દુનિયાએ બાંધેલા અપ્રિય અભિપ્રાયો એ મ્હાજરે પાછા ફરે ત્યારે જણાવવાની મ્હેની તક ન લઉ એ દુનિયા સાથે દિવસ ગાળીને આવ્યા એટલે દુનિયાએ એ વિષયમા ઘટતુ કયુ જ હશે એમ માનુ તો ખોટી નહિ ઠરુ પુરુષો ગૃહમન્દિરમા સમભાવની અપેક્ષા રાખે છે માટેજ સ્હાજરે જેમ બને તેમ વ્હેલા પાછા આવે છે એ ન ભૂલુ કોઇ ઉપયોગની કે ઉપહારની વસ્તુ લાવ્યા હોય તો તે માટે તરતજ અસતોષ ન જણાવુ એ વસ્તુ લેવા જવામા સમય અને દ્રવ્યના વ્યય કરતાં કેટલી ચિન્તા કરી હશે એની પસંદગીમા કેટલી દમનો ફર્યા હશે એ કલ્પના કરવાનો પ્રયાસ કરુ મ્હારી વિવેચન શક્તિનો સંપૂર્ણ ઉપયોગ કર્યા પછીએ જો દુર્ભાગ્યે એવો અભિપ્રાય બંધાય કે આણેલી વસ્તુ નકામી છે કે એથી વધારે સારી મળે છે તો એ મત કોઇ વધારે અનુકૂળ સમયે એ આનદી મનોદશામા હોય ત્યારે જણાવુ મ્હારા ધોરણે કિંમ્યા હોય કે નહિ હોય તો ત્હેની સારી બાજુ જોઇ oh how lovely-કેવુ મ સ છે એ કહેવાની ઉદારતા પણ દેખાડુ

પ્રમાણમા મ્હને વધારે અવસર મળવાનો સંભવ હોવાથી મ્હારા ચિત્તતરંગો-moods ને બની શકે ત્યા સુધી સયમમા રાખી ત્હેમની મનોવૃત્તિને અનુકૂળ થવાનો પ્રયત્ન કરુ એ મેઘદૂત વાચવાનુ કહે ત્યારે દુકે ના જોવાનો આગ્રહ ન કરુ અને એ ગીતે મામા જવા ઉત્સુક હોય તો કેમાવ વાચવાનુ સૂચન ન કરુ અથવા સમાધાન એવા ચાતુરથી કરુ કે બન્નેની વૃત્તિ સતોષાય બધીજ બાબતમા એમને નમતુ આપવાનો સિદ્ધાંત સગીન નથી તેમ સતત વિરોધ કે અસહકાર પણ ઇષ્ટ નથી પુરુષોનીજ ઘડેલી દુનિયામા સ્ત્રીએ સદા રહેવુ પડે છે એ ફરિયાદ ત્યાને બને મ્હારી દુનિયા એવી સસ્કારી અને આકર્ષક બનાવુ કે ત્હેમા ભળતા ત્હેમને શ્વાસરૂધન ન થાય પણ ધન્યતાની લાગણી સ્ફુરે

પુરુષોમા શારીરિક બળ વિશેષ હોવાથી તે સત્તાના શોખીન હોય છે અને તે શોખ પ્રકટ રીતે ભોગવવામા આનદ અનુભવે છે પરતુ એ શોખ નરમાશી હોય તો સુકુમારતાનુ પૂજન કરવામા કૃતકૃત્યતા માને છે એ ન ભૂલુ સ્ત્રીઓ મનોમંથનમા ઉતરતી નથી પ્રકૃતિથીજ દૃઢ અને આગ્રહી હોય છે એ સત્યનો સાક્ષાત્કાર કરવા માટે પુરુષોને દૃષ્ટાંતોની જરૂર નથી હોતી સ્થૂળ દૃષ્ટિવાળા પુરુષોને પણ એ જ્ઞાન સહજ હોય છે એટલે મ્હનેય જો સત્તાનો શોખ હોય તો તે અપ્રકટ રીતે ભોગવુ મ્હારી સત્તા જરા દૃઢતાથી પ્રકટ કરવા જતા સ્હામા પક્ષમા સુષુપ્ત તત્ત્વો ઉત્તેજિત બની મેદાનમા પડશે, રોઇટર કે એસોસી એટેડ પ્રેસમા વિશ્વવ્યાપ નનિનિધિઓ તાર વિનાના સન્દેશાઓ—Wireless-થી જગતને એ હકીકત જણાવશે સ્હવારમા વર્તમાનપત્રોમા બ્હાર પડેલા સમાચાર મ્હાજના પત્રો શોધિત વર્ધિત સ્વરૂપમા પ્રસિદ્ધ કરશે માસિકો અમાથી સારસગ્રહ કરતા પોતાની સામયિક નોંધ લખશે અને Review of Reviews અને ત્રિમાસિકો વિષ્કુ ઉપરથી દૃષ્ટિપાત કરતા પોતાના તટસ્થ અભિપ્રાયો જણાવશે એ સર્વ સભવતા મ્હારા દમ મામીન કરવા જતા દૃષ્ટિમાથી દૂર ન રાખુ

સ્ત્રીઓને નિયમિતતા સાથે સબંધ નથી સમયની મર્યાદાઓનુ ભાન નથી એ પરા



મુંબઈ ગુજરાતી નાટક મંડળી ના સ્થાપક
સ્વર્ગસ્થ દયાશંકર વસનજી

[ પૃ. ૪૧૧




લેખક—સ્વ. દીવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામ.

[ અનુસંધાન—અંક ૨. પૃષ્ઠ ૧૮૯ ]

**નાટક ઉત્તેજક મંડળી.**

આ સમયમાં ગફતગોફતાર અને સત્ય પ્રકાશના તંત્રી મિ. કેખુશરૂ નવરોજજી કાબરાજી મારી પાસે આવ્યા. તેમણે હરિશ્ચંદ્રનો ખેલ જોયો હતો અને તેમનાજ બોલમાં કહું તો તે તેમને ભાવ્યો હતો. તેમણે નાટક ઉત્તેજક મંડળી સ્થાપના પ્રયોગની યોજના મને જણાવી. સદ્‌ગત મનઃસુખરામની અનુમતિ પણ લીધી. વિદ્વાન અને સુધારાવાળા ધનાઢ્ય સદ્‌ગૃહસ્થોની એક વ્યવસ્થાપક મંડળી સ્થાપી. શેઠ કેખુશરો તેના મંત્રી થયા. તેમની આજ્ઞા પ્રમાણે પારસી ગૃહસ્થો મિ. ફરામજી, વિગેરે નાટક ભજવનારા હતા તેઓએ નાટક ઉત્તેજક મંડળી નામ ધારણ કરવાની પરવાનગી માગી અને પ્રથમ ખેલ હરિશ્ચંદ્રનો ભજવી બતાવવાનો ઠરાવ થયો.

આ સ્થાને મારે જણાવવું જોઈએ કે પેલી નીતિદર્શક હિન્દુ મંડળી ભાગી પડી હતી. મિ. ફરામજીના મનમાં એમ આવ્યું કે એકવાર ભજવી બતાવેલો ખેલ જોઈને પ્રેક્ષકો થાક્યા હોય તેમને નવીન ખેલ બતાવેલો હોય તો આમદાનીનો લાભ થાય. આ મંડળમાં અમારૂં નામ અને પારસીઓનું કામ થતું હતું. નાટક દ્વારાએ લોકોને બોધનો લાભ મળે એ અમારો મુખ્ય હેતુ હતો. તેથી અમે બધા મફતિયા મજુર હતા. મારો ખેલ પણ તેમને મફત મળ્યો હતો. મેં ફરામજીને કહ્યું કે હરિશ્ચંદ્ર નાટકનો પ્રયોગ ફરી બતાવવાનો ઠરાવ વ્યવસ્થાપક સભાએ કર્યો છે માટે તેઓ જો પોતાનો વિચાર ફેરવતા હોય તો તેવો પ્રયત્ન કરો. છેવટે ફરામજી શેઠ ફાવ્યા નહિ અને હરિશ્ચંદ્ર ભજવી બતાવવાના પ્રયત્નમાં પરોવાયા. આખા નાટકમાંથી કેટલોક ભાગ કમી કરી રાત્રીના ૩ વાગતા સુધીમાં ખેલ આટોપાય એમ કાપકૂપ કરવાની મને સૂચના થઈ પણ મારે આ વેળાએ મોડાસે જવું પડતું એટલે કેખુશરોને મેં પરવાનગી આપી અને હું ગયો. કાપકૂપ કરેલો ભાગ છપાવવાની પરવાનગી કેખુશરોએ માગી તે પણ મેં તેમને આપી. નાટક ભજવી બતાવવાની તાલીમ તેઓ આપતા હતા. ખેલનું નામ ધર્માંગદ આપ્યું અને ભજવી બતાવવાનો સ્થિર થયું. અમારી હિન્દુ મિત્રોમાં સુંવાળ વાળી કેટલીક હતી પણ તેઓએ પોતાના

વર્ગમાં પ્રચલિત સ્ત્રીઓ અમન્યના પાયા ઉપર ચણાયેલા છે એમ પુરવાર કરવાનો પ્રયત્ન કરૂં. ૭ વાગે ફરવા જવાનું વચન આપ્યું હોય તો માન ન વગાડું અને અમુક સ્થળે મળવાનો સંકેત હોય તો એમને એકાદ કલાક વાર તો નજર જોવડાવું. એકજ સ્થળે બગાડ કરતાં જોઈ હેમને દેખીતી રીતે ધોખા વિનાના ધાગી પોતીમ કદાચ વધુ તપાસ માટે ત્યાં જશે તો મ્હારી ખાખી ગતિ ચિન્તા અને ઉદ્વેગમાં જશે એ ખબર ન રિસરૂં. ગમે તેવા નજીવા કારણથી પણ વચન આપ્યા પ્રમાણે મ્હારા ગામથી નક્કી કરેલી ગાડીમાં નીકળી શકાય એમ ન હોય તો પત્ર એવી રીતે પોસ્ટમાં નાખું કે હમને તે સ્ટેશન ઉપર જઈ આવ્યા પહેલાં મળે. એ પત્ર તો Not-Paid ન જાય એની ખાસ સંભાળ રાખું. વિરહથી પ્રેમ રાશિ વધે છે એમ સંયોગીઓ અને તટસ્થ માનસશાસ્ત્રીઓ કહે છે પરંતુ એ રાશિ વધારવા જતાં પ્રેમની દિશા બદલાય નહિ તે માટે એમનો પત્રવ્યવહાર અનિયમિત બને તો તે અક્ષન્તવ્ય ગણું. જો એમને નિયમિત રહેવાની—રાખવાની—જરૂર હોય તો હું અનિયમિત ન બનું.

રસજ્ઞતા—taste—ની ચર્ચા નિરર્થક અને કદાચ અપ્રિય પરિણામ લાવનારી હોય છે. એ સૂત્ર સદા સ્મરણમાં રાખું. મ્હારી આકૃતિ મધુર હોય અને એ એમ માનતા હોય કે મધુર આકૃતિને શું શણગારની જરૂર નથી તો પછી વિમવાદના કારણો બહુ નથી રહેતાં. છતાં એમને સાદાં સેન વસ્ત્રો તરફ પક્ષપાત હોય અને મ્હને અનેકરંગી ગમતાં હોય તો કંઈક એવું સમાધાન કરૂં કે હેમની સંગતિમાં હેમની અભિરુચિને સંતોષું અને એમનાથી ઘણાંયે કલાક દૂર હોઉં તે વખતે મ્હારા રંગો પ્હેરૂં. પ્રશ્નનું સ્પષ્ટ નિરાકરણ કરવામાં લાભ નથી છતાં વિચાર તો કરૂં કે વસ્ત્રાભરણો કહેના,—મ્હારા પોતાના પતિના કે જગતના રંજન માટે ધારણ કરૂં છું.

સામાજિક નીતિના રક્ષકોને આ વિચારથી આઘાત થશે પરંતુ મનોરથને અગતિ નથી અને સ્વપ્નો અનિવાર્ય છે. મ્હારા પતિને શકુન્તલાના સ્વપ્ન આવતાં હોય અને મ્હને દુષ્યન્તના ન આવતાં હોય તો એમ માનું કે જગતમાં શકુન્તલાઓ અનેક છે અને દુષ્યન્તો વિરલ છે. પુરુષો આથી વિપરીત માને છે એ હું જાણતી હોઉં છતાં મ્હારી દૃષ્ટિ મ્હારા પ્રિયતમ પાસે રજુ કરતાં કદી હું એમને દુષ્યન્તપદ ઉપરથી ઉતારતી નથી, શકુન્તલાનું ઉચ્ચપદ સ્થાપિત કરૂં છું. એમને શકુન્તલાના સ્વપ્ન આવવાનો અધિકાર છે અને હું યે મ્હારો આદર્શ દુષ્યન્ત કલ્પી શકું છું. પરંતુ Dreamlandના—સ્વપ્નસ્થ—શકુન્તલા કે દુષ્યન્ત કોઈએ કદી જોયા છે?

---

# અંજલિ.



તુજ નેત્રમહીં
ચમત્કાર દીઠો;
જગમાં ફરીથી નહિ તે દિસવો !

તુજ મુખથકી
નવવેણ છૂટ્યાં;
જગમાં ફરીથી નહિ જે છૂટવાં !

તુજના અધરે
મૃદુ હાસ્ય સર્યું;
જગમાં ફરીથી નહિ તે સરવું !

તુજ નૂપુરના
રણકાર સુણ્યા;
જગમાં ફરીથી નહિ જે સુણવા !

તુજ દર્શનનો
ઘડી લ્હાવ મળ્યો;
જગમાં ફરીથી નહિ તે મળવો !

વીજળી મમ તું
પ્રિય, આવી, ગઇ;
તદપિ હૃદયે તવ મૂર્તિ ખડી !

—યશ.

પતિ કે સગાવ્હાલા સાથે નાટક જોવા જવાનો લાભ લેવાનો ન હતો. સત્યવાદી હરિશ્ચંદ્ર અને તેની પતિવ્રતા સ્ત્રી તારામતી અને કુમાર રોહિતાશ્વના સદ્‌ગુણ ગ્રહણ કરવાને થોકે થોક આવવા લાગ્યાં. ચાર દિવસ અગાઉથી મોટા રીઝર્વ કરાવે તોજ જોવાનો લાભ મળે એવો સમય પ્રાપ્ત થયો.

## નળ-દમયંતી.

બીજી સીઝનમાં નળદમયંતીનો પ્રયોગ ચાલતો થયો તેમાં પણ એજ પ્રમાણે ધમસ ધંમા થઇ. એનું રીહર્સલ ચાલ્યું તે જોવાને માટે જવું પડતું હતું.

"હેત ઉપરથી બતલાવે" એ વાક્યની બતાવણીમાં ઉંચે આંગળી કરીને ઉપરનું હેત એટલે આકાશમાં હેત ઉંચે ચડી ગયું હોય એમ અદા કરી બતાવી. હું ખડખડ હશી પડ્યો. કેખુશરોનું મ્હો લેવાઇ ગયું. મેં કહ્યું કે ઉપરથી એટલે અંતઃકરણથી નહિં. ઉપરછલું માત્ર દેખાડવાનું હેત એવો મારો લખવાનો હેતુ છે. આવી જ્યાં ભૂલો થતી હતી તે મારે સુધારવી પડતી હતી. આ ખેલનું રીહર્સલ સર મંગળદાસ નથુભાઇના ભવ્ય દીવાનખાનામાં થયું એ મંડળીના પ્રમુખ હતા. મંડળીએ ભજવી બતાવવાની પરવાનગી આપી આ પ્રમાણે આખી મુંબઇના ભજવી બતાવતા પ્રયોગોના અમે સઘળી ધાણી લહરે એવી અમારી મત્તા ચાલતી હતી.

હરિશ્ચંદ્ર અને નળદમયંતી એ બે નાટકોને માટે પડદા અને પોશાક આદિનો ખર્ચ ... મંડળીના માલેકોને થયો હતો તે મજરે બાદ જતાં ૩૮ હજાર રૂપિયા ભાગીદારોએ વ્હેંચી લીધા હતા. ત્રીજી સીઝનને માટે પણ મારી પાસે નાટક લખાવવાનો ઠરાવ થયો.

## બાણાસુરમદમર્દન.

એવા નામનું નાટક લખવાનો મેં પ્રારંભ કર્યો. પ્રથમ મેં જણાવ્યું છે તેમ જ્યારે માગ ફળિયામાં પ્રેમાનંદના ઓખાહરણનું ગાયન કથન થતું હતું તે વેળાએ અનીરૂદ્ધને બાંધીને લઈ જતાં માર્ગમાં જોનારી સ્ત્રિયો ઉપર નેત્રપલ્લવી ચલાવીને વિકારી દૃષ્ટિએ જોતો હતો તે મને નિન્દ્ય શૃંગાર લાગ્યો હતો તે ઉપરથી મારા આ નાટકનું નામ મેં બાણાસુર મદ મર્દન રાખ્યું હતું.

## અણધાર્યો ઓચિન્તો બનાવ.

નળદમયંતી નાટકનો પ્રભાવ જાણી એક ઉદુમ્બર મહેતાજી નરોત્તમ અને બીજા ચાર પાંચ મળીને ફ્રામજી પાસે ગયા અને અમાસને દહાડે તેમનો થતો ખેલ કરાવવાને ઉચક રૂા. ૩૦૦ આપવાની વૃત્તિ જણાવી. હમણાં નાટકની ટીકીટોના દર વધારી મુક્યા છે તેવા દર તે સમયે ન હતા. જો તેવા દર તે સમયે રાખ્યા હોત તો ફ્રામજીની કંપનીવાળાને ધન સાચવવાને ઘરના માળા બાંધી તોષાખાનાં બંધાવવાં પડત અને ગોદરેજ જેટલી તીજોરિયો બનાવે છે તેટલી તેમને પૂરી પડત નહિં. ખેર

ફ્રામજિયે નરોત્તમ મહેતાજી પાસે પાંચસે રૂપિયા માગ્યા. તેણે નમ્રતાથી કહ્યું કે આ પ્રયોગ અમારે પ્રથમજ અજમાવવાનો છે. જો અમે આમાં કમાઇશું તો બીજી વેળાએ તમે કહેશો તેટલા પાંચસેં રૂપિયા આપીશું. ફ્રામજી એકના બે ન થયા આવાનિશ્ચયને નીચોવી લેવો હતો એટલે હઠે ચડ્યા અને છેવટે કહેવા લાગ્યા કે ભાજી વાનિયા તારે વેપલો કરવો હોય તો મુક રૂપિયા પાંચસો માગ ટેબલ ઉપર નહિંતો નીચી મુંડી કરી ચાલ્યો જા નરોત્તમ પોતાના નામ પ્રમાણે ઉત્તમ ગુણ-

ગયો મહેતાજી હતો તેણે ફરીને ફેરામજીને ધીમે સાદે વિનવ્યા. જા! જા! વાણિયા તને એક વાર કહ્યું કે ધરદે પાંચમો. નહિ, ચાલ્યો જા! ખાલી માથું પકવ નહિ. નરોત્તમનો હાથ ઝાલીને તેને ઉભો કરીને ધક્કો મારી મ્હાડી મુકવા માંડયો ત્યારે નરોત્તમના ક્રોધની સીમા રહી નહિ. તેણે કહ્યું કે અલ્યા પારસા! તું આવડો ફાટયો છું તો જોઇ લેજે કે તારા જેવા હાલ થાય છે. અમારા હિંદુઓની તારે માથે વ્યવસ્થાપક મંડળી છે આ બધા ખેલો જે ઉપર તું નાચુ છુ તે ખેલો પણ અમારા હિન્દુના લખેલા છે. તો પછી અમને નાટક મંડળી સ્થાપના આવડે છે. તું અને બધા પારસા અમારા હાથ નીચે ગુજરાતી ભાષા શિખ્યા છો એવા અમે ભાષા જ્ઞાનવાળા સમર્થ છિયે. અમે બ્હાર પડીશું તો તારા બાર વાગી જશે ફેરામજીને આવા વચનથી મરચા લાગ્યા તે ફરીને કહેવા લાગ્યો અલ્યા વાણિયા તું સ્ટેજ ઉપર એક ઉંદરડી સરખી પણ ચલાવી શકે નહિ. નરોત્તમ દમિયલ નાજુક શરીરવાળો હતો પણ ઉછળીને બોલ્યો કે કાલે સવારે અમે સ્ટેજ ઉપર બસ્તિ સિંહ ચલાવીશ તે વેળાએ તને ઉંદરડી સમાન ગણીને તે તગડીશું એમ કહી તે ક્રોધથી હાફતો ચાલી નિકળ્યો. વિશ્વામિત્રના જેવો તે ક્રોધાવેશમા આવી ગયો બીજે દિવસે રવિવાર હતો એટલે મ્હેતાજીઓ છુટા હતા. મુખ્ય મુખ્ય મ્હેતાજીઓ અને તેના આસિસ્ટંટોનું ૬૦ માણસોનું ધાડુ લઇને નરોત્તમ મારે ઘેર આવ્યો ફેરામજી સાથેની ધડાધડીની વાત પ્રથમ તો કરી નહિ પણ ધીરેથી કહ્યું કે દક્ષિણિયો નાટક મંડળી કરે પારસિયો નાટક મંડળી કરે અને આપણા હિન્દુની એકે નાટક મંડળી નથી માટે અમે આ ૬૦ જણ ગુજરાતી નાટક મંડળી સ્થાપવાને પ્રવૃત્ત થયા છિયે મે એમને સમજાવીને કહ્યું આ તમારો વિચાર હું પસંદ

કરતો નથી. તમે બધા શિક્ષકો છો, તમારે આખો દિવસ છોકરાઓ સાથે માથાઝીકણું કરવાનું અને સવાર સાંજ અવકાશના સમયમા ખાનગી શિક્ષણ આપવાને પૈસાની લાલચે જતા હશો તો પછી નાટક જેવા અઘરા વિષયમા ઉતરવાનો તમને અવકાશજ નથી. પારસીયો પાઉના ટુકડા કરડતા જાય અને નાટકનો પાઠ શિખતા જાય તે તમારાથી બની શકે નહિ પારસિયો પાઠ શિખતા હોય ત્યારે તમારે સંધ્યા વંદન કરવાનો સમય હોય. વળી કદાપિ તમે એમ સમજતા હશો કે નાટકનો ધંધો કમાવાનો સેનડીનો કંદો છે પણ એમ નથી એ તો ખોવાનો ધંધો છે તમારે પડદા નવા રંગાવવા પડશે ગાયન શિખવાને તબલચી સારંગીવાળા રાખવા પડશે નાટકશાળાના ભાડા ભરવા પડશે તે તો જુદા. નરોત્તમ કહે કે ખોવાનો ધંધો છે તો ખોઇશું, અમારા ખાનગી ટ્યુશન અમે મુકી દઇશું, અમારે ઉજાગરા કરવા પડશે તો કરીશું, પણ એકવાર ગુજરાતી નાટકમંડળીની સ્થાપના કરીશું મે કહ્યુ કે પ્રારંભમા પડદા માટે પાંચ હજાર રૂપિયા જોઇશે પાંચ મુખ્ય મ્હેતાજી ઉભા થયા કે હજાર હજાર રૂપિયા અમે લાવીને તમારા ટેબલ પર મૂકિયે મે કહ્યુ કે હવણા તમે ઉત્સાહ પૂર્વક બોલોછો પણ આપણે પ્રારંભશૂરા છિયે પછવાડેથી થાકી જતા વાર નહિ લાગે મારો આવો વિરૂદ્ધ અભિપ્રાય જોઇને નરોત્તમ રડી પડયો અને ફેરામજી સુરતી સાથે બનેલો મે ઉપર જણાવ્યો છે એ ધમ્માચકડીનો પ્રસંગ ગદ્‌ગદ કંઠે કહી સંભળાવ્યો મ્હને પણ ફેરામજીની ઉંધતાઇ પસંદ પડી નહિ હું લાગલોજ ઉઠ્યો અને મારા કબાટમાંથી લલિતા દુઃખ દર્શકની પાંચ ચોપડીઓ તેને આપી પાંચે જણ એક બીજા સામુ જોવા લાગ્યા મને સમજાયુ કે

લલિતા દુઃખ દર્શક એમને પસંદ પડ્યું નહિ. હું બાણાસુર મદ મર્દન એટલે ઓખાહરણ નાટક લખતો હતો એ બાતમી નરોત્તમે મેળવી હતી. ચૈત્ર વૈશાખમાં અનુષ્ઠાનને પ્રસંગે એ ખેલ કરવામાં આવે તો એમના હાથમાં ટંકશાળ આવી એમ સમજવા લાગ્યા. મેં કહ્યું કે એ નાટક તો હું નાટક ઉત્તેજક મંડળી માટે લખું છું એ વાત તેમને જાણીતી છે તેથી એ નાટક માટે હું આગાઉથી બંધાયો છું તેથી તમને આપવાને બને એમ નથી. મારા અભિપ્રાય પ્રમાણે લલિતા દુઃખ દર્શક એ આપણો સંસારી રૂપક છે તે જો તમે બરાબર ભજવશો તો બાણા-સુર કરતાં ચડશે. નરોત્તમ કહે એ નાટક મેં ૯૫ વાર વાંચ્યું છે. બીજો કહે મેં ૭૫ વાર વાંચ્યું છે. ત્રીજો કહે કે મેં ૪૬ વાર વાંચ્યું છે. ચોથાએ ૩૪ વાર વાંચ્યાનું કહ્યું અને પાંચમાએ ૨૫ નો આંકડો જણાવ્યો. મેં જરા સ્મિત કરીને કહ્યું કે નવી ચોપડી એક વાર વાંચે અને બારીકીથી મનન કરવું હોય તો બીજી વાર વાંચી જાય એટલે પતી જાય. પણ તમે ૯૫, ૭૫, ૪૬, ૩૪ અને ૨૫ વાર વાંચવાનું કારણ શું? હમિયલ નરોત્તમ કહે કે જેમ જેમ ફરી ફરીને વાંચતા જઈએ તેમ વધારે રસ પડતો જાય એટલે ફરી ફરીને વાંચવાનું મન થાય.

નરોત્તમથી બમણા કદનો ઉમેદ થઈને બોલ્યો કે અઈ કાલે સવારે મેં મારી પાસેની ચોપડીમાં ૭૬ મી વાર એવો સીમાચિહ્નથી આંકડો મૂક્યો છે, હજી પણ હું ધરાયો નથી. મેં કહ્યું તમે લાડુ પેટમાં ઠાંસો તો બહુ તો ૩ કે ૪ સુધીના કોળિયા કરી ગટકાવી જાઓ પણ પેટ ભરાઈ ગયું હોય એટલે વિરામવું પડે કે નહિ, તે કહે કે ગળ્યું લાગે તેથી પેટની તૃપ્તિ થઈ છતાં મનની તૃપ્તિ થતી નથી. ત્રીજો વચ્ચે બોલી ઉઠ્યો કે ગળપણની વાત કરી એટલે મારા મોંમાં પાણી છૂટવા માંડ્યું છે. અને ગળપણનો એ ગુણ છે. મેં કહ્યું આ તમારા કથનથી એમ સાબીત થાય છે કે જે ગળ્યું હોય તે જ્યારે ખાઈએ ત્યારે ગળ્યું લાગ્યા કરે છે. સાકરનો કકડો મોંમાં જ્યારે મૂકીએ ત્યારે ગળપણનો સ્વાદ મોંમાં રેલાવે છે. તેમ હવે તમને સમજાશે કે રસ સદા રેલમ છેલ કરે છે. હાસ્યરસ, કરુણારસ આદિ નાટકમાં જેમ જેમ સદા વસેલો રહે છે. જ્યારે વાંચો ત્યારે તમને તાજો ઉત્પન્ન થતો મનમાં ખળભળાટ કરાવે છે અને તે રસનો સ્વાદ મેળવવા કરવાને તમને ફરી ફરી વાંચવાનું મન થયું. લલિતાદુઃખદર્શક કરુણારસપ્રધાન છે. હું મહુધે ગયો ત્યારે મારા એકાન્તના મેડા ઉપર બેસીને મેં લખવાનો પ્રારંભ કર્યો હતો. વસ્તુ-સંકલના, ગદ્ય અને પદ્ય તેની તેજ વેળાએ સામટુ લખવામાં મારી લેખિની વેગથી ઉડી રહી હતી અને જેટલાં પાનાં લખાઈ રહે કે તેને નીચે સરકાવી નાખી દેતો હતો. કરુણાના સ્થળોમાં મારું હૃદય પિગળતું, અશ્રુપાત કરાવતું. તેના ટપકાં મારાં લખાતાં જૂનાં ઉપર પડેલાં જતાં હતાં તેજ પાનાં સાંજ પડતી એટલે એકઠાં ગોઠવી દેતો. તેની તેજ હસ્તલિખિત પ્રતિ છાપખાનામાં મોકલી હતી. હજી પણ તે પ્રતિ બંધાવી રાખેલી મારી પાસે કાયમ છે. જ્યારે જ્યારે હું પ્રુફ વાંચતો ત્યારે ત્યારે મારી આંખમાંથી આંસુ વહેતાં હતાં. નરોત્તમ કહે કે મને પૂરે પૂરું સમ-જાયું. અમે પહેલો ખેલ લલિતાદુઃખ-દર્શકનો કરીને લોકોને રડાવીશું. પંચકડા માહેલા પ્રત્યેકની પાસે ચોપડી હતી છતાં મેં પ્રતિ આપી તે તેણે લીધી. મેં કહ્યું કે આખી ચોપડીનો પ્રયોગ કરવા જશો તો આખી રાત્રી વીતી જશે. હું એમાંથી કાપ-કૂપ કરીને તમારે જેટલું ગ્રહણ કરવા જેટલું હશે તેટલું રાખીશ. આવતે રવિવારે આવીને

કટ કરેલી ચોપડી લઈ જજો. ગજી થતું મ્હેતાજિયોનું ટોળું રવાને થઈ ગયું. પાંચ જણા ભાગિયા થયા તેમણે કરારપત્ર કરવાનું હશે તે પ્રમાણે કરીને ગોઠવણ કરી. મારી પાસેથી કટ કરેલી ચોપડી લઈ ગયા. કયા કયા પડદા ચિતરાવવા તેનાં સ્થાન બતાવી તેની સમજુતી આપી.

રાત્રિની વેળાએ નિશાળનુ સ્થળ તો ખાલી ખમ હોય એટલે એક જગ્યા તેમણે પસંદ કરીને ત્યા નાટકનુ ધીંગાણુ મચાવવા માંડયુ. પરિપૂર્ણ તૈયારી કરતાં ૯ માસ વીતી ગયા દરમિયાન મારે ગોંડળ જવુ હતુ ત્યા જઈને પાછો આવ્યો ત્યારે નરોત્તમ મારી પાસે આવ્યા અને તેમના નાટકનુ રીહર્સલ સાંભળવાને રવિવારને દિવસે લઈ ગયા.

હાસ્પિટલ આસિસ્ટંટનુ કામ શિખેલો એક મધ્યમ કદનો શખ્શ પથીરામની ભૂમિકા ભજવવાને તૈયાર થયો હતો, તેની ડાબી આખ કાણી હતી પણ જમણી આંખથી જોઇએ તેવા આખ મિચકારા કરી શકતો હતો. તે પથીરામને નામે માગ સામો ખડો થયો અને પ્રારભનો પ્હેલો ટૂકડો ધીરજથી પોપટની પેઠે બોલી ગયો. હુ કેવળ નિરાશ થઇ ગયો. મે નરોત્તમને કહ્યુ કે તમે છોકરાઓને ભૂગોળ ઇતિહાસના પાઠ ગોખાવતા હશો તેમ આ પથીરામજીને એ ગતિએ ગોખણિયા ભટ્ટ બનાવી દીધા છે માખજો, હુ જેની ઢબથી વાચુ છુ તેની ઢબથી તમે બોલવાનુ અનુકરણ જો હુ વાંચી ગયો નરોત્તમ બોલી ઉઠયો કે પથી આકાશના અતર જેટલુ ગોખણિયા પાઠમા અને આપના વાચનમા અતર પડતુ જણાઇ આવ્યુ કાણિયા પથીરામે પણ પોતાનો કાન પકડયો. મે એની બોચી પકડીને કહ્યુ કે હુ જેમ વાક્ય વાચતો જાઉં તેમ તમે તેનુ અનુકરણ કરતા જાઓ જો જરા ફેર પડશે તો તમારા ગાલ ઉપર એવી થપ્પડ મારીશ કે સારી પેઠે ચચવાળતાં પણ સણસણાટ સમશે નહિ. ડૉક્ટરો છે એટલે ઘેર જઇને મેળ સમાવાને મલમ પટી કરજો તેણે મારા વાચન પ્રમાણે કથન કરવા માંડયું. એકેકુ વાક્ય બબ્બે ત્રણ ત્રણ વાર બોલાવીને પાકુ કરાવ્યું. અને છેવટે આખા ટૂકડા બોલી ગયો તે સાંભળીને સાંભળનારા માથાં ઝોકાવા લાગ્યા.

લલિતાની ભૂમિકા લેનાર છોકરાને રજુ કરાવ્યો તે ગોરો અને રૂપાળો હતો. તેની આખ તારાની પેઠે ચમકતી હતી.

પથીરામને નીચે ઉભે પગે બે લમણે હાથ દેતો બેસારીને તેની પાઘડી ઉપર હાથ દેતી લલિતા પાસે ગવરાવ્યુ:—

"મારા પથીરામ પ્રણામ રે સમાચાર શા લાવ્યો"

સારગીવાળાએ એ રાગ છેડયો ને તેમાથી પણ અવાજ આવ્યો કે,

> મારા પથીરામ પ્રણામ રે
> સમાચાર શા લાવ્યો ?
> છે કુશળ કે કલ્યાણ રે
> સમાચાર શા લાવ્યો ?

લલિતાએ તાળબધ ગાવ્યુ પણ પ્રણામની અદા કરતી ન હતી તે બતાવી, તેનુ અનુકરણ તેણે બરાબર કરયુ. પાઘડી સહિત માથુ ઢંઢોળાવી પાઘડીમા આગળી પડતા કાગળ હાથ લાગ્યો તે તપાસતા પોતાનો લખેલો જ કાગળ જણાઈ આવતા આશ્ચર્ય અને ધિક્કારની ચેષ્ટાઓ કરવાનુ બતાવતા તેનુ અનુકરણ તેણે બરાબર કરયુ.

નદનકુમારને ખડો કરાવ્યો. તે ઠીંગણા કદનો જરા ચેવાઇ ગયેલા બાધાનો આખે કાણો હતો. તેને કાગળ લખવા બેસાડયો. લખતા લખતા કેટલાક જીભ કહાડી તેનુ

માં ખેલ કરવાની ગોઠવણ કરી. સંભાવિત લોકોને છાપેલી પત્રિકા દ્વારાએ ખેલ જોવાને નોતર્યા. પોલિસના માણસોની ખાસ રોકાણ કરીને કાંઇ ફિતુર ના થાય એવી પાકી વ્યવસ્થા કરી. છોકરાં છઇયાં આદિને પાણી પીવાને જૂદી જૂદી પરબો મંડાવી.

વિકટોરિયા થિયેટરમા લગભગ ૧૨૦૦ માણસો ખિચાખિચ ભરાયુ.

મેં ખેલાડિઓને તાકીદ આપી હતી કે જો પ્રયોગ પ્રેક્ષકોને પસદ પડશે અને તેઓ પ્રેમથી વધાવી લેશે તો તમને ટિકિટો કહાડીને પ્રયોગ ચાલતો કરવાની પરવાનગી આપીશ. આ મારી ચેતવણીની સારી અસર થઇ હતી. પ્રયોગ પ્રારભાયો ને જેમ જેમ આગળ વૃદ્ધિ પામતો ગયો તેમ પ્રેક્ષક જનો અતિશય રાજી થતા અને ગાયનોના વન્સમોર પોકાર કરતા ઉલટ બતાવવા લાગ્યા—સંભાવિત પુરુષો પોતાની સ્ત્રિયોને સાથે લેતા આવ્યા. તેઓની ઉલટ અને ખુશાલી વધારે જણાઇ આવતી હતી. ખેલ આઠ વાગતાં શિરૂ થયો હતો ૩॥ વાગતા પૂરો થયો અને સર્વે રાજી થતા વિખરાઇ ગયા.

આ પ્રમાણે પ્હેલા ખેલનો પરિણામ આવ્યો. લોકોમા ઘેર ઘેર લલિતાના પાત્રની વાતો ચાલી રહી. તેના સુદર ચિત્તાકર્ષક હાવભાવ, તેની કરૂણાજનક સ્થિતિ જોઇને અને નદનકુમારની મૂર્ખાઇના ચાળા જોઇને તેઓનીજ વાતો થવા લાગી. શનિવારે ખેલ થવાની પ્રસિદ્ધિ થઇ હતી તેથી અગાઉથી ટિકિટો ખરીદવાની લોકોને ચિતા થવા લાગી

આ પ્રમાણે ગુજરાતી નાટક મડળીની અભિલાષા પૂર્ણ થઇ

પેલો પારસી હોઠ પિસ્તો જોવા બેઠો હતો તેની પાસે જઇને નરોત્તમે તેના કાનમાં કહ્યું કે અમારો વાઘ નેપથ્ય ઉપર કૂદતો જોયો? નીચું ડોકું કરી ગુસ્તાદજિયે કહ્યું કે હા ભાઇ તમે હવે જે નહિ કરો તે ઓછું.

## ગૂજરાતી નાટક મંડળી.

તા. ૫ મી જુન સન. ૧૮૭૮ બુધવારે જયશકર સર્વેશ્વર, નરોત્તમ ભાઇશકર, શિવશકર કરસનજી, એ ત્રણ ભાગીદારોએ મળીને ગૂજરાતી નાટક મડળીના કોલકરાર કર્યા. તેમણે ઉડાવ મ્હોટો કર્યો હતો તેથી નાટક સબધી કામકાજની વ્હેચણી કરી લેવાને ભાગીદારોની સખ્યામાં વધારો કરવાની અગત્ય જણાઇ. એટલે તા ૧૫ મી જુલાઈ સન ૧૮૭૮ ને દિવસ નવી ભાગિયાની ગોઠવણ થઇ.

નરોત્તમ ભાઇશકર ખજાનચી, શિવશકર કરસનજી સ્ટોર કીપર, માણેકલાલ ધીરજરામ, દામોદર રતનસી અને ડા લાલજી કરસનજી એ થઇને દામોદર લાલજી એવા નામથી વહિવટ કરનાર, જયશકર સર્વેશ્વર—જનરલ મ્યાનેજર અભિનય શિક્ષણ આપનાર, આ પ્રમાણે સરખા હિસ્સાના ભાગદાર થયા.

માણેકલાલને માલ લાવવા આદિની કામગીરી વધારે માથે લીધી તેના બદલામા તેને એક આનીનો ભાગ ઇલાયદો આપવાને ઠરાવ થયો

ગૂજરાતી નાટક મડળીને આરૂ ઉત્તેજન મળવાથી તેમનો ઉત્સાહ વધ્યો. બાણાસુર મદમર્દન નાટકનો તેમને પ્રથમથીજ મોહ હતો ને તેમને ભજવી બતાવવાનો પ્રસગ મળ્યો. મિ. ફરામજીને મારી પાસે ફરકી આવવાનો પ્રસગ ર્હેયો ન હતો. પણ ગૂજરાતી નાટક મડળીના રગમા ભગ કરવાને તેનુ મસ્તિક મદ્ય મસ્તાઈ કરતુ જણાઈ આવતુ હતુ તેને

આખ્યાદગજનો આભ। નખવાને મિ ક્રામ-
રાજી અતિશય ક્રાનાવાના ક્રર્યા પણ એની એ
ઇચ્છા ફ્રીભૂત થઈ નહિ ઉત્તર રામ ચરિત્ર
નદ ભતીશી આદિ નાટકો મિ કાબ્રાજીએ
લખ્યા ને મારી પાસે લઈ આવ્યા હતા અને
તેમા ઘટિત ફેરફાર મારી સૂચનાનુસાર થયા
હતા તે નાટકો મિ ક્રગભજી બજની બના
વતા હતા

તા ૧૦ જાન્યુઆરી ૧૮૮૦ ની પત્રિકા
ક્રગભજી શસ્ત્રાજીએ લખીને વિક્રમોર્વશી નાટક
ભજવી બતાવવાની વિનતિ કરી હતી આ
વિનતિનો અમલ થયો નથી

આ પહેલા તા ૧ જાન્યુઆરીએ શાસ્ત્રીય
ખેલની માગણી કરતા માનતી માધવનુ ભાષા
ન્તર કરવાનો મે આરભ કર્યો હતો તેની માગણી
કરી પણ એ ખેલ અભિનાય નમુનાને લખવા
માડ્યો હતો એમ તેમણે મારા ટેબલના ખાના
જોઇ જણ્યુ યુ એટલે મે ભાષાન્તર કરવાનુ
મૂકી દીધુ હતુ

બીજી નાટક શાળાઓ

આપી મુબઇમા પ્લેહાઉસથી ઓળખાતુ
રાયલ થિએટર ન્હાનાશકર શેરે બધા યુ હતુ
યુરોપીયન નાટક ટોળી આવે તો તેને માટે તથા
મરાઠી અને પારસી નાટક મડળી માટે એ
એકજ નાટક શાળા હતી તેમજ તેમણે
અતિશય નાણા મેળવ્યા હતા હવે એની
પડોશમા નીચે પ્રમાણે કાયમના નાટક
શાળાઓ બધાઈ

એડ્ફ્રિસ્ટન થિએટર
ઓરીજિનલ વિક્ટોરિયા થિએટર
વિક્ટોરિયા થિયેટર
રીપન થિયેટર
ગેઇટી થિયેટર

જ્યારે નાટક ઉત્તેજક મડળીની પૂરી જમા
૨ થઈ ત્યારે હવણા જ્યા ક્રાફર્ડ માર્કેટ છે એ
સ્થાનના મધ્ય ભાગમા પતગની નાટકશાળા
બાધવામા આવી કેમકે એના હિન્દુ એતો હતા
હિન્દુ તથા કુલીન પારસી સ્ત્રિઓને છૂટથી આ
નાટક શાળામા આવવાને આયમા ખાલાનુ કાઈ
કારણ રહ્યુ નહિ આટરોડની નાટકશાળાઓ
વેશ્યાઓની સમીપમા હોતા ત્યા આ સમયે
કુલીન સ્ત્રિઓને એવા જવાને અયશક્યજ
થઈ પડી હતી

આવાજ કારણથી આયર કુવરજી નાઝર
જેણે શેક્સપિયર આદિના ઘણા નાટકો ભજવી
બતાવવાની આગેવાની કરી હતી તેણે ગોરી
બદરની સામે (હવણા વિક્ટોરિયા ટરમીનસ
કહેવાય છે ત્યા) એક નાટકશાળા બધાવી

આતીવાળાનાએ ન માટરોડ ઉપરની વિક્ટો
રિયા નાટક શાળામા થતા હતા તેને કોટમા
નાટકશાળા બાધવાની અગત્ય જણાઇ અને
નોવેલ્ટી થિયેટરનો પાયો નખાયો.

મુસલમાન શેઠીઓની ભીડ ગ્રાટરોડની નાટક
શાળામા ઘણી થતી હતી. તેમાના ઘણાજણ
એશઆરામી હોતા. નાટક જોવા અને ત્યા
જ્યારે વિશ્રામ લેવાના પડદા પડે ત્યારે પડો
શમા વસતી વેશ્યાઓને ત્યા જઈ ખાણા પીણા
આદિના ખેલ પચાવી પાછા પડદા ઉપડતા
નાટકશાળામા પેશી જતુ

પારશી નાટક મડળિઓ આવા કારણથી
ઉરદુ ભાષામા ખેલ કરતા હતા

નાટક મડળિમા થતા ખેલ

ઉર્દૂ ખેલ ઇન્દ્ર સભા અલાઉદ્દીન
બીમારે ખુન ખુન લયના મજનુ શીરીન
ફરહાદ વિગેરે ભજવાતા હતા

સન ૧૮૬૫ થી સન ૧૮૭૫ સુધી
ગુજરાતી નાટક મડળીમા મારા રચેલા
લલિતા દુ ખ દર્શક બાણાસુર મદ મર્દન
(ઓખા હરણ) મદાલસા અને ઋતધ્વજ,
નળ દમયતી અને હરિશ્ચન્દ્ર નાટક ભજ
વાતા હતા

એકના એક લખનારની સાથે બીજાની નાટક લખવાની ઇચ્છા ખેડાવા માટે મેં રા. રા ભાઇશંકર ન્હાનાભાઇને એમણે સુદામા ચરિત્ર લખ્યું તેને ભજવી બતાવવાની સ્થિતિમાં મૂકીને તે ભજવી બતાવવાનું પ્રારંભ્યું

**બાલીવાળાની નીતિદર્શક મંડળીમાં**

- કામસેન રસિકા
- વીરસેન ચંદ્રિકા
- સીતા સ્વયંવર
- ગોપીચંદ રાજા
- મૃચ્છકટિક
- શાકુન્તલ

આ પ્રમાણે ખેલો હતા તેમાં હિન્દુ ખેલોમાં ધીરે ધીરે બ્રાહ્મણ, ક્ષત્રી, વાણિયા, ભત્રાયા, અને કેટલેક શૂદ્ર વર્ગ પણ સામેલ થયો હતો.

ઉર્દૂ ખેલોમાં પારસિયો સાથે મુસલમાનોનો ખીચડો સારો સમાતો હતો પારસી ખેલાડિયો પણ ઉત્તમ પ્રકારે ઉર્દૂ બોલીમાં પ્રવીણતા મેળવીને અભિનય કળામાં આગેવાની ધરાવે એવા નીવડયા હતા.

દાદાભાઇ રતનજી ઠુઠી મારા જાણવા પ્રમાણે દફતર આશકારાં છાપખાનામાં રાસ્તગોફતાર પત્રમાં લખનારામાંના એક હતા તેઓને નાટકનો શોખ લાગ્યો તેમણે નાટકના ગાયનોમાં અજબ પ્રકારનો ઉમેરો કર્યો. રાવજીબા નામનો એક પ્રવીણ ગાયક હતો અને તેની પાસે ગાયન મંડળીના સભ્યો ગાયન શીખતા હતા તેમાં દાદાભાઇનો ઉમંગ પ્રથમ હતો નવી નવી રાગ રાગણિયોની ઉસ્તાદી યોજનાઓના નાટકી નવા ગાયનો તે રચવા માંડયો અને નવા ખેલોમાં તે દાખલ કર્યા

દાદાભાઇનો પહેલો ખેલ ગુલબકાવલીની કાલ્પનિક ન્યાયની વાર્તા ઉપરથી ઉભો કરવામાં આવ્યો સુરતના કોઇ કવિએ ગુજરાતી ભાષામાં કવિતા રચેલી તે ઉપરથી ઉર્દૂ જબાનમાં દાદાભાઇએ રચના કરી નવીન કવિતા દાખલ કરવાથી આ ખેલ અતિશય વખણાયો.

બીજા ખેલ હાતમ, ચતર બકાવલી વિગેરે પડયા

ઉંચા પ્રકારના પડદા અને ઉંચા પ્રકારના પોશાકો આ સમયથી દાખલ કરવાની અગત્ય જણાઇ. ખોટી જરીના પટા ચ્હડાવીને ભાતભાતની રંગીન છીટના સાડલા બનતા હતા તેને બદલે ખરી જરીના કાશી–બનારસ અને સુરત અમદાવાદની રેશમી કસબી સાડીયો દાખલ થઇ ખોટી રૂપેરી અને સોનેરી ટપકીયોની ચોળિયો બનતી હતી તેને બદલે સાચો સુનેરી અને રૂપેરી ભરત કામની કારીગરીના કપડા દાખલ થઈ ગયા. પરિયોને પ્હેરાવવાના ભિન્ન ભિન્ન પ્રકારના ફ્રેન્ચી ડ્રેસો બનાવા લાગ્યા. કમાતી નાટક શાળામાં પડદા ચીતરવાને પેન્ટર–ડ્રેસો સીવવાને કામેલ દરજિયો ગાયન શીખવવાને પ્રવીણ ગાયકો આદિ ખાતા રાખવાની અગત્ય થઈ પડી નીતિ દર્શક નાટક મંડળીમાં દયાશંકર નામનો એક સુંદર દેખાવનો છોકરો નટીનો વેશ લેતો પ્રવીણતા પામતો જતો હતો. તેને છોકરી બનાવતા તેને છોકરો બનાવી દીધો હોય એમ કલ્પિત કલ્પના કરિયે તે ખોટી નથી સારા સારા પાત્રો જ્યાં હોય ત્યાંથી એકઠા કરવાને દાદાભાઈ સદાય ખંતીના હતા. આ દયાશંકરને ફ્રામજિયે ઉપાડી લીધા અને પરીની ભૂમિકા આપતા આપતા તે જેમ મ્હોટો થતો ગયો તેમ તે મુખ્ય નટીના વેષ પરિધાન કરવાને સાધનભૂત થઇ ગયો

આ દયાશંકરભાઇએ ૧૮૬૫ થી ૧૮૭૫ ના દરમ્યાન પછી ગુજરાતી મ્હેતાજિયોની ગુજરાતી નાટક મંડળી બંધ થઈ હતી તેના નામની આગળ મુંબઇ શબ્દનો ઉમેરો કરી મુંબઇ ગુજરાતી નાટક મંડળીની સ્થાપના કરી




# અભિનય કલા.

[ લેખક—શ્રીયુત "ધૂમકેતુ" ]



જીવન જે અર્થમાં કલા છે તે અર્થમાં અભિનય કલા એ જીવન છે. કલાની સંકુચિત મર્યાદા ખસેડ્યા પછી એનો અર્થ સત્ય એટલોજ થાય છે. પરંતુ ઘણી વખત કલા અને સત્ય એમાં વિરોધાભાસજ દેખાય છે. કલા એટલેજ જે નથી પણ જેની માત્ર કલ્પના છે તે. કલ્પનામાં આનંદના અંશ જેવા તે. આ સંગીન વિચાર નથી. એમાં સનાતન તત્ત્વ નથી. એમાં ભૂલી શકાય ને ભૂલાઇ જાય એવા અંશ છે. જો કલા માત્ર કાલ્પનિક આનંદ હોય તો દારૂડીઓ મનુષ્ય સૌથી વધારે મોટો કલાવીર છે. પરંતુ કલ્પનાજન્ય છતાં કલા સાચી કલ્પના છે. કલામાં જે આનંદ છે તે સ્વપ્નનો નથી, સત્યનો છે. જેટલું દેખાય છે એટલુંજ સત્ય નથી. સત્ય મનુષ્યની બધી શક્તિઓથી ગ્રહણ થઇ શકે એ કરતાં વધારે વિશાળ છે. એટલા માટે મનુષ્ય એની કાલ્પનિક સૃષ્ટિ મારફત સત્ય જૂએ છે. કલ્પનાજન્ય છતાં એ સૃષ્ટિ સત્ય છે. માટેજ કલાની સૃષ્ટિમાં કલ્પના કરતાં સત્ય વધારે છે. કલાની સૃષ્ટિમાં જો કલાવીર ઉત્તમ દ્રષ્ટા હોય તો આ સત્યજ તરી આવે છે. પ્રેરણા એ સત્યનો પારો છે ને ભારી દસ્ત જેવી સ્થિતિ હોય ત્યારે કલાવીર પ્રેરણાની હદે સંગમમાં ના જેટલે ઉન્નત ઉડી જાય છે. મનુષ્ય-ખાસ કરીને તો કલાવીર-માત્ર ઘડીઆળ નથી કે એક કલાકમાં એક કલાક જેટલુંજ ઉડે. કલ્પના ને પ્રેરણાની સૃષ્ટિ એ જેનો જન્મસિદ્ધ સંસ્કાર છે તે એક કલાકમાં-કે એક પળમાં સો વર્ષ પાછળનું ને સો વર્ષ આગળનું જીવન જીવી જાય છે. એને વર્તમાન નથી. કારણ કે એ ભૂતના ગૌરવમાં ને ભવિષ્યની પ્રેરણામાં વર્તમાન ભૂલે છે. ખરો કલાવીર વર્તમાનનું ઘણું ભૂલી જાય છે કારણ કે એ ઘણું સમજતું થોડું યાદ રાખે છે.

કલાવિષે અત્યંત સાધારણ વાત કરી શકાય તેવું છે. મૂળ વિષય અભિનયકલા વિષે છે. આટલી ન્હાની વ્યાખ્યા ધ્યાનમાં રાખ્યા પછી—અભિનય કલા એના આદર્શ સ્વરૂપમાં જોઇ શકાશે.

જો મનુષ્યનો શબ્દ એ મનુષ્ય પોતેજ નથી તો હાવભાવ એ પણ મનુષ્ય નથી. પરંતુ અર્ધા શબ્દમાં આખો મનુષ્ય મૂર્તિમાન થએલો છે. એ એ શબ્દથી વધારે કાંઇ નથી. શબ્દ એ અનુકરણ કે નકલ નથી. એ એનો વિકાસ છે, સંસ્કાર છે. જેમ મેંદીના પાનમાં લાલી સમાઇ ગઇ છે તેમ એનામાં એ ઓતપ્રોત થએલ છે. અભિનય એ પણ મનુષ્યમાં ઓતપ્રોત થએલ સંસ્કાર છે. ને તેથી આજે જેમ જરા ઝીણો સૂર કાઢી સોનવાળી સ્ત્રી પાત્ર અમન સ્ત્રી બન્યો છે એમ માની લેવાય છે

નેમ ચલાવી લેવાય એવી તુચ્છ વાત એ નથી

'અભિનય' 'કલા' છે માટેજ અનુકરણ નથી. જે કાંઈ કલામય છે તે રૂપાંતર નથી. જેનું અનુકરણ ન થઈ શકે તે કલાઃ અભિનય કલા પણ અનુકરણ માટે નથી. જ્યારે મનુષ્ય પોતાનો સંપૂર્ણ વિકાસ અભિનયમાં કરે ત્યારે એ અભિનય 'કલા' બની જાય. અભિનય એ રોગ છેઃ દેખાવ છેઃ એમ માનવામાં આવે છે ને તેથી અભિનયકલા ખીલતી નથી. અભિનય કલા ત્યારેજ શક્ય છે કે જ્યારે ગીતાના પુત્રો બુલંદ સ્વરથી રામનુંજ ગાન રામ પાસે કરતા હોય! જ્યારે કલાનો પ્રણેતા, કલાના રમન પામે, કલા ખીલવે

જો રંગભૂમિને સુંદર વિદ્યાલય માનવામા આવે તો ત્યાં અભિનય કલાના ઉત્કર્ષની આશા રાખી શકાય. અત્યારની સ્થિતિમાં અભિનય કલા લગભગ હાસ્યજનક અનુકરણમા સમાપ્તિ પામે છેઃ એમા કલાની ખાતર કલા નથી. તેમજ સાચા દર્શનની ખાતર પણ કલા નથી રંગભૂમિ પર ઉતરનાર પાત્રોમાં, પહેલેથી અભિનય એટલે અનુકરણ એવી માન્યતા હોય છેઃ વીરરસની જમાવટ માટે જોરથી બોલવુ ને કરુણારસની જમાવટ માટે આંખ આડે રૂમાલ રાખવો આ સર્વમાન્ય સિદ્ધાંત છે જ્યાં જીવનમા વીરરસ મનુષ્યના શબ્દ કરતા 'સાબૂત' કાંડામા કે તેજોરાશિ જેવી આખમા દેખાય છે જ્યારે કરુણરસ ચ્હેરાની કોમળતામા પ્રકટ થાય છે એક વખત એક યૂરોપીઅન પ્રેક્ષકે આપણી 'રંગભૂમિ' નો ટીકા કરતાં કહેલુ કે તમારા પાત્રોમા મનોદશા નથી. તેમજ સમયનુ જ્ઞાન નથી એક પાત્રને વીરરસની જમાવટ કરતા પોતાના ચ્હેરા પર એ મનોદશા લાવવાનુ જ્ઞાન નથી તેમજ ધીમે ધીમે રસમંદિરના પગથાર ચડવાને બદલે તે પહેલેજ સપાટે સમમ સુર–વીરરસની પરા

કાષ્ઠા લાવે છે અને એનુ કારણ ખુલ્લુ છેઃ કવિ જ્યારે કાવ્ય કરે ત્યારે એના ચ્હેરા પર ને ક્યારેક એના અભિનયમાં એવીજ મનોદશા પ્રવર્તે છે. જ્યારે 'કંપોઝીટર' એ લીટીઓ બિબામાં ગોઠવે ત્યારે નિયમિત–એના સિદ્ધાન્ત પ્રમાણે કાંઈ પણ લાગણી કે જ્ઞાન વિના ગોઠવી જાય છે. એને જ્ઞાન નથી, લાગણી નથી, માટે મનોદશા નથી, મનોદશા નથી માટે યોગ્ય અભિનય સંસ્કાર નથી. 'રંગભૂમિ' પર પાત્રોની દશા આવી–કંપોઝીટર–જેવીજ છે સિદ્ધરાજના 'કુકડુંકૂંવજમા' શુ ઐતિહાસિક રહસ્ય છે એ ખબર ન હોય એટલે પછી 'રંગભૂમિ' પરનો સિદ્ધરાજ–હજાર વર્ષ પહેલા જીવવાને બદલે અત્યારેજ જીવતો હોય છે એની અભિનય કલા, પાટણનરેશના ગૌરવથી કે પાટણની વિભૂતિની કલ્પનાથી, પ્રેરણાત્મક બનવાને બદલે યત્રમમાન અમક હલનીજ બની રહે આ હલનુ પણ એનુ જ્ઞાન શૂન્ય હોય છે એટલે આ સિદ્ધરાજ જોઈને પ્રેક્ષક વર્ગ સંતોષ માને. કારણકે પ્રેક્ષક વર્ગ પણ કલાના સિદ્ધાંતો પર એવુંજ અજવાળુ પાડે છે–પણ એમા નથી પ્રજા જીવનનો પુનરુદ્ધાર કે નથી પ્રજાકીય સંસ્કૃતિ વિષેનુ રેખાદર્શન એમા છે માત્ર ખોટી તલવાર ખાલી શરીર ને ખોખરો અવાજ.

અભિનયકલા જેટલી અર્ધવ્યક્ત એટલી સંપૂર્ણ જે શબ્દથી કહેવાને બદલે અંગના હલનચલનથી કહી શકાય તે તેટલુ વધારે સંપૂર્ણ અંગની મદદથી ભાવ વ્યક્ત કરવાને બદલે જો ચ્હેરાથી વ્યક્ત કરી શકાય તો વળી એથી પણ વધારે સંપૂર્ણ ચ્હેરા કરતા આંખમા આશાની ખુશી ને દર્દ વ્યક્ત કરી શકાય તો કલાવીર તરીકે પાત્રનો વિજય થયો ગણાય પરંતુ જેમ લાગણી વિનાના સુરમા સંગીતના નિયમ છતા 'કાંઈક' રહી જાયછે.–એમા લાગણી ઉત્પન્ન કરવાનુ બળ છે

છતા 'પ્રેરણા' પાવાની શક્તિ નથી,-તેમ અભિનયકલાના આવા વિજયમાં, પણ પ્રેરણા બાકી રહી જાયછે: અને તે વાતાવરણ લાવવાનું મહત્ કાર્ય એકાદ કલાવીર જ કરી શકે એ આદર્શ સ્થિતિ હોવાથી અત્યંત વિરલ છે.

યૂરોપીય રંગભૂમિ પર બન્ને પ્રકારની અભિનયકલા ખીલી છેઃ શેકસપીઅરની સુંદર કૃતિ 'ઑથેલો'માં 'ઇઆગો' નુ પાત્ર આવે છેઃ ઇઆગોના પાત્રાલેખનમાં, શેકસપીઅર, વિરલ પળો ખરચી રહેલ છેઃ એ પાત્ર રંગભૂમિ પર આવે ત્યાંજ જનતાને દુર્જનતાનુ આબેહૂબ ચિત્ર ખડું થાય છે. એક સમય એ પાત્રના અભિનયમાં નિપુણ એક કલાવીર, સમાજને કલ્પનામાં એટલે દૂર સુધી ખેચી ગયો કે ખરેખર ખંજર લઇને એને મારવા માટે અનેક જુવાન તલસી રહ્યા! માજી કયઝર વિલ્હેલ્મ નાટ્ય શાસ્ત્રમા વિશારદ હતાઃ તેણે એ વિષય પર ભાષણો આપ્યાં છે. એની અભિનય કલા હેરત પમાડે એટલી વિકાસ પામી છે! ઓગણપચાસ મીનીટમા, એક વખત કયઝરે પચાસ ફોટો લેવરાવ્યા હતા અને તેમાં આશ્ચર્ય એ હતુ કે દરેક ફોટામા જૂદા જૂદા ભાવ અને જૂદી જૂદી સ્થિતિ હતી. ફોટોગ્રાફર લખે છે કે **Master of the situation even before the Camera he changed his posture and expression with the art of a born actor.**

ભાવનગરમા ભર્તૃહરિનો ખેલ એક વખત મહારાજ તખ્તસિંહ સમક્ષ ભજવાયો હતો ભર્તૃહરિનો પાઠ લેનાર 'ઍકટર' એટલો ગૌરવભર્યો, એવી ઉન્ની મનોદશામા રહેનાર ને દર પળે રાજવી વિભૂતિને પ્રેક્ષક પાસે અત્યત આકર્ષક રીતે રજૂ કરનાર હતો, કે ખુદ મહારાજાને એવી શંકા થઇ કે આ માળવાનો નરેન્દ્ર તો નથી ના! એ પાત્રમાં એવી મોહક વિભૂતિ, છટાભરી શક્તિ, વિવાસભર્યું માધુર્ય ને વિશ્વાસભર્યો સ્નેહ હતાં કે ભર્તૃહરિની અસલ મનોદશા એના જીવનમાં ઓતપ્રોત થઇ ગઇ હતી.

આવી અભિનય કલામા, મનુષ્ય નિષ્ણાત થાય છતાં એનું પ્રેરણાત્મક જીવન જો આ કલાના મૂળમાં પાયારૂપે ન હોય તો આખી ઇમારત સુંદર છતાં પોલી છે!—ને એટલા માટે ઍકટરની ખરી ખૂબી પાઠ ભજવવામાં નથી પણ પાઠમાં પોતાને ભૂલી જવામાં છે. એ કલાનો ઉત્પાદક ત્યારેજ બની શકે કે જ્યારે એ કાલ્પનિક સૃષ્ટિના આનંદમાં મસ્તને તરતું જૂએઃ પાંડવ વનવાસમાં જ્યારે પાંડવનું વાતાવરણ-ભૂતકાલનું ગૌરવ પાંડવની વિભૂતિ ધુતની રમ્ય મજાઃ-ખડુ થાય ને અર્જુન કે ભીમ દ્રૌપદી વસ્ત્રાહરણના પ્રસંગે માત્ર શોર બકોરથી નહિં પણ ખરી રીતેજ કલ્પનામાં દ્રૌપદીને જોતા હોય, કૌરવની સભા આંતર ચક્ષુ સમક્ષ તરતી હોય, ને પોતાની જવાબ દારીનો ભાર ખૂચતો હોય-ભાગ ભજવે ત્યારે શ્રદ્ધાના-સ્નેહનાં-આશાના આંસુથી......... પ્રેક્ષક પલળી જવો જોઇએ જાણે એ કૃષ્ણ હતો એ આવ્યો. આ બંસી બજી. અહા! કનૈયા!—આવી મનોદશા ઉત્પન્ન કરી શકાય તો રંગભૂમિ એ ઇતિહાસનો ઇતિહાસ છે, વિદ્યાલયનુ આશાભર્યું મંદિર છે.

ત્યારે અભિનય કલાનો આદર્શ આટલો ઉચ્ચ છતા એ શક્ય કેમ નથી થતો?

*આપણે ત્યા રંગભૂમિની કેળવણી નથી.* રંગભૂમિ મારફત કેળવણીના કેટલાક ભયંકર પ્રશ્નો સહેલી રીતે ઉકલી જાય એ વાત શિક્ષણશાસ્ત્રીઓએ ચર્ચી નથી ને પ્રજાજીવનમાં કલાનો ખ્યાલ નથી ને પ્રજાજીવનની રસ અને કલાની વૃત્તિ બહુ બહેર મારી ગઇ છે. અમદાવાદમાં એક વખત ઉત્તરા સ્વપ્ન ગીત 'સખી સ્વપ્ન મહીં'—ને એ હજાર મસ્કૃતિ પામેલા યુવાનોથી ઉત્સાહમાં આવીને ગવાતું સાભળ્યુ



જેમ મેંદીના પાનમાં લાલી મળી જાય,
તેમ અભિનયમાં ઓતપ્રોત.

[ પૃષ્ઠ ૪૧૭

છે એ ગાયનમા શૃગાર છે ને જુવાનની ઉલ્લાસ વૃત્તિમા રસ પૂરે એવુ પૂર એમા છે પણ એનો શૃગાર ઉત્તમ પ્રતિનો નથી બહેકાવી દે એવા તીવ્ર શૃગાર પર જનસમાજ વધારે ખેચાય છે અથવા મશ્કરીની પરપરામા આનદ લઈ શકે છે, પણ આ ઘટના પ્રજાજીવનની મોટી સખ્યા અસ્પષ્ટ તરીકે હોય તો વધારે સારી રીતે શોભે–એટલુ જ દર્શાવે છે વસ્તુત વિનાની મનોદશા એ આ સદીનુ પ્રથમ આભૂષણ છે ને એને પરિણામે ભડકવુ નહિ પણ ચેતવુ–માત્ર સો વર્ષ પછી એવો સમય આવે કે દરેક મોટા શહેરોમા નિર્વીર્ય પ્રજા હોવાથી સમૃદ્ધિના વધારે ટ્રસ્ટીઓ નિમાતા જાય કે કુડમા હોમાતા થઇ જાય તો નવાઈ નહિ! માત્ર સો વર્ષ પછી કોઇ શહેરી પિતા તરીકે લાયક રહેશે નહિ ને માતા તરીકે તો સમાજનુ દિવાળુ જૂનુ છે।

તે બેઉને શબ્દમા દર્શાવવાને બદલે આખના ભાવથી દર્શાવ્યો! એવી આખ કે જાણે હસે છે ને કે હસશે–નેત્રની વાકાઇ જરાક પણ બાજરમધુર ને હાવકુ મર્માળુ કટાક્ષ આપણે ત્યા રગભૂમિમા કૃત્રિમતાથી પણ અભિનયકળામા દોષ લાવે છે હા–સખી–હુ આ ચાની એ શબ્દો બોલતા એક વખત એક્ટરે એવો કૃત્રિમ ઝીણો ને લબાતો અવાજ કર્યો કે પ્રેક્ષકને માત્ર ઘૃણા ઉત્પન્ન થાય! આપણે ત્યા અભિનય એટલે હાથના લટકા એટલુ જ સમજાય છે ને તેથી ચ્હેરામા અભિનય કળાની ખુબી ભાગ્યે જ આવી શકે છે સ્ત્રી પાત્ર તરીકે ઉતરનાર એક્ટર જેમ બને તેમ તદ્દન કૃત્રિમ બની જાય છે

છે એ જાણવું હંમેશા ઉપયોગી છે નૃસિંહાવતારમાં નૃસિંહ હિરણ્યકશિપુને મારવા દોડે એમાં કાંઈ અભિનય કળા નથી છે પણ એ સૌથી સમજાય તેવી છે પરંતુ અભિનયકળાની ખરી ખૂબી પ્રેમના આલાપમાં કે કોઈ વિશિષ્ટ મનોદશામાં છે પ્રેમના સલાપો અભિનય શૃંગારપુંજ રૂપ ન પકડી લે કે વિશિષ્ટ મનોદશા જોયા વિના જ પસાર ન થાય એ ચાતુરી છે 'વિક્રમચરિત્ર મા' કોઈ દુઃખ હતો દિલગીરી'—એ ગાયન બાગેજ Acting વિના ગવાય છે પરંતુ એ પ્રસંગ જ Acting વિનાનો જોઈએ રૂઆની આંખમાં તોફાની પ્રેમનું દૃશ્ય થાય જો બરાબર આવડે તો—તો અભિનયમાન આવી ગયો કબીર જ્યારે—

'વિવેકી વિશાન–' એ વચનથી 'કમાન'

ને સમોધે છે ત્યારે એ વિશિષ્ટ મનોદશામાં છે એવી મનોદશા હોય કરતાં ચ્હેરાથી જ વધારે પ્રત્યક્ષ થાય યુધિષ્ઠિરની મનોદશા—દ્રૌપદીવસ્ત્રાહરણ સમયે—એ સાગમાં સાગ પાત્રની તાલિમ શોભાવે.

નાટકમાં મનોદશાનું આલેખન એ જેમ કર્તાની વિશ્વમાં વિરલ પણનું પરિણામ છે, તેમ રંગભૂમિ પર વિશિષ્ટ મનોદશા દર્શાવવી એ અભિનયકળાની ઉચ્ચતામાં છેવટની કસોટી છે શેક્સપિઅરનો Hamlet જે વખતે

**To be or not to be that is the question**

—કહીને રંગભૂમિ ઉપર ઉભો રહે ત્યારે પહેલા શબ્દમાં પહેલા અભિનયમાં જ એણે પ્રેક્ષક વર્ગને ગંભીર તત્ત્વજ્ઞાનના તોફાની પ્રશ્નો માટે તૈયાર કરી દેવો જોઈએ એ વાતાવરણ જમાવવામાં એના અભિનયની ખૂબી છે ને એ વાતાવરણ જામે તો જ શેક્સપિઅરને ન્યાય આપી શકાય એના પછીના બધા અભિનય કરતા—આ પહેલા વાક્યમાં જમાવેલી મનોદશા—એ જ ત્યાં ખરો અભિનય છે

કેટલા–કેટલા વર્ષોની નાટકની વિસ્તૃત કળાનો મહાન અભ્યાસ શૂન્ય જેવો હોવાથી હાલની અભિનયકળામાં નિષ્ણાત ગણાતા કોઈનું નામ આવે નહિ તો તે યોગ્ય જ છે તેમ જ નાટકનું કળા એવું કહી શકાય કે આપણી અભિનયકળામાં હજી એ જૂના હો તો બનાવ જ છે

અભિનયકળા શીખવાની ઇચ્છા રાખનારે જનસમાજમાં વિશિષ્ટ વ્યક્તિઓનો પ્રાસંગિક અભ્યાસ કરવો અભ્યાસ વિના એકલી કલ્પના બાંગેજ ફલીભૂત થાય ઐતિહાસિક જ્ઞાન પ્રત્યે નાટકની જમાવટી એવા પાત્રોના ચારિત્ર્યથી વાકેફ બનવું ને બને તો એવા પ્રસંગોના ખાસ ચિત્રો જોવા અભિનયકળા અભ્યાસથી પ્રાપ્ત થાય છે ને જ્ઞાનથી એ સહજ બને છે એ ઉપરાંત પોતાની મનોદશાના અભ્યાસ માટે, એકાન્તમાં અરીસાનો ખૂબ ઉપયોગ કરવો જુદા જુદા પ્રતિબિંબો પરથી અમુક નક્કી મનોદશા પકડી લેવી ને પછી પોતાના સતત પ્રયાસથી એને કેળવવી એ એ ઉપરાંત જેવી મનોદશા બતાવવી છે, તેવી મનોદશા જેનામાં હોય એવી વ્યક્તિઓ પાસે પોતાના અભ્યાસ માટે જવું એક— સાધુનું ચરિત્ર જાણવા પોતે સાધુ બનવું એ મનોદશા મેળવવી ને બને તો કાષાયં સ્વીકારી એમાં પોતાની સંસ્કૃતિ પણ વિકસાવવી

નાટકમાં અભિનયકળાનો વિષય ખાસ કેળવનાર મનુષ્ય બહુશ્રુત હોવો જોઈએ એ નિયમિત અભ્યાસી ને જબરજસ્ત અવલોકનકાર હોવો જોઈએ એના વિષયમાં એનું જ્ઞાન સંપૂર્ણ હોય તો જ એ નાટક આપી શકે

વિશિષ્ટ મનોદશા કેળવીને અભિનય કલાને સંપૂર્ણ બનાવવા ઇચ્છનારને માટે એક સુંદર વાત રજુ કરવી ઘટે છે. એની પોતાની મનોદશાઓનો સૌથી સંગીન અભ્યાસ બાળક પાસેથી થાય છે એ પોતાની મનોદશા ભાગ્યેજ છૂપાવી શકે છે તેથી બાળકોનો સહવાસ, એ અભિનયકલાનુ સૌથી વધારે અગત્યનુ અંગ છે. એક બાલકને વિચાર કરતુ જૂઓ એના ચ્હેરામા બધી રેખા સ્પષ્ટ દેખાશે.

ને મોટા માણસો ન્હાના બાળક જેવા જ છે-બુદ્ધિમા નહિ, પણ વિચારના સમાન ધર્મમા-માટે એના ચ્હેરાનો અભ્યાસ, આવી રીતે બહુ સંગીન બનેછે. બાળકને તુચ્છા કથી હસતુ રીસાતુ ખીજાતુ નિહાળો ને કયારેક સમીસાંજે આકાશમા એક જ તારો દેખાય ત્યારે એના પર વિચાર કરતુ જૂઓ. આ સઘળી મનોદશામા એ પોતે સ્પષ્ટ બનેછે. મોટા માણસો—પ્રેક્ષકની હાજરીમા કાંઇક છૂપાવેછે, માટે એની મનોદશાનો અભ્યાસ અગત્યતાભર્યો છે.

અભિનયકલા આ પ્રમાણે ઉત્તમકલા છે ને તેને કલાનો જેવો જ આદર્શ ને ધર્મ છે કલાકાર હમેશા પોતાનો ધર્મ સ્વીકારેછે ને એ ધર્મ પ્રમાણે જ એની કલા ખીલેછે. કલાધર્મ મનુષ્યને કલ્પનામા સત્ય દેખાડવાનો છે. અભિનયકલા જે એક રીતે દયા જેવી શક્તિ છે. એને પવિત્ર સ્વરૂપમા જાળવવી એ એના કલાનાયકનો ધર્મ છે.

—અભિનયકલા વિશેષ મહત્વ એટલા માટે ધરાવેછે કે મનુષ્ય શબ્દ બોલતા, પોતાના ભાવ છૂપાવી શકે પરંતુ ભાવ બોલતા શુ છૂપાવે ? માટે કલાધર્મ જેણે સ્વીકાર્યો હોય એનાને હાથે જ અભિનયકલા ન્હેડેછે. અભિનયકલા, પ્રજાજીવનનો જેવો પડઘો છે એવુ બીજુ કાંઇ નથી. એની પવિત્રતા પર પ્રજાજીવનની ઘણી સુંદરતા આધાર રાખેછે. પ્રજા પોતાનું રસમંદિર કેટલુ ખીલવશે, એ અભિનયકલાના વિકાસ પર આધાર રાખેછે.



અભિનય કલા.

બાળક કનૈયો લુચ્ચાઇથી હસતો.

[ પૃષ્ઠ ૪૧૮.

દારૂ રંડી વિણ દુનિયા દોઝખ.

**અમરસિંહ**—વાહ શાહજાદા. "ખુબ કરી."

**ઔરંગઝેબ**—દિલેરખાં, જો કે માર-વાડનો એ આખરનો અંગારો તેની મા સાથે આપણા ચીપયામાં પકડાઈ ગયો તો પણ એ મોટી દુર્ગાદાસ છટકી ગયો એ જુલ્મ થયો.

**દિલેરખાં**—તેના કરતાં પણ જહાંપનાહ્, મે કોઈ એ રજપૂત મરદાગેને દરિયાઈ ભર-તીની છોળો માફક ઉછળી મોગલ સૈનાની રેતી પરથી પસાર થતા જોયા એ તો ગજ-બનો દેખાવ હતો!

**ઔરંગઝેબ**—તેને પકડી ન શક્યા?

**દિલેરખાં**—કોને વિજળીને પકડતે? તેઓના દિવ્ય દિદારના તેજંબારમાં અજા-ઈને આભાજ બની ગયા.

**ઔરંગઝેબ**—દોઝખના ચિનાર જેવા કાફરોના તે વળી દિવ્ય દિદાર! દિલેરખાં, તમે મારા વફાદાર એરઅવાર છો પણ જ્યારે ત્યારે એ કાફરોની તારીફ કર્યા કરો છો એ એક મુસલમાન પર જુલ્મ કરો છો.

**દિલેરખાં**—જનાબ, એ કાફરોના દિદાર ઘડવામાં પણ પાક પરવરદિગારનો જ હાથ. તો શુ એ પાક દસ્ત-એદસ્તમાથીજ દોઝખ, આફતાબમાંથીજ તમસ અને અમૃત-માથીજ આતશનો સભવ? તો તો ગજબ ગરીબપરવર! બાકી તો દાના અને દિલેર દુસ્મનોની પણ તારીફ કરવામા બહાદુરોની મહત્તા તથા પ્રતિષ્ઠા છે. શહનશાહ અકબર જેવા પણ તેના કટ્ટર હરીફ પણ શૂરવીર પ્રતાપસિંહની તારીફ કરી પોતાની જીભને ધન્ય કરતા હતા.

**ઔરંગઝેબ**—મારાથી તેમ નહિ બને. ભલે બીજાઓ મને ગમે તેવા માને પણ હુ મરહુમ અકબરની માફક અંદરથી જુદો અને અને બહારથી જુદો એવો દોરગી ઢોંગી નથી અકબરઇખલાસ કરતા દુનિયાની નામને વધારે ચાહનાર હતા. બાકી મારૂ તો નામ, મોગલાઇ દામ અને તમામ ઇસ્લામ ખાતરજ છે.

**દિલેરખાં**—કેવું સારૂ થતે જો જનાબ એક શાહનશાહ કરતાં કોઈ પેગબર કે ફકીર જન્મતે.

**ઔરંગઝેબ**—પેગબર કરતા પણ મને વધારે તલવારનુ બળ છે.

**દિલેરખાં**—પણ ધર્મ તલવારની ધાર પર નહિ, પણ ઇલ્મ, અક્કલ અને દિમાકી વિચાર પર નિર્ભર છે.

**ઔરંગઝેબ**—મજહબમાં અક્કલનીદખ-લની જરૂરત નથી.

**દિલેરખાં**—અક્કલ વગરનો મજહબ લાંબો વખત ટકી શકતો નથી. માટે જનાબ, એ તલવાર બળવારની વાતને જતી કરો. તલ-વારની અમર ક્ષણભંગુર છે. એથી સ્થૂળ પલટાય છે દિલનુ મૂળ નહિ. આખર દિલી બગાવો થતા તેના સામે બલભવી તુમાખી તલવારો તણખલાંને તોલે મુકાઇ જાય છે અને પાછું સ્થૂળ મૂળમાં બદલાઇ જાય છે. માટે જો મુસલમાની સલ્તનતને હિંદુસ્થા-નમા જામોકામી જાગતી રાખવી હોય તો હિન્દુઓને આપણા દોસ્ત રાખો, તેઓને સરખા સમજો અને સલ્તનતના આધાર સ્તભ બનાવો.

**ઔરંગઝેબ**—રાજ્ય કરતી જાતિ અને જિતાયલી જાતિ એક સરખી? તેની વચ્ચે દોસ્તી? એ તદ્દન ઉલટી નીતિ

**દિલેરખાં**—એ ઉલટી નહિ પણ સુલટી નીતિ છે. હિદુસ્થાન એ હિન્દુઓનુ મૂળ ઘર છે જ્યા આપણે પાછળથી પગ મૂક્યો છે. હવે ભાવે કુભાવે પણ ખુદાએ આપણને એક સાથ જોડ્યા છે અને તેમા તે પરવર-દિગારનો મારોજ ઇરાદો છે. બાકી કોઇના દેશમા કે ઘરમા જવુ, ત્યાં રહેવુ, ખાવુ પીવુ અને જન્મવુ મરવુ અને છતાં તેઓ સામે

**શક્તિ**—[આસપાસ જોઇ ધીમે અવાજે] મુક્તિ બા ! ભક્તિ બા !

[ કાસમના છોકરા સાથે મુકુન્દ તથા દુર્ગાદાસ ફકીરી વેશે આવે છે ]

**દુર્ગાદાસ**—કોણ ? સાધુ મહારાજ ! [ બેસે છે ]

**શક્તિ**—આ તો મુકુન્દ સાથે દુર્ગાદાસ [ સ્વ ] નુ મીઠું આલિંગન ! પ્રભુ ક્યારે આપીશ આની સાથે કાયમનુ મોક્ષ મધુરું મિલન ?

**દુર્ગાદાસ**—સાધુ મહારાજ આમ ઉદાસ કેમ થઇ ગયા ?

**મુકુન્દદાસ**—મહારાણી અને ભક્તિબાની જગ્યાએ આપણને જોઇને ગદગદ થયા

**શક્તિ**—પણ આ કોણ અજિતકુમાર ?

**મુકુન્દદાસ**—નહિ રે એ તો કાસમનો મહમદશાહ કુમાર

**શક્તિ**—ધન્ય રાઠોડ સરદાર ! ચોકસ તો બરાબર છોડ્યું પણ જ્યાંસુધી દુર્ગાદાસ મારવાડમા રાણા અને કવરની કુમકે ન જઈ શકે ત્યાંસુધી સઘળુ અધૂરું

**મુકુન્દદાસ**—ખરુ, મારવાડી સિંહો અત્યારે કોઈ નાયક વિના ઘેટાના ટોળા જેવા ડરપોક, રાંક થઈ ગયા છે તેઓને તેઓની દેશભક્તિ અને શક્તિનુ ભાન કરાવનાર ચોકાવનાર અને ઉત્તેજના દેનાર વીર દુર્ગાદાસ જેવા કેસરીનીજ જરૂરત છે

**શક્તિ**—તો એટલા માટેજ હુ અહીં આવ્યો છુ મારો વેશ પહેરી બહાર નીકળી દુર્ગાદાસ સહીસલામત બચી શકશે અને પછી ઇષ્ટ સિદ્ધિ કરી શકશે

**દુર્ગાદાસ**—પણ દુર્ગાદાસ તાના ખાતર એક સાધુ મહાત્માની જીદગીને કદી જોખમમા નહિ મૂકશે

**શક્તિ**—સ્વદેશ અને સ્વધર્મના રક્ષણમા મારા જેવા એક સાધુની જીદગી જોખમાશે તેમા સાધુ નામ સાર્થક થશે સાથે તમારા જેવા હજારોના બચાવનાર ઉગરશે એટલે દેશનો ઉદ્ધાર થઇ શકશે

**મુકુન્દદાસ**—ખરી વાત છે દુર્ગાદાસ, અત્યારે મારવાડની આવા નૌકાના તમેજ કિનારા છો હજારો જાઓ પણ હજારોનો આધાર ન જાઓ

**શક્તિ**—હવે વખત નહિ લગાડો દરમ ના જરા પણ શક નથી પડશે ત્યા સવાર સુધીમા જેટલો વખત લેવાય તેટલો લઈ લ્યો અમારા જેવા પરગજુ માટે જીવતા સાધુનુ જીવન ગયુ તો પણ શુ અને રહ્યુ તો પણ શુ ?

**દુર્ગાદાસ**—મહાત્મા મહાત્મા આ તે તમારો કેવો નિઃસ્વાર્થ ભાવ ?

**શક્તિ**—મારા સઘળા સ્વાર્થનો તમારા સાજ નિભાવ

**દુર્ગાદાસ**—તમારે સ્વાર્થજ ક્યા છે ? છતા તમારા આવા પરતો જેવા ઉપકારોના બદલાને હુ રાઈ સમાન શી રીતે વાળી શકીશ ?

**શક્તિ**—તમારું વીર ચરિત્ર જાણીને તથા મારા કાયમના મિત્ર રહીને

**દુર્ગાદાસ**—તમે મારા મિત્ર તો શુ પણ મારા તથા મારા દેશના દેવતા છો હુ તમારો ભક્ત સેવક અરે તમારા નામનો ઉપાસક થઇને રહીશ

**શક્તિ**—તે વખતે હુ મારા જીવનને ધન્ય સમજીશ ચાલો અત્યાર તો હવે તમે આ મારી કફની પહેરી દિલ્હીમાથી પોબાર ગણી જાઓ હુ તમારી જગ્યાએ દુર્ગાદાસ બનીશ [ સ્વ ] અને ઉદેપુરીના પ્યારનો પૂરતો લાભ લઇશ દુર્ગાદાસને નામે ચિઠ્ઠી લખી પહેરેગીર દ્વારા હમણા હુ તેણીને અહીં બોલાવીશ

**દુર્ગાદાસ**—બધા સકડો તીર્થોની પાવનતા આવા સાધુ ચરણમા સમાઇ રહે

**અમરસિંહ**—અરે પાપી તેં ઔરંગઝેબ, કર્યા પિતુ બાંધવોને ઝેબ,

એ તારા નામ ઉપર એબ કે લેવા આવ્યો મારી એબ.

**ઔરંગઝેબ**—હજુ એજ કુટેવ? ઝોંટી લ્યો એના દીકરાને અને એના મોમાં થુંકી કરો એને મુસલમાન.

**મુકુન્દદાસ**—[સ્વ.] એ ભલા મુસલમાનના છોકરાને ઇશ્વર ભલે જેવો છે તેવો ઇમાનદાર મુસલમાનજ બનાવી રાખે. [અમરને] એનું નામ બોલ મહમદશાહ.

**અમરસિંહ**—ભલે તું મારા બેટા લે ને નામ પણ પાડ મહમદશાહ.

**ઔરંગઝેબ**—તને ધરધાવી અમ્મરથી ધરીશ તુજ નામ અમરઆગ.

**મુકુન્દદાસ**—[અમરને] તને પોતાને પણ ગાળો દે.

**અમરસિંહ**—અમર બદમાશ હાજી છે,
તમારો પણ તે કાજી છે,
મમજ તું રાય પાજીરે,
અમર પર હું ન રાજીરે.

**ઔરંગઝેબ**—અરે કમજાત ઔરત આ
દિયે સૌને ગાળ વડી,
મુબારક, લુટી એની
લાજ પીટો, મારો

**અમરસિંહ**—રે "ખૂબ કરી"

**મુબારક**—થા તુ મારી ગીદણુ પરી,

**અમરસિંહ**—વાહ મીદીભાઇ "ખૂબ કરી." [બનેની દોડા દોડી]

**ઔરંગઝેબ**—પકડો, બેઇજ્જત કરો અને એના મોમા થુંકો.

**અમરસિંહ**—હવે પાક પુરો કરું છુ આ ર, મને મૂએ [પ્રગટ થાય છે]

**ઔરંગઝેબ**—અફસોસ, આ કોણ?

**સઘળા**—અમર ખાનાન!

**ઔરંગઝેબ**—[લાજ કાઢેલા મુકુંદ તરફ] ત્યારે જુઓ કે આ કોણ છે હેવાન?

**મુકુન્દદાસ**—[પ્રસિદ્ધ થઇ] લે જો સાવધાન.

**ઔરંગઝેબ**—તુટો, તુટો આસમાનના ગોળાઓ! ફુટો ફુટો આંખના ડોળાઓ! આહ દગો દગો. તારી માથે બીજો કોણ હતો?

**મુકુન્દદાસ**—મારવાડ કેસરી દુર્ગાદાસ.

**ઔરંગઝેબ**—મુક્તિ રૂપે તે હતો કમજાત? કિયામત, કિયામત, તારો આવવાનો કોઇ બીજો વખત? અત્યારેજ બતાવ તારો ઉત્પાત. બસ હિંદુઓનો ઘાત ઘાત. ફકત એજ વાત. તે બધા ક્યાં છટકી ગયા?

**મુકુન્દદાસ**—જો તારી સત્તાની બહાર નીકળી ગયા.

[દૂર દૃશ્યનુ પરિવર્તન. દુર્ગાદાસનું વનમા ગમન દર્શન]

**ઔરંગઝેબ**—આ હેવાન પર ભુખ્યા સિંહને છોડી મુકો. જુઓ તે કેવો એમોતે મરાય છે!!

**મુકુન્દદાસ**—જોજો કે આ મારવાડી રજપૂત સિંહને હાથે એ મોગલાઇ બકરાનો કેવો શિકાર થાય છે.

[મુકુન્દ સિવાય બીજા બધા સુરક્ષિત સ્થાને ઉભી જાય છે અને સિંહને છોડાય છે]

**સઘળાઓ**—વનરાજ હોશિયાર.

**મુકુન્દદાસ**—સત્ય અને ન્યાયનોજ સદા જય જયકાર [મુકુન્દ સિંહને પછાડી તેનાપર સવાર થાય છે] આમ થશે અમારી સત્તા તમારા પર સવાર

(પ્રથમ અંક સમાપ્ત.)

ચિન્તા ભૂલી જઈ પોતાના પ્રિયતમને ચરણે આત્મસમર્પણ કરે, જે પ્રેમ બાલરવિનાં કિરણોની પેઠે જેનાપર પડે તેને સુવર્ણરંગે રંગી નાખે, જે પ્રેમ ગંગાના જળ ગતિની પેઠે જેને અડે તેને પવિત્ર બનાવે, જે પ્રેમ દેવના વરદાનની પેઠે જેને મળે તેને ભાગ્યવત બનાવે, તેજ ખરો પ્રેમ છે એ પ્રેમમાં નથી ચચળતા, નથી ઉદ્વેગ કે નથી સ્વાર્થ એ પ્રેમ તો, મહા આનંદમય છે.

**જસવંતસિંહ**—મહામાયા! મારાઉપર તમે શુ આવી જાતનો પ્રેમ રાખો છો?

**મહામાયા**—જરૂર! મહારાજ! આપની કીર્તિને તથા ગૌરવને માન અકબંધ રાખીને હુ મરવા ઇચ્છુ છુ. તેમજ તમારી કીર્તિ તથા ગૌરવને માટે મને આગ્રહ છે, કે તમારૂ ગૌરવ લેશ પણ ઓછુ થાય તેના પહેલા તો હુ આપણી ને બહેરી થાઉ તો સારૂ. રજપૂત જાતિનુ ગૌરવ, અને મારવાડનુ ગૌરવ તમારા હાથે ઓછુ થાય તેના પહેલા તો મારૂ મરણ ઇચ્છુ છુ. રાજન્! આ મારો પ્રેમ!

**જસવંતસિંહ**—મહામાયા!

**મહામાયા**—જુઓ, પેલા સૂર્યકિરણે શોભતો ગિરિરાજ! અને તેથી દૂર રાખો પેલો રેતીનો ઢગ! જુઓ પેલી ઝમઝમ વહેતી નદીને! જુઓ પેલુ નીલ આકાશ! સાંભળો પેલો ઘૂઘવાટનો ધ્વનિ! આ સ્થાને પહેલા દેવોનો નિવાસ હતો. મારવાડ ને મેવાડ એ જોડીઆ ભાઇઓ છે. અને તે પણ વીરતાના મહત્વના નભમા એ અને બૃહસ્પતિ ને શુક્રના જેવા છે. ધીરે ધીરે એ મંગળ મંદિમા આપણી સમીપ ચાલ્યો આવે છે. આવો આવો ચારણબાળો પેલુ ગાયન ગાઓ.

**જસવંતસિંહ**—મહામાયા!

**મહામાયા**—હવે બોલશો મા. જ્યારે મને આવા વિચાર આવે છે ત્યારે મને સમજાય છે કે મારો પૂજાનો સમય થયો છે. પ્રતિહારો! શંખ વગાડો અને ઘટાનાદ કરો હવે કોઇ બીજુ બોલશો મા.

**જસવંતસિંહ**—જરૂર આના મગજમાં કાંઇક રોગ છે. [ જાયછે. ]

**મહામાયા**—દેવિ! તમે કોણ છો? સુંદર, સૌમ્ય અને શાન્ત શી તમારી છબિ! આવો. સન્મુખ રહી દર્શન આપો.

[ ચારણબાળો પ્રવેશ કરે છે ]

**મહામાયા**—ચારણબાળો! ગાઓ, ગાઓ પેલુ આપણી જન્મભૂમિનુ ગાન ગાઓ.

**ચારણબાળો:**—

ધન ને ધાન્યતણા ઢગલાથી જે ભૂમિ ભરી મહા શોભની
પુષ્પ પત્રેન લચી રહેતી, જેના રહે મનડું લોભની
જેની સ્મૃતિ છે પુનિતપાવની, સુષમપતિ ક્યા હિમે ધણી
એવે કવિજન કહે જેને મહાન વિશ્વની શિરોમણિ!
એવી ભૂમિ શોધે ન મળે વહ નાગ ચરણુ ચમી.
મહા મંગળની મહારાણી મમ જય જય મારી જન્મ ભૂમિ—

ક્યા છે આવી ગિરિશ્રેણીઓ ગગને લાગી જતી નદી!
ક્યા છે આવી સુંદર સરિતાઓ ઝમઝમ વહેતી વન ભણી!
ક્યા છે આવુ નીલ ગગન તલ! ક્યા છે આવી રૂપ ભૂમિ!
ક્યા છે આવી શસ્ય પૃથ્વી જે પર લહરીઓ રહી રમી!

વળી કોઇ અડપની સખી સ્મિત કરતી એ વિયોગથી ઝરતીને તનમાંથી સતાવતી અડપનારે રતી! તોય સખી તે સખી! આ મા ઝીનતી એ પ્રિયતમ કાજે પ્રાણ પાથરતી ને આલિંગન આપતી આશ્વાસન દેતી ધીરી સખી! ધીરી! આમ કહી રસીયાની શોધમાં વનકુંજ કુંજે ફરતી

કદી કદી એ રસછેલી રમીયો અન્યના સહચારમાં વિહરતો—એકાંતમાં આનંદ કરતો—દ્રષ્ટિએ પડતો શરમાતો કમ્પતો અને કંઇ કંઇ મિષે એ ચતુર છટકી જતો!

તોય કદી કદી પોતાની સખીના હાથમાં સપડાતો ત્યારે સખી સખીના શા કટાક્ષ! એ રમીયાનો ગો ગભરાટ? અને પછી તો એ રસકુંજોમાં શા મનમોહક રીસામણાં જામતાં!

જાઓ જાઓ ઓ દગારા! એવા કટાક્ષ યુક્ત ઉપાલંભ સંભળાતા આમ રીસાયેલી એ અપના કૃષ્ણને ધણુંક છણકો કરીને દૂર કરતી. એ તોફાની રમીયો અંદરથી વિહવ્યાકુળ છતાં ઉપરથી હઠે મનાજે સખીની ક્ષમા યાચતો પાસે પડતા આતુર! કંઇ કંઇ વિનવણી કરતો!

જ્યમ જ્યમ વિનવણી વધતી ત્યમ ત્યમ અધિક તરછોડતો—તિરસ્કારતો! પ્રિયાતાને 'કેમ વિનવું? શું કરું?'—એમ થઇ જતું!

આમ હારી જતો ત્યારે એ રંગચતુર નટવર જાતી સખીને ત્યજી અવગણીને રીસાઇ જતો! આહા પછી તો તેની તરફના તાન પાથરની પ્રણયઘેલી સખીની શી દશા!

"જાઓ જાઓ દગારા!" સોનલા સોની જવાનું પણ હવે? સર દોષ ક્ષમા કરી પાયે લાગી કંઇ કંઇ નગરે એ રીસાયેલા પિયુને પ્રામ કરવા મથતી હેતે કરી તાનાવેલી થતી?

અને પ્રાણપ્રિયનો તનકનો? ત્યારે કોણ વચ્ચે હૈયાને સહી શકે છે? કંઇ સખીને સમજાવતો પ્રિયતમા પાસે મોકલતો સખી પિયુના ધરાયલા વિનુ નગન કરતી. અની બ્હાલા આવે અને તું રીસાઇ રહ્યા છે ન જુવે! કેવી વજ્ર હૈયાની? વળી પાછી તનકે શી? આમ સાન ભૂલતા પ્રિયારી અશ્રુ સારતી દુઃખી થતી પોતાને દોષ દેતી અને કહેતી બ્હેન ઓ સખી! ભૂલી ગઇ!—નાથને સોનાની લાગી જા જા બ્હેના એ રીસાયનાને સોનાની લાર હાથ હવે નથી સહન થતું!

એ મધ્યેગરસિક સખા છેવટે બન્ને તન દૂતા હૃદયને મીલાવતી કોઇ વનકુંજમાં સુંદર વૃક્ષ નીચે એકાંત ધણીમાં એક કરતી અને આહા! એ ચતુર કોઇ મીઠી મરકી કરી મરખી જતી!

પછીના નગન કોણ કરી શકે છે? હૃદય હૃદયથી નેત્ર નેત્રથી અંગ અંગથી અલૌકિક અધુથી રમીનાઓ ચુમે અને આનંદે! એ આનંદની એકતાનતામાંથી બે ને વિસરે! એ અનન્ય પ્રેમજ્યોતમાં રહેલા આ દુનિયાના મનદુઃખો ઘડીભર ગળી જાય અને માત્ર મહેનતે મનાવ્યા એ યુગલ પગલમાં હસી જાય!

રમકુંજના શા ગીત?

# "ખુદ તારા દિલમાં ખુદાનો છે વાસ."

ખુદાને તું ગોતે છે જઈ આસપાસ
મગર દરેક જગામાં છે તે એની વાસ,
બનાસર અગર તું કરે જો તપાસ
ખુદ તારા દીલમાં ખુદાનો છે વાસ

જે કીનો કપટનો છે વચ્ચે ખડો
ને વહેમોનો ભંડાર મનમાં ભર્યો,
તોડી નાખ, બન્નેનો કર જલદી નાશ
ખુદ તારા દીલમાં ખુદાનો છે વાસ

તારું તોડ ગર્વ તણું એકદમ,
તો ફરમાને દીલનો ખુલે એકદમ
[illegible] તણો થાય જેથી વિનાશ
ખુદ તારા દીલમાં ખુદાનો છે વાસ

આકાશ, તારા અને ગગનમાં
હવામાં અને ઝાડમાં પાનમાં,
સુરજ પણ લે છે એનાથી પ્રકાશ,
ખુદ તારા દીલમાં ખુદાનો છે વાસ

છે તુજમાં, ને મુજમાં, દરેક પ્રાણીમાં
પહાડોમાં, ધરતીમાં ને પાણીમાં,
વળી વૃક્ષોમાં છે એનોજ વાસ,
ખુદ તારા દીલમાં ખુદાનો છે વાસ

એ છે સર્વવ્યાપક દરેક સ્થળે એક
નરમ [illegible]નને કર શુદ્ધ, થા નહિ નિરાશ
ખુદ તારા દીલમાં ખુદાનો છે વાસ

—મોહમદમીયાં મોહમદ-ઉમર નરમાવાલા, બી એ

# કેટલાંક કાવ્યો.

—:·—

અંગ્રેજીમાં મૂળ લેખિકા—શ્રીમતી સરોજિની નાયડુ.

અનુવાદક—શ્રીયુત રમણિક કીસનલાલ મહેતા.

## પ્રેમનો બદલો.

કાતીલ હતા તે જખ્મો, ઓ પ્રિયા!
જે મારી ત્હેં મ્હને જખ્મી કર્યો છે.
દારૂણ હતું તે ખંજર,
જેનાથી ત્હેં મ્હને બેહોશ બનાવ્યો છે.
પરંતુ એ દર્દ મ્હને પ્યારૂં લાગે છે.
ઐશ્વર્યની બેમૂલી બક્ષિસો કરતાં.
મ્હને ત્હેં આપેલ આ પ્રસાદી બહુ મીઠી લાગે છે.

ત્હારા મંદ હાસ્યમાં ક્રૂરતા અત્યંત હતી,
પરંતુ તે કરતાં યે ત્હારાં મર્મ વચનોમાં વધુ કઠોરતા હતી;
કિન્તુ ત્હારા મુખમાંથી નીકળતા તે શબ્દો-તે હાસ્ય, મ્હને,
બંસીના નાદ કરતાં, કોકિલના મધુર ગાન કરતાં,
અમૃતના આસ્વાદ કરતાં પણ વધુ મિષ્ટ લાગે છે.

મ્હારૂં ચિત્ત ચોરી,
મ્હને ત્હેં પ્રેમસરિતામાં ડૂબાડ્યો છે,
પ્રણયશૃંખલામાં જકડી,
મ્હને ત્હેં તરછોડ્યો છે;
સદાને માટે મ્હારૂં જીવન ત્હેં નીરસ કર્યું છે.

પરંતુ બહેતર છે કે ત્હારી પાદરજનું પૂજન કરી,
ત્હારી પ્રેમ-પ્રતિમાની આરાધના કરતાં આ જીવનનો અંત લાવવો;
જેની આગળ હિરા માણિક્યના અમૂલ્ય ભંડારો,
ઇંદ્રનું ઇન્દ્રાસન, અને સ્વર્ગનું સામ્રાજ્ય પણ તુચ્છ છે.

—◦—

# મુરલીધર.

દૂર ગીચ વૃક્ષ ઘટામાં કે પેલા ઉંચા પર્વતની પાછળ
મ્હને ત્હારી મુરલીના મોહક સૂર સંભળાય છે.
હૃદયના ઉંડાણમાંથી ત્હેનો પ્રતિઘોષ થાય છે.
એ સૂર કેમ ભૂલાય ? બીજું કોઈ એવી બંસી બજાવી શકે ખરૂં ?
ત્હને બંસી બજાવ્યે તો યુગના યુગ વીતી ગયા છે;
કિંતુ એના પ્રતિઘોષ પણ અમ્હારા હૃદયને વ્યથિત કરે છે–અમ્હને ભમાવે છે.

સદાએ મંત્રમુગ્ધ સર્પની જેમ ત્હારી પાછળ પાછળ ભમ્યા કરૂં,
એટલા માટે ત્હેં ત્હારી મધુરી બંસરી બજાવી હતી વ્હાલા ?
જગતના પાર્થિવ પ્રેમ અને દુનિયાની મોહિનીએ આજ સુધી મ્હને ફસાવી હતી.
એ સઘળી માયાને ભૂલી ત્હારા એ સૂર પાછળ પાછળ
ભમ્યા કરે એવું પક્ષિ મ્હને ગમે.
સોનેરી પુષ્પની ઘટાવાળા કુન્ડ દરબારમાં,
કે યમરાજની નિઃસ્તબ્ધ–દુઃખદ–સભામાં મ્હને લઈ જા.
ગમે ત્યાં આવીશ,
વ્હાલા ! જો ત્યાં ત્હારી મુરલી મ્હને સંભળાવે તો.

પ્રેમે મ્હને પાંખ આપી છે.
ઉંડામાં ઉંડા મહાસાગર,
કે ઉંચામાં ઉંચા પર્વત મ્હને ખાળી નહીં શકે.
ઉજ્જડ વેરાન હોય, માર્ગ કાંટાથી ભરપૂર હોય,
કે એ સાક્ષાત્ કાળનો દાઢમાં–મૃત્યુના મુખમાં લઇ જતો હોય;
પણ ત્હારી એ બંસીના દ્વારમાંથી ઝરતા અમૃત માટે તરસ્યા આ હૃદયને–
એ કશુંજ–ના કશુંજ–ડગાવી નહિ શકે.

પણ પ્રભુ ! એટલો દૂર રહી ત્હારી બંસી કેમ બજાવે છે ?
મ્હને એથી ઓછું દુઃખ નથી થતું.
પ્રિય ! મ્હારા હૃદયને–મ્હને તું પ્રત્યક્ષ થા, એજ મ્હારી પ્રાર્થના છે !

# ગુન્હાની માફ.

માફ કરજે પ્રિયે ! મ્હારી આંખનો અપરાધ,
કદિ જો તે ત્હારા મુખચંદ્રની જ્યોતિથી આકર્ષાઈ હોય;
અને ત્હારા ચંદ્ર વદનમાંથી ઝરતા સુધા પ્રવાહને અવલોકવા સ્થિર થઈ હોય તો;
પ્રેમ-ગગનમાં વિહરતા સ્વચ્છંદી વિહંગની માફક ત્હારી પુઠે ભમતી હોય તો.
પ્રિયે ! માફ કરજે આ અપરાધ;
જો ગુન્હો લેખાતો હોય તો.

માફ કરજે પ્રિયે ! મ્હારા હસ્તનો અપરાધ,
કદિ જો ત્હેણે ત્હારા કમળ સમાન કોમળ હસ્તને ગ્રહવાનું;
અને પ્રેમ પ્રભાવે ઉત્તેજિત બની ત્હને બાહુ યુગલમાં લેવાનું સાહસ કર્યું હોય તો.
માફ કરજે મ્હારો આ અપરાધ,
જો ગુન્હો કહેવાતો હોય તો.

માફ કરજે પ્રિયે ! મ્હારા મુખનો અપરાધ,
કદિ જો તે ત્હારા મધુર આહ્વાહનથી પણ ચૂપ રહ્યુ હોય તો;
ત્હારા મીઠા સંગીતથી ના રીઝાયું હોય તો.
વિરહવેદના શાંત કરવા કદિ ત્હારા અધરોષ્ઠ પર પ્રેમભર્યું ચુંબન કર્યું હોય તો.
ક્ષમા દેજે આ અપરાધની પ્રિયે ! જો ગુન્હો ગણાતો હોય તો.

પ્રિયે માફ કરજે મ્હારા હૃદયનો અપરાધ,
કદિ જો ત્હેણે ત્હારા હૃદયને જીતી લીધું હોય,
ત્હને પરવશ કીધી હોય,
સ્નેહ-સાંકળે જકડી લીધી હોય,
કે મ્હારી સહભાગી હૃદયરાણી બનાવી હોય તો.
જો અપરાધ મનાતો હોય તો,
પ્રિયે ! ક્ષમા દેજે આ ગુન્હાની.

# પ્રિય દર્શન.

—:o:—

અય માશુક! આ મૂર્ખ હૃદય,
અને આતુર નયનો ત્હારા સિવાય સર્વ ભાન ભૂલી ગયાં છે.
વિશ્વની વિવિધ વસ્તુઓમાં,
ગગનમાં, દોડતા વાદળમાં, વૃક્ષની ઘન ઘટામાં,
વનમાં ઉગેલી વનસ્પતિમાં, સરિતાના શાંત સલિલમાં—
તે ત્હારીજ પ્રતિમા—ત્હારીજ દિવ્ય મૂર્તિનું નિરીક્ષણ કરે છે

દરેકમાં મ્હને ત્હારો હસતો ચ્હેરો આવિર્ભૂત થયેલો દેખાય છે.
ચંદ્રનાં સુધામય કિરણોમાં ત્હારો નેત્રપ્રભાવ દૃષ્ટિગોચર થાય છે.
મ્હારી દૃષ્ટિ જહાંમાં તું આલમની સામ્રાજ્ઞી—
સ્વર્ગની દેવી હોય એવું જણાય છે.
તુંજ મ્હારી રોશનઆરા છે,
વસંતની વનદેવી છે,
સાગરમાં છૂપાયેલા સંગીતની અધિષ્ઠાત્રી છે.
કમળની નવવિકસિત પાંખડીમાં,
આંબાના મ્હોરમાં,
ગગનમાં ચમકાર કરતી વિદ્યુતમાં—મ્હને ત્હારૂંજ દર્શન થાય છે.

અનિલના સનનન શબ્દમાં,
કોકિલના કલરવ ધ્વનિમાં,
ચકોરની મેઘ યાચનામાં,
મ્હને ત્હારો મીઠો મધુર અવાજ સંભળાય છે.
દિલબર! ત્હારી પાછળ ઘેલો થયેલો મ્હારો આત્મા—
મ્હારૂં મન—મ્હારૂં હૃદય—જગતની સ્મૃતિ વિસારી ગયાં છે.
તુંજ મ્હારા જીવનનું ચૈતન્ય—હૃદયનો એકજ આરામ છે.

—o—

## સ્વચ્છંદ.

નાનું પુષ્પ ત્હેં હાથમાં લીધું,
બેપરવાઈથી ત્હેની પાંખડીયો ચુંથી ફેંકી નાખી
તેટલીજ સ્વચ્છંદતાથી ત્હેં તે પાંખડીયોના પણ ટુકડા કર્યા
અફસોસ! તે મ્હારૂં હૃદય હતું.



શરાબનું જામ ત્હેં હાથમાં લીધું,
આસ્તે આસ્તે તે ઓઠ આગળ ધર્યું,
તે ત્હેં પીધું, અને પ્યાલું ફગાવી દીધું
અફસોસ! તે મ્હારો આત્મા હતો




લેખક—રાજ્યરત્ન શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે પી એમ આર એ એસ

[ ગતાંક પૃષ્ઠ ૩૩૬ થી ચાલુ ]


બધા પાત્રો પુરૂષ અને સ્ત્રી—ના બે સ્પષ્ટ વિભાગ પાડવામા આવેલા છે આભ્યતર [અંતઃપુરને લગતા] પાત્રો અને બાહ્ય [અંતઃપુરની બહારના પાત્રો]

રાજા મહાલયના અંતઃપુરમા રહેતા અને જતા આવતા સ્ત્રી પાત્રોના નીચે પ્રમાણે વર્ગો પાડેલા છે—મહાદેવી, દેવી સ્વામિની સ્થાયિની ભોગિની શિલ્પકારિકા નાટકીયા નર્તકી અનુચારી આયુક્તા પરિચારિકા સંચારિણી પ્રેષણકારિકા મહત્તરા પ્રતિહારી કુમારી અને સ્થવિરા

**મહાદેવી**

રાજાનો રાજ્યાભિષેક મહાદેવીની સાથે થાય છે તે ઉચ્ચ કુળમા જન્મેલી હોય છે અને તેનુ ચારિત્ર્ય ઘણા ઉત્તમ પ્રકારનુ હોય છે વયમા તેણી રાજાના જેવડીજ હોય છે અને બધી રાણીઓમા તેણીની પદવી પ્રથમ અને ઉંચામા ઉંચી હોય છે તેણી ગાદીપર જાતે રહીનેજ ક્રોધાયમાન થાય છે, અને બધા તેણીને ચહાય છે અને માન આપે છે રાજાનુ ચારિત્ર્ય તે બરાબર અને પૂરેપૂરૂ જાણતી હોય છે તેના સુખદુઃખમા ભાગ લે છે વ્રતો વિગેરે પાળીને રાજાના કલ્યાણમાજ મગ્ન રહે છે અને અંતઃપુરની સભાળ અને નીતિના જાળવી રાખવાની ખાસ કાળજી રાખે છે તેણી પતિમા પ્રેમવાળી પતિવ્રતા ક્ષમાશીલ અને સમાધાનીથી કામ લેવાવાળી હોય છે

**દેવી**

ચારિત્ર્ય અને પદવીમા દેવી લગભગ મહાદેવીના જેવીજ હોય છે પરંતુ તેણી જરા ઉતરતા કુળની અભિમાની યૌવનસંપન્ના બાહ્ય સૌંદર્ય અને ભાગ્યશાળી બીજી રાણીઓની અદેખી અને પોતાના યૌવનના ગર્વવાળી હોય છે તેણી કોઇ રાજ્ય કુટુંબમાજ જન્મેલી હોવી જોઇએ

**સ્વામિની**

સ્વામિની તેના ઉત્કૃષ્ટ યૌવન સૌજન્ય અને સાવધાનતા માટે મશહુર હોય છે અને પદ્મિની જાતની સ્ત્રી હોય છે તેણી રાજા સેનાપતિ કે અમાત્યની પત્ની હોય છે તેણી પતિ

અને પતિનાજ સહવાસમાં સુખ માનવાવાળી હોય છે. કોઈ કોઈ વખત 'સ્વામિની' શબ્દ, ઉત્કૃષ્ટ સૌંદર્યવતી અને ચારિત્ર્યવતી અને પતિના ગનીને પણ વપરાવામાં આવે છે

### સ્થાયિની

સ્થાયિની સૌંદર્ય અને યૌવનયુક્ત હોય છે ગીતજ્ઞાન, અને બોલવા ચાલવામાં તેણી કોઈ વખત કર્કશ અને કોઈ વખત લલિત હોય છે. તેણી કામકળામાં કુશળ અને લોકોની અસૂયા કરવાવાળી હોય છે તેણી 'ઉદાત્તા' જાતિની, સુગંધી પદાર્થો અને પુષ્પમાળાની શોખીન, રાજાના વિચારોની જાણકાર, રાજાના સબંધમાં ઈર્ષા વગરની, ચાલાક, મહેનતુ, દયાળુ, સ્પષ્ટ અને આનંદી સ્વભાવવાળી અને માન્ય અમાન્ય મનુષ્યોની પરીક્ષા કરવાવાળી હોય છે.

### ભોગિની.

ભોગિની શીલયુક્ત, મમાધાનીથી કામ લેવાવાળી, અને જરા માનવતી પદવી ભોગવવાવાળી હોય છે રીતભાતમાં જરા કર્કશ અને જરા શાન્ત હોય છે તેણી 'નિભૃતા' જાતિની હોય છે

### શિલ્પકારિકા.

શિલ્પકારિકા જુદી જુદી કળાઓ અને શિલ્પશાસ્ત્રમાં પ્રવીણ, ઉત્તમ પ્રકારની કારીગીરીમાં કુશળ, સુગંધી પદાર્થો બનાવવામાં, તેઓના ગુણ જાણવામાં અને વાપરવામાં હુશીઆર હોય છે તેણી લેખનકળા, ચિત્રકળા, વાદન, આસન, અને શય્યાના વિષયોમાં ચતુર હોય છે તેણી સામાના વિચાર પારખવામાં કુશળ, વિવેકી, દક્ષ, મધુર, હળીમળીને રહેવાવાળી અને 'નિભૃતા' જાતિની હોય છે

### નાટકીયા.

નાટકીયા કાળ અને શ્રમકરના વિષયોમાં પ્રવીણ રમત અને મનના હાવભાવ જાણવાવાળી હોય છે સામાના વિચારો પારખવામાં તે ચાલાક હોય છે તેણી પોતાના ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તનારી, દક્ષ, ચાલાક, અભિનયકળા અને વાદ્યો બજાવવામાં પ્રવીણ અને વાદવિવાદ કરી શકવાની શક્તિ ધરાવનારી હોય છે

### નર્તકી.

નર્તકી, સંગીત અને નૃત્યકળામાં કુશળ અને જુદી જુદી જાતના વાદ્યો બજાવવામાં પ્રવીણ હોય છે તેણી 'પ્રગલ્ભા' જાતિની હોય છે તેણી મહેનતુ અને શ્રમ કરવાથી ન થાકે એવી હમેશા હોય છે સઘળી સ્ત્રીઓમાં, તેણી રૂપ, યૌવન, કાન્તિ અને બીજા ગુણોમાં, શ્રેષ્ઠ હોય છે તેણી નિષ્કુલ વજન રહિત હોવી જોઇએ

### અનુચારી.

સઘળા પ્રસંગોમાં ગમે તે અવસ્થામાં, જે સ્ત્રી રાજાની હજુરમાંજ હાજર રહે છે તે અનુચારી અથવા અનુચારિકા કહેવાય છે

**આયુક્તા.**

આયુક્તા, ભંડાર, આયુધાગાર, ધાન્ય, ફળ, કંદ, બીયાં, અત્તગ વિગેરે, વસ્ત્રા અને આભુષણોની સંભાળ માટે નીમવામાં આવે છે. બીજી પણ કેટલીક બાબતો જેવી કે આખ્યાનો તથા કથા કહેવામાં પણ તેણીજ મુખ્ય હોય છે.

**પરિચારિકા.**

પરિચારિકાને છત્ર, શય્યા, અને આસનો સભાળવાનુ કામ સોંપવામા આવેલુ હોય છે રાજાને ચંપી કરવી, કપડાં પહેરાવવાં, પવન નાંખવો, આભુષણો પહેરાવવા, અને ફુલની માળાઓ બનાવવી વિગેરે કામો પણ તેણીજ કરે છે.

**સંચારિકા.**

સચારિકાને બીજા કામો ઉપરાંત, મહેલો, લતાગૃહો, મંદિરો, ક્રીડાગૃહો અને મહાલયોના બીજા ભાગોની સંભાળ રાખવાનુ સોંપવામાં આવેલુ હોય છે તેણીના માલિક (રાજા) ને તેણીને વાસ્તે ઘણુ માન હોય છે અને તેના પર રાજા ઘણી મહેરબાની રાખે છે.

**પ્રેંખણકારિકા.**

છુપી રીતે અથવા ખુલ્લી રીતે કામેચ્છા તૃપ્ત કરવામા સાધનો મેળવી આપનાર સ્ત્રી પ્રેંખણકારિકા કહેવાય છે.

**મહત્તરા.**

અંત:પુરનુ પૂજા વિગેરે ક્રિયાઓથી અને આશીર્વાદ વિગેરેથી કલ્યાણ કરવાના કાર્યમાં નિયુક્ત થયેલી સ્ત્રી મહત્તરા કહેવાય છે.

**પ્રતિહારી.**

સધિ વિગ્રહ અને બીજાં એવાં રાજકાર્યો નૃપતિને નિવેદન કરનાર સ્ત્રી પ્રતિહારી કહેવાય છે

**કુમારી.**

અતિશય લજ્જાયુક્ત અને અંત:પુરવાસીઓમા અતિ ઉચ્ચ સ્થાન નહિ ભોગવતી કન્યાને કુમારિકા કહેવામાં આવે છે તેણી નિમ્નનાની જાતિની હોય છે

**સ્થવિરા.**

રાજાના પૂર્વજોના ચરિત્રો, રીતભાત, તેમના કૃત્યો અને પદવી બરાબર જાણનાર વૃદ્ધ સ્ત્રી સ્થવિરા કહેવાય છે અને રાજા અને કુમારોમા તેણીનુ માન સારૂ હોય છે

કેટલાક લેખકોના મત પ્રમાણે બ્રાહ્મણ જાતિની સ્ત્રીઓ, રાણીઓ નાટકની નાયિકાઓ પ્રનાત્તિકાઓ (ભક્તાણીઓ,) કુમારપત્નીઓ અને પુત્રીઓ, અમાત્યો, વ્યાપારીઓ અને વિદ્વાનો પહેલા (ઉત્તમ) વર્ગમા આવે છે. ધાત્રીઓ, સખી, દૂતી પ્રતિહારી, સાધનુ સામતપત્ની અને નટી બીજા (મધ્યમ) વર્ગમા આવે છે પરિચારિકા અને મહેલમા રહેતી બીજી પરદેશી સ્ત્રીઓ પહેલા વર્ગમા મકવાને લાયક હોય તો પન બીજા વર્ગમા મકવામા



નર્તકી

[ પૃ. ૪૪૬

# ઈશુનો સત્યાગ્રહ.

## બે હજાર વર્ષ પહેલાંનું એક મનોવેધક દૃશ્ય.

[ લેખક—નૃસિંહ વિભાકર. ]

સ્થળ—જેરૂસલેમનું ન્યાયમંદિર

[ઇશુને તેનાજ મિત્ર જુડાસે દગલબાજીથી પકડાવી ધર્માચાર્ય અન્નાસ પાસે એક પાખંડી ગુન્હેગાર તરીકે રજુ કરાવેલ અંતઃકરણના અવાજથી મુંઝાયેલ અન્નાસે પોતાના જમાઇ મહાયાજક કૈઆફસ પાસે ઈશુને મોકલાવ્યો છે ૭૧ પાદરીનું પંચ ઈશુનો મુકદમો ચલાવવાનું નાટક ભજવે છે. કૈઆફસ પૂર દમામમાં ઉંચા આસને બિરાજે છે ]

**કૈઆફસ**—[દાખલ થતાંજ] ગુન્હેગારને હાજર કરો

[તુરતજ 'સુવેદ શાન્તિ' ના રક્ષકો દોરડાથી મુસ્કેટાટ બાંધેલા ગુન્હેગાર ઇશુને રજુ કરે છે ]

**કૈઆફસ**—[ પોતાના શિકાર તરફ તીક્ષ્ણ નજર ફેંકીને]—અચ્છા, તુંજ નેઝેરેથનો ઇસુ કે ?

**ઇશુ**—[ વિસ્મયકારક શાન્તિથી ]—હા હુંજ

**કૈઆફસ**—અને તુંજ પેલા બાર ચેલાઓનો ગુરૂ ?

**ઇશુ**—હું પોતેજ

**કૈઆફસ**—અને તુંજ કહેનારો કે તું પ્રભુનું દેવાલય જમીનદોસ્ત કરીને પાછું ત્રણ દિવસમાં નવું દેવાલય ઉભું કરી શકે ?

**ઇશુ**—[ નમ્રતાથી ] જરૂર એ કાંઇ ગુપ્ત વાત નથી આખું જગત્ જાણે છે કે એ વિષે હું શો અભિપ્રાય ધરાવું છું મ્હારા સિદ્ધાંત મ્હેં કોઇથી છૂપાવ્યા નથી તમારા દેવાલયમાં જ, તમારા યહુદી બંધુઓની હાજરીમાં જ, મ્હેં આ શબ્દો કહ્યા હતા તેઓનેજ પૂછો કે મ્હેં શો ઉપદેશ કર્યો છે

**કૈઆફસ**—અહા! ઇશ્વર તરફ કેટલો ઘોર તિરસ્કાર!

**યાજકો અને અમલદારો**—કેટલો ઘોર તિરસ્કાર!

**કૈઆફસ**—બસ થયું બોલ આ ભયાનક ગુન્હાનો ત્હારી પાસે કાંઇ પણ બચાવ છે!

**ઇશુ**—[ અતિ ધૈર્યથી ] બચાવ! ક્યા ગુન્હાનો બચાવ? ઇંટ અને ચુનાની દીવાલો એ ખરૂં દેવાલય નથી પણ તેની ભીતરમાં રહેલી શુદ્ધ પવિત્રતા એજ સાચું દેવસ્થાન છે,–એમ કહેવું તેને તમે ગુન્હો કહો છો? હજુ પણ પોકારી પોકારીને સત્ય કહું છું કે તમારૂં માટીનું મન્દિર કદિ તૂટી પડે તો તેની જગાએ હું એકજ નિમિષમાં મ્હારા હૃદયની પવિત્ર સામગ્રીથી બીજું દેવમન્દિર ઉભું કરી શકું છું

**કૈઆફસ**—ઇશ્વરનો આટલો ભયંકર દ્રોહ કર્યા પછી પણ આટલી બધી ત્હારી મગરૂરી!

પીટર પણ નિકળ્યો અહિઆં પણ એક બીજી દાસીએ એજ પ્રશ્ન કર્યો

**બીજી દાસી**—અરે આ તો પેલા પાખંડીનોજ ચેલો ?

**પીટર**—શો જૂલમ છે ? હુ એ પાખંડીનો ચેલો ? એ દુષ્ટનો દિદાર પણ હું આજે જીંદગીમાં પહેલીજ વાર જોઉં છુ.

**ત્રીજો યહુદી**—અલ્યા હડહડતુ જૂઠું બોલે છે, તું ગૅલીલીઆનોજ રહીશ છે, તારી ભાષાના ઉચ્ચારજ તને ઓળખાવી દે છે.

**પીટર**—સોગનપૂર્વક આ માણુમને, હુ બિલકુલ ઓળખતો નથી. પ્રતિજ્ઞાથી વધારે ખાત્રી શી આપુ ?

× × ×

[આ પ્રમાણે ઇશુના મિત્રો પણ બીરૂ અને દ્રોહી થવા લાગ્યા. પીટરે ઇશુની તરફેણમા સાક્ષી આપવાની હિમ્મત તો નજ બતાવી, પરન્તુ તેનુ ગુરૂપદ અને તેની મિત્રતા પણ ઘડીભર તેણે ફેંકી દેવાની ભીરૂતા બતાવી. ઇશુએ પીટરની આ મનોદશા વિષે પ્રથમથીજ ભવિષ્ય ભાખ્યુ હતુ. ત્રણ વાર પોતાના ગુરૂનો અસ્વીકાર કર્યા પછી તેનુ સતેજ દ્રોહી હૃદય અચાનક જાગૃત થયુ, તે વખતે તેના પશ્ચાતાપનો પાર ન રહ્યો. શરમથી દબાયેલો અને પશ્ચાત્તાપથી ધવાયેલો તે ત્યાંથી ચાલ્યોજ ગયો. એજ રીતે ગુરૂદ્રોહી જુડાસને પણ પાછળથીજ પશ્ચાત્તાપ થયો, અને તેણે તો જનની કુરબાનીથી જ પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કયુ. માત્ર જોહનનો પવિત્ર આત્માજ તેના ગુરૂ તરફ છેવટસુધી વફાદાર અને ભક્તિપૂર્ણ રહ્યો ]

× × ×

[ઇશુને દેહાન્તદંડની શિક્ષા થવી જોઇએ એટલો અભિપ્રાય દર્શાવવા જેટલોજ યાજ્ઞમેનો અધિકાર હતો, પરંતુ એ શિક્ષા કરમાવવાનો અધિકાર તો રોમન શહેનશાહતનો હતો, તેથી ઇશુને રોમન ન્યાયમન્દિરમાં રોમના સૂબા પાઇલેટ પાસે છેવટે ઉભો કરવામાં આવ્યો. ]

[પહેલી જુબાની મહાયાજકે આપી ]

**પાયલેટ**—મહાયાજક, આવતી કાલે તો આપનું પવિત્ર પર્વ છે, અને આપના ધર્મ પ્રમાણે આપના મહા પર્વને આગલે દિવસે અદાલત બેસી નજ શકે.

**કૈઆફસ**—પરતુ આ કેસ અપવાદરૂપ ગણવાનો છે-ખાસ તાકીદીનો કેસ છે.

**પાઇલેટ**—આરોપી સામે શો આરોપ છે ?

**કૈઆફસ**—ધર્મ વિરૂદ્ધ ભાષણ કરવાનો.

**પાઇલેટ**—પરંતુ ધાર્મિક ગુન્હાઓ તો તમે પોતેજ પતાવી શકોછો, તેમાં રોમન કાયદો શી રીતે વચમાં પડી શકશે ?

**કૈઆફસ**—[બાજી ફેરવીને ] કેમ નહિ ? એણે માત્ર ધાર્મિક ગુન્હો જ કર્યો છે એમ નથી, તેના ઉપર રાજદ્રોહનો પણ આરોપ છે.

**પાઇલેટ**—ત્યારે એ વાત પ્રથમ જ કહેવી જોઇતી હતી. વારૂ, એણે શો રાજદ્રોહ કર્યો છે ?

**કૈઆફસ**—ખુદ રોમન પાદશાહનુ તેણે અપમાન કર્યું છે· "હું યહુદીઓનો રાજા છુ "-એવા બડખોર શબ્દો વડે તેણે રોમન સરકાર સામે માથુ ઉચક્યુ છે

[પાઇલેટે ક્ષણ વાર ઇશુની કરૂણમૂર્તિ તરફ નજર ફેંકી. લોહીથી ખરડાયેલ તેના મુખારવિન્દ પર એટલી નમ્રતા છવાઈ રહી હતી કે ઘડીભર પાઇલેટ પણ માની ન શક્યો કે આ સૌમ્ય મૂર્તિ રાજદ્રોહી, બડખોર હોઈ શકે ]

[અસ્તવ્યસ્ત પોશાક, વિખરાયેલા વાળ, લોહીથી ખરડાયેલુ મ્હોડુ, થાકેલુ શરીર, પાઇલેટે ધારી ધારીને નિરખ્યા પરંતુ એ

સમજી ગયે એમ દીસતું નથી. સૈનિકો, આ મહેમાનને પાછા સુખા આંદેખ પાસે લઇ જાઓ! જોજો હો એનો શાહી પોશાક જેમ છે તેમ કાયમજ રાખજો! સિધાવો ખુદાના બંદા! સિધાવો

[ સૈનિકો ઇશુને બાંધીને પાછો પાઇલેટ પાસે લઇ જાય છે હેરડ સ્મિત કરતો પગથાર ઇશુની પાછળ સ્તબ્ધ ઉભો રહે છે, ઇશુ અદૃશ્ય થતાં હેરડ ખૂબ હસી પડે છે અને પોતાના મહેલની અંદર ચાલ્યો જાય છે ]

× × ×

[ ઇશુને ફરીથી પાઇલેટ પાસે લઇ આવવામાં આવ્યો. લોકોની ગીરદીનો પાર નહોતો. ઇશુનું હવે આવી બન્યુ એમ સૌએ માની લીધું હતું છતા પાઇલેટની મુંઝવણ દૂર થઇ નહોતી તે લોકોને સમજાતી ગયો હતો. ]

**પાઇલેટ**—તમે પાછા આ પાગલને મ્હારી પાસે લાવ્યા છો, પરતુ એનો ગુન્હો સાબીત કર્યા વગર તેને શિક્ષા શી રીતે ફરમાવી શકુ? હેરડે પણ એના ઉપરનો આરોપ પુરવાર થયેલો માન્યો નહિ એટલેજ તેને મ્હારી પાસે ધકેલ્યો છે. લોકોને રાજ્ય સામે ઉશ્કેર્યાનો કંઇક પુરાવો, કંઇક સાબીતી તો જોઇએ. તમે કહો તે સજા કરવાને હુ ખુશી છુ—પણ પહેલા સજા કરવા જેવો ગુન્હો તો આપણે કોઇરીતે સાબીત બનાવવો જોઇએ માટે હાલ તો તેને પાચ ફટકાની સજા આપી છોડી દઇએ વળી આગળ ઉપર જોઇ લેવાશે

[પરતુ લોહીના તરસ્યા લોકો એમ માને તેમ નહોતા. પાઇલેટ એકજ ક્ષણમા કળી ગયો કે એમ ઉશ્કેરાયેલા ટોળાને શાન્ત પાડી શકાય તેમ નહોતુ. તેથી તે પણ ટોળાની લાગણીના પ્રવાહમા ખેંચાયો, અને થાકથી લોથપોથ થયેલ ઇશુની કરુણ મૂર્તિની હાંસિ કરવા લાગ્યો. ]

**પાઇલેટ**—જોઇ લેજો, યહુદીઓ, આ તમારો મહારાજા!

**પ્રજાજન**—કોણ? આ પાગલ અમારો મહારાજા! આ નીચ જાદુગર અમારો શહેનશાહ! અરે એને જમકાર પહોંચાડો! એના ટુકડા કરો! એને શુળીએ ચ્હડાવો!

[ ઇશુ ઉપર ધૂળ, પથરાઓ, ધોલ, તમાચા અને લત્તાપ્રહારોનો વરસાદ વરસ્યા. પાઇલેટે જોયુ કે હવે એક પળ પણ આ ટોળાને હાથ રાખી શકાય તેમ નહોતુ. તેણે તેજ ક્ષણે જળ મુક્યું ]

**પાઇલેટ**—[ જળ મૂકતા ]-જુઓ, હુ આ જળ વડે મ્હારા હાથ ધોઇ નાંખીને અત્યારે તમારી ઇચ્છા પ્રમાણે આ નિર્દોષ આદમીનું મૃત્યુ ફરમાવીશ. હવે એ પાપનો જવાબદાર હું નથી પણ તમે છો એટલુ યાદ રાખજો

**ઉશ્કેરાયલું ટોળું**—કબૂલ! એની હત્યાનુ પાપ અમારા ઉપર, અમારા ભવિષ્યના વંશ વારસો ઉપર.

**પાઇલેટ**—ત્યારે તો જાઓ, આને દેહાતદંડની શિક્ષા કરો પણ સબૂર, એના ગળામા એના ગુન્હાનુ પાટિયુ ટીંગાડો, લાવો, હું ગુન્હો લખી દઉં "યહુદીઓનો રાજા—નેઝેરેથનો ઇશુ"—એ શબ્દો આ પાટીયામા લખુ છુ.

[ પાઇલેટ પોતે શબ્દો લખે છે. ]

**કૈઆફેસ**—[ ક્રોધથી ]—આ શબ્દોમા ગુન્હાની નોંધ ક્યા છે? "યહુદીઓનો રાજા" એટલા શબ્દમા કોઇ ગુન્હો ન માને. એમ લખો કે "યહુદીઓનો રાજા છુ" એમ એ નાપાક બોલ્યો"

છે, અને વચ્ચે પ્રેમનો ઉદય થાય છે; ગાંધર્વવિવાહથી અને જોડાય છે. શકુંતલાને દુર્વાસાનો શાપ લાગે છે. જેને લીધે દુષ્યન્તને તેનું વિસ્મરણ થાય છે; શાપને નિરત્ત કરનાર નિમિત્ત મળતાં દુષ્યન્તને પશ્ચાત્તાપમય શકુંતલાનું સ્મરણ થાય છે; શકુંતલાની વિરહાવસ્થા; દુષ્યંતની વિયોગવ્યથા; ત્યાર પછી સિંહબાલ સાથે ખેલતા પોતાના પુત્ર સર્વદમનને નિરખતાં દુષ્યન્તના વાત્સલ્યની પ્રતીતિ, અને અંતે પતિ-પત્નીનો સ્થાયી મેળાપ—આ વસ્તુ અતિશય ટૂંકું છે એટલુંજ નહિ પણ અતિ સાધારણ છે. સ્ત્રી પુરુષ પરસ્પરને જોય, પછી ચહાય, પછી પરણે, પછી છૂટાં પડે અને છેવટે પાછાં જોડાય—ખરે, સમાજની ઘટમાળના સુપરિચિત અંગભૂત આવા બનાવથી કોઇ પણ લેખકની કૃતિ અમર થઇ શકે નહિ. કાલિદાસની કૃતિ અલૌકિક છે, કારણ કે આ સામાન્ય વૃત્તાંતનું વર્ણન કરવામાં એણે અનેકવિધ અલૌકિક સામગ્રીનો ઉપયોગ કર્યો છે.

મનુષ્યજીવન સબંધી આપણે વિચાર કરીશું તો આપણને સમજાશે કે પરિચિત અને અદ્ભુત, લૌકિક અને અલૌકિક, જ્ઞેય અને અજ્ઞેય વાણાતાણાની અટપટી છતાં આકર્ષક યોજનાથી એ જીવનપટ બનેલો છે. મનુષ્ય ખાય છે અને પશુઓ ખાય છે; મનુષ્યો ઉંઘે છે અને પશુઓ ઉંઘે છે, મનુષ્ય સંતતિનો આનંદ લે છે અને પશુઓ સંતતિનો આનંદ લે છે. તો એ આહાર નિદ્રા અને પ્રજનનમાં મનુષ્યની મહત્તા રહેલી નથી, પરંતુ એ વિચારશીલ પ્રાણી છે, વિમર્શ કરી પોતાના ધર્મનો અને પોતાના કર્તવ્યનો નિર્ણય કરી શકે છે, હંસ વૃત્તિનું અવલંબન કરી સારાસાર સમજી સારગ્રહણ અને અસારત્યાગ કરી શકે છે, પોતાના અલ્પજ્ઞાન અને અલ્પ સામર્થ્યના અનુભવથી નમ્ર બની સર્વજ્ઞ અને સર્વસમર્થ વિશ્વનિયામક સત્તાને અભિમુખ તથા અધીન રહી શકે છે, અને તે સત્તા ચાલકપાલક અંતર્યામીરૂપે સર્વવ્યાપક હોવાથી સર્વત્ર અદ્ભુત તત્ત્વની ઝાંખી કરી શકે છે એમાં મનુષ્યનો મહિમા રહેલો છે.

મનુષ્યે પોતાની શોધક બુદ્ધિથી ઓછું પરાક્રમ કર્યું નથી. યંત્રશક્તિથી એક કલાકમાં ૬૦ થી ૧૦૦ માઇલ તે પ્રવાસ કરી શકે છે, હજારો માઇલ દૂર સ્થળે થોડીક જ ક્ષણમાં તારથી સંદેશો મોકલી શકે છે, અંતરિક્ષમાં વિહાર કરી શકે છે, જળમાં સંતાઇ યુદ્ધ કરી શકે છે, અને અકલ્પ્ય બઢોર મારી જાય એવી અસંખ્ય વસ્તુઓ બનાવી શકે છે. પરંતુ એ જ ચમત્કારનિધાન માનવ-મગજ હજી સુધી એક પણ જીવતું પાંદડું બનાવી શક્યું નથી! કાગળનાં, ચીંથરાનાં, લાકડાનાં, કચકડાના, વિવિધ બીજાં મિશ્રણોનાં જોઇએ તેટલાં પાંદડાં મનુષ્ય બનાવી શકે, પરંતુ વૃક્ષના રસનો જેમાં સંચાર થાય, જેને પુષ્પ બેસે, જેને ફળ આવે એવું એક પણ પાંદડું બનાવવારૂપ પોતાની અલૌકિક કારીગરીનું તે પ્રદર્શન કરી શક્યો નથી. મનુષ્ય પોતાનું માથું, પોતાના હાથ, પોતાના પગ સ્વેચ્છાથી હલાવી શકે છે પરંતુ પોતાના કાન હલાવી શકતો નથી અન્નનું પચવું, લોહીનું બનવું અને ફરવું—એ સર્વ ક્રિયા મનુષ્યની હકુમતની બહાર છે, માનવ-જીવનરૂપ નાટકમાં એ ક્રિયાઓ નેપથ્યમાં થાય છે, તે એટલે સુધી કે મનુષ્ય એ ક્રિયાઓ સંબંધી વધારે પડતો વિચાર કરે તો ઉલટો મૂર્ખ બને છે. હૃદય સંબંધી વિચાર કરવાથી રક્તાભિસરણને, અને જઠર સબંધી ચિંતન કરવાથી પાચનશક્તિને ઉલટો આઘાત પહોંચે છે એ કરતાં મનુષ્યશક્તિની ન્યૂનતા બીજી કઈ હોઇ શકે ?



શકુન્તલાની વિરહાવસ્થા.

[ પૃષ્ઠ ૪૫૪

મનુષ્યનું સામર્થ્ય આ પ્રમાણે જો કે ક્ષુદ્ર સિદ્ધ થાય છે છતાં એ ક્ષુદ્રતાનું ભાન થવું એ મનુષ્યની મહત્તા સૂચવે છે મદ હોઈ ક્ષુદ્રતાનું ભાન થવાને બદલે મહત્તાનું ભાન થવું એ વાસ્તવિક મહત્તા છે નમ્રતા એ એ એક ચમત્કારની કલ્પના છે નહિ એ ઉન્નતિની ભગિની છે ભર્તૃહરિ યથાર્થ કહે છે કે—

यदाऽकिंचिज्ज्ञोऽहं द्विप इव मदान्ध समभव
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मन ।
यदा किंचित्किंचिद् बुधजनसकाशादवगत
तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो म व्यपगत ॥

["જ્યારે મને ઘોર અજ્ઞાન હતું ત્યારે હું હાથી જેવો મદમાતો રહેતો અને મારું ગર્વિષ્ઠ મન માનતું કે હું સર્વજ્ઞ છું પરંતુ ડાહ્યા માણસોની સંગતિથી મને કંઈ કંઈ જ્ઞાન મળ્યું ત્યારે હું મૂર્ખ છું એ વિચારસહિત જ્વરની માફક મારો મદ [illegible] ગયો ]

વિચારશક્તિથી નમ્ર થયેલો મનુષ્ય પૂર્ણ સત્ય સર્વવ્યાપક છતાં અદૃષ્ટ ઈશ સત્તાને અભિમુખ થાય છે જેમ જેમ તે એ સર્વાધાર વિશ્વપાવની અદૃશ્ય સત્તારૂપ ગુપ્ત સરસ્વતીમાં સ્નાન કરે છે તેમ તેમ એ સત્તાનો સંચાર તેના અંતઃકરણમાં અધિક થાય છે, તે પોતાની દિવ્ય પ્રતિભાથી અલૌકિક પ્રત્યક્ષજ્ઞાન મેળવી શકે છે તેની વાણી અનિર્વચનીય સત્યના આવેશવાળી બને છે અને તેની કૃતિમાં અવર્ણનીય માર્દવયુક્ત બંધુભાવ નિતરી રહે છે મહાસંસ્કારી સમર્થ અમેરિકન વિદ્વાન એમર્સન આ રહસ્ય સત્યના યથાર્થ જ કહે છે કે—

**"It is a secret which every intellectual man quickly learns that beyond the energy of his possessed and conscious intellect he is capable of a new energy (as of an intellect doubled on itself) by abandonment to the order of things that, beside his privacy of power as an individual man there is a great public power, on which he can draw by unlocking, *at all risks his human doors,* and suffering the ethereal tides to roll and circulate through him then he is caught up into the life of the Universe his speech is thunder his thought is law and his words are universally intelligible as the plants and animals —(Essay on 'The Poet')**

[તાત્પર્ય—પ્રત્યેક બુદ્ધિશાળી મનુષ્ય એ રહસ્ય સમજે છે કે પોતાની પરિચિત બુદ્ધિ ઉપરાંત સમષ્ટિબુદ્ધિ એટલે ઈશ્વરી બુદ્ધિની શક્તિ વાપરવાની તેને છૂટ હોય છે પોતાની માનવતાના દ્વાર ખુલ્લાં કરી એ મહાબુદ્ધિના મહાપુરને અનુકૂળતા કરી આપવાથી મનુષ્ય મહાસામર્થ્યસંપન્ન થઈ શકે છે અને એની વાણી એના વિચાર અને એના શબ્દોમાં અલૌકિક ચમત્કાર પ્રવેશ કરે છે તથા તે સર્વગ્રાહ્ય અને સર્વમાન્ય થઈ પડે છે ]

આર્ય તત્ત્વજ્ઞાનમાં તપ એ એક અતિ મહત્ત્વનો શબ્દ છે પ્રલયકાળની સમાપ્તિએ સૃષ્ટિને ઉપજાવનાર સર્વજ્ઞ સર્વસમર્થ પરમાત્માનો સત્ય સંકલ્પ તપ કહેવાય છે તેમજ પોતાના શિવપદની સિદ્ધિ અર્થે નિયમિત આહાર વ્રતાનુષ્ઠાન પ્રાણાયામ ધ્યાનાદિ જે ઉત્કટ સાધનોનો અભ્યાસ જીવ કરે છે તે પણ તપ કહેવાય છે તપનો અગાધ મહિમા વર્ણવતાં શ્રીમનુ કહે છે —

यद दुस्तर यद् दुराप यद् दुर्ग य च दुष्करम् ।
सर्व तु तपसा साध्य तपो हि दुरतिक्रमम् ॥

["જે તરવાને અશક્ય છે, મેળવવાને અશક્ય છે જવાને અશક્ય છે અને કરવાને અશક્ય છે તે સર્વ તપથી સિદ્ધ થઇ શકે છે તપની સત્તાનુ ઉલ્લંઘન થઇ શકતુ નથી "]

આ તપ આર્યસંસ્કૃતિનુ એક મહા મહિમાવાનુ અંગ છે, અને કવિવર કાલિદાસે સ્થળે સ્થળે એના રહસ્યનુ દર્શન આપણને કરાવેલ છે એ મનોહર ઉદાહરણો લઈએ

૧ આરંભમાજ હરણના શિકારની આડે તપસ્વીઓ આવી રહે છે રાજા આકુલ વ્યાકુલ થઈ જાય છે, અને કહે છે—"એમ છે તો અશ્વને રોકો "

મર્મ—મૃગયા તપને પ્રતિબંધક હોઇ શકે નહિ

૨ વૈખાનસ દુષ્યંત રાજાને કહે છે—

"આપને અન્ય કાર્યનુ રોકાણ ન હોય તો આશ્રમમા પધારો અને અતિથિસત્કાર સ્વીકારો તપોધનોની વિઘ્નરહિત ક્રિયાઓ સાક્ષાત્ નિહાળી આપ જોઇ શકશો કે આપનો પ્રતાપી બાહુ કેનુ રક્ષણ કરી રહ્યો છે "

મર્મ—પ્રજાનુ રક્ષણ એ રાજાનુ તપ છે, વિશેષે કરીને ગોબ્રાહ્મણપ્રતિપાલપણુ ગાય એ ધર્મનું સમર્થ પવિત્ર અંગ છે, અને તપ વિના સાચુ બ્રાહ્મણત્વ નહિ ધર્મશાસ્ત્ર કહે છે–

ब्राह्मणस्य तु देहोऽयं क्षुद्रभोगाय नेष्यते ।
कृच्छ्राय तपसे चेह प्रेत्यानन्तसुखाय च ॥

[બ્રાહ્મણનુ શરીર સંસારના ક્ષુદ્ર ભોગો માટે ઇષ્ટ નથી, પરંતુ આ જન્મમા કષ્ટ તપ માટે અને મરણોત્તર મોક્ષસુખ માટે તે માનવુ છે ]

૩ દુષ્યન્ત કહે છે—"તપોવનમા રહેનારાઓને ઉપદ્રવ થવો જોઇએ નહિ અહિજ રથ અટકાવ એટલે હુ ઉતરી પડુ "

[ઉતરીને] "સારથિ! નમ્ર વેસથી તપોવનમા પ્રવેશ કરવો જોઇએ તો આ લે " [એમ કહી સારથિને પોતાના અલંકાર અને ધનુષ્ સોંપે છે ]

રાજાના આ વચનનો મર્મ અતિસુંદર છે રાજા એટલે સત્તા–રાજ્યની મૂર્તિ તપસ્વી એટલે ધર્મરાજ્યની મૂર્તિ. સત્તા ગમે તેવી પ્રબલ હોય છતા આખરે તેને સત્ય ધર્મને નમવુ પડે છે રાજા પોતાના અલંકાર ઉતારે છે અલંકાર એટલે સુવર્ણ અને રત્ન રત્ન એક પ્રકારની પાષાણુનીજ જાતિ છે, અને સુવર્ણ લૌકિક અગ્નિનુ સંતાન હોવાથી અલૌકિક જ્ઞાનાગ્નિની આગળ નિસ્તેજ પડી જાય એ સ્વાભાવિક છે વળી રાજા પોતાનુ ધનુષ્ પણ મુકી દે છે કયા રાજાનુ ધનુ અને કયા મંત્રમૂલક અસ્ત્રવિદ્યા! રઘુવંશના પ્રથમ સર્ગમા દિલીપ રાજા વસિષ્ઠમુનિને શરણુ થવાને રમણીય પ્રસંગે કહે છે–

तव मन्त्रकृतो मन्त्रैर्दूरात्प्रशमितारिभिः ।
प्रत्यादिश्यन्त इव मे दृष्टलक्ष्यभिदः शराः ॥

['હે ભગવન્! આપ કે જે મંત્રવિદ્યા પારંગત છો તેમણે પ્રોજેલા મંત્રો અતિદૂર રહેલા શત્રુઓનુ પણ શમન કરી મારા બાણુની હાસી કરે છે, કારણ કે મારા બાણ તો દેખી શકાય એવા નિશાનને પાડનાર છે "]

મહાભારતથી આપણે જાણીએ છીએ કે પાંડવ અને કૌરવકુમારો ગામા પડેલા પોતાના જે રમતના દડાને કાઢી શક્યા નહિ તે વૃદ્ધ દ્રોણાચાર્ય મંત્રવિદ્યાના સામર્થ્યથી દર્ભની સળીથી કાઢી શક્યા હતા ભાગવતથી આપણે જાણીએ છીએ કે સત્તા રાજ્યની મૂર્તિ યાદવો જેઓ સાક્ષાત શ્રીકૃષ્ણના નાતીલા હતા તેઓએ ઉન્મત્ત બની ધર્મરાજ્યની મૂર્તિ પવિત્ર એક મુનિનો અન્યાય ઉપહાસ કર્યો જે નિમિત્તથી ઉત્પન્ન થઇ યાદ

વેનું નિકંદન થઇ ગયું. શ્રીકૃષ્ણે પણ મુનિનો શાપ વધાવી લઇ ધર્મરાજ્યની શ્રેષ્ઠતાના સનાતન સિદ્ધાંતને અનુમોદન આપ્યું.

૪. રાજા પૂછે છે—अपि तपो वर्धते। તપ બરાબર ચાલે છે ને?

મર્મ—તપસ્વીઓની દૃષ્ટિમાં સર્વથી મહત્ત્વની વસ્તુ તપ હોવાથી તેમને તો તપ સબંધીજ કુશળ પૂછવું યોગ્ય છે. શરીરના આરોગ્ય સંબંધી મુખ્ય પ્રશ્ન તેમને કરવો એ તેમની હાંસી અને તપની અવગણના કર્યા બરાબર છે. તપની પાછળ સમગ્ર ઐશ્વર્ય આપોઆપ ધસડાઇ આવે છે તો પછી શરીર આરોગ્યનું તો કહેવુંજ શું? કાલિદાસ વાલ્મીકિઆદિ "પૂર્વસૂરિ" ઓનું આવે પ્રસંગે આબાદ અનુકરણ કરે છે. વસિષ્ઠ અને વિશ્વામિત્રના સમેલનના સંબંધમાં વાલ્મીકિમુનિ કહે છે.

> उपविष्टाय च तदा विश्वामित्राय धीमते ।
> यथान्यायं मुनिवरः फलमूलमुपाहरत् ॥
> प्रतिगृह्य तु तां पूजा वसिष्ठाद्राजसत्तमः ।
> तपोग्निहोत्रशिष्येषु कुशलं पर्यपृच्छत ॥
> विश्वामित्रो महातेजा वनस्पतिगणे तदा ।
> सर्वत्र कुशलं प्राह वसिष्ठो राजसत्तमम् ॥

["પછી આસન ઉપર બેઠેલા બુદ્ધિમાન, વિશ્વામિત્ર આગળ મુનિવર વસિષ્ઠે યથાવિધિ ફળમૂળ લાવી મૂકયાં. વસિષ્ઠમુનિની તે પૂજા સ્વીકારીને મહાતેજસ્વી શ્રેષ્ઠરાજા વિશ્વામિત્રે તેમને તપ, અગ્નિહોત્ર, શિષ્યગણ તથા વનસ્પતિના સમુદાયનું કુશળ પૂછ્યું. વસિષ્ઠ મુનિએ ઉત્તમ રાજાને સર્વનું કુશળ કહ્યું."]

૫. રાજા સેનાપતિને આજ્ઞા કરે છે—"મારા સૈનિકો તપોવનને અડચણ કરે નહિ એ પ્રકારે તેમને વારવા જોઇએ. જો! શમ રૂપ મુખ્ય ગુણવાળા તપસ્વીઓમાં ગુપ્ત દાહક તેજ રહેલું હોય છે. બીજાના તેજના અભિભવથી સૂર્યકાન્તમણિની માફક તેઓ પોતાના તેજને પ્રકટ કરે છે."

મર્મ—બ્રહ્મ તેજ ક્ષાત્ર તેજના સંઘર્ષમાં આખરે બ્રહ્મ તેજનો જય ક્ષાત્ર તેજનો પરાજય થાય છે. વસિષ્ઠના બ્રહ્મ દંડનો પરમ ચમત્કાર જોઇ વિશ્વામિત્રને ક્ષાત્ર બલ ઉપર તિરસ્કાર ઉપજ્યો, અને બ્રહ્મર્ષિપદની અભિલાષા પ્રકટ થઇ. પરિક્ષિત રાજાએ શમીક ઋષિના કંઠમાં મુએલો સર્પ નાંખ્યો, જેને પરિણામે ઋષિપુત્ર શૃંગીના શાપથી સાત દિવસ પછી અવર્ણનીય પહેરાની સખ્તાઈ છતાં તક્ષક નાગે પરિક્ષિતને ડંખી તેના પ્રાણ લીધા. કર્મની પ્રબલ સત્તા જણાવનાર પરિક્ષિતનો આ વૃત્તાંત પ્રાચીન સાહિત્યનો એક અતિ સુંદર નમુનો છે.

—[ અપૂર્ણ ]

# "અયિ સ્મિતવતી!"

---

અયિ સ્મિતવતી
મંદ મલપતી
ત્હારી કળા વિકસાવજે.
તવ લોલ નૃત્યે મેનકા તપ ઉગ્ર તું તોડાવજે
તવ નેન પલકારે સખી સૃષ્ટિ સહુ ડોલાવજે.

અયિ મદભરી
રાસેશ્વરી
તવ રાસ વિશ્વે માંડજે,
સારીય આલમને રસિકા રાસ તુજ રમાડજે
નર હીર, વીર, સુધીરને મંદ રંગીલી રંગોળજે.

અયિ કોકિલે
સુર બાલિકે
કુઉ નાદ નિત્ય ટહુકજે,
તવ લલિત, મંજુલ, રમ્ય સંગીત વિશ્વને સુણાવજે
તન્મય બનાવી માનવીના આત્મપંથ ભુલાવજે.

અયિ માલિકે
રસ નાયિકે
તવ કુસુમ પરિમલ ઢાળજે,
મદ મસ્ત માનવ મન પછી તવ પ્રકૃતિમાં વાળજે
માયાતણી પ્રકૃતિ તું કુળદેવી પૂજન રચજે.

અયિ નિર્મલે
ઉર ઉર્મિલે
લાલિત્ય જગ ફેલાવજે,
અબળા કહી પુરૂષે ગણી લલના મતિ તવ પાનીએ
ચેતન તણી ઓ મૂર્તિ તું, છે જડ પુરૂષ નવ જ્ઞાની એ.

# “કાન્ત” નું કરૂણાજનક અવસાન.




જુ ગયા જ અંકમાં અમારે એક પ્રાક્ષરરત્નના અવસાનની શોકજનક નોંધ લેવી પડી હતી ત્યાં ગુજરાતે એક બીજા સાહિત્યસેવકને ગુમાવેલ છે સ્વર્ગસ્થ મણિશંકર રત્નજી ભટ્ટનું નામ આખા ગુજરાતમાં મશહૂર છે તેના મિત્રો અને તેના કાવ્યોને ચાહનારા અસંખ્ય છે વર્ષો થયાં કાન્ત ભાવનગરની શાન્તિની બહાર નીકળતા નહોતા તેનું કારણ કદાચ એ જ હશે કે દુનિયાની ધાંધલ અને કીર્તિની મોહજાળમાં ખરો કવિ જીવી શકતો નથી

“કાન્ત” કુદરતની સૌન્દર્યના ઉપાસક હતા અને કાશ્મીર માટે એમને ખાસ પક્ષપાત હતો એમનું અવસાન પણ કાશ્મીર જતાં જ થયું અને તે એક ખરતો તારો અદ્રશ્ય થઈ જાય તેમ કીર્તિનો એને મોહ નહોતો અને તેથી તેનું મૃત્યુ પણ ન કળી શકાય તેવા સંજોગોમાં રેલવેની મુસાફરી દરમિયાન થયું જુન માસમાં એમનો દેહ પડ્યો અને ? ઑગસ્ટમાં એ સમાચાર તેના સ્નેહીઓને મળ્યા!

ઘણા સમયથી સ્વર્ગસ્થ જાહેર પ્રવૃત્તિઓમાં બહુ ભાગ લેતા ન હતા, તેમ તેમનું લખન કાર્ય પણ છેલ્લાં વર્ષોમાં કંઈક મન્દ હતું છતાં ૫૫ વર્ષની વયમાં એમણે જે કાંઈ લખ્યું છે તે રંગીન અને પ્રાણદાયક છે તેની ભાષાની છટા તેનું માધુર્ય તેની સહૃદયતા અને તેનું [illegible] ગુજરાતી સાહિત્ય પ્રદેશમાં ઘણું ઉંચું સ્થાન રોકે છે એ નિ:સંશય છે એમનું વક્તૃત્વ પણ શ્રોતાઓને મોહિત બનાવે તેવું હતું તેના જીવનની સાદતા અને મૃદુતાનું ખરૂં કારણ ઇશુ માટેની તેની અનન્ય ભક્તિ અને પ્રીતિ હતી કાન્ત દુનિયાદારીથી કંઈ તટસ્થ હતા અને બાળકના જેવું તેનું હૃદય હતું તેનું મરણ પણ ઇશુ સાથેનો તેનો સમાગમ

કદાચ તેના સુન્દર કાવ્યો અને તેની ગંભીર ભાવનાઓને પ્રેરનાર પણ ઇશુના પવિત્ર જીવનનો તેનો ઉંડો અભ્યાસ હોય એમ પણ દેખાય છે —

સાંભળજો વ્હાલાઓ વચનો દીનના
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો

આ સમય ??? પંક્તિઓમાં ઇશુનું પ્રેમાળ હૃદય ડોકાતું હોય એમ નથી લાગતું?
તંત્રી

મહેમાનો! ઓ વ્હાલા! પુન પધારજો!
તમ ચરણે અમ મદન સુંદર સુહાય જો!
કે જો નાટ્ય જગતે પામર પાપ જો—
દિનચર્યામાં પ્રભુ પામે પણ થાય જો!

આ મહેમાનગીરીમાં પ્રભુની સુકોમળ લાગણીઓ નથી દેખાતી?

એના ધાર્મિક અભિનિવેશને લીધે જ મન્તના નાટકોમાં ભાવ અને રસ, મધુરતા અને સહૃદયતા અપૂર્વ પ્રમાણમાં દેખાય છે. ગુજરાતને કલાપીની પિછાન કરાવનાર તરીકે પણ મન્તનો ગુજરાત ઉપર ઓછો ઉપકાર નથી. જગદીશ્વર એના સ્વર્ગપ્રિય આત્માને ચિરશાન્તિ આપો એટલી જ પ્રાર્થનાથી ગુજરાતે હવે સંતોષ માનવો રહ્યો.

—તંત્રી



# અવલોકન.

**બુદ્ધલીલાસારસંગ્રહ**—કિ. રૂ. ૨-૮-૦
પૃષ્ઠ ૩૬૫.

લેખક—**અધ્યાપક ધર્માનંદ કોસમ્બી.**

અનુવાદક—**નીલકંઠ કશ્યરદાસ મશરૂવાળા.**

પ્રકાશક—**કિશોરલાલ ઘ. મશરૂવાળા મહ-માત્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.**

શ્રીયુત ધર્માનંદ કોસમ્બીએ મરાઠીમાં લખેલ ‘બુદ્ધલીલાસારસંગ્રહ’ નો આ ગુજરાતી અનુવાદ છે. ગુજરાત પુરાતત્ત્વ મંદિરે આ ગુજરાતી અનુવાદ શ્રીયુત નીલકંઠ મશરૂવાળા પાસે તૈયાર કરાવી ગુર્જર સાહિત્યમાં એક અતિ કીમતી ઉમેરો કર્યો છે તેમાં શક નથી. અધ્યાપક કોસમ્બી બૌદ્ધ ધર્મના ગંભીર અભ્યાસી છે અને બુદ્ધલીલા વિષે તેમનો મરાઠી ગ્રન્થ અતિ મનનીય મનાયો છે. પાલી ભાષાનો ત્રિપિટક ગ્રન્થસમૂહ બુદ્ધના જીવન સંબંધી આધારભૂત ધર્મગ્રન્થ ગણાય છે. અને તેના આધારે રચાયેલુ આ પુસ્તક ગુજરાતી આલમને બુદ્ધચરિત અને બૌદ્ધ ધર્મ વિષે ઘણી કિંમતી માહિતી આપશે એવી અમને ખાત્રી આશા છે.

---

**રણજીતરામના નિબંધો, ભાગ ૧.—**
કિ. રૂ. ૧-૮-૦, પૃષ્ઠ ૨૭૭

લેખક—**રણજીતરામ વાવાભાઈ મહેતા.**

પ્રસિદ્ધ કર્તા—**સાહિત્ય પ્રકાશક કંપની લિમિટેડ, મુંબઇ.**

સ્વર્ગસ્થ રણજીતરામ વાવાભાઈના સાહિત્ય-વિષયક નિબંધો આ પુસ્તકમાં એકઠા કરવામાં આવ્યા છે. સ્વર્ગસ્થની વાર્તાઓ આદિનો એક સંગ્રહ ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટી તરફથી પ્રસિદ્ધ થયો છે. સંગાર્ડની સાહિત્ય સંગ્રહની ગ્રન્થમાળાનું આ પ્રથમ પુસ્તક છે. સાહિત્ય સંગ્રહની આ પ્રવૃત્તિ જરૂર આવકારદાયક છે. અલબત્ત, સુગ્રથમ કાર્યાલય, નવજીવન પ્રકાશન મન્દિર, પુરાતત્ત્વ મન્દિર, વિગેરે સંસ્થાઓ સાહિત્ય પ્રકાશનનું કાર્ય કરી રહેલ છે, પરંતુ ગુર્જર સાહિત્યને જેટલું ઉત્તેજન મળે તેટલું ઓછું છે.

રણજીતરામ ગુર્જર સાહિત્યના એક અનન્ય સેવક હતા, અને ગુર્જર ગિરા માટે તેની ચિંતા અને ઉપાસના તેનાં તમામ લખાણોમાં નજરે પડેછે. તેની ટુંકી સરલ શૈલીના લેખો ડાયરીનાં પાનાં લખાયાં ન હોય તેવા મર્મગ્રાહી અને અર્થપૂર્ણ લાગેછે. એ શૈલીમાં ક્યાંક ઉપર ટપકેની નોંધો જેવુ પણ દેખાઈ આવેછે, અને તેથી કેટલીક વાર સાહિત્યની ઉંડી મીમાંસામાં અગર વિગતોમાં તે ઉતરી શકતા નથી. દાખલા તરીકે “ કલાનુ વર્ષ ૧૯૦૮ ”—એ લેખમાં ઘણી વિગતો અધુરી છે અને તુલના કંઈક અપૂર્ણ જેવી લાગેછે. પરંતુ ગુજરાત માટે અપૂર્વ અભિમાન, ગુજરાતી ભાષાને ગૌરવભર્યું સ્થાન મળે તે માટે અથાગ ચિંતા અને સાહિત્ય તરફ અનન્ય પ્રીતિ તેના લેખોમાં દ્રષ્ટિગોચર થાયછે

સાહિત્ય સંગ્રહના આ મંગલાચરણ માટે અમે તેના કાર્યવાહકોને અભિનંદન આપીએ છિએ તે સાથે એટલું સુચવવાની રજા લઇએ છિએ કે પુસ્તકની છપાઈ, કાગળ

આદિ વધારે સારા વપરાશે તો ગ્રથમાળા વધારે ઉપયોગી અને સુન્દર બનશે

—— ० ——

**પ્રાચીન કાવ્યસુધા, ભાગ ૧, ૨ દરેક** ભાગનો રૂ ૧। પૃ. ૧૩૭ તથા ૧૫૬

પ્રકાશક—ગુજરાતી સાહિત્ય પ્રવર્તક, પ્રકાશક—**રાજયરત્ન શેઠ પુરૂષોત્તમદાસ વિશ્રામ માવજી જે પી એમ આર એ એસ**

આ પુસ્તકમા આપણા પ્રાચીન કવિઓનુ પ્રાસાદિક સાહિત્ય એકત્ર કરવામા આવ્યુ છે આ બન્ને ભાગમા નરસિંહ મહેતો, પ્રેમાનન્દ ગિરધર પ્રીતમદાસ વસ્તો મીરાબાઈ, તુલસીદાસ વિગેરે અનેક ભક્ત કવિઓની વાનગી ધરવામા આવી છે મ્હોટે ભાગે ઉપનિષદોમા વર્ણવેલ બ્રહ્મજ્ઞાનને લગતા કાવ્યો આ ગ્રથ સગ્રહમા આપેલ છે કાવ્યોની પસદગી બહુ સભાળથી કરેલી દેખાય છે જેઓને ભક્તિ રસની પિપાસા છે તેઓને આ સગ્રહમા ઘણુ પવિત્ર પાન મળશે એમ અમારુ માનવુ છે શ્રીયુત પુરૂષોત્તમ વિશ્રામની સાહિત્ય માટેની ઊંડી લાગણી માટે ગુજરાતી વાચક વર્ગ તરફથી તેમને ધન્યવાદ ઘટે છે

——

**આર્યોના તહેવારોનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ**—કિ રૂ ૩–૮० પૃષ્ઠ ૫૮૮

લેખક—'**ઋગ્વેદી**'

પ્રકાશક—**કિશોરલાલ ઘ મશરૂવાળા, મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ**

ગુજરાત પુરાતત્ત્વ મદિર તરફથી પ્રકટ કરવામા આવેલ આ મનનીય ગ્રન્થને અમે મહા આવકાર આપીએ છીએ. શ્રીયુત ઋગ્વેદીના પોતાના મરાઠી ગ્રન્થનોજ આ અનુવાદ છે લેખક આ પુસ્તકથી ગુજરાતી સાહિત્યમા એક મ્હોટી ખોટ પૂરી પાડી છે કેમકે પણ સમાજના જીવનમા તહેવારો એ જનસમૂહનુ મર્મસ્થાન છે તહેવારો એ કોઈપણ પ્રજાની સસ્કૃતિની તુલના છે ખાસ કરીને હિન્દુ સસ્કૃતિનો અર્ધો ઇતિહાસ તહેવારોનોજ બનેલો છે કમનસીબે એ તહેવારોનુ રહસ્ય બાહ્ય ઉપાધિઓ નીચે એટલુ બધુ ઢકાયેલુ અને વિકૃત દશાને પામેલુ છે કે તેની પાછળ છુપાયેલી ફિલસુફી અને મહત્તા આપણે ઘણે અશે ગુમાવી છે તે પાછી મેળવવી હોય તો એ તહેવારોનુ પુનર્જીવન આવશ્યક છે એ પુનર્જીવન કદિ પણ શક્ય હોય તો તે આના સગીન પ્રયાસો દ્વારાજ હોઈ શકે હિન્દુ વર્ષના દરેક માસના તહેવારો અનુક્રમે આ ગ્રથમા સશોધક દૃષ્ટિથી સમજાવવામા આવ્યા છે હિન્દુ સસ્કૃતિનુ રહસ્ય જાણવાની જેઓને જિજ્ઞાસા હોય તેઓને માટે આ ગ્રન્થ અતિ કિંમતી છે ફક્ત એટલુજ સૂચન કે કોઈ કોઈ સ્થળે ધાર્મિક રહસ્યને માત્ર બુદ્ધિવાદની દૃષ્ટિથીજ સમજાવવાનો પ્રયત્ન થયો છે તેથી કદાચ કેટલાક પુણ્ય પ્રસગોનુ રહસ્ય કેટલેક અગોચર રહે તો આશ્ચર્ય નથી જનતાની માન્યતાઓ સાથે હૃદયમીલન કરવાથી કદાચ કૃષ્ણ અને રાધા રામ અને સીતા વધારે સમજાશે એમ અમારુ માનવુ છે

—— ० ——

**કાળાપાણીની કથા**—કિ રૂ ૧–૪० પૃ ૨૩૧

પ્રકાશક—**યુગ ધર્મ કાર્યાલય, અમદાવાદ**

અનુવાદક—**નરહરિ દ્વા પરીખ અને રમણલાલ દેસાઈ**

આન્ડામાનના કાળાંપાણી કેદમ આવેલા બારીન્દ્ર કુમાર ઘોષ, ભાઇ પરમાનંદ, ઉલ્લાસદત્ત અને ઉપેન્દ્રનાથ બન્ધોપાધ્યાયની આત્મકહાણી આ પુસ્તકમાં અતિ અસરકારક બાનીમાં કહેવામાં આવી છે. એ દશકા પહેલા બંગાળમાં ધરપકડ થઇ રહી હતી તેના ભોગ થયેલા અને દેશનિકાલ પામેલા રાજ્યદ્વારી કેદીઓની આ કથાઓ છે. આન્ડામાનના તેઓના દિલ ઉશ્કેરનારા અનુભવો, ક્રૂર અને ડખીલી રાજ્યસત્તાના સીતમો, અને અશાન્તિના માર્ગની વ્યર્થતા, એ સર્વ આ ગ્રન્થમાં એક નવલકથાનાં પ્રકરણોની માફક વંચાય છે.

———:o———

ઇશુ ખ્રિસ્ત–કિ. રૂ ૦–૬–૦, પૃષ્ઠ ૧૪૯.

લેખક–કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા.

પ્રકાશક—નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ.

અવતારલીલા—લેખમાળાનો આ ૫ મો લેખ છે ખ્રિસ્તી ધર્મ જેના પુણ્ય જીવનથી ઉદય પામ્યો તે પવિત્રાત્મા ઇશુની હૃદયદ્રાવક અને પ્રાણદાયિની જીવનકથા આ પુસ્તકમા ભાઇ મશરૂવાળાની મુલાયમ બાનીમા લખાયેલી છે ઇશુની મૃદુ જીવનલીલા આલેખવા માટે રા. મશરૂવાળાની મશરૂ જેવી મૃદુ લેખિનીજ જરૂરની હતી

——o——

હિમાલયનો પ્રવાસ–કિ. રૂ. ૦–૧૦–૦, પૃષ્ઠ ૧૭૦.

લેખક—દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર.

પ્રકાશક—નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ.

કાકાસાહેબની બે અધૂરી લેખમાળાનો આ સંગ્રહ છે. 'વસન્ત' 'હિમાલયનો પ્રવાસ' અને હસ્તલિખિત 'મધપૂડા' મા 'ઉત્તર ખંડની યાત્રા' પ્રગટ થતી હતી, તે બન્નેનો આમાં સમાવેશ થયો છે. હિમાલયનાં ઉત્તુંગ શિખરોની યાત્રાથી કાકાસાહેબનાં વ્યાખ્યાનો પણ ગગનસ્પર્શી બન્યા છે પુણ્ય પરિચયમાં મહાલવું હોય તો તેને માટે 'કાશ્મીરનો પ્રવાસ' બાદ કરતા ગુજરાતી ભાષામાં આવો ગ્રન્થ ભાગ્યેજ મળશે

——.o——

સેવા સદન–કિં રૂ. ૪–૮–૦: પૃ૦ ૧૭૮.

મૂળ લેખક—શ્રીયુત પ્રેમચંદ.

અનુવાદક—સ્વર્ગસ્થ હાજીમહમદ અલારખિયા શિવજી.

પ્રકાશક—શિવજી દેશાઇ એન્ડ કંપની મુંબઇ.

'વીસમી સદી' ના અંકોમા પ્રગટ થયેલી આ વાર્તાથી વાચકવર્ગ વાકેફ હશેજ. એ વાર્તાને સ્વતંત્ર પુસ્તકના આકારમા મુકવા માટે અમે પ્રકાશકોને મુબારકબાદી આપીએ છિએ કેટલાક સામાજિક પ્રશ્નોને આ કથામા બહુજ રસભર રીતે રજુ કરવામાં આવ્યા છે. સ્વર્ગસ્થ હાજીમહમદની સરલ અને અસરકારક કલમ અને ચિત્રકારો નિભુવન પટેલ અને માલીના આકર્ષક ચિત્રો વડે આ ગ્રન્થ કુટુમ્બોની લાયબ્રેરી માટે ખાસ સંગ્રહવા લાયક બનેલ છે.

——o——

## સાભાર સ્વીકાર.

**સીતા હરણ**—કિં. રૂ. ૦-૧૨-૦; પૃષ્ઠ. ૧૮૭.

લેખક—**ચન્દ્રશંકર પ્રાણશંકર શુકલ.**

પ્રકાશક—**નવજીવન પ્રકાશન મન્દિર—અમદાવાદ.**

———:०:———

**વજીરનંદિની ગુલબેગમ**—મૂલ્ય રૂ. ૧-૮-૦; પૃષ્ઠ ૩૬૬ [ઐતિહાસિક નવલકથા]

અનુવાદક—**મહાશંકર ઇંદ્રજી દવે.**

પ્રકાશક—**લાભશંકર જીવરાજ જોશી, અમદાવાદ.**

[ સ્વ. ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા ]

———:०:———

**બૉમ્બયુગનું બંગાળા**—મૂલ્ય રૂ. ૧. પૃષ્ઠ ૨૦૦.

પ્રકાશક—**ગાંડીવ સાહિત્ય મન્દિર, સુરત.**

———:०:———

**બુદ્ધ અને મહાવીર**—મૂલ્ય રૂ. ૦-૮-૦; પૃષ્ઠ ૧૧૪. [ અવતારલીલા-લેખમાળા ]

લેખક—**કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા.**

પ્રકાશક—**નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ.**

———:०:———

**નંદતરંગ**—મૂલ્ય ૧૦ આના; પૃષ્ઠ ૭૫, [કાવ્યમાળા]

કર્તા—**નંદલાલ વિઠુલદાસ**

પ્રકાશક—**રમણિકલાલ નરસીલાલ મપારા, મુંબઇ**

———:०:———

**કુસુમ વાડીનો માળી**—મૂલ્ય ૧૨ આના; પૃષ્ઠ ૬૮. [ રવીન્દ્રબાબુ કૃત ]

અનુવાદક—**દરબાર અને રમણ.**

———:०:———

**પાકશાસ્ત્ર**—મૂલ્ય રૂ. ૩, પૃષ્ઠ ૨૮૫.

લેખક—**ગં. સ્વ. લલિતાગૌરી સામરત્વ, તથા ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ.**

પ્રકાશક—**એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઇ.**

———:०:———

**વજ્રાઘાત**—મૂલ્ય રૂ. રાા, પૃષ્ઠ ૫૧૨. [ હિન્દીમાં ઐતિહાસિક ઉપન્યાસ. ]

મરાઠીમાં મૂળ લેખક—**સ્વ. પં. હરિનારાયણ આપટે.**

હિન્દિમાં અનુવાદક—**પં. લક્ષ્મીધર વાજપેયી.**

પ્રકાશક—**શિવનારાયણ મિશ્ર, પ્રતાપ-પુસ્તકાલય, કાનપુર.**

———:०:———

**अभिधम्मत्थसंगहो**—મૂલ્ય રૂ. ૨; પૃષ્ઠ ૫૫. [ ગુજરાત પુરાતત્ત્વ ગ્રંથાવલી. ]

લેખક—**ધર્માનન્દ કોસમ્બી.**

———:०:———

**મૂરખરાજ**—મૂલ્ય ૮ આના; [ ગાંધી ગ્રન્થમાળા ]

લખનાર—**મહાત્મા ગાંધીજી.**

પ્રકટકર્તા—**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.**

———:०:———

**ચંપારણ્યમાં મહાત્મા ગાંધીજી**—મૂલ્ય રૂ. ૧ા; પૃષ્ઠ ૩૦૪ [ યુગધર્મ ગ્રંથમાળા ]

લેખક—**રાજેન્દ્ર બાબુ.**

———:०———

**સુખનો મહામંત્ર તથા અમૃત બિન્દુઓ**—મૂલ્ય ૪ આના [પ્રગતિ મંદિર ગ્રન્થમાળા]

લેખક—ઈશ્વરભાઈ છોટાભાઈ, અમદાવાદ

પ્રસિદ્ધ કર્તા—પ્રભુશંકર નરભેરામ વ્યાસ, સુરત

— ० —

**મનોબળ યાને યોગોપચાર**—મૂલ્ય ૪ આના

લેખક—સોમેશ્વર કીકાભાઈ દેસાઈ, અમદાવાદ.

— ० —

**પ્રેમ પુષ્પાંજલિ**—લેખક તથા પ્રકાશક બાલકૃષ્ણ કાશીનાથ નિકામ (બાલકવિ) જામનગર

— ० —

**બાળ પ્રાર્થના માળા**—મૂલ્ય ૨ આના

લેખક—મણિલાલ સોમાભાઈ પટેલ તથા સોમાભાઈ છગનલાલ મહેતા (નોકિ

— ० —

**શ્રીમદ્ ભાગવદ્ગીતા**--

યોજક અને પ્રકાશક—શ્રી ગુજરાત ધાર્મિક આશ્રમ

— ० —

**સુબોધક વાર્તા સંગ્રહ**—મૂલ્ય ૨ આના [પ્રગતિ મન્દિર ગ્રંથમાળા]

પ્રસિદ્ધ કર્તા—પ્રભુશંકર નરભેરામ વ્યાસ, સુરત

— ० —

ઉપરાંત હિન્દુ અનાથાશ્રમનો ૧૯૨૧–૨૨ નો રિપોર્ટ, ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળનું પહેલા વર્ષનું નિવેદન ગુજરાતી સાહિત્ય મંડળ સુરત ની પત્રિકા પહેલી દિલ્હીના શેઠ ખીમજી જેરામ પુસ્તકાલયનો સને ૧૯૨૦–૨૧–૨૨ નો હેવાલ શ્રી કચ્છી દશા ઓસવાળ પ્રેસનું કેલેન્ડર મોમ્બાસાના સમાજ સેવા મંડળનો ૧૯૭૮ નો હેવાલ વિગેરેની અમે ઉપકાર પૂર્વક પહોંચ સ્વીકારીએ છીએ

— ० —






[ લખનાર—સૌ. જયશ્રી રાયજી ]

———×××———



દગી એ એક નાટકની રંગભૂમિ છે, અને સ્ત્રી પુરૂષ નાટકના પાત્રો છે રંગભૂમિ ઉપર તેઓ પ્રવેશ કરે છે, તેમનો ભાગ ભજવે છે, ને અદ્દશ્ય થાય છે. આપણો ભાગ સાગી રીતે ભજવવામા જીવનરૂપી નાટકની ફત્તદ સમાયલી છે. જીદગી જેવી અમૂલ્ય ચીજની આપણે નાટક જોડે સરખામણી કરી ત્યારે આ ઉપમાને લાયક થવાને આપણાં હાલના નાટકો કેટલા પાત્ર છે?

એક નાટક એટલે જીદગીના અમૂક સમયની અમૂક વ્યક્તિઓની રહેણીકરણીનો આબેહુબ ચિતાર. સારા નાટકની ખૂબી તો ક્યારે કહેવાય કે જ્યારે મનુષ્યના હૃદય ઉપર તેનાથી સચોટ અસર થાય અને તેને એમજ ભ્રમણા થાય કે તેની પ્રત્યક્ષ અમૂક કાળના અમુક જનના જીવનનો બનાવ ભજવાય છે. તે ભૂલી જાય કે તે માત્ર ખેલાડીનો ખેલ જોય છે, પણ જાણે કોઈ ખરેખર માણસના સમાગમમા તેમના હાવભાવનો અનુભવ તે ભોગવે છે

આવા સચોટ અસર કરનારા નાટકો આજકાલ કેટલાં થોડાં જોવામા આવે છે! નાટકો તે ખરેખર મનુષ્યને આહ્‌લાદ આપવાના, તેમને જ્ઞાન આપવાના અને ધડો બેસાડવાનાં સાધન છે. પણ કેટલા નાટકો આ તેમની અમૂલ્ય ફરજ અદા કરે છે? હુ એમ નથી કહેવા માગતી કે હાલ જે નાટકો ભજવાય છે તે બધા નિર્માલ્ય છે નાટ્યકારે તો પોતાનુ નાટક ઘણુ ઉત્તમ રીતે રચેલું હોય છે, પણ નાટકની ફત્તેહ તો તેને સારી રીતે ભજવી બતાવવામા રહેલી છે. ગમે તેટલુ નાગ્ક સારૂ લખાયુ હોય પણ તે ભજવવામા મારી મચડીને તેને બેડોળ બનાવો તો પ્રેક્ષકોના ઉપર તેનાથી સારી અસર થતી નથી દાખલા તરીકે, ગોવર્ધનરામભાઈનો સરસ્વતીચંદ્ર એક ઉમદા નાટકનો નમુનો કહેવાય સમાજજીવનનો સચોટ ચિતાર તેમા દોરવામા આવ્યો છે. આ વાચવાથી આપણી આંખ આગળ આબેહુબ તે ચિતાર ખડો કરી શકીએ પણ જ્યારે તે ભજવાતુ જોઈએ ત્યારે જે કૃત્રિમ ચાળા ચસ્મા ને હાવભાવ તથા ફાગ્મો જોઈએ છીએ તેથી આપણને કંટાળો આવે છે અને આવા સારા

નાટકની રંગભૂમિ ઉપર આવી દશા થયેલી જોઇને આપણે નિરાશ થઇએ છીએ. વળી ખેલાડી પોતાનો ખેલ ભજવવામા તન્મય થયો ન હોય ત્યા સુધી તે ઉત્તમ રીતે પોતાનો ભાગ ભજવી શકતો નથી. મનુષ્ય હૃદયમાં જે અનેક પ્રકારની લાગણીઓ તથા ભાવના રહી છે તે પોતાના ખેલમા પ્રદર્શિત કરવી એ કઇ સ્હેલુ કામ નથી ઘણે ઠેકાણે જ્યા ગંભીર ભાગ ભજવવાનો હોય ત્યા ખેલાડી તદન બેદરકાર રીતે ભાવનારહિત મ્હોં રાખી ખેલ ભજવે છે વળી બોલવાની શૈલી એટલે કઠોર અને ઢંગધડા વિનાની તથા જ્યાં રીતસરના હાવભાવ કરવાના હોય ત્યા એટલા કૃત્રિમ ચાળા કરવામા આવે છે કે જોનારની ધીરજનો અંત આવે છે સીન સીનેરી પણ કેટલીક વખત સમયને અનુસરીને નથી રાખવામા આવતી શા માટે એક ઝુપડીમાં રહેતા કંગાલ આદમીનો ચિતાર આપવો હોય ત્યા ખેલાડી મોજા—તે પણ જાળી જાળી વાળા પ્હેરીને તથા મ્હોડા ઉપર રંગ લગાવીને આવે છે ? શુ કરવા ગાલ ઉપર આવો કૃત્રિમ બદસુરત ગુલાબી રંગ જોઇએ ? સમાજમા આવા રંગના માણસો આપણા દેશમા વસે છે ? આ ગુલાબી રંગ બહુ પામે એટલા પ્રેક્ષકોને તદન સાફ માલમ પડે છે ને તેથી કંટાળો આવે છે. પાશ્ચિમાત્ય સીનસીનેરી શુ કરવા આપણા સમાજનો ચિતાર આપવા દાખલ કરવા જોઇએ ? તેમા જ્યા પુરુષો સ્ત્રીનો ભાગ ભજવે છે તેથી તો હદ થઇ તદન નાટકની સઘળી ખૂબસુરતીનો આથી ભંગ થાય છે કયા સ્ત્રીની નૈસર્ગિક લાવણ્યતા અને નીહારા તથા કોમળતા અને કયા પુરુષ ખેલાડી પછી તે સુંદરી કા ન હોય, તેના કૃત્રિમ કઠોર હાવભાવ ! આવા ખેલાડી ગમે તેટલા પ્રયાસ કરે પણ સ્ત્રીપાત્રનો ભાગ તેઓ સંતોષકારક રીતે ભજવી શકતા નથી આપણા દેશી નાટકોમા ભાગ્યેજ સ્ત્રી પાત્રો જોવામા આવે છે. કપડાં દાગીનાનો ત્યા ભીનભીન રીતે ઉપયોગ દેખાડવાથી નાટક મોહક કરી નથી શકાતુ, પણ તેની ખરી ખુબી તો જે સમયને લગતું તે નાટક હોય તે વખતનો તે લોકોના રીતરીવાજનો અને ભાવનાનો આબેહૂબ ચિતાર તે દેખાડે તેમાજ રહી છે આવુ રહસ્ય નાટકના પ્રેક્ષકોને સ્હમજાયુ નથી તેથીજ અત્યાર સુધી નાટકની ખરી કીમત તેઓ સ્હમજી શકયા નથી. અને નાટકની ઉન્નતિ પણ આજ કારણથી થવા પામી નથી આજકાલ તો ગેલરી અથવા પીટ કલાસમાં બેઠેલા પ્રેક્ષકોના મન રીઝવવા ખાતરજ જાણે નાટક ભજવાય છે જ્યારે એકાદ પ્રેમનો સીન ભજવાતો હોય, અથવા અથવા કોઇ ફારસમાં દોડાદોડ ને મારામાર થતી હોય અને એકાદ ઢંગધડા વિનાના ગાયન વખતે ' વનીસમોર ! વનીસમોર ! એઇ મારવાડી બેસી જા,' એવો કોલાહલ થઇ રહે, ત્યારેજ નાટકની સફલતા થઇ એમ માનવામા આવે છે. વળી કેટલાક નાટકમા તો પ્રેક્ષકોને ગાવાની છૂટ છે

"બન્યા આખરે હજામના હજામ રે . ..
હજામના હજામ રે. ." એ ગાયન વખતે સાતવાર ' વન્સમોર ' ના પોકાર થાય આ નાટકનો નમૂનો રંગભૂમિ ઉપર પાત્રો ખૂબ ધતિંગ કરી મૂકે અને ખેલાડી પેટ પકડી હસાવે તે નાટક બધાને પ્રિય—આ તે નાટક કે ચેટક ! અફસોસ ! આજ નાટકોએ અને આજ ખેલાડીઓએ આપણા સમાજનુ કેટલુ નખ્ખોદ વાળ્યુ છે ! અત્યારે નાટકો માણસના ઉપર સારી છાપ પાડવાને બદલે ઉલટા તેમને અવળે માર્ગે દોરે છે આપણી નીતિના ઉપર ધોકો પ્હોચે છે. નાટકમા રહેલો બોધ શોધવાને બદલે જે હલકા ફારસો ત્યા સ્વછંદી ચાળા તથા ભાવના હોય છે ને તરફ

પ્રેક્ષક વધારે આકર્ષાય છે નાટક માનસિક શિક્ષણનું તો આરો છે જ પણ તે ઉચ્ચ તરેહનું નથી શા માટે આપણને ધાસ્તી રહેવી જોઇએ કે આપણાં બાળકો વારંવાર નાટક જોવાથી બગડશે! આપણાં નાટકો શા માટે જ્ઞાનનું માર્ગ ગીતનાન શીખવાનું તથા નીતિ ને ધર્મને રસ્તે દોરવાનું સાધન ન બને?

વર્તમાન ચળવળ તથા સમાજમાં બનતા અનેક પ્રસંગોનો ચિતાર જો સચોટ રીતે ભજવાય તો નાટકો એક ઉત્તમ પ્રકારના શિક્ષણનું સાધન બને સમાજની પ્રગતિનું કારણ બને એક સારા નાટ્યકારની ફરજ છે કે તેણે સારો માનસ શાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ તેમજ સમાજનું નિરીક્ષણ સારૂ કરવું જોઇએ વર્તમાન રૂઢી રીત રીવાજનો તથા ભાવનાનો ખેલાડી પાસે સારો ખેલ ભજવાવો જોઇએ દરેક વચનને તથા પ્રસંગને અનુસરીને બરાબર બંધ બેસતી (Stage effect) રંગભૂમિની રચના ગોઠવવી જોઇએ ત્યારેજ જીવનના ઇતિહાસનો પ્રત્યક્ષ ચિતાર દોરનાર નાટક બની શકે જો આ કામ કોઇ સારી નાટક કમ્પની ઉપાડી લે તો પ્હેલા તો કદાચ તેમાં નિષ્ફળતા મળે પણ આગળ જતા ઘણો ફાયદો થાય તેમજ સમાજ સેવાનું મોટું કામ કર્યું ગણાય





Victoria Terminus & Municipal Hall, Bombay

# અભિનય અને અભિનેતા.

[લેખક—શ્રીયુત જટાશંકર જયચંદ આદિલશાહ]

———— x o x ————



મોગામા મોટા હુન્નરી અભિનેતા તે ગણાય કે જે પોતાના હુન્નરની પરમ ઉત્કૃષ્ટતાના પાત્રને પામે લાખોમા ઉત્તમ હોય તે મોટો ગણાય જેનામા તેના પ્રાથમિક ઉપવિભાગો–ગૌણભાગોનુ યોગ્ય રીતે વિધાન કરવામા જરૂરના કેટલાક ગુણનો કંઇક અભાવ હોય તો આપણે આમ માનીશુ, કેમ કે આપણે દાન માત્રથી નહિ પરંતુ ગુણ માત્રથીજ હમણા એનો નિર્ણય કરીએ છીએ આમ હોવાથી એક અભિનેતા (Actor, મેનાડી) માટે નિર્ણય કરવામા એ મુખ્ય લક્ષમા રાખવુ જોઇએ કે તે પોતાના ચરિતના અંત પર્યંત પોતાના હુન્નરના પ્રયોગમા શુ શુ કરે છે કારણ કે એવા દાખલાઓ છે, કે જેમા નાટ્યશક્તિ ધરાવનાર બુદ્ધિમાન અભિનેતા જે પોતાની કુમળી વયમા–બાલ્યાવસ્થામા પ્રેક્ષક વર્ગને પોતાના પાશમા બાંધી તેમના હૃદયને નટની પુતળીની માફક નચાવતા–પોતાના હુકમો વશ રાખતા ને ધાર્યું કરતા તે પોતાની ઉત્તરાવસ્થામા અનુકંપ્ય અપચય–હ્રાસને પામ્યા છે અસાધારણ બુદ્ધિશક્તિના કુશીનવો જેની સખ્યા થોડી હોય છે તે પોતાની સ્થિતિ અંત પર્યંત તો જાળવી શકે જો તેઓ પોતાના હુન્નરને નિયમિત બનાવે અને પોતે જે બજવવુ છે તે બજવવા માટે જે ગુણ જોઇતો હોય તેથી અંત ન રહે આમ દરેક કામમા કંઇક શીખવાનુ હોય છે તેથી અમે અત્યંત ખુશ થઇએ જો મારા એનાડીઓ પ્રાચીન સંપ્રદાયને અનુસરી પોતાના હુન્નરને લાભકારક રીતે કેળવી બરોબર બનાવવા શીખે ને તેમ અમલમા આણે

અભિનેતાએ એ ગતી કુચીના ભેદ આદિ અવશ્ય જાણવા જોઇએ જે ગતી–કુચીના ભેદ–જ્ઞાનથી–જે ખુબીથી–જે કળાથી–જે હીકમતથી–જે કરામતથી–જે હાવભાવથી પ્રખ્યાત અભિનેતાઓ પ્રેક્ષકવર્ગના ચિત્ત ચોરી લેછે વળી અદ્ભુત શક્તિ હોવા છતા, અને પરમ ભેદવાળા સ્વભાવની વિલક્ષણ ભૂમિકા ધારણ કરવાને શક્ત કરે એવુ ભારે અનુભવ ન હોવા છતા, એ અત્યંત આવશ્યક છે, કે સવિધાનનુ ચાગવણી–વાગ્ જે અનુસરણ માત્ર કવિએ કલ્પેલુ હોય તેનુ સ્વરૂપ ખડુ કરવાને શક્તિમાન હોય છે તેનો અભ્યાસ કરવો–તેનેજ માટે પ્રયત્ન કરવો કારણ કે સામાન્યત કવિ પોતાના કાવ્યનો ઉત્તમ વાચનાર હોય એમ ઓછુ બને અને એવુ તો બહુ ઓછુ બને કે કવિ પોતે પોતાના લેખમા જે ભિન્ન ભિન્ન સ્વભાવના પાત્ર ચીતરે તેનો ભાગ પોતે પડે ભજવી બતાવે

તાન લયમય સ્વરપાન–આરોહણ મીલાય સુંદર સ્વરોચ્ચાર મીલાય અને દૃષ્ટી સિંધ

સુર શીવાય કોઈ વાક્ચાતુર્ય અસર-કારક થતું નથી. જે સુર શ્રોતાસમૂહને ધુણાવી દે, તેના ચિત્તને ચલાયમાન કરી દે-હૃદયને આંદોલિત કરી દે-મનને નિમગ્ન બનાવે તે માત્ર સુસ્વર-મધુર-સ્નિગ્ધ જ હોવો જોઇએ, કે સુખકર હોવો જોઇએ, એટલું જ નહિ, પરંતુ તે મર્મભેદક અને રણકારપ્રસારક હોવો જોઇએ.

જે મનોવિકારે કવિના હૃદયને ક્ષુબ્ધ બનાવ્યું હોય છે, પણ જે વચસા કે કર્મણા સ્વાભાવિક અભિનયયુત આવિષ્કાર પામ્યા હોતા નથી, તે સર્વ અતિ સૂક્ષ્મ અને પ્રગાઢ મનોવિકાર કરતાં એક ઉગ્ર દર્શન કે એક હૃદયભેદી વર્ણોચ્ચારમાં પ્રેક્ષક કે શ્રોતા વર્ગના મનોરાજ્ય પર અમલ ચલાવવાની વધારે સત્તા છે, જો એ દર્શન કે ઉચ્ચાર એક એવો મનુષ્ય કરાવે કે સભળાવે કે જે એવો પીધેલો હોય કે એ પાને એની ઉભવાની શક્તિનું સ્થળ ઝુંટી તેને કાઢી મુકી હોય. જોનારા એવી મુખમુદ્રા માત્ર જુએ છે-ઉચ્ચાર માત્ર સાંભળે છે, અને સમજાય તેવાં લક્ષણોથી એમનાં હૃદય ન ખળાય એમ પીગળી જાય છે.

અવાજ એ ઇશ્વરદત્ત બક્ષીસ છે એ બક્ષીસ હોય, પછી ગળું ખુબીથી ફેરવવાની આવડત-શક્તિ હોવી એ આવશ્યક છે. અવાજ પર કાબુ મેળવવાની કળા કે કાયદો નથી, પરંતુ એ તો કાયદાથી અટકાવવુંજ જોઇએ, કે મોટા ભભકાથી બોલતાં વચમાં થોથવાતું અચકાતુ-ભુલી જઇ મોઢે કર્યું છે એમ પ્રત્યક્ષ કરવુ-અડબડ કરી ભાંગ્યું તુટયું અર્થ રહિત બોલી ગડબડ કરી દેવી. ભાષણ શબ્દે શબ્દ અર્થ સમેત, ભાવ સમેત, સ્વર સમેત, શબ્દના શુદ્ધોચ્ચારણ સમેત, ઉદ્દેશાત્ર હોવું જોઇએ આમ હોય તોજ સ્વભાવદર્શન આવવુ સરળ થાય, નહિ તો કૃત્રિમતા પ્રત્યક્ષ થાય-અસર ઉલટી થાય-નિષ્ફળતા થાય.

હાવ ભાવ માટે કહેતાં સાથે સાથે એટલું તો કહી જઇએ, કે હાથથી હવાને વેરવા મંડી જવું નહિ, પણ હદવાળી ચાલાકીએ કુદરત કરવી.

શારીરિક ચલન વલનમા પાત્રો ભારે ભુલો કરેછે; કાંતો તેમાં અપ્રામંગિકતા કાંતો અતિશયતા કાંતો ન્યૂનતા હોય છે, પરંતુ યોગ્યતા હોતી નથી. પાત્ર વાક્યો ગળી જાય છે, ને હાવ ઉપર ભાર દે છે, અથવા વાક્યો બરાડે છે, ને પોતે સ્તબ્ધ થઈ જાય છે; અસર કરવાનો પ્રયત્ન કરવા જાય છે, પણ નિષ્ફળ નીવડે છે; અથવા ધાર્યા કરતાં ઉંધી અસર કરેછે, કેમકે અસર થવી જેના ઉપર આધાર રાખતી હોય તેથી અજ્ઞાન હોય છે, એટલે કે કુદરતી ઉભરાનાં વાક્યોને સ્વાભાવિક રીતે હાવભાવ સમેત અસરકારક રીતે મોટા ભભકામાં બહાર કાઢવા જતાં અતિશયતા થઈ જાય છે-ખરી ખુબીની ખામી થઇ જાય છે-સચ્ચાઇનો ભાસ માત્ર પણ રહેતો નથી, ને સ્વાભાવિકતા લાવવા જતાં કૃત્રિમતા થઈ જાય છે.

અવાજના ને અભિનયના સામાન્ય પ્રસંગો જેમાં પાત્રનું હૃદય પલળેલું હોતું નથી તે કલ્પનાના સ્વભાવ દર્શનને લાયકના નથી, અને તે તેવી રંગીન સ્થિતિનુ ભાન પણ કરાવી શકતાં નથી. પણ હુન્નર વિષેની ખરી મુશ્કેલી ત્યાં છે, કે જ્યાં કાલ્પનિક સ્વભાવ દર્શનનો ખ્યાલ આણી પસંદગી કરવી પડે અને તે એવી કે જે ખરા મનોવિકારનો ચીતાર પ્રેક્ષક પાસે ખડો કરે. ઉત્તમ-મોટા અભિનેતા વિનાના લગભગ બધાં પાત્રોમા એ હાવભાવની અપ્રાસંગિકતા ને અતિશયતાનો દોષ હોય છે, ને યોગ્યતાની ન્યૂનતા હોય છે, એટલુંજ નહિ, પરંતુ અયોગ્યતાની અધિકતા હોય છે; તેટલા માટે આ બાબત ધ્યાનમાં રાખીને પોતાની ભૂમિકાને યોગ્ય

નાટકની રંગભૂમિ ઉપર આવી દશા થએલી જોઇને આપણે નિરાશ થઇએ છીએ. વળી ખેલાડી પોતાનો ખેલ ભજવવામાં તન્મય થયો ન હોય ત્યાં સુધી તે ઉત્તમ રીતે પોતાનો ભાગ ભજવી શકતો નથી. મનુષ્ય હૃદયમાં જે અનેક પ્રકારની લાગણીઓ તથા ભાવના રહી છે તે પોતાના ખેલમાં પ્રદર્શિત કરવી એ કંઇ સ્હેલું કામ નથી. ઘણે ઠેકાણે જ્યાં ગંભીર ભાગ ભજવવાનો હોય ત્યાં ખેલાડી તદન બેદરકાર રીતે ભાવનારહિત મ્હોં રાખી ખેલ ભજવે છે. વળી બોલવાની શૈલી એટલે કઠોર અને ઢંગધડા વિનાની તથા જ્યાં રીતસરના હાવભાવ કરવાના હોય ત્યાં એટલા કૃત્રિમ ચાળા કરવામાં આવે છે કે જોનારની ધીરજનો અંત આવે છે. સીન સીનેરી પણ કેટલીક વખત સમયને અનુસરીને નથી રાખવામાં આવતી. શા માટે એક ઝુંપડીમાં રહેતા કંગાલ આદમીનો ચિતાર આપવો હોય ત્યાં ખેલાડી મોજા—તે પણ જાળી જાળી વાળાં પ્હેરીને તથા મ્હોડાં ઉપર રંગ લગાવીને આવે છે? શું કરવા ગાલ ઉપર આવો કૃત્રિમ ખુબસુરત ગુલાબી રંગ જોઇએ? સમાજમાં આવા રંગના માણસો આપણા દેશમાં વસે છે? આ ગુલાબી રંગ બહુ પાસે બેઠેલા પ્રેક્ષકોને તદન સાફ માલમ પડે છે ને તેથી કટાક્ષો આવે છે. પાશ્ચિમાત્ય સીનસીનેરી શું કરવા આપણા સમાજનો ચિતાર આપવા દાખલ કરવા જોઇએ? તેમાં જ્યાં પુરુષો સ્ત્રીનો ભાગ ભજવે છે તેથી તો હદ થઇ. તદન નાટકની બધી ખુબસુરતીનો આથી ભંગ થાય છે. ક્યાં ી નૈસર્ગિક લાવણ્યના અને મીઠાશ તથા કોમળતા અને ક્યાં પુરુષ ખેલાડી પછી તે સુંદરી કાં ન હોય, તેના કૃત્રિમ કઠોર હાવભાવ! આવા ખેલાડી ગમે તેટલો પ્રયાસ કરે પણ સ્ત્રીપાત્રનો ભાગ તેઓ મનોહારક રીતે ભજવી શકતા નથી. આપણા દેશી નાટકોમાં ભાગ્યેજ સ્ત્રી પાત્રો જોવામાં આવે છે. કપડાં દાગીનાનો તથા સીનસીનરીનો ભપકો દેખાડવાથી નાટક મોહક કરી નથી શકાતું, પણ તેની ખરી ખૂબી તો જે સમયને લગતું તે નાટક હોય તે વખતનો તે લોકોના રીતરીવાજનો અને ભાવનાનો આબેહૂબ ચિતાર તે દેખાડે તેમાંજ રહી છે. સાચું રહસ્ય નાટકના પ્રેક્ષકોને સ્હમજાયું નથી તેથીજ અત્યાર સુધી નાટકની ખરી કીંમત તેઓ સ્હમજી શક્યા નથી. અને નાટકની ઉન્નતિ પણ આજ કારણથી થવા પામી નથી. આજકાલ તો ગૅલરી અથવા પીટ ક્લાસમાં બેઠેલા પ્રેક્ષકોનાં મન રીઝવવા ખાતરજ જાણે નાટક ભજવાય છે. જ્યારે એકાદ પ્રેમનો સીન ભજવાતો હોય, અથવા અથવા કોઇ ફારસમાં દોડાદોડ ને મારામાર થતી હોય અને એકાદ ઢંગધડા વિનાના ગાયન વખતે 'વનીસમોર! વનીસમોર! એઈ મારવાડી બેસી જા,' એવો કોલાહલ થઇ રહે, ત્યારેજ નાટકની સફલતા થઇ એમ માનવામાં આવે છે. વળી કેટલાંક નાટકમાં તો પ્રેક્ષકોને ગાવાની છૂટ છે.

"બન્યા આખરે હજામના હજામ રે......
હજામના હજામ રે..." એ ગાયન વખતે સાતવાર 'વન્સમોર'ના પોકાર થાય. આ નાટકનો નમૂનો. રંગભૂમિ ઉપર પાત્રો ખૂબ ધતિંગ કરી મૂકે અને ખેલાડી પેટ પકડી હસાવે તે નાટક બધાને પ્રિય—આ તે નાટક કે ચેટક! અફસોસ! આજ નાટકોએ અને આજ ખેલાડીઓએ આપણા સમાજનું કેટલું નખ્ખોદ વાળ્યું છે! અત્યારે નાટકો માણસના ઉપર સારી છાપ પાડવાને બદલે ઉલટાં તેમને અવળે માર્ગે દોરે છે. આપણી નીતિના ઉપર ધોકો પ્હોંચે છે. નાટકમાં રહેલો બોધ મેળવવાને બદલે જે હલકટ ફારસો તથા સ્વચ્છંદી ગાયનો તથા ભાવના હોય છે તે નક્ક

પ્રેક્ષકો વધારે આકર્ષાય છે. નાટક માનસિક શિક્ષણ તો આપે છે જ પણ તે ઉચ્ચ તરેહનું નહી. શા માટે આપણને ધાસ્તી રહેવી જોઇએ કે આપણા બાળકો વારવાર નાટક જોવાથી બગડશે! આપણા નાટકો શા માટે જ્ઞાનનું, સારી ગીનજ્ઞાન શીખવાનુ તથા નીતિ ને ધર્મને રસ્તે દોરવાનું સાધન ન બને?

વર્તમાન ચળવળ તથા સમાજમાં બનતા અનેક પ્રસંગોનો ચિતાર જો યથોટ રીતે ભજવાય તો નાટકો એક ઉત્તમ પ્રકારના શિક્ષણનુ સાધન બને, સમાજની પ્રગતિનું કારણ બને એક સારા નાટ્યકારની ફરજ છે કે તેણે સારો માનસ શાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ, તેમજ સમાજનુ નિરીક્ષણ સારૂં કરવું જોઇએ. વર્તમાન રૂઢી રીત રીવાજનો તથા ભાવનાનો ખેલાડી પાસે સારો ખેલ ભજવાવો જોઇએ. દરેક વખતને તથા પ્રસંગને અનુસરીને બરાબર બંધ બેસતી (Stage effect) રંગભૂમિની રચના ગોઠવવી જોઇએ. ત્યારેજ જીવનના ઇતિહાસનો પ્રત્યક્ષ ચિતાર દોરનાર નાટક બની શકે. જો આ કામ કોઇ સારી નાટક કમ્પની ઉપાડી લે તો પ્હેલાં તો કદાચ તેમાં નિષ્ફળતા મળે, પણ આગળ જતાં ઘણો ફાયદો થાય, તેમજ સમાજ સેવાનું મોટુ કામ કર્યું ગણાય.

